તેના મદદગારોની ટોળી સાથે તેને પકડી એડન મોકલવામાં આવ્યો. ત્યાંપણ એક વખત નાસી જવાનો પ્રયત્ન કર્યાં પછી તે મૃત્યુશરણ થયો. આ જંગલી અને મૂર્ખાઇભરેલી યોજનાને પૂનાના વગવાળા બ્રાહ્મણોનો હથોપો મળ્યો છે એવી સરકારને શંકા ઉપજી. તે સાથે પેશવાને રહેવાના બુધવારવાડા નામના મહેલને અને વિશ્રામબાગનો પૂનાની હાઇસ્કૂલ જ્યાં બેસતી તે ભાગ, એ બન્નેને ઇ. સ. ૧૮૭૯ ના મે માસમાં એકે દિવસે સળગાવી મૂકવાનું કામ આ યોજનાનો વિભાગ હતું એમ પણ માનવામાં આવ્યું. પરંતુ પૂનાના બ્રાહ્મણોના સારે નસીબે એવું બન્યું કે તે ઝનુની ઠગારો પોતાના કામોની અને પોતાને જેની તરફથી માણસ અને દ્રવ્યની મદદ મળતી તેની એક ડાયરી–નિત્યનોંધ રાખતો તે પકડાઈ આવી. તે ઉપરથી ખુલ્લી રીતે માલૂમ પડી આવ્યું કે પૂનાના બ્રાહ્મણોએ તેને કોઇ પ્રકારની મદદ કરી નહોતી તેમજ તેનાં કામો તરફ તેઓ દિલસોજી ધરાવતા નહિ, અને પેશવાના મહેલને સળગાવેલી આગ સાથે તેને પોતાને કંઇ સંબંધ નહોતો, પણ તે તો 'રાનડે' ની અટકવાળા એક સરકારી ડીપોની ચોપડીઓ વેચનારનું કૃત્ય હતું, જેણે સરકારી ચોપડીઓ અને સિલક ઉચાપત કરી તે દુષ્ટ કૃત્ય છુપાવવાના હેતુથી આ નીચ પગલું ભર્યું હતું. આ મકાન સળગાવનાર દુષ્ટ માણસ છેવટે ઘણે ભાગે ન્યા. રાનડેના યત્નથી પકડાયો, અને પૂનાના સેશન્સ જજ્જે કામ ચલાવી તેને જન્મ દેશનિકાલની સજા કરી. આવી રીતે એમણે એ કામમાં મદદ કરી તેની કદર થવાને બદલે નાહકથી ધૂળિએ તેમની એકદમ બદલી થઇ તેનું કારણ એ હતું કે, ચોપડીઓ વેચનારે પોતાની જુબા-

નીમાં જણાવ્યા પ્રમાણે મકાનો સળગાવી મૂકવાના કામમાં તેમનો હાથ નહોતો એમ માલુમ પડ્યા છતાં, તે વખતે ફડકેની ડાયરી નહિ જડેલી હોવાથી પૂનાના સૌથી આગેવાન બ્રાહ્મણોમાંના એક તરીકે તેમણે તેના કામમાં કોઇને કોઇ રીતે તેને મદદ કરી હશે એવો સરકારને વહેમ આવી ગયો હતો. રાનડેએ આમ પોતાના ઉપર આપત્તિ રૂપી કસોટીના પ્રસંગો આવ્યા છતાં, અને એકાએક ધૂળિયા જેવા સ્થળે બદલી થયાથી અનેક રીતે અડચણ આવી પડ્યા છતાં, *ગભરાટ વગર ધીરજથી જે બન્યું તે સહન કર્યું. તેમને સારે નસીબે ધૂળિયામાં પોતાની વિશાળ બુદ્ધિને વધારે વખત કટાવા દેવાની જરૂર પડી નહિ, કેમકે ઇ. સ. ૧૮૭૯ ના અંતમાં ફડકેની ડાયરી પકડાતાં તેઓ પોતે તદ્દન નિર્દોષ ઠરવાથી સર રિચર્ડ ટેમ્પલ બદલાઇને તેમની જગાએ આવનાર ઉદાર અને ગુણપરીક્ષક નવા ગવર્નર સર જેમ્સ ફર્ગ્યુસને ઇ. સ. ૧૮૮૧ ના આરંભમાં તેમને મુંબઇના એક પ્રેસિડેન્સિ મૅજીસ્ટ્રેટ તરીકે કામ કરવા નીમ્યા. આ જગોએ તેમણે તા. ૨૧ મી માર્ચ ૧૮૮૧ સુધી કામ કર્યું હતું.

પોતાના આ કામચલાઉ ઓદ્ધાની ફરજો બજાવતાં રાનડેએ બતાવી આપ્યું કે તેઓ પોતે એકલા દિવાની કાયદાઓમાં નિપુણ છે એટલુંજ નહિ, પણ ફોજદારી કાયદાઓમાં પણ એકસરખી રીતે પ્રવીણ હોઇ એક ખરા શુદ્ધ ન્યાય આપનાર છે,

---

*શ્રીમાન્ રાનડેની પૂનાથી નાશક અને ત્યાંથી ધૂળિએ થયેલી બદલીના કારણોના સંબંધમાં મિસિસ રાનડેએ પોતાના પુસ્તકમાં કંઇક વિશેષ વિસ્તારથી હકીકત આપેલી છે.

અને ફરિયાદનું ખરૂં સ્વરૂપ સમજી શકે છે. આ સંબંધમાં તેમણે ચૂકવેલા કંઇક સરખા પ્રકારના બે કેસની નીચેની હકીકત પરથી પૂરતી ખાતરી થશે.

એક યૂરોપીઅનને રૂ. ૫૦ ના ચોરી માટે રાનડેએ છ માસ કેદની શિક્ષા કરી, જ્યારે એક કોચમૅન ( ઘોડાગાડી હાંકનાર ), જેણે પોતાના શેઠે વટાવવા આપેલી રૂ, ૧૦૦ ની ચલણી નોટનો ગેરઉપયોગ કર્યો હતો, તેને તેમણે માત્ર એક માસની કેદની શિક્ષા કરી. આ શિક્ષામાં દેખાઇ આવતી વિષમતાથી દેશી મૅજીસ્ટ્રેટે એક યૂરોપીઅનને એક દેશી કરતાં વધારે સખત સજા કરવામાં પોતાના નિષ્પક્ષપાતીપણાને અને ન્યાયબુદ્ધિને બાજુ પર મૂકી દીધાં છે એવો આક્ષેપ કરી સઘળાં અંગ્રેજી પત્રો સખત ટીકા કરવા મંડી પડયા. પરંતુ તે વખતના થાણાના સિવિલિયન જજ્જ મિ. કૅાલ્વલેને ' ટાઇમ્સ ઑફ ઇંડિયા ' પત્રમાં એક લેખથી જાહેર કર્યું કે; " દેશી મૅજીસ્ટ્રેટના નિષ્પક્ષપાતીપણા અને ન્યાયબુદ્ધિ પર જરા પણ શંકા લઇ જવા જેવું છે નહિ, કેમકે જે યૂરોપીઅનને રૂ. ૫૦ ની ચોરી માટે છ માસની સજા કરવામાં આવી છે તે રેલ્વે સ્ટેશન પરની એક ગાર્ડની ઓરડીમાં ભરેલી પિસ્તોલ સાથે પેઠો હતો, અને તેણે તે ગાર્ડની ગેરહાજરીમાં તેની પેટી ફાડી તેનાં કપડાં વગેરે રૂ. ૫૦ ની કિમ્મતનાં ચોર્યાં હતાં. આ વખતે જો કોઇ સામે થનાર હોત તો પોતે ભરેલી પિસ્તોલ પાસે રાખેલી હોવાથી તેણે કદાચ ખુન પણ કર્યું હોત. પણ બીજા દેશી ગાડીવાળાના સંબંધમાં એમ બન્યું હતું કે, તેના શેઠે પોતાની જુબાનીમાં તેની લાંબી નિમકહલાલ નોકરી અને સારી ચાલનાં વખાણ કરી તેણે કરેલા ઠગાઇના કામ

માટે તેને હલકા પ્રકારની શિક્ષા કરવાને કાર્ટને અરજ કરી હતી. આવી જૂદી જૂદી હકીકતવાળા કેસોમાં મૅજીસ્ટ્રેટે કરેલી જૂદા જૂદા પ્રકારની સજા માટે તે મૅજીસ્ટ્રેટ કદી પણ અપ્રમાણિક કે અન્યાયી ગણી શકાય નહિ."

મૅજીસ્ટ્રેટ તરીકે કામ કરવાની મુદત પૂરી થતાં ન્યા. રાનડેને તા. ૨૦ માર્ચ ૧૮૮૧ ને રોજ ફર્સ્ટ ક્લાસ સબૉર્ડિનેટ જજ્જ તરીકે પાછા પૂને મોકલવામાં આવ્યા. પરંતુ આ જગોએ શુમારે ચાર માસ કામ કર્યા પછી, એક ફતેહમંદ ન્યાયાધિકારી તરીકે તેમણે મેળવેલી ખ્યાતિને લીધે, ઇ. સ. ૧૮૭૮ ના દક્ષિણના ખેડુતોના સંકટનિવારણના કાયદાની રૂએ ડૉ. એ. ડી. પોલન જેમના એજ કાયદાની રૂએ ખાસ ( સ્પેશ્યલ ) જજ્જ તરીકે નિમણુક થઇ હતી તેમના હાથ નીચે તેમને પૂના અને સતારા જીલ્લાની નીચલી કોર્ટો પર દેખરેખ રાખવાને તથા તેમને તપાસવાને તપાસવાને તા. ૯ મી ઑગસ્ટ ૧૮૮૧ ને રોજ સ્પેશ્યલ ફર્સ્ટ ક્લાસ સબ જજ્જ નીમવામાં આવ્યા. દક્ષિણના પૂના, સતારા, અહમદનગર, અને શોલાપુર એ જીલ્લાઓના ખેડુતો પોતાના બાપદાદાના વખતના દેવાના બોજાને લીધે ઘણાજ કચરાઇ જઇને છેક નિર્માલ્ય થઇ પડયા હતા. તેમના સ્વાર્થમાં ચતુર શાહુકારો અથવા નાણાં ધીરનારાઓ, જેઓ તે ખેડુતોની બાપીકી જમીનની ઉપજમાંથી તેમના ભરણપોષણ માટે એક શેર અનાજ પણ રહેવા દેતા નહિ, તેમના તેઓ સહેલથી ભોગ થઇ પડયા હતા. આ નિરાધાર ખેડુતોના સંકટનિવારણાર્થે નામદાર સરકારે તા. ૧ લી નવેમ્બર ૧૮૭૯ ને રોજ એક કાયદો બહાર પાડયો હતો. આ કાયદાનો હેતુ પૂર્ણ રીતે લક્ષમાં રાખી રાન-

ડેએ કેવી બાહોશી અને ન્યાયબુદ્ધિથી ડૉ. પોલનની દેખરેખ નીચે પૂના અને સતારા જીલ્લામાં તેનો અમલ કર્યો હતો તે તે અમલદારે પોતાના ઇ. સ. ૧૮૮૧ ની સાલમાં દર્શાવેલા અભિપ્રાય ઉપરથી સહજ જણાઇ આવે તેમ છે. ડૉ. પોલને લખ્યું હતું કેઃ— "તે ગૃહસ્થ (રાનડે) બુદ્ધિની ગ્રાહકશક્તિ અને અને અવલોકન કરવાની તીવ્ર શક્તિને લીધે એમના અભિપ્રાયો ઘણાજ વજનદાર ગણાવાને પાત્ર થાય છે." ઈ. સ. ૧૮૮૨ ના વાર્ષિક રિપોર્ટમાં ડૉ. પોલન ફરીથી જણાવે છે કેઃ—"મારે કહેવાની જરૂર નથી કે તેમના (રાનડેના) આ બાબતને લગતા વિચારો ઘણાજ માનનીય અને લક્ષમાં લેવા યોગ્ય છે, કેમકે તેઓ પોતાની કુદરતી અવલોકનશક્તિ સાથે ચાલતા પ્રશ્નને લગતી સઘળી વિગતોથી માહિતગાર થઈ જવાની ખાસ સુગમતા ધરાવે છે."

ઇ. સ. ૧૮૮૪ના ફેબ્રુઆરિની ૨૭ મી તારીખે રાનડેને પુનાની સ્મૉલ કૉઝ કોર્ટના જજની રૂ. ૧૨૦૦ના દરમાયાની જગોએ નીમવામાં આવ્યા. કોઇ પણ સર્બોર્ડિનેટ જજ પોતાની નોકરીને અંતે જેને માટે આશા રાખી શકે તેવી આ લગભગ છેલ્લી ઉંચામાં ઉંચી જગો છે. આ જગો સરકારની મહેરબાની મેળવનાર ઘણાજ થોડા ગૃહસ્થો મેળવી શકે છે. એક સબ—જજ તરીકે તેમણે જેવી રીતે પોતાની ફરજ બજાવી હતી તેવીજ રીતે આ ઓદ્ધાનું કામ પણ તેમણે બજાવ્યું. અપીલ કોર્ટોના બંધનો અને દાબમાંથી છૂટા થવાથી રાનડેને એક સ્મૉલ કૉઝ કોર્ટના જજ તરીકે 'શુદ્ધ ન્યાય' આપવાને પુરતો અવકાશ મળ્યો. ન્યાયકોર્ટોમાં ન્યાયાધિકારીઓ દરેક કેસમાં કાયદાની અસંખ્ય બારીકીઓ અને નિયમોને વળગી રહેતા હોવાથી કેટલેક

પ્રસંગે શુદ્ધ અને સરળ ઈન્સાફ અપાતો નથી એવી સામાન્ય વાર્તા ચાલે છે. આ વાર્તા ગમે તેટલે દરજ્જે ખરી હોય, પરંતુ એ તો કબૂલ કરવું જોઇએ કે એક સ્મૉલ કૉઝ કોર્ટનો જજ્જ એક સબૉર્ડિનેટ જજ્જ કરતાં અને વળી જીલ્લા જજ્જ કરતાં પણ આવી ફરિયાદને માટે જેમ બને તેમ ઓછાં કારણ આપી શકે. રાનડે તેમના પોતાના જેવી લાયકાતવાળા કોઇપણ ન્યાયાધીશ કરતાં કાયદાની બારીકીઓને ઓછા વળગી રહેતા હોવાથી અને 'શુદ્ધ ન્યાય' આપવાનું વધારે પસંદ કરતા હોવાથી ઉપર પ્રમાણે ફરિયાદનું કારણ ન આપવાને પૂર્ણ રીતે લાયક હતા. પરંતુ એક સ્મૉલ કૉઝ કોર્ટનો જજ્જ આવા દોષને કોઇ રીતે પાત્ર થઇ શકતો નથી એમ તેઓ પોતાના જાતિદષ્ટાંતથી પૂરતી રીતે બતાવી શક્યા નહિ, કેમકે દક્ષિણના ખેડૂતના સંકટ નિવારણના કાયદાની રૂએ નીમાયલા કાયમી સ્પેશ્યલ જજ્જ ડૉ. પોલન રજા ઉપર ઇંગ્લાંડ જતા હોવાથી તેમની જગોએ કામ કરવા તેમને તા. ૩૦ મી નવેમ્બર ૧૮૮૫ થી નીમવામાં આવ્યા. રાનડેને ડૉ. પોલનના મદદનીશ નીમવામાં આવ્યા હતા તે અરસામાં તેમણે પોતાની બાહોશીથી તે ગુણગ્રાહક અમલદારનો સંતોષ અને પ્યાર એટલે બધે દરજ્જે મેળવ્યાં હતાં કે તે અમલદારને પોતાને રજા પર જતી વખતે રાનડે ખેડુતોના કાયદાનો ફતેહમંદીથી અમલ કરવાને જોઇએ તેવા લાયક છે, એમ જણાવી તેમને પોતાની જગોએ નીમવા સરકારને ભલામણ કરવાની વૃત્તિ થઈ હતી.

સ્પેશ્યલ જજ્જ તરીકે ન્યા. રાનડેની કારકીર્દિનું વર્ણન કરતા પહેલાં જણાવવું જોઇએ કે, પૂનાની સ્મૉલ કૉઝ

કોર્ટના જજનો ઓદ્ધો ધરાવવા સાથે તેમણે પૂનાની ડેક્કન કૉલેજમાં કાયદાના શિક્ષક તરીકે ઇ. સ. ૧૮૮૫ ની શરૂઆતમાં ચાર માસ કામ કર્યું હતું. ત્યારબાદ એકાઉન્ટન્ટ–જનરલે તે સંબંધમાં એમ જણાવ્યું કે એક માણસને બે જગાનો પગાર એકી વખતે મળી શકે નહિ, તેથી તેમને કાયદાના શિક્ષક તરીકે કામ કરવાનું બંધ કરવું પડયું હતું. નહિ તો પૂનાના લૉ ક્લાસના વિદ્યાર્થીઓ તેમની વિદ્વત્તા અને કાયદાના વિશાળ જ્ઞાનનો લાભ વધારે લાંબા વખત સુધી લઇ શકયા હોત.

તા. ૩૦ મી નવેમ્બર ૧૮૮૫ થી ૧૮૯૩ ના નવેમ્બરમાં હાઇકોર્ટના જજની જગોએ તેમની નિમણૂક થઇ ત્યાંસુધી વચ્ચે માત્ર થોડાક વખત સિવાય મિ. રાનડેએ સ્પેશ્યલ જજ તરીકે કામ કર્યું હતું. આ થોડાક સમયને માટે હિંદુસ્થાનની સરકારે તા. ૧૩ મી એપ્રિલ ૧૮૮૬ ને રોજ હિંદ સરકારના તેમજ ઇલાકાની સરકારોના ખરચખૂટણ સંબંધે તપાસ કરવા અને અને તેમાંથી કંઇક કરકસર બની શકે તેમ છે કે કેમ વગેરે બાબતો વિષે રિપોર્ટ કરવા નીમાયલી ફિનાન્સ–મહેસુલી કમિટીના તેમને સભાસદ નીમવાથી તેના કામકાજમાં રોકાવું પડયું હતું.

હવે આપણે રાનડેની સ્પેશ્યલ જજ તરીકેની કારકીર્દિ તરફ લક્ષ દોરવીએ. જ્યારે ડૉ. પોલનના મદદનીશ તરીકે તેમને નીમવામાં આવ્યા હતા, ત્યારે તેમણે પોતાની ફરજો ખરા દિલથી અને ખંતથી બજાવી હતી. જોકે તે વખતે તે કાયદાના હેતુનો વધારે બહોળા રીતે અમલ થવા દેવા એમણે કરેલી સૂચનાઓ પર તે વિચારવંત અમલદાર યોગ્ય ધ્યાન આપી તે પ્રમાણે વર્તવા તેમને પૂરતી છૂટ આપતા, તોપણ રાનડે તે સમયે એક મદદનીશ અ-

અલદાર હતા. પરંતુ હવે સ્પેશ્યલ જજ્જ તરીકે તે કાયદાની લાભકારક કલમો પોતાને સૌથી સારી જણાતી રીતે અમલમાં મૂકવાને તેમને પૂરતી સગવડ થઈ. આ કાયદો રચવામાં કાયદાના બંધન વડે જેમ બને તેમ કરીને દક્ષિણના ગરીબ ખેડૂતોની સ્થિતિ સુધારવી એવી સરકારની ઉત્તમ ધારણા હતી. કેટલાક ગૃહસ્થો આ કાયદાને પસંદ કરતા, ત્યારે તેમના અભિપ્રાય પણ તેવાજ વિચારવા અને માનવા યોગ્ય ગણાય એવા કેટલાક બીજાઓ તે કાયદાને માત્ર એક પક્ષનેજ લાભ કરી આપનાર, કરારના નિયમોનું ઉલ્લંઘન કરનાર, દુષ્કાળ કે તંગીના સમયે અથવા સરકારનું મહેસુલ આપવા માટે મદદ કરનાર શાહુકાર અથવા લેણદારને નુકસાન કરી ગરીબ નાદાર ખેડુતોને ગેરવ્યાજબી રીતે લાભ આપનાર, અને શાહુકારો તરફથી વખતસર નાણાંની મદદ ન મળવાથી જેમને ખેતીના કામમાં અડચણ પડે અથવા જેમનાથી સરકારનું મહેસુલ વખતસર ન ભરી શકાય તેવા ખેડુતોની સાખને જોખમમાં નાંખનાર જણાવી તેને વખોડી કાઢતા હતા. આ કાયદો અમલમાં મુકાયા પછી કેટલેક વર્ષે જ્યારે તેની કેટલીક કલમોમાં સુધારો કરવાની જરૂર જણાઈ ત્યારે હાઈકોર્ટનો એક પ્રખ્યાત જજ્જ, જે પાછળથી મુંબઈના નામદાર ગવર્નર એક્ઝિક્યુટિવ (ધારાઓ અમલમાં મૂકનારી) કાઉન્સિલનો એક નામાંકિત સભાસદ થયો હતો, તેણે એટલે સુધી જણાવવાની હિમ્મત કરી હતી કે, 'આ કાયદો સુધારવાની સૌથી સારી રીત એ છે કે તેને જલદીથી રદ કરવો.' પરંતુ રા. બ. ભાનકર જણાવે છે કે આવા વિરૂદ્ધ અભિપ્રાયો પરિણામ તરફ લક્ષ કરીને સો બાજબી રીતે બંધાયલા નહોતા, કેમકે તે ધારો અમલમાં

મુકાયા પછીનાં ૨૦ વર્ષ કરતાં વધારે સમયના અનુભવ ઉપરથી માલુમ પડયું છે કે, જે જીલ્લાઓમાં આરંભમાં તેનો અમલ કરવામાં આવ્યો હતો ત્યાંના ગરીબ ખેડુતોને તેથી એટલો બધો ફાયદો થયો છે કે તેની સ્થિતિના બીજા જીલ્લાઓમાં પણ તેને અમલમાં લાવવાની આવશ્યકતા સંબંધે કેટલેક સ્થળેથી સૂચનાઓ થવા લાગી છે. અને આ પ્રમાણે તે કાયદો તેના યોજનારાઓની ધારણા ઉપરાંત વધારે ફતેહમંદ નીવડયો છે. વળી આ કાયદાનો અમલ કેવી રીતે થાય છે અને તેનું પરિણામ કેવા પ્રકારનું આવે છે તેની તપાસ કરવાને બે ત્રણ વખત નીમાયલી કમિટીઓએ પણ આ કાયદાથી સામાન્ય ખેડુત વર્ગની સાખને બાધ આવતો નથી; પ્રમાણિક અને સારી સ્થિતિના ખેડુતોને કાયદો અમલમાં મુકાતા પહેલાના વ્યાજના દર કરતાં ઘણે ઓછે દરે નાણાં મળી શકે છે; ઉડાઉ ખેડુતો વગર કારણે પૈસા દેવા કરતાં અટકયા છે; તેથી એકંદરે ખેડુતોની સ્થિતિ ઘણીજ સુધરતી જાય છે; અને તેની સાથે શાહુકારોને પણ બહુ નુકસાન થતું નથી, કારણકે તેમના હિસાબો તપાસી તેમને વ્યાજના વ્યાજ સાથે માત્ર મૂળના થોડાક મુદ્દલ કરતાં અતિ ઘણી લેણી કાઢેલી રકમના બદલામાં 'ઈક્વિટિ' ( શુદ્ધ ન્યાયનું ધોરણ ) ને બાધ ન આવે તેવી રીતે કોર્ટ પોતાને યોગ્ય લાગતી રકમ ઠરાવી તેના ખેડુતોને હપતા કરી આપે છે, જેથી ખેડુતો પોતે બાપદાદાના વખતના દેવાના બોજામાંથી મુક્ત થવાની સાથે હપતાની રકમ પોતાના શાહુકારને ત્યાં મુદતસર ભરી શકે છે અને પોતાની વાર્ષિક ઉપજનો ઘણોખરો ભાગ પોતાના તથા કુટુંબના ભરણપોષણ માટે શાહુકારના પંજામાંથી બચાવી શકે છે, તેમ શાહુકારોને પણ પોતાના લેણામાંથી થોડા

ઘણાં નાણાં મળતાં જાય છે; તેથી એકંદરે આ કાયદો ખેડુતોને ઘણો લાભકારક હોવા સાથે તેને લીધે શાહુકારોને ગેરવ્યાજબી રીતે નુકસાન થતું નથી અને તેનો અમલ આ પ્રમાણે સારી રીતે થયાં જાય છે, વગેરે વગેરે અભિપ્રાયો પૂર્ણ ખુલાસા સાથે દર્શાવેલા છે.

ખેડૂતોની સ્થિતિ સુધારવાની બાબતમાં આ કાયદાનું આ પ્રમાણે સંતોષકારક પરિણામ માત્ર તેના લાભકારક નિયમોને લીધેજ આવ્યું હતું એમ નહોતું, પરંતુ તેનો અમલ કરવા નીમાયલા સ્પેજજો ડૅા. પોલન અને રાનડેની કામ લેવાની ડહાપણ ભરેલી રીત પણ તેમાં ઘણે દરજ્જે ઉપયોગી થઇ પડી હતી. જો આ બાહોશ અને ચતુર ન્યાયાધીશોએ આ કામમાં ડહાપણ અને ઉંડી સમજશક્તિ વાપર્યા ન હોત, અને જેમના હાથે આ કાયદાના જુદાજુદા ભાગોનો અમલ થતો હતો તેવા સંખ્યાબંધ સબ જજો અને સમાધાન કરનારા પંચોનાં કામકાજ પર બહુ ખંતથી દેખરેખ રાખી ન હોત તથા તે કાયદાની કેટલીક ગુંચવાડા ભરેલી કલમોના સંબંધમાં વખતોવખત ખુલાસા અને સુચનાઓ બહાર પાડી ન હોત તો તેને મળેલો ફતેહ, જે હવે તેના પ્રતિપક્ષીઓ પણ છૂટથી કબૂલ કરવા લાગ્યા છે તે, આટલે બધે દરજ્જે મળી શકત નહિ.

આ કાયદાનો જે ભાગ પક્ષકારોને કોર્ટની મદદ લીધા વગર માંહોમાંહે સમાધાનથી લેણદેણની પતાવટ કરી આપવાની પદ્ધતિને લગતો છે તેનું વ્યાજબીપણું સિદ્ધ કરી આપવાનું અને તેનો સર્વેને પસંદ પડે તેવી રીતે અમલ કરી તેને લોકપ્રિય બનાવવાનું માન તો ડૅા. પોલન કરતાં પણ રાનડેને વધારે ઘટે છે

તે કાયદાના આ ભાગને આરંભમાં નિરૂપયોગી ગણવામાં આવતો હતો, કેમકે તે વખતે દરેક જીલામાં તાલુકામાં કે ગામડામાં નિષ્પક્ષપાતથી તથા ન્યાયબુદ્ધિથી સમાધાન કરી શકે એવા લાયક ને ભરોસાદાર પંચો સહેલાઇથી મળી આવતા નહિ, અને જે કેટલાક માણસોને તે કાયદાની રૂએ પંચો નીમીને તે કામ સોપવામાં આવ્યું હતું તેઓ ઘણીવાર અપ્રમાણિક જણાયા હતા. આથી ડૅા. પોલનને આ પદ્ધતિના ઉપયોગીપણા વિષે શંકા ઉત્પન્ન થઈ હતી. પણ રાનડે એ કાયકાના આ વિભાગની પોતાની કારકીર્દિમાં સઘળો વખત ઘણી મજબૂત રીતે હિમાયત કરતા. તેમના હાથે તેનો વહીવટ યોગ્ય રીતે ફતેહમંદ નીવડયો છે તે બાબતનો રાનડે પછી નિમાયલા અંગ્રેજ અમલદારે ઇ. સ. ૧૮૯૩ ના પોતાના રીપોર્ટમાં યોગ્યરીતે સ્વીકાર કર્યો છે. રાનડે આ પ્રમાણે તે કાયદાના આ વિભાગની હિમાયત કરતા તેનું કારણ એ હતું કે તેમને સ્પષ્ટ રીતે સમજાઇ ગયું હતું કે તે પ્રમાણે કરવામાં પક્ષકારોની તકરારોનો સલાહશાન્તિથી નિવેડો આવી શકે છે, તેમને બહુ ખરચ કરવું પડતું નથી, કોર્ટે ચઢયા પછી પરિણામમાં એક બીજાના મનમાં જેવી ખોટી લાગણી ઉત્પન્ન થાય છે તેવી આથી થતી નથી, ન્યાયમંદિરે છેવટની દાદ મળતાં જે ઢીલ થાય છે તે આ રીતે ઘણે દરજ્જે ઓછી થાય છે, અને વળી તેથી ભારે ખરચે કોર્ટની રીતસર મદદ લીધા વગર માંહોમાંહે સમાધાન કરી શકવાની એક પ્રકારની હોશિયારી લોકોમાં આવી શકે છે. એકાદ પંચાતીથી કામ લેતાં કેટલીક વખતે તે લોભલાલચથી અથવા અનુભવની ખામીને લીધે આડે રસ્તે દોરવાઇ જાય કે ભૂલ કરે એ સંભવિત છે, પરંતુ એક કરતાં

वधारे मनुष्योनुं बनेलुं पंच पोताना पर मुकायला विश्वासनो कदी पण गेरउपयोग करे नहि. आवो एमनो अभिप्राय कांई खोटो नहोतो, केमके आवी रीते समाधान करी आपवानी पद्धति मात्र जराक सखत देखरेखथी घणी फायदाकारक नीवडेली जणाइ छे.

स्पेश्यल जज्ज तरीके, न्या. रानडेने खेडुतोना कायदाना बीजा प्रकरणमां जेनो समावेश थइ शके तेवा दावाओना सब-जज्जोना चुकादाओ फरीथी तपासवानी सत्ता—रिविझनल पावर पण मळी हती. आ कायदाना हेतुनी सफळतानो आधार जे रीते सब-जज्जो केसोना चुकादाओ आपे अने स्पेश्यल जज्ज जे रीते तेमनी फरीथी तपास करी जाय ते उपर घणे भागे रहे छे. आथी एक रिविझनल जज्ज तरीके पण रानडे पोतानी सत्तानो उपयोग घणी बारीकीथी अने पूर्ण खंतथी अमुक मुकरदमाने लगती दरेक बाबत बराबर लक्षमां लइने अने कागळे चढेलो पुरावो अक्षरशः संभाळपूर्वक तपासीने घणी सारी रीते करता. आथी करीने तेमना फरी तपासना चुकादाओ घणा दाखला दलीलोथी युक्त होइ सब-जज्जो अने स्पेश्यल सब-जज्जोना चुकादाओ करतां घणा वधारे लांबा थता. दरेक चुकादामां कायदाना शब्दोने मात्र वळगी न रहेतां 'शुद्ध न्याय'ना नियमोने लक्षमां राखवानी तेमनी पद्धति स्पष्ट देखाई आवती. अने तेथी नीचली कोर्टोना ठरावो केटलीक वखते फेरफारने पामता अथवा तद्दन फरी जता तोपण ते कोर्टोना सब-जज्जो संतोष पाम्या वगर रहेता नहि. आ वात पूर्ण रीते खरी छे, एवुं रा. ब. मानकर पोताना अतिअनुभवथी कहे छे. त्यारे आ प्रमाणे आटला खंत अने खरा दिलथी काम करनार रानडे जेवा अमलदारना उपरी-

પણા નીચે ખેડુતોના સંકટનિવારણનો કાયદો તેના ઘડનારાઓની ધારણા કરતાં પણ વધારે ફતેહમંદ નીવડી શક્યો એમાં કાંઇ નવાઇ જેવું નથી.

ઇ. સ. ૧૮૯૩ ના સપ્ટેમ્બરની ૧ લી તારીખે મુંબઇની હાઇકોર્ટના નામાંકિત દેશી જજ્જ ઑાન. જસ્ટિસ્ કાશીનાથ ત્ર્યંબક તેલંગ ૪૨ વર્ષની ભર યુવાન્ વયે સ્વર્ગવાસી થયા. તેઓએ એક ધારાશાસ્ત્રી તરીકે અને પાછળથી હાઇકોર્ટના એક જજ્જ તરીકેની પોતાની યશસ્વી કારકીર્દિ વડે ઘણી નામના મેળવી હતી. તેમના આ ક વખતના મરણથી સર્વત્ર શોક પ્રસર્યો હતો. તેમના મરણથી ખાલી પડેલી જગોએ નામદાર સરકારે શ્રીમાન્ રાનડેની પાછલી નિમકહલાલ નોકરીની કદર કરીને તેમની નિમણૂક કરી. આ તેમની નિમણૂકના સમાચાર ફરી વળતાં સર્વ તરફથી એક સરખી આનંદ અને સંતોષની લાગણી દર્શાવવામાં આવી હતી. અને દેશમાં સર્વત્ર પ્રદર્શિત થતા આનંદના ઉભરાઓ વચ્ચે શ્રીયુત રાનડેએ પોતાની આ નવી જગોનો ચાર્જ તા. ૧૩ મી નવેમ્બર ૧૮૯૩ ને રોજ લીધો હતો. આ મહત્ત્વવાળા ઓદ્ધા પર નીમાયા પછી આ નરરત્નની કીર્તિ એક ઢાંકી મૂકેલા રત્નને ખુલ્લું કરતાં ફેલાતા પ્રકાશની પેઠે ત્વરાથી સઘળી દિશામાં પ્રસરવા માંડી, અને રાનડેનું નામ હવે દક્ષિણના જીલ્લાઓના લોકો ઉપરાંત આખા મુંબઇ ઇલાકાના અને બલ્કે—આખા હિંદુસ્થાનના લોકોનું ધ્યાન આકર્ષવા લાગ્યું. એમની પાછલી ઉજ્જવલ કારકીર્દિ ઉપરથી લોકો તરફથી તેમના વિષે જે ધારણા બાંધવામાં આવી તે સઘળી તેમણે પોતાના આ ઓદ્ધાને લગતા કામકાજમાં ઘણીજ કુશળતા અને દીર્ઘદર્શીપણું બતાવીને પૂર્ણ રીતે ખરી

પાછી આપી. પોતાની મનની અને મગજની ઉત્તમ શક્તિઓ, સૂક્ષ્મ રીતે અવલોકન કરી સત્યાસત્ય શોધી કાઢવાની શક્તિ, દયાળુ અંતઃકરણ, ઉત્તમ પ્રકારની ગંભીર ન્યાયબુદ્ધિ, અથાગ ઉદ્યોગ, અતિશય વિનય, નિર્વિવાદિત પ્રમાણિકપણું, અવિચ્છિન્ન શાન્તિ, નવાઈ જેવી ધીરજ, અને કાયદાઓનું વિશાળ જ્ઞાન—આ સબળાઓની પોતાની બીજી પ્રવૃત્તિઓની સાથે પોતાના આ નવા ઓદ્ધાને લગતા કામકાજમાં પૂરતા ખંતથી ઉપયોગ કરીને ન્યાયાસનના ભૂષણરૂપ બની તેઓ એક પૂર્ણ રીતે ફતેહમંદ અને સુપ્રસિદ્ધ ન્યાયાધીશ નીવડી શક્યા હતા. તેમની સાત વર્ષની હાઇકોર્ટની કારકીર્દિની અંદર તેમના મુખમાંથી લાગણી દુખવે એવું એક પણ વચન નીકળ્યું હતું એમ વકીલ મંડળમાંનો કોઇ પણ માણસ કહી શકે તેમ નથી. તેમના ચુકાદાઓ તેમના વિદ્વાન્ સહન્યાયાધીશો ( જોડે બેસનાર જજ્જો ) ના ચુકાદાઓ સાથે ઘણી સારી રીતે સરખાવી શકાય તેવા છે. વળી એમ પણ કહેવામાં આવે છે કે જ્યારે જ્યારે તેમની અને તેમની સાથે બેસનાર જજ્જ વચ્ચે મતભેદ પડતો ત્યારે જે ત્રીજા જજ્જને તે કામ સોંપવામાં આવતું તે ઘણું કરીને ન્યા. રાનડેનો ચુકાદોજ બહાલ રાખતો. હાઇકોર્ટની એપેલેટ સાઇડના લાંબા વખતના ધારાથી ઉલટું અપીલો દાખલ કરવાનું કામ પણ અનુક્રમ પ્રમાણે તેમના ભાગે આવતા ફોજદારી કામ ઉપરાંત તેમને સોંપવામાં આવતું. આમ છતાં જરા પણ નાખુશી દેખાડયા સિવાય સઘળું કામ પૂર્ણ રીતે બજાવીને તેમણે પોતાના સાથીજજ્જોની અને નામદાર વડા જજ્જની સંપૂર્ણ પ્રીતિ સંપાદન કરી હતી.

હાઇકોર્ટના જજ્જના રૂ. ૪૦૦૦ ના દરમાયાવાળા માનવંતા

ઓદ્દાનો ચાર્જ લીધા પછી ન્યા. રાનડે પોતાના મરણપર્યંત અવિચ્છિન્નપણે તે ઓદ્દો ભોગવી શક્યા હતા. કારણકે ઇ. સ. ૧૯૦૦ ના છેવટના ભાગમાં લીધેલી એક માસની હક્કની રજા સિવાય તેમણે વચમાં બીજી હક્કની રજા પણ ભોગવી નહોતી. આ રજા પરથી હાજર થયા પછી તેમની તબિયત છેક નાદુરસ્ત થયેલી હોવાથી તા. ૮ મી જાન્યુઆરિ ૧૯૦૧ થી છ માસની ફર્લો રજા લેવાની તેમને જરૂર પડી હતી. પરંતુ આ રજામાંથી લગભગ એક અઠવાડિયુંજ માત્ર તેઓ ભોગવી શક્યા હતા, કેમકે તા. ૧૬મી જાન્યુઆરિ ૧૮૦૧ને રોજ, નામદાર વડા જજ્જ સર લૉરેન્સ જેન્કિન્સે પોતાના ભાષણમાં જણાવ્યું છે તેમ, મૃત્યુના નિર્દય હાથે ‘ ભયંકર રીતે એકાએક ’ તેમને પકડી લીધા હતા.

આગળ જણાવ્યા પ્રમાણે, ન્યા. રાનડેને અમુક કેસમાં કાયદાની બારીકીને અને તેના શબ્દેશબ્દને વળગી રહેવા કરતાં ઇક્વિટિ ( શુદ્ધ ન્યાય) નાં મૂળતત્ત્વોને આધારે સત્ય વાત શું છે તે ખોળી કાઢવાનું વધારે પસંદ હતું. આ તેમનું વલણ હાઇકોર્ટના ન્યાયાસન પરથી તેમણે આપેલા સંખ્યાબંધ ચુકાદાઓમાં પણ દીસી આવતું. તેઓ સબૉર્ડિનેટ જજ્જ હતા ત્યારથી પોતાની કોર્ટમાં થતી ફરિયાદો અને દાવાઓને અથવા અપીલોને લગતા-દરેક કાગળો, તેમને દાખલ કરતી વખતેજ પૂર્ણ રીતે તપાસી જઇ તેમની હકીકત યાદ રાખવાની તેમને જબરી શક્તિ અને ટેવ હતી. તેઓ કામથી જરા પણ કંટાળતા નહિ, એને નાના-કે મોટા મુકરદમાઓ ઉપર એકસરખુંજ લક્ષ આપતા. આથી-જોકે તેમને પોતાને બહુ મહેનત પડતી અને વકીલોને કોઇ વખતે કંટાળો આવતો, તોપણ તેમને ઇન્સાફના કામમાં ઘણી સરળતા

થઈ પડતી. જીલ્લાઓની કોર્ટોમાં કેટલીક વખતે વકીલો લાંબી અને સંબંધ વગરની તકરારો કરતા, તોપણ તેથી જરાએ કંટાળો ન આતાં શાન્ત ચિત્તવૃત્તિથી તેઓ સાંભળ્યાં કરતા.

ન્યાયખાતાના પોતાના જૂદા જૂદા ઓદ્ધાઓને લગતી ફરજો બજાવવામાં ન્યા. રાનડે પોતાની ઉત્તમ શક્તિઓ અને ગુણો રૂપી દૈવી બક્ષિસોનો કેવી રીતે ઉપયોગ કરતા તેનો કાંઈક આભાસ વાંચકવર્ગને થાય તેટલા માટે ન્યાયાધીશ તરીકે તેમણે આપેલા ગમબ્ધિત ફેંસલાઓમાંના એક બે નમૂના રૂપ ફેંસલાઓને લગતી હકીકત અત્રે ટુંકામાં આપીશું.

ઇન્ડિયન લૉ. રિપોર્ટસ, ૪, મુંબઈ, ના ૧૨૬ મા પાને આપેલા કેસમાં શ્રીયુત રાનડેએ પૂનાના ફર્સ્ટ ક્લાસ સબ-જજ્જ તરીકે ઘણી બાહોશીથી આપેલા ફેંસલા ઉપર અપીલ થતાં તે વખતના વડા જજ્જ સર માઇકલ્ વેસ્ટ્રૉપે તેનો ચુકાદો આપતાં જણાવ્યું હતું કે, "પૂનાના ફર્સ્ટ ક્લાસ સબ-જજ્જે (રાનડેએ) કરાર અમલમાં મૂકવાને લગતું વિદ્વત્તાભરેલા ચુકાદા સાથે જે હુકમનામું કરી આપ્યું છે તે તેમના બુદ્ધિબળ અને ઉદ્યોગનો એક પુરાવો છે." આ અથવા આવાજ કોઈ અગાઉના કેસના સંબંધમાં આગળ જણાવી ગયા પ્રમાણે આ વિદ્વાન્ જજ્જ એમના વિષે એવું બોલેલા કહેવાય છે કે, "આ ચુકાદો મારી પાસે બેઠક મેળવવાને લાયક થયેલા ગૃહસ્થનો છે."

આ કેસ જુન્નરની હાફૂસ બાગના વેચાણને લગતો હતો. કેસનો વાદી જે એક માળી હતો, તેણે એક યૂરોપીઅન વિધવા પાસેથી તે બાગ રૂ. ૧૪૦૦૦ માટે ખરીદવાનો તે બાઇ સાથે તેણીના વકીલો મારફત કરાર કરીને તેના બાનામાં રૂ. ૧૦૦૦

આપી તેની પહોંચ લીધી હતી. પરંતુ આ પહોંચ તેણે કોર્ટમાં 'રજીસ્ટર' કરાવી—નોંધાવી નહોતી. પાછળથી તે બાઇનું મન બદલાયું, અને પોતાને વાદીએ પ્રથમ આપવા જણાવેલી રકમ કરતાં વધારે મોટી રકમ માટે તેણે, જે ત્રીજા માણસને પ્રથમ થયેલા કરારની ખબર નહોતી, તેને રજીસ્ટર્ડ દસ્તાવેજથી તે બાગ વેચાણ કરી આપ્યો. આ સંબંધમાં વાદી તરફથી વિધવા તથા તેની વતી વેચાણ કરનારાઓ સામે કરવામાં આવેલા દાવાની સુનાવણી વખતે, તે વિધવાએ તેની વતી વેચાણ કરનારાઓ સાથે મળીને પ્રપંચથી ત્રીજા માણસને તે મિલકત રજીસ્ટર્ડ દસ્તાવેજથી વેચાણ કરી આપવામાં દગો કરેલો છે એવું ન્યા. રાનડેને જણાયું. અને તેથી ઈંન્ડિયન રેજીસ્ટ્રેશન ઍક્ટની કલમ ૪૮, જેથી 'રજીસ્ટર્ડ' દસ્તાવેજો રજીસ્ટર્ડ નહિ થયેલા દસ્તાવેજો કરતાં વધારે મજબૂત ગણી શકાય, તેનો લાભ મેળવવાનો તેને હક નથી એવો અભિપ્રાય તેમણે આપ્યો. કાયદાના શબ્દેશબ્દ પ્રમાણે અમલ કરતાં તો ત્રીજા માણસને રજીસ્ટર્ડ દસ્તાવેજથી કરેલું વેચાણ મંજૂર રાખવું પડે. પરંતુ તેમ કરતાં 'ખરો ન્યાય' આપ્યો કહેવાય નહિ અને પ્રપંચ કરનાર પક્ષને ઉલટું ઉત્તેજન મળે. આથી તેમણે વાદીના લાભમાં હુકમનામું કરી આપ્યું હતું, જે ઉપર જણાવ્યા પ્રમાણે હાઇકોર્ટે બહાલ રાખ્યું હતું.

બીજા એક ઠગાઇના કેસમાં રાનડેનો ઠરાવ ગરીબ, અભણ અને દેવાદાર ખેડુતોને એક ખરેખરા આશીર્વાદ રૂપ થઇ પડયો છે. દક્ષિણના કેટલાક ભાગમાં શાહુકારો પોતાના દેણદાર ખેડુતો પાસેથી લેણાના બદલામાં તેમની જમીનનું વેચાણખત લખાવી લેતા. તેઓ એવાં વેચાણખત સહેલથી લખી આપે એટલા માટે

એમને મોઢેથી એમ સમજાવવામાં આવતું કે એ ખતને વેચાણ-ખત નહિ પરંતુ ગીરોખત ગણી જ્યારે દેવું પૂરૂં થશે ત્યારે જમીન પાછી સોંપવામાં આવશે. હવે જ્યારે દેવાદાર ખેડુતો પોતાનું દેવું વાળી દઇ મોંઢાની કબુલત પ્રમાણે પોતાની જમીન પાછી કબજે લેવા કહેતા ત્યારે શાહુકારો તરફથી તેમને જણાવવામાં આવતું કે, તેમનો હક્ક ઉડી ગયો છે અને એ જમીન તો વેચાણ થઇ ગઇ છે. જો તેઓ કોર્ટમાં ફરિયાદ કરી વેચાણ દસ્તાવેજ લખી આપતી વખતે મોંઢાની કબુલત ગીરોની છે, અને દેવું વાળ્યેથી જમીન પાછી સોંપવાની શરત છે એમ જણાવી પોતાનો હક્ક સાબિત કરવા માગતા, તો ઇ. સ. ૧૮૭૨ ના પુરાવાના કાયદા ૧ ની કલમ ૯૨ મી પ્રમાણે મોંઢાનો પુરાવો કામમાં આવતો ન હોવાથી તેમનું કાંઈ ચાલી શકતું નહિ. જ્યારે ઇ. સ. ૧૮૭૯–૮૦ માં રાનડે નીચલી કોર્ટના ચુકાદાઓ ઉપર અપીલ સાંભળવાની સત્તા સાથે ધૂળિયાના ફર્સ્ટ ક્લાસ સબ-જજ હતા ત્યારે આવો એક કેસ તેમની પાસે આવ્યો હતો. નીચલી કોર્ટના મુન્સફે ઉપર જણાવેલા પુરાવાના કાયદાના આધારે પોતાના આગળ થઇ ગયેલા અમલદારોની પેઠે આ કેસમાં વાદીની વિરૂદ્ધ ફેંસલો આપ્યો હતો. પણ રાનડે પાસે આ બાબતની અપીલ જતાં તેમણે શુદ્ધ ન્યાયની દૃષ્ટિથી સઘળી હકીકત ધ્યાનમાં લઇ વેચાણખત રદ કરી એક વિદ્વત્તાભરેલા ચુકાદા સાથે ખેડુતના લાભમાં ઠરાવ કર્યો હતો. આ ઠરાવ હાઇકોર્ટે બહાલ રાખ્યાથી તે ઇં. લૉ. રિ. ૪, મુંબઇ, પાને ૫૦૪ મે પ્રસિદ્ધ થયો છે, અને તે ખેડુતોને ઘણો લાભકારક થઇ પડયો છે. આ ઉપરાંત એમની

શુદ્ધ ન્યાય છણવાની પદ્ધતિ જે ઉપરથી સહજ જણાઇ આવે એવા—ચિંચવડેના દત્તક બાબતનો, સરંજામેની ઓનો વારસા બાબતનો, એક મુસલમાની વકફનામાને લગતો, અને શ્રીમતી બયાબાઇ મહારાજનો અન્નવસ્ત્રનો, એ વગેરે ઘણા દાવાઓના ચુકાદા જાણવા યોગ્ય છે, પરંતુ લંબાણ થવાના ભયને લીધે અત્રે તેમનું વર્ણન આપવું ઉચિત ધાર્યું નથી.

હાઇકોર્ટના જજના હોદ્દાની રૂએ ન્યા. રાનડેએ આપેલા સંખ્યાબંધ ચુકાદાઓમાં સૌથી વધારે અગત્યના ઇ. સ. ૧૮૯૩ થી ૧૯૦૧ સુધીના ઇંડિયન લૉ. રિપોર્ટમાં પ્રકટ થયેલા છે. આ સઘળા ચુકાદાઓ, નામદાર ચીફ જસ્ટિસે તેમના મૃત્યુ બાદ પોતાના ભાષણમાં જણાવ્યા મુજબ, ન્યા. રાનડેની નિપુણતા અને જ્ઞાન, ગંભીર ન્યાયબુદ્ધિ તથા નિર્મળ સમજશક્તિના સ્મરણસ્તંભરૂપ ગણાશે. આમાંના માત્ર એક 'મહારાણીજી વિરુદ્ધ કહાનજી' વાળા મુકરદમાને લગતી કાંઇક હકીકત અત્રે આપીશું. આ કેસ ઇ. લૉ. રિ. મુંબઇ, પુસ્તક ૧૮ ના પાને ૭૫૮ મે પ્રકટ થયેલો છે. આ મુકરદમો ઇ. સ, ૧૮૯૩ ના મુંબઇના હુલડનો એક ફણગો હતો. ઉક્ત કેસમાં આરોપમાં આવેલા (કવિ) કહાનજી ધર્મસિંહે ગુજરાતીભાષામાં મુંબઇના હુલડના વર્ણનનું એક કાવ્ય રચી પ્રકટ કર્યું હતું. આ કાવ્યની અંદર હુલડના વર્ણન સાથે માટી અને કામાટી જાતના હિંદુઓની તેમણે મુસલમાન હુલડખોરો સામે કરેલા બહાદુરીભર્યા અટકાવ માટે પ્રસંગોપાત પ્રશંસા કરવામાં આપી હતી. આમાંની જે લીટીઓને માટે વાંધો લેવામાં આવ્યો હતો તે આ પ્રમાણે હતી:—

રાગ બંગાળ.

"ઇશ્વર યશ તમને આપે, આનંદે નિશ દિન થાપે;
* ફરી લડો દેશહિત સાટી, ધન ધન લોકો કામાટી.

પદ–ધન્યાશ્રી

મરવાથી શું ડરવું, ભાઇ, મરવાથી શું ડરવું.
મોડું વે'લું એકજ વેળા, છે માણસને મરવું."

ઉપર જણાવેલી લીટીઓ અને મુખ્યત્વે કરીને 'ફરી લડો' એ શબ્દો ઘાટીઓ અને કામાટીઓને હુલ્લડ ફરી મચાવવાને ઉશ્કેરે એવા છે, એવું જણાવી સરકાર તરફથી મજકુર કવિતા કરનાર કલ્યાણજી તથા તેના પ્રસિદ્ધકર્તા 'પુસ્તકોત્તેજક મંડળી' ના માલિકો સામે પોલિસમાં ફરિયાદ માંડવામાં આવી હતી. અને પીનલકોડ મુજબ વડા પ્રેસિડેન્સિ મૅજીસ્ટ્રેટે તેઓને ગુન્હેગાર ઠરાવ્યા હતા. આ ઉપરથી હાઇકોર્ટને અપીલ થતાં મિ. જસ્ટિસ જાર્ડિન્ અને મિ. જસ્ટિસ્ રાનડે, જેમની આગળ આ અપીલની સુનાવણી થઇ હતી, તેમણે પોતાના અભિપ્રાય આ પ્રમાણે દર્શાવ્યા હતા:—"વાંધાવાળા ફકરાઓનો અર્થ આખા કાવ્ય ઉપરથી કરવાનો છે. કાવ્યનું સામાન્ય વલણ ખુલ્લી રીતે શાન્તિ અને સમાધાનીની તરફેણમાં છે. શરૂઆતથી છેવટ સુધી તે કાવ્યમાં હુલ્લડને માટે અને તેનાથી નીપજેલાં મરણો અને પાયમાલીને માટે દિલગીરી બતાવવામાં આવી છે, હિંદુ તથા મુસલમાનો વચ્ચે શાન્તિ અને સંપ ફેલાવવા માટે વારંવાર શિખામણો આપેલી છે, અને તેના કર્તાનો ઇરાદો હિંદુઓને ઉશ્કેરવાનો અથવા

---

* બીજી આવૃત્તિમાં આ શબ્દોને બદલે 'નહિ ડરો' એ શબ્દ મૂકેલા છે.

તો મુસલમાનોને ફરીથી ધાંધળ મચાવવાનું કારણ આપવાનો હતો એવું તેમાં કોઇ પણ સ્થળે જણાતું નથી. 'ફરી લડો' એ શબ્દો બેશક વાંધો લેવા જેવા છે, પરંતુ એ બે શબ્દને લીધે આખા કાવ્યનો અવળો અર્થ કરવો એ ઠીક નથી.'' આ ઉપરથી તહોમત રદ કરવામાં આવ્યું હતું. આ કેસમાં રાનડેએ જે ચુકાદો આપ્યો હતો તેમાં તેમણે સઘળી ખરી હકીકત ચોખ્ખી અને નિષ્પક્ષપાતી રીતે દર્શાવી હતી. પોતે જે ઠરાવ ઉપર આવ્યા હતા તેને માટે સબળ કારણો તેમાં આપ્યાં હતાં અને તેમણે દેખાડી આપ્યું હતું કે, સરકારે માંડેલી ફરિયાદના ટેકામાં મજબૂત કારણો બતાવવામાં આવ્યા નથી, પ્રેસિડેન્સિ મેજીસ્ટ્રેટ પોતાના ગુજરાતી ભાષાના અજ્ઞાનને લીધે તે કાવ્ય ઘણું ઉશ્કેરણી ઉપજાવનારૂં છે એમ માનવાને ભૂલથી દોરવાયા હતા, અને જો તેઓ ગુજરાતી જાણતા હોત અને સઘળું કાવ્ય વાંચી ગયા હોત તો તેઓ જૂદા અનુમાન પર આવ્યા પર આવ્યા હોત. ન્યા. રાનડેના સાથીજડ્જ મિ. જસ્ટિસ્ જાર્ડિનનો ચુકાદો બાહોશી અને વિદ્વત્તા ભરેલો હતો, અને તેમાં અહિં તહિં કાવ્યોનાં ઉદાહરણો આપીને તેને રસિક બનાવ્યો હતો. એમ કહેવાય છે કે આ પ્રમાણે લૉર્ડ હૅરિસની સરકારે માંડેલી ફરિયાદ નિષ્ફળ થવાથી તે હાકેમને ઘણી નાખુશી થઇ હતી.

# પ્રકરણ ૩ જું.

## નોકરીની સર્વત્ર થયેલી કદર અને પૂના શહેરની સેવા.



શ્રીમાન્ રાનડે સરકારી નોકરીમાં જોડાયા ત્યારથી તેઓ પોતાના ઓદ્ધાની ફરજો એક નિષ્ઠાથી પ્રમાણિકપણે બજાવ્યાં ગયા હતા એવું આપણે પાછલા પ્રકરણમાં જોઇ ગયા છીએ. આ પ્રકારની તેમની નિમકહલાલ નોકરીની કદર કરીને નામદાર સરકારે તેમને એક પછી એક ચઢતી જગાઓ આપીને અને બીજી કેટલીક રીતે તેમનું યોગ્ય સન્માન કર્યું હતું. ઈંગ્લાંડમાં નીમાયલી 'ઇસ્ટ ઇન્ડિયા કમિટી' સન્મુખ સાક્ષી આપવાને ત્યાં મોકલવા માટે ચૂંટી કાઢેલા બીજા ઘણાજ થોડા દેશી ગૃહસ્થો સાથે શ્રીયુત રાનડેને પણ તેમની કુશળતા અને કાર્યદક્ષતા ધ્યાનમાં લઇ સરકાર તરફથી પસંદ કરવામાં આવ્યા હતા. પરંતુ તેમને ત્યાં જવાનો અવકાશ મળતાં પહેલાં તે કમિટિનો અંત આવવાથી તેઓ ત્યાં જઇ શક્યા નહોતા. વળી ઈ. સ. ૧૮૮૬ માં સર ચાર્લ્સ ઇલિયટના પ્રમુખપણા નીચે નીમાયલી 'ફિનાન્સ કમિટી' માં લૉર્ડ ડફ્રીનની સરકારે તેમને એક સભાસદ નીમ્યા હતા આ કમિટિના સંબંધમાં દેશના જૂદા જૂદા ભાગોની મુલાકાત લઇને તેમણે બજાવેલા ઉપયોગી કામથી સરકારને પૂર્ણ રીતે સંતોષ મળ્યો હતો.

આ સેવાના બદલામાં તેમને મહુંમ નામદાર કૈસરેહિંદ મહારાણી શ્રી વિક્ટોરિયાએ સી. આઈ. ઈ. ( કમ્પેનિયન ઑફ ધી ઇન્ડિયન એમ્પાયર ) નું માનવંતું પ્રતિષ્ઠાચિન્હ ( ખિતાબ ) બક્ષી તેમની નોકરીની યોગ્ય ગણના કરી હતી.

દક્ષિણના ખેડુતોના સંકટનિવારણના કાયદાની રૂએ સ્પેશ્યલ જજ નીમાઇને તેમણે કેવી સંતોષકારક સેવા બજાવી હતી તે પણ આપણે પાછળ જોઇ ગયા છીએ. તેમની પછી સ્પેશ્યલ જજ તરીકે નીમાયલા સિવિલિયન અમલદાર મિ. જૉપના ઇ. સ. ૧૮૯૩ ના વાર્ષિક રિપોર્ટ પર થયેલા ઈ. સ. ૧૮૯૪ ના નં. ૬૭૮૭ ના સરકારી ઠરાવમાં નામદાર સરકારે તેમની આ કિંમતી સેવાનો કેવી યોગ્ય રીતે સ્વીકાર કર્યો છે તે તે ઠરાવના નીચેના ફકરા ઉપરથી જણાઈ આવે છેઃ—

" ખરેખર તે કાયદાથી ખેડુતોનાં સઘળાં દુઃખનું નિવારણ થઇ શકે તેમ નથી, પરંતુ તે કરકસરની ઉત્તમ ટેવને ઉત્તેજન આપે છે ( એટલે ખેડુતો નાહક ખરચ કરતાં અટક્યા છે એ વાત સર્વત્ર કબૂલ થઈ છે. અને ગવર્નર-ઇન્ કાઉન્સિલ આશા રાખે છે કે, મિ. જસ્ટિસ રાનડે, જેઓની આ કાયદાની મજબૂત હિમાયતથી અને જેમની બાહોશીભરેલી દેખરેખથી ઇ. સ. ૧૮૯૩ ના રિપોર્ટમાં જણાવેલું પરિણામ આવેલું છે, તેમના જેવોજ મિ. જૉપનો આ કાયદા સંબંધી વહીવટ ફતેહમંદ નીવડશે."

અત્રે વળી જણાવવું જોઇએ કે સર માઇકલ વેસ્ટ્રૉપ ન્યા. રાનડે માટે માત્ર ઉંચો અભિપ્રાય ધરાવતા હતા એટલુંજ નહિ, પણ સિવિલ સર્વિસના અમલદારોજ જે જગોએ નીમાતા એવી નાણાના જોઇન્ટ જજની જગો કાયમને માટે મેળવનાર પહેલા

દેશી ગૃહસ્થ મર્હુમ સરદાર ગોપાળરાવ હરિ દેશમુખે જ્યારે પેન્શન લીધું ત્યારે તેમણે તે જગો શ્રીમાન્ રાનડેને આપવા માટે સરકારને ભલામણ કરી હતી. પરંતુ એમ કહેવાય છે કે તે વખતના મુંબઈના ગવર્નર સર રિચર્ડ ટેમ્પલે તે અરસામાં પુનામાં થયેલા તોફાનોને લીધે પૂનાના બ્રાહ્મણો સાથે રાનડે ઉપર પણ વહેમની નજરથી જોતા હતા, અને તેથી તેમની તરફથી આ ભલામણનો કંઈ સત્કાર થયો નહિ. જો કે રાનડે ઉપર તે સમયે આવો વહેમ લઈ જવામાં આવતો હતો, તોપણ આગળ આપણે જોઈ ગયા છિયે તેમ તેઓ તદ્દન નિર્દોષ હોઇ સરકાર તરફ પૂર્ણ વફાદાર હતા, અને જરા પણ નિરાશ થયા વગર એક નિષ્ઠાથી પોતાનું કામ બજાવ્યાં જતા. આથી આખરે સર રિચર્ડ ટેમ્પલ પછી થયેલા મુંબઇના ગવર્નરો ( સર જેમ્સ ફર્ગ્યુસન, લૉર્ડ રે અને લૉર્ડ હેરિસ ) ના સમયમાં તેમને વ્યાજબી ન્યાય મળ્યો. તેમના અમલ દરમિયાન તેમની ખુબિયેથી પૂને બદલી થઇ, અને એક પછી એક દરજ્જે ચઢતાં છેવટે હાઇકોર્ટના જજ્જની માનવંતી જગોએ તેમની નિમણુંક થઇ. તેઓ સ્પેશ્યલ જજ્જ તરીકે કામ કરતા હતા તેવામાં ઇ. સ. ૧૮૮૫ માં અને ૧૮૯૦ માં લૉર્ડ રેએ, તથા લૉર્ડ હેરિસે ઇ. સ. ૧૮૯૩ માં, એમ ત્રણ વખત તેમને પોતાની ધારા બાંધનારી કાઉન્સિલના વધારાના સભાસદ નીમ્યા હતા. ધારાસભાના સભાસદ તરીકે તેમણે બજાવેલી સેવાથી પ્રસન્ન થઇને લૉર્ડ રેએ પોતાના તા. ૬ ઠ્ઠી મે ૧૮૮૮ ના પત્રમાં તેમને લખ્યું હતું કે, "હું આશા રાખું છું કે ધારાસભાના સભાસદ તરીકે બજાવેલી કિમતી સેવા માટે તમે મારો ખરા દિલનો ધન્યવાદ સ્વીકારશો." લૉર્ડ હેરિસે પોતાના તા. ૧૦

મી માર્ચ ૧૮૯૨ ના પત્રમાં જણાવ્યું હતું કે, “આપણી તકરારોમાં તમે જે ઊંચા પ્રકારની મદદ આપી છે તેને માટે ખરા અંતઃકરણથી તમારો ઉપકાર માનવાને હું આ પત્ર લખું છું.”

હાઇકૉર્ટના માનવંત દેશી જડ્જ ના. ન્યા. કાશીનાથ ત્ર્યંબક તેલંગ તા. ૧ લી સપ્ટેમ્બર ૧૮૯૩ ને રોજ ભર યુવાવસ્થામાં સ્વર્ગવાસી થતાં તેમની જગો ખાલી પડી ત્યારે તે ભારે જગો માટે ગણાતા ઉમેદવારોમાંથી શ્રીયુત રાનડેનો હક્ક સૌથી વધારે હતો અને સરકારથી અંજાણપણામાં કાઢી ન શકાય તેવો હતો. કેમકે રાનડે સાહિત્યના, ધાર્મિક, સાંસારિક, રાજદ્વારી અને અર્થશાસ્ત્રને લગતા, વગેરે અનેક વિષયો ઉપર ઉંડો વિચાર ચલાવવાની શક્તિ ધરાવતા હતા એટલુંજ નહિ, પણ ન્યાયખાતામાં ઉંચામાં ઉંચા હોદ્દાઓ ભોગવવીને તેઓ તે ખાતાના એક સૌથી વધારે ઝળકતા શણગાર રૂપ થઇ પડ્યા હતા. શરૂઆતમાં તો એવી ધારસ્તી રાખવામાં આવતી હતી કે તે ખાલી પડેલી જગો સિવિલ સર્વિસના કોઇ અમલદારથી અથવા તો હાઇકોર્ટમાં કામ કરતા કોઇ બારિસ્ટરથી પૂરવામાં આવશે. પણ આખરે મુંબઇના ગવર્નર નામદાર લૉર્ડ હૅરિસની સરકારે ન્યા. રાનડેના ઉત્તમ ગુણો અને તેમની સર્વ પ્રકારની લાયકાત નિધામાં લઇ તેમની આ જગોએ નિમણુંક કરી. આ ઉપરથી જણાય છે કે સત્યની પેઠે ન્યાયનો પણ અંતે જય છે. કહેવાય છે કે આ પ્રસંગે નામદાર લૉર્ડ હૅરિસે પોતે ન્યા. રાનડે પર અભિનંદન આપનારો એક પત્ર લખ્યો હતો, જેમાં તેમના ગુણોની પ્રશંસા કરી પોતાના સમયમાં આ બનાવ બન્યો તેને માટે તેમણે પોતાનો સંતોષ દર્શાવ્યો હતો.

સર માઇકલ વેસ્ટ્રૉપે શ્રીમાન્ રાનડેની સબ-જજ તરીકે-ની નોકરી વિષે બાંધેલો અભિપ્રાય ધ્યાનમાં લેતાં માલુમ પડે છે કે, જ્યારે મુંબઇ હાઇકોર્ટના પહેલા માનવંત દેશી જજ ના. ન્યા. નાનાભાઇ હરિદાસ મરણ પામ્યા ત્યારે તેમની ખાલી પડેલી જગા રાનડેને આપવી જોઇતી હતી. પરંતુ સર માઇકલ વેસ્ટ્રૉપ્ તે વખતે ચીફ જસ્ટિસની જગો પર નહોતા, અને વિદ્વાન્, નામીચા શહેરી અને હાઇકોર્ટના ઍડવોકેટ તરીકે પ્રસિદ્ધિ પામેલા શ્રીયુત તેલંગ તરફ હાઇકોર્ટના તે સમયના જજોનું અને સરકારનું ધ્યાન આકર્ષાતાં ન્યા. નાનાભાઇની જગોએ તેમને નીમવામાં આવ્યા હતા. જોકે ન્યા. તેલંગે ન્યા. રાન ની પછી કેટલેક વર્ષે ડીગ્રી માટેની યુનિવર્સિટીની પરીક્ષા પસાર કરી હતી તોપણ કેટલીક બાબતોમાં તેલંગની કારકીર્દિ રાન કરતાં ચઢે તેવી હતી. ન્યા. રાનડે ગમે તેવા બાહોશ અને ઉદ્યોગી હતા તોપણ તેમને જીલ્લા-ઓમાં પોતાની ઉદ્યોગી જીંદગી અપ્રસિદ્ધપણે ગાળવી પડી હતી, અને તેથી તેમણે એક ન્યાયાધીશ તરીકે અને જૂદા જૂદા વિષયો ઉપર લખનાર એક વિદ્વાન્ લેખક તરીકે બજાવેલી શાન્ત પણ અગત્યની સેવા પ્રસિદ્ધિમાં આવી શકી નહોતી, તથા તેઓ ન્યા. તેલંગના જેટલું સામાન્ય પ્રજાવર્ગનું ધ્યાન પોતાની તરફ ખેંચી શક્યા નહોતા. તેમ તેમના શાન્ત, પ્રયોજન વિના માથું નહિ મારવાના, અને એકમાર્ગી સ્વભાવને લીધે તેમની ઉત્તમ કુદરતી માનસિક શક્તિઓ ગુપ્ત અને અપ્રસિદ્ધ રહી હતી. શ્રીયુત તેલંગ પોતે ન્યા. રાનડે માટે ઘણો પૂજ્યભાવ ધરાવતા, અને તેમના સંબંધે પ્રસંગોપાત્ત કહેતા કે, પોતાનાથી તેઓ એક વધારે ચ-ઢતી બુદ્ધિના ગૃહસ્થ છે.

આમ છતાં આખરે ન્યા. રાનડેને ઈન્સાફ તો મળ્યો હતો. રાનડે અને તેલંગ એ બેમાંથી કોણ વધારે ચઢીઆતો કહેવાય એ સવાલ વિષે વાદવિવાદ કરવાની જરૂર નથી. બેઉ પોતપોતાના માર્ગમાં મોટા હતા. બન્ને આપણી યુનિવર્સિટીમાંથી નીપજેલાં અતિ તેજસ્વી રત્નો હતાં. પણ તેલંગે યુનિવર્સિટીની એકે પરીક્ષામાં પહેલા વર્ગમાં આવીને પોતાની ભવિષ્યની મોટાઈની આશા આપી નહોતી, જ્યારે રાનડે લગભગ સઘળી પરીક્ષાઓમાં પહેલા વર્ગમાં આવ્યા હતા અને ઘણી નામના મેળવી હતી. બેઉ પોતાના અથાગ ઉદ્યોગ અને કંઇ ને કંઈ કામને માટે અતૃપ્ય (શાન્ત ન થાય તેવી ) ઈચ્છાને માટે પ્રખ્યાત હતા. બેઉ કાયદાનું ઉંડું જ્ઞાન ધરાવતા હતા. તેલંગે સંસ્કૃત ભાષાને પોતાના અભ્યાસનો ખાસ વિષય ઠરાવ્યો હતો અને તેમાં તેઓની કીર્તિ યૂરોપખંડ સુધી પ્રસરી હતી, ત્યારે રાનડેએ એકે વિષય પોતાના અભ્યાસ માટે ખાસ કરીને ઠરાવ્યો નહોતો, પરંતુ સાંસારિક અને ધાર્મિક સુધારણામાં, લોકોની રાજ્યકીય ઉન્નતિ કરવામાં અને તેમની સાંપત્તિક સ્થિતિ સુધારવામાં તથા તેવી અનેક સાર્વજનિક બાબતોમાં પોતાનું સઘળું લક્ષ એકસરખી રીતે રોકી લોકોને આ સઘળી બાબતો સંબંધે પોતાનું કર્તવ્ય સમજવામાં જાગૃત કર્યા છે, અને તેથીજ તેઓ લોકોની આટલી બધી અસાધારણ પ્રીતિ સંપાદન કરી ગયા છે. તેલંગ એક વિખ્યાત સંસ્કૃત પંડિત, ઉત્કૃષ્ટ જાહેર વકતા, અને નામાંકિત ધારાશાસ્ત્રી તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા. ત્યારે રાનડે ઉંડી વિચારશક્તિવાળા હોઈ પોતે હાથમાં લીધેલા કોઇ પણ વિષય ઉપર પોતાની છાપ પાડી શકતા, કોઇ પણ વિષય ઉપર અસરકારક રીતે વગર તૈયારીએ ભાષણ આપી

શકતા. ત્વરાથી લેખો લખી શકતા, અને જે દરેક વિષયમાં તેમનું ધ્યાન રોકી શકાતું તેના સંબંધમાં જથ્થાબંધ જાણવા લાયક હકીકત આપી શકતા, તથા તે વિષયનું સકારણ વિચારોથી અને સુંદર ભાષામાં દર્શાવેલી સબળ દલીલોથી યથાયોગ્ય સમર્થન કરી શકતા. આની સાબિતીમાં પૂનાની સાર્વજનિક સભા તરફથી ઇ. સ. ૧૮૭૮ થી શરૂ થયેલા ત્રિમાસિક પત્રમાં ન્યા. રાનડે તરફથી પ્રકટ થયેલા સંખ્યાબંધ લેખો ધ્યાનમાં લેવાથી પુરતી ખાતરી થશે.

સ્પેશ્યલ જજ તરીકે શ્રીયુત રાનડેની નિમણુંક થતા પહેલાં વડોદરા રાજ્યના હાલના મહારાજા સાહેબ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડની સગીર વયમાં તેમના રાજ્યનો વહીવટ કરનાર તેમના સુપ્રસિદ્ધ વડા દિવાન મર્હુમ રાજા સર ટી. માધવરાવે તેમને વડોદરા રાજ્યના ચીફ જસ્ટિસ્‌ની દર માસે રૂ. ૨૦૦૦ ના પગારની જગો સ્વીકારવા પૂછાવ્યું હતું. ત્યારબાદ મર્હુમ મહારાજા તુકાજીરાવ હોલ્કરે અને તે પછી હાલના મહારાજાએ તેમને દર માસે ૩૫૦૦ના પગારથી પોતાના રાજ્યના દિવાનની પદવી આપવા માંડી હતી. એક ઈ. સ. ૧૮૭૫ માં એટલે એક સબૉર્ડિનેટ જજ તરીકે તેમની નિમણુંક થયા બાદ ચાર વર્ષ જેટલા ટુંક સમયની અંદર વડોદરા રાજ્યના તે વખતના દિવાન અને ઘણાં વર્ષ સુધી ઈંગ્લાંડમાં રહી પોતાની છેક પાકી વયે પણ હિંદુસ્થાનના ભલાને માટે સતત મથન કરનાર 'હિંદના દાદા' ગણાયલા માનવંત પ્રો. દાદાભાઇ નવરોજજીએ તેમને તે રાજ્યના ન્યાયખાતાના ઉપરી અમલદારની જગો આપવા જણાવ્યું હતું, પરંતુ આ સઘળી માગણીઓ સ્વીકારવાને

તેમણે મુંબઇ હાઇકોર્ટના માજી વડા જજને સર માઇકલ વેસ્ટ્રૉપ અને સર ચાર્લ્સ સાર્જન્ટની સલાહથી ના પાડી હતી. કેમકે તે બન્ને જજો તેમની કુશળતા માટે ઘણું ઉચ્ચ અભિપ્રાય ધરાવતા હોવાથી તેમણે તેમને ખાતરીથી જણાવ્યું હતું કે, " સરકારી નોકરીમાં તમે જલદીથી ચઢી જશો, અને એક દેશીને મળી શકે એવો ઉંચામાં ઉંચો ઓહ્દો તમને મળશે અને કોઇ પણ દેશી રાજ્યમાં ગમે તેવી મોટી જગ્યા પણ સ્વીકારવાથી તમારે તમારી અંગત સ્વતંત્રતાનો ભોગ આપવો પડશે તથા સભય સ્થિતિમાં રહેવું પડશે. સર વિલિયમ વેડર્બર્ને પણ આવીજ શિખામણ આપી હતી અને તેમને એક પત્રથી જણાવ્યું હતું કે, " લોકહિત તરફ દષ્ટિ કરતાં તમારે પૂનામાં રહેવું એ વધારે સારૂં છે. લોકહિતના ડહાપણ ભરેલા અને સ્વતંત્ર છતાં વિવેકયુકત સાર્વજનિક વિચારો ધરાવવામાં હાલમાં આખા હિંદુસ્થાનમાં પૂના આગળ પડતું જાય છે. અને મને પોતાને પૂર્ણ ખાતરી છે કે આ સઘળું ઘણે દરજ્જે તમારી જાતની ભવ્ય અસરનું પરિણામ છે, અને જો તે ભવ્ય અસર બંધ પડી જાય તો તેથી ભારે નુકસાન થાય. પોતે શાન્ત અને એકમાર્ગી સ્વભાવના હોવાથી ઉપરના ચીફ જસ્ટિસોના અભિપ્રાયો તેમની મનોવૃત્તિને સારી રીતે અનુકૂળ થઈ પડયા હતા. જો તેઓ તેથી વિરૂદ્ધ રીતે વર્તી કોઈ દેશી રાજ્યની નોકરીમાં જોડાયા હોત તો સર સાલારજંગ, સર ટી. માધવરાવ, અને સર રાજા દિનકરરાવ જેવા રાજ્યકાર્યભારકુશળ દેશી ગૃહસ્થોની ટૂંકી પણ ચળકતી યાદીમાં અવશ્ય પોતાનું નામ ઉમેરી શકયા હોત.

ન્યા. રાનડેની નોકરીની નામદાર સરકાર તથા અમલદાર

વર્ગ તરફથી કેવી કદર થઇ હતી તથા નામીચાં દેશી રાજ્યોનો તેમની કુશળતા માટે કેવો ઉંચો અભિપ્રાય હતો તે આપણે જોઈ ગયા છીએ. હવે સમગ્ર પ્રજાવર્ગ અને પ્રખ્યાત અંગ્રેજ તથા દેશી ગૃહસ્થો તેમના માટે કેવો મત ધરાવતા હતા તે જોવાની જરૂર છે, અને તે માટે એમની હાઇકોર્ટના જજ્જ તરીકે થયેલી નિમણુકને સર્વ તરફથી કેવા આનંદની લાગણીથી વધાવી લેવામાં આવી હતી તે તરફ દષ્ટિ કરીએ.

શ્રીમાન્ રાનડેની મુંબઇ હાઇકોર્ટના એક જજ્જ તરીકે નિમણુક થતાં આખા મુંબઈ ઇલાકામાં અને દેશમાં સર્વત્ર આનંદ અને ઉજમ પ્રસરી રહ્યો હતો, જેનું કંઇક સૂચન આગળ કરવામાં આવ્યું છે. જ્યારે આ ખબર પ્રસિદ્ધ થઇ ત્યારે એમનો મુકામ શોલાપુરમાં હતો. ત્યાં તેમને આ પ્રસંગે માન આપવામાં ભારે તૈયારી કરવામાં આવી હતી. ત્યાંના લોકો તરફથી એક સભા બોલાવી તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું, અને ઉમદા શબ્દોમાં તેમની ઘણી પ્રશંસા કરવામાં આવી હતી. આ પ્રસંગે પૂનામાં તેમને આપવામાં આવેલા માનની જે કાંઇક નોંધ આ પ્રકરણને અંતે આપવામાં આવેલી છે તે ઉપરથી જણાશે કે તેમને તે શહેરમાં મળેલું સન્માન પણ અસાધારણ પ્રકારનું હતું. વળી આ મોટી માનવંતી જગો મેળવવા માટે અભિનંદન આપનારા સંખ્યાબંધ પત્રો દેશમાંના તેમના અનેક મિત્રો, શુભેચ્છકો, અને પ્રશંસકો તરફથી તેમને મળ્યા હતા એટલુંજ નહિ, પરંતુ ઇગ્લાંડથી લૉર્ડ રે, સર જેમ્સ પીલ, સર રાયમંડ વેસ્ટ, અને સર વિલિયમ વેડર્બર્ન જેવા સુપ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી પણ તેવા અનેક પત્રો મળ્યા હતા. સર જેમ્સ પીલે પો-

તાના તા. ૨ જી નવેમ્બર ૧૮૯૩ ના પત્રથી જણાવ્યું હતું કે, હાઇકોર્ટમાં એક જજ્જ તરીકે તમારી નિમણુંક થયેલી વાંચી મને ઘણો સંતોષ થયો. મિ. જસ્ટિસ તેલંગની જગોએ નીમાવું એ ગમે તેવા ઉચ્ચ બુદ્ધિના મનુષ્યને પણ મગરૂર થવા જેવું છે. પણ મારી ખાતરી છે કે તમે તે માનને માટે સર્વત્ર યોગ્ય ગણાશો. દક્ષિણના ખેડુતોના સંકટનિવારણના કાયદા સંબંધે તમે ઘણાં વર્ષ સુધી બજાવેલી સખત નોકરીની આ યોગ્ય કદર થઇ છે. એક હાઇકોર્ટ જજ્જની ઉંચી પદવીમાં તમને હું ઘણી ફતેહ અને આબાદી ઇચ્છું છું."

સર રાયમંડ વેસ્ટે તેમના તા. ૩ જી નવેમ્બર ૧૮૯૩ ના પત્રમાં લખ્યું હતું કેઃ—"હાઇકોર્ટના જજ્જ તરીકે થયેલી તમારી નિમણુંક માટે મુબારકબાદી આપવાને હું થોડીક લીટીઓ લખું છું. જો હું હાલમાં મુંબઇ સરકાની નોકરીમાં હોત તો ખરેખર હું આજ જગો માટે તમારી ભલામણ કરત, અને આપણા નામાંકિત અને બુદ્ધમાન્ મિત્ર મિ. તેલંગના મરણથી ખાલી પડેલી જગો તમારાથી પુરાવાની તજવીજ કરત. હાઇકોર્ટમાં નીમાવાથી તમારા દેશને તથા સામ્રાજ્યને ઉપયોગી થઇ પડવાનો તમને ઘણો વધારે અવકાશ મળશે, કે જે (સામ્રાજ્ય) ને મારા અભિપ્રાય પ્રમાણે, દુનિયામાં સઘળા પ્રકારના વ્યવહારના માર્ગો સરળ થઇ પડયા છે તેવા ચાલુ સમયમાં, પ્રજાના સંબંધમાં એકસરખા આશય અને અભિલાષાવાળું બનવાની, અને રાજ્યવ્યવસ્થાના સંબંધમાં બ્રિટિશ રાજ્યની સત્તા નીચેના મુલકમાં વસતા વિવિધ જાતના લોકોમાંના રાજ્યકાર્યભારમાં કુશળ એવા મનુષ્યોના સમુદાયથી રચવાની જરૂર છે. અલબત તમે રાજ્યદ્વારી હીલચાલમાં

બિલકુલ ભાગ લઇ શકશો નહિ, તોપણ દેશની સામાજિક અને સાંપત્તિક સ્થિતિ સુધારવામાં તમે તમારો વગ પૂરતી રીતે ચલાવી શકો તેમ છે. તેમ કરવાથી તમારી મોટી પદવી અને સર્વત્ર સ્વીકારાયલી લાયકાતને લીધે, જેથી તમારા દેશીઓને ઘણો લાભ થાય અને જે સરકારના તમે એક અવયવ છો તેને શોભા રૂપ થઈ પડે એવું કાર્ય તમે કરી શકશો. બુદ્ધિબળ અને લાયકાતવાળો માણસ, જેને એક વખતે વીસારી દેવામાં આવ્યો હતો અને બીજી વખતે જેના પર ઈતરાજી બતાવવામાં આવી હતી, તેની પણ આ પ્રમાણે બુજ થાય છે અને તેને બદલો મળી શકે છે એ બીના યુવાન્ વિદ્યાર્થીઓને અને ખાસ કરીને તમારી જાતના યુવાન્ દેશી જડ્જોને ઘણી ઉત્તેજન આપનાર થઇ પડશે. અને મારી ખાતરી છે કે હાઇકોર્ટના દેશી જડ્જો ઉંચા પ્રકારનું જ્ઞાન ધરાવે છે એવી ચાલતી લોકવાયકા મિ. તેલંગના અને તમારા પોતાના દાખલાથી આખરે વધારે સાચી ઠરશે. "

શ્રીમાન્ રાનડેના કૉલેજના એક સહાધ્યાયી અને મુંબઈ સરકારની ધારાસભાના સભાસદ મર્હુમ ઑાન મિ. ઝવેરિલાલ ઉમિયાશંકર યાજ્ઞિકે આ પ્રસંગે તેમના પર લખેલા એક પત્રમાં જણાવ્યું હતું કે, કેટલાક વખતથી પૂનામાં જે ઘણા પ્રકારની પ્રવૃત્તિ જોવામાં આવે છે તેના તમે આત્મા—મુખ્ય સહાયક છો. પણ મારી ખાતરી છે કે તે શહેરમાં જેમના ઉપર તમારા કામ અને જાતિદૃષ્ટાંતની સારી અસર થઇ શકે ( એટલે જેઓ તમારી પેઠે દેશસેવા કરવા હિમ્મતથી બહાર પડે ) એવા બીજા ઘણા ગૃહસ્થો ( તમારા સહવાસથી તૈયાર થયેલા ) છે. " આ પ્રસંગે કલકત્તાના 'અમૃત બજાર પત્રિકા' નામના પત્રે તેમની બુદ્ધિ

સંબંધે ઘણો ઉચ્ચ અભિપ્રાય દર્શાવી જણાવ્યું હતું કે "દેશના જૂદા જૂદા વર્ગના લોકોને તેમની નિમણુકથી આનંદ થાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી, કેમકે તેઓ એકલા મુંબઈ ઇલાકાના છે એમ નથી. પરંતુ દરેક ઇલાકો તેમને પોતાના ગણવાનો દાવો કરેછે." કલકત્તાનાં ( ઇંડિયન મિરર ' પત્રે નોંધ લીધી હતી કે, "મિ. રાનડેના જેવો બુદ્ધિમાન્ અને સર્વ તરફથી એકસરખી રીતે માન અને પ્રીતિનું પાત્ર થયેલો બીજો મનુષ્ય હિંદુસ્થાનમાં મળવો મુશ્કેલ છે." આ પ્રસંગે મુંબઈનાં તેમજ આખા દેશનાં સઘળાં અંગ્રેજી અને દેશી વર્તમાનપત્રોએ આવી રીતે એકે અવાજે શ્રીમાન્ રાનડેની હાઇકોર્ટના જજ્જ તરીકે થયેલી નિમણુંક તરફ પ્રસન્નતા દર્શાવી હતી.

હાઇકોર્ટના જજ્જ તરીકે નિમણુક થતાં આ પ્રમાણે સર્વ તરફથી દર્શાવવામાં આવેલા અસાધારણ માનને માટે ન્યા. રાનડે ખરી રીતે પાત્ર હતા એવું તેમણે પોતાના તે મહાન્ ઓદ્ધાને લગતું કામકાજ પૂર્ણ ન્યાયબુદ્ધિ, નિપુણતા અને ખંતથી બજાવીને સિદ્ધ કરી આપ્યું હતું. તેઓ પોતાની કાર્યદક્ષતા વડે સર્વેકોઇની પ્રીતિ સંપાદન કરી શકયા હતા, અને કોર્ટના એક આભૂષણ રૂપ થઈ પડયા હતા.

મનુષ્યના ગુણોની બુજ તેના જીવન સમયે થાય તેના કરતાં તેના મરણ પછી થાય તો તે ગુણોની ખરી કસોટી થયેલી ગણાય છે. આ નિયમ પ્રમાણે, જો કે એક જજ્જ તરીકે શ્રીયુત રાનડેની કારકીર્દિના વખાણ તેમના જીવન સમયે થયાં હતાં, પરંતુ તેમના સ્વર્ગવાસ પછી તેમની સફળ કારકીર્દિની શોકોદ્ગારના પ્રસંગોમાં કેવી પ્રશંસા થઈ હતી તે જોવાનું અત્રે ઉપયોગી ગણાશે.

ન્યા. રાનડેની હાઇકોર્ટજજ તરીકેની કારકીર્દિ કેવી ફતેહમંદ અને યશસ્વી નીવડી હતી અને તેની કેવી પ્રશંસા થઈ હતી તે જાણવા સારૂ ઇન્સાફના કામમાં જેઓને તેમની સાથે રહીને કામ કરવું પડયું હોય, અથવા જેઓ વકીલ તરીકે તેમની સાથે વખતોવખત સંબંધમાં આવ્યા હોય, અને તેથી કેવા પ્રકારના ન્યાયાધીશ તેઓ હતા એ જાણવાની જેમને ઉત્તમ તકો મળી હોય તેમના અભિપ્રાયો સર્વ કોઇને માટે અગત્યનું સાધન ગણી શકાય. નામદાર વડા જજ સર લૉરેન્સ જેન્કિન્સ, કામચલાઉ ઍડવોકેટ–જનરલ ઑાન. મિ. બેસિલ સ્કૉટ, ગવર્મેન્ટ પ્લીડર રા. બ. વી. જે. કીર્તિકર, મુંબઈની સ્મૉલકૉઝ કોર્ટના જજો, તથા ત્યાંના પ્રેસિડેન્સિ મૅજીસ્ટ્રેટો, અને જીલ્લાઓના જજો, વગેરે તેમની તરફ કેવું માન અને પ્રીતિ ધરાવતા હતા તથા તેમના કામથી કેવા સંતુષ્ટ હતા તે તેમના મૃત્યુના સમાચાર મળતાં તે સર્વે માનવંતા ગૃહસ્થોએ તેમને માટે કાઢેલા શોકોદ્‌ગારો પરથી સહજ જણાઈ આવે તેમ છે. આમાંથી નામદાર વડા જજ ઍડ્‌વોકેટ-જનરલ, અને સરકારી વકીલ વગેરેના તેમના વિષેના વિચારો અત્રે ટૂંકમાં આપીશું.

નામદાર વડા જજે તા. ૧૭ મી જાન્યુઆરી ૧૯૦૧ ને રોજ નામદાર જજો મેશર્સ કેન્ડી, બદ્રુદીન તૈયબજી, રસલ, ક્રો, વ્હીટવર્થ અને ચંદાવરકર સાથે હાઇકોર્ટમાં પોતાના આસન પર બિરાજતાં, ન્યા. રાનડે જેઓ આગલે દિવસે ગુજર્યા હતા તેમના સંબંધમાં ઍડ્‌વોકેટ-જનરલ અને સરકારી વકીલ રા. બ. કીર્તિકરને સંબોધીને નીચે પ્રમાણે પોતાના વિચારો જણાવ્યા હતાઃ—

"મિ. જસ્ટિસ્ રાનડેના મરણથી આપણી કોર્ટને, આ ઇલાકાને, અને હું અતિશયોક્તિ વગર કહી શકું કે, આખા દેશને જે ભારે નુકસાન થયું છે તેને માટે (આપણી દિલગીરી દર્શાવવા) આજરોજ આપણે સૌ અત્રે એકઠા મળ્યા છીએ. અત્રે હાજર થયેલામાંના ઘણાઓ મારા કરતાં તેમની સાથે વધુ લાંબા વખતનું ઓળખાણ અને મિત્રાચારી ધરાવતા હશે. પણ આ કોર્ટના સંબંધમાં જે ટૂંક વખત માટે મારે તેમની સાથે રહેવાનું બન્યું છે તેટલા વખતને માટે પણ તેમના સંબંધમાં આવનાર હરકોઇ માણસ તેમને ઉંચા પ્રકારની સમજશક્તિવાળા, ગંભીર, દિલસોજીની લાગણીવાળા, અને ખરો ન્યાય કરવાની પ્રબળ ઇચ્છાવાળા ન્યાયાધીશ તરીકે પારખી કાઢ્યા વગર રહી શકે નહિ. તેમનો અભિપ્રાય તેમની જોડે બેસનાર જજ્જો કિમતી ગણતા, અને તેમના ચુકાદાઓ ભવિષ્યમાં તેમના ઉંચા જ્ઞાન અને વિદ્વત્તાના સ્મરણ સ્તંભ તરીકે જળવાઈ રહેશે. એમ છતાં આજે આપણે એકઠા મળી તેઓ એક કુશળ અને નામીચા જજ્જ હતા એટલા માટેજ નહિ, પરંતુ તેઓ એક મહાન્ અને સદ્ગુણી પુરૂષ હતા તે માટે દિલગીરી કરીએ છીએ. તેમનું પરલોકગમન પ્રજા સમસ્તની એક આપત્તિ સમાન ગણી શકાય તેમ છે. તેમનું મરણ લાગણી અને કરૂણા ઉત્પન્ન કરે એવી રીતે થયું છે. થોડો વખત જરૂરનો આરામ લઇને પાછા પોતાની અસલ શક્તિ સહિત આપણી સાથે કામમાં જોડાશે એવી આપણે આશા રાખતા હતા તેવામાં આ તેમનું મૃત્યુ ભયંકર રીતે ઓચિન્તું નીપજ્યું છે. તેઓ સાહિત્યને લગતાં પોતાનાં કિમતી લખાણો તૈયાર કરવામાં રોકાયલા હતા તેવામાં, અને તે સઘળા કરતાં તેમની પોતાની

કોમ, જેના ભલાને માટે તેઓ ખરા અંતઃકરણથી લાગણી ધરાવતા, તેના ઇતિહાસમાંના એક અતિ અગત્યના પ્રસંગે, જે સમયે તેમની ચતુરાઇ, દીર્ઘ દૃષ્ટિ, વિવેકબુદ્ધિ, અને દિલસોજીની લાગણી, એ સઘળાની ખાસ જરૂર છે તેવા અણીના વખતે, તેમને આ દુનિયા છોડી જવું પડયું છે. પોતાની કારકીર્દિ દરમિયાન તેઓ પોતાના ઉમદા હેતુઓ અને ધારણાઓ અમલમાં લાવી શકયા હતા, અને જે માન તેમને વગર પ્રયત્ને મળ્યાં જતાં તે ખરું જોતાં, તેમના ઉમદા ગુણો અને લાયકાતના પરિણામ રૂપ હતાં. હમણા તેઓ આપણી આગળથી ચાલ્યા ગયા છે, પરંતુ તેમનું નામ એક માનીતી વસ્તુ તરીકે હમેશા જળવાયલું રહેશે, કેમકે તેઓ આપણે માટે એક સાદા, નિષ્કપટી અને ઉમદા જીવનના દૃષ્ટાંત રૂપી કિમતી વારસો પોતાની પાછળ મૂકી ગયા છે."

નામદાર ઍડવોકેટ-જનરલે પોતાના ઉત્તરના એક ભાગમાં નીચે પ્રમાણે જણાવ્યું હતું:—

"હું મારા જાતિઅનુભવથી જાણું છું કે, જેઓ આ હાઇકોર્ટના આસન પર તેમની ( ન્યા. રાનડેની ) સાથે વખતોવખત બિરાજતા અને તેથી તેમના કામ વિષે અભિપ્રાય બાંધવાની જેમને ઉત્તમ તકો મળી હતી તેઓ એટલે મિ. જસ્ટિસ્ જાર્ડિન્ અને મિ. જસ્ટિસ્ પાર્સન્સ તેમની ગંભીર ન્યાયબુદ્ધિ, પુરાવામાંથી સત્યાસત્ય શોધી કાઢવાની તેમની ચતુરાઇ, અને હિંદુ ધર્મશાસ્ત્રના તેમના વિશાળ જ્ઞાન સંબંધી હમેશા ઘણા ઉંચા અભિપ્રાયો દર્શાવતા હતા. તેમનો ઉદ્યોગ લગભગ એક કહેવત રૂપ થઇ પડયો હતો, અને શારીરિક નિર્બળતા સામે ટક્કર ઝીલવાની તેમની હિમ્મત સર્વ કોઇના જાણવામાં છે. એક ન્યાયા-

નોકરીની સર્વત્ર થયેલી કદર અને પૂના શહેરની સેવા. ન્યાયાધીશ તરીકે, તેઓ ઘણી લાયકાત ધરાવતા હતા, તોપણ એક લોકપ્રસિદ્ધ પુરૂષ તરીકે અને હિંદુ લોકોમાં ઉદ્ભવ પામેલા ઉત્તમ વિચારોના પ્રેરક તરીકે તો તેમનું નામ હમેશાં સૌથી વધારે સારી રીતે સ્મરણમાં રહેશે. તેમના બુદ્ધિબળ વિષે બે મત છેજ નહિ. જે સઘળાઓએ સાર્વજનિક હિતના સવાલો વિષેનાં તેમનાં વિચારવંત ભાષણો વખતોવખત સાંભળ્યાં છે અથવા વાંચ્યાં છે તેઓને ખાતરી થઇ હશે કે તેમના મરણથી પ્રજામતનો એક નેતા—આગેવાન અને પોતાની સબળ લાગવગનો સુધારા અર્થે અને તેની સાથે જૂની સંસ્થાઓનું વગર વિચાર્યે ઉલ્લંઘન નહિ થવા દેવા માટે ખરા દિલથી ઉપયોગ કરનાર પુરૂષ આપણે ખોયો છે. ”

હાઇકોર્ટની એપેલેટ સાઇડ જ્યાં ન્યા. રાનડે પોતે એકલા બિરાજતા ત્યાં કામ કરતા સઘળા વકીલમંડળની વતી સરકારી વકીલ રા. બ. વાસુદેવ જગન્નાથ કીર્તિકરે જવાબમાં આપેલા ભાષણને અત્રે પૂરતું સ્થાન આપીશું, કેમકે તેમને ન્યા. રાનડેનો એક જજ્જ તરીકે અનુભવ મેળવવાની દરેક તક મળી હતી. તેઓ બોલ્યા હતા કે;—“ અમે હાઇ કોર્ટની એપેલેટ સાઇડ પર કામ કરતા સઘળા વકીલો મિ. જસ્ટિસ્ રાનડેના સંબંધમાં આપ નામદારે જે વિચારો દર્શાવ્યા છે તેની સાથે પૂર્ણ રીતે મળતા છીએ. એ ઉત્તમ મહાપુરુષના ઉચ્ચ સ્વભાવ અને સદ્વર્તન સંબંધી અમારી લાગણી બતાવવાને યોગ્ય શબ્દો મને જડી શકતા નથી એ મારે કબૂલ કરવું જોઇએ. તેમની અગત્યની લાંબી કારકીર્દિનું વર્ણન, હું વાપરી શકું તે કરતાં વધારે ઉંચા શબ્દોમાં, અપાવું યોગ્ય છે. એમ કહેવાય છે કે જ્યારે

હૃદય લાગણીથી ઉભરાઇ જાય છે ત્યારે તે લાગણી મુખ દ્વારા બહાર નીકળે છે. એમ છતાં મારા સંબંધમાં તો લાગણીથી હૃદય ઉભરાઇ જતું હોવાથી મુખ યોગ્ય રીતે વિચારો દર્શાવી શકતું નથી. હું મિ. જસ્ટિસ્ રાનડેને તેઓ કૉલેજમાં અભ્યાસ કરતા ત્યારથી ઓળખું છું, અને હું ખાતરીથી કહું છું કે તેમની કૉલેજની કારકીર્દિ ઉપરથી તેમના વિષે જે આશાઓ રાખવામાં આવી હતી તે સઘળી તેમની જાહેર જીંદગીમાં પૂર્ણ રીતે ફળીભૂત થયેલી છે. તેમના વિશાળ વાંચન અને તત્ત્વજ્ઞાન વિષે તથા ઇતિહાસને લગતી ગુંચવાડાભરેલી અને કઠિણ ખુંચો સમજવાની તેમની શક્તિ વિષે એલ્ફિન્સ્ટન્ કૉલેજના જે વિદ્યાર્થીઓએ તે કૉલેજમાં તેમનાં ભાષણો સાંભળ્યાં છે તેમની પૂરતી ખાતરી થયેલી છે. તેમના આ વિષયોને લગતા ઉંડા જ્ઞાનને લીધે તેઓ લોકહિતની વ્યાવહારિક હીલચાલમાં ભાગ લેવાને સારી રીતે લાયક થયા હતા. આવી નૈસર્ગિક ( કુદરતી ) માનસિક શક્તિવાળો મનુષ્ય પોતાને જે ધંધામાં પડવાનું બની આવે તેમાં નક્કી શ્રેષ્ઠતા મેળવી શકે છે. તેઓએ કાયદાઓનું સૂક્ષ્મ રીતે અધ્યયન કર્યું હતું, અને ન્યાય ખાતામાં ટૂંક સમયમાં ઉંચે સ્થાને ચઢી જઇ એટલી બધી પ્રતિષ્ઠા સંપાદન કરી હતી કે તેઓ આ કોર્ટના આસન પર બિરાજવાને પાત્ર ગણાયા હતા. એક ન્યાયાધીશ તરીકે મિ. રાનડેની કારકીર્દિ એકસરખી રીતે સફળ અને સંતોષકારક નીવડી હતી. કોઇ પણ કેસનો નિકાલ કરતા પહેલાં તેની હકીકતથી તેઓ સંપૂર્ણ રીતે વાકેફ થયા વગર રહેતા નહિ, અને ન્યાય આપવામાં બીજા કોઇ બહારના વિચારથી અથવા લાગવગથી દોરવાઈ જતા નહિ. તેમની પાસે કામ કરતા વકીલ-

મંડળના સઘળા મનુષ્યો તરફ તેઓ હમેશા સભ્યતાથી અને મી-
લનસારપણાથી વર્તતા, અને આવી સ્તુતિપાત્ર નીતિરીતિથી તે-
મના સંબંધમાં આવનાર સઘળા મનુષ્યોને તેઓ પ્રિય થઇ પડયા
હતા. નામદાર સાહેબો, મિ. રાનડેના પરલોકગમનથી અમે એક
નિખાલસ અંતઃકરણવાળો મિત્ર, એક નિઃસ્વાર્થી સલાહકાર, એક
નૈસર્ગિક વિચારશક્તિવાળો પુરૂષ, કુશળ વિદ્વાન્, નિપુણ તત્ત્વજ્ઞાની
અને એક પૂર્ણ રીતે વ્યવહારકુશળ પુરૂષ ખોયો છે. ખરેખર અમે
એક મૂલ્યવાન્ રત્ન ગુમાવ્યું છે, અને તેથી સમગ્ર પ્રજાને કદી ન
પૂરાય એવી ભારે ખોટ પડી છે. નામદાર સાહેબો, અમે આવા
પુરૂષના મરણ માટે શોક કરીએ છીએ—અરે, ખરા દિલથી દિલ-
ગીર થઇએ છીએ."

મિ. જસ્ટિસ્ પાર્સન્સ, જેઓ ન્યા. રાનડે સાથે કેટલાંક
વર્ષ સુધી સહન્યાયાધીશ તરીકે બિરાજ્યા હતા, તેઓ ઇ. સ.
૧૯૦૦ ના એપ્રિલમાં નોકરીમાંથી નિવૃત્ત થઇ ઇંગ્લાંડ ગયા ત્યારે
હાઇકોર્ટના વકીલમંડળ તરફથી તેમને આપવામાં આવેલા મા-
નપત્રના પ્રત્યુતરમાં રાનડે સંબંધી આ પ્રમાણે બોલ્યા હતાઃ—
"હું મારા મિત્ર મિ. રાનડે સાથે આ સ્થળે ઘણાં વર્ષ સુધી
બેઠો છું. એમના જેવા હિંદુ ધર્મશાસ્ત્રના સંપૂર્ણ જ્ઞાનવાળા
અને પોતાના દેશી ભાઇઓના વર્તન અને પ્રમાણિકપણાને લગતો
વિશાળ અનુભવ ધરાવનારા ગૃહસ્થની સાથે રહીને કામ કરવાનું
મળ્યું તેથી મને કેટલી બધી સગવડ મળી છે એ જણાવવાની
ભાગ્યેજ જરૂર છે."

મિ. જસ્ટિસ્ પાર્સન્સની વિદાયગીરી વખતે 'ટાઇમ્સ ઑફ
ઇન્ડિયા' પત્રે ન્યા. રાનડેના સંબંધમાં આવી રીતે નોંધ લીધીઃ

હતીઃ—" ઘણાં વર્ષ સુધી તેઓ ( મિ. પાર્સન્સ ) મિ. જસ્ટિસ રાનડે સાથે એકજ કોર્ટમાં બિરાજ્યા છે. તેમની જોડ એવી હતી કે તે ઘણા વખત સુધી યાદ આવતાં દિલગીરી થયા વગર રહેશે નહિ. તેઓ એક બીજાને પોતાના જ્ઞાનથી સહાયભૂત થઇ પડયા હતા. મિ. રાનડે હિંદુ ધર્મશાસ્ત્રના પોતાના અનુપમ જ્ઞાનનો અને તેમની કોર્ટમાં કામમાં આવતા બીજા સંખ્યાબંધ ધારાઓના અનુભવી જ્ઞાનનો લાભ આપતા. જે પ્રસંગે તેમના સાથી જજને, તેમના પોતાના અનુભવ છતાં, જરૂર પડતી તે પ્રસંગે પોતાના દેશી ભાઈઓ સંબંધી તેમનું જ્ઞાન ઇન્સાફની બાબત પર અજવાળું પાડવામાં વારંવાર ઉપયોગી થઇ પડતું."

મિ. જસ્ટિસ ( હાલમાં સર જૉન ) જાર્ડિન, મિ. પાર્સન્સ પહેલાં ન્યા. રાનડે સાથે હાઇકોર્ટના આસન પર બિરાજતા, તેઓએ તેમની વિધવા પર મોકલેલા એક આશ્વાસનપત્રમાં તેમના વિષે આ પ્રમાણે લખ્યું હતુંઃ—" તેમણે ઇતિહાસ અને સાહિત્ય બન્નેની ઘણી સેવા બજાવી છે. સાંસારિક સુધારાઓમાં તેઓ ડહાપણ અને હિમ્મતવાળા હતા, તથા હાઇકોર્ટના પોતાના ઓહાને લગતા કામકાજમાં હું ખાતરીથી કહું છું કે તેઓ વિદ્વાન્ અને કુશળ હતા, અને તેઓ એટલા બધા અનુભવી અને મહેનતુ હતા કે તેમના ચુકાદાઓ અત્યંત માનનીય ગણવામાં આવતા."

આ પ્રમાણે ન્યા. રાનડેની હાઇકોર્ટના જજ તરીકેની કારકીર્દિ સંપૂર્ણ રીતે ફતેહમંદ નીવડી હતી, અને સર્વ તરફથી તેમના કામની એકસરખી પ્રશંસા થતી હતી, એમ ઉપર ટાંકેલા અભિપ્રાયો ઉપરથી દેખાઈ આવે છે. આ ઉપરાંત અન્ય અનેક

નામાંકિત ગૃહસ્થો તરફથી તેમના સંબંધમાં આવાજ અભિપ્રાયો વખતોવખત દર્શાવવામાં આવ્યા હતા અને આવે છે.

શ્રીમાન્ રાનડેએ હાઇકોર્ટના જજ્જ થતા પહેલાં પૂના શહેરમાં ઘણાં વર્ષ પર્યંત નોકરીના અંગે રહી તે શહેરની ઘણી અમૂલ્ય સેવાઓ બજાવી હતી. આના સંબંધમાં સર માઇકલ વેસ્ટ્રૉપે અને ઑાન. મિ. ઝવેરિલાલ વગેરેએ પોતાના પત્રોમાં પ્રસારા કરી તેમને યોગ્ય અભિનંદન આપ્યું હતું એ આપણે પાછળ જોઇ ગયા છીએ. તે સેવાઓ કેવી હતી, અને તેના બદલામાં પૂનાવાસીઓએ તેમની કેવી કદર કરી હતી, તેને લગતી કેટલીક હકીકત આપણે અત્રે આપીશું તો તે અયોગ્ય ગણાશે નહિ.

પૂનાના ફર્સ્ટ ક્લાસ સબજજ્જ નીમાઇને શ્રીયુત રાનડેએ તે શહેરમાં ઇ. સ. ૧૮૭૧ ના નવેમ્બર માસમાં પ્રવેશ કર્યો ત્યારથી ઇ. સ. ૧૮૯૩ ના નવેમ્બરમાં મુંબઇ હાઇકોર્ટના જજ્જ તરીકે નિમણૂક થવાથી મુંબઇ જવું થયું ત્યાંસુધીનાં ૨૨ વર્ષ પર્યંત તેમને પૂનામાં નિવાસ કરવાનું બની આવ્યું હતું. વચગાળે નાશક અને ધૂળિયે બદલી થયાથી માત્ર ત્રણ વર્ષ તેમને પૂનાથી બહાર જવું પડયું હતું. પૂના શહેર સાથેના આટલા લાંબા વખતના સંબંધ દરમિયાન તેમણે પોતાના અથાગ ઉદ્યોગ અને ખંત વડે ખરી સ્વદેશકલ્યાણની લાગણીને લીધે તે શહેરમાં અનેક સભાઓ અને સંસ્થાઓ ઉભી કરીને લોકોમાં અસાધારણ જાગૃતિ ફેલાવી દીધી હતી. ટૂંકામાં આ અરસામાં પૂના શહેરમાં રાજ્યદ્વારી, સાહિત્ય સંબંધી વ્યાવહારિક ધાર્મિક અને ઉદ્યોગ તથા અર્થશાસ્ત્રને લગતી બાબતો સંબંધે જે જે વિવિધ પ્રવૃત્તિઓએ દેખા દીધા હતા તે સઘળી શ્રીમાન્ રાનડેની પ્રેરણાનુંજ પરિણામ હતી.

તે શહેરમાં મનુષ્યજાતના ઉદ્યોગોને લગતાં જે કોઇ કારખાનાં ઉભાં થયાં હત તે સઘળામાંનાં કોઇ પોતાની ઉત્પત્તિ માટે, કોઇ પોતાને રસ્તે ચઢાવવા માટે તો કોઇ પોતાની વ્યવસ્થામાં થયેલા અગત્યના સુધારા માટે અથવા આબાદી માટે, એમ કોઇને કોઈ રીતે તેમનાં આભારી હતાં. જે સઘળી સંસ્થાઓ અને કારખાનાંઓ સાથે તેમનો સંબંધ જોડાયો હતો તેમનાં નામ નીચે પ્રમાણે છે:—

૧. સાર્વજનિક સભા.
૨. તે સભાનું ત્રિમાસિક પત્ર.
૩. હીરાબાગમાં બંધાવેલું ટાઉન હૉલનું મકાન.
૪. પૂના નેટિવ જનરલ લાઇબ્રેરિનું હાલનું મકાન.
૫. ઔદ્યોગિક કૉન્ફરન્સો. (વિચાર ચલાવવા મળેલી સભાઓ)
૬. ઔદ્યોગિક પ્રદર્શનો.
૭. ઉદ્યોગોત્તેજક મંડળી.
૮. રે મ્યુઝીઅમ. ( સંગ્રહસ્થાન. )
૯. રૂ અને રેશમ કાંતવાની તથા વણવાની કંપનિ.
૧૦. ધાતુના ઘાટ બનાવનારી કંપની.
૧૧. ફર્ગ્યુસન કૉલેજ.
૧૨. સ્ત્રીઓની હાઇસ્કૂલ.
૧૩. વર્નાક્યુલર ટ્રાન્સ્લેશન સોસાઇટી.
૧૪. લવાદ અથવા પંચાતી કોર્ટ.
૧૫. સબ-જજોનું કૉન્ફરન્સ.
૧૬. પૂના મર્કન્ટાઇલ બૅન્ક.
૧૭. પ્રાર્થનાસમાજ મંદિર.

૧૮. વક્તૃત્વોત્તેજક સભા.
૧૯. દેશી સાહિત્યોત્તેજક સભા.
૨૦. પૂના સમર લેકચર્સ. ( વસંત વ્યાખ્યાનમાળા. )
૨૧, પૂના રંગશાળા.
૨૨. રે પેપર મિલ. ( કાગળ બનાવવાનું કારખાનું. )

આ ટીપ જો કે લાંબી જણાય છે તોપણ કદાચ કેટલાંક બીજાં નામો ઉમેરવાં રહી ગયાં હશે. વગર સંબંધનાં નામ તો તેમાં દાખલ થયાંજ નથી. આ ઉપરથી એટલુંજ માત્ર જાણવાનું કે મિ. રાનડેની પ્રેરણાથી કેવી જાદુઇ રીતે સઘળા પ્રકારની પ્રવૃત્તિ પૂનામાં એકી વખતે જાગૃત થઇ શકી હતી! આ જૂદાં જૂદાં ખાતાંઓ સાથે કેવા પ્રકારે તેમનો સંબંધ જોડાયો હતો તેનું અત્રે સંક્ષિપ્ત અવલોકન કરી જઇએ.

આ સઘળી સંસ્થાઓમાં સૌથી પહેલવહેલા શ્રીયુત રાનડે પૂનાની પ્રખ્યાત સાર્વજનિક સભાના સંબંધમાં આવ્યા હતા. આ સભા જો કે શરૂઆતમાં મર્હુમ મિ. ગણેશ વાસુદેવ જોશી, જેમનું નામ તે સભાના મકાન સાથે જોડવામાં આવ્યું છે, તેમના પ્રયાસથી સ્થપાઇ હતી, તોપણ તે કેટલાક સમય પર્યંત મહત્ત્વ ધરાવનારી થઇ પડી તે તો રાનડેના પ્રતાપથીજ. તે સમયના સાર્વજનિક હિતના પ્રશ્નો સંબંધે જે વજનદાર, સપ્રમાણ, વિચારવંત અને સુંદર શબ્દોમાં ઘડાયલાં અરજપત્રો તે સભા તરફથી સરકારને રજુ કરવામાં આવતાં તે સઘળાંમાંનાં કેટલાંક તેમનીજ કલમથી લખાતાં અને કેટલાંક તેમની તરફથી મળેલી સલાહ મુજબ તૈયાર થતાં. તે સઘળાં અરજપત્રો સરકાર તરફથી સભ્યતાપૂર્વક ધ્યાનમાં લેવાતાં એટલુંજ નહિ, પણ તેથી લોકોની

દૃષ્ટિમાં સભાનું ગૌરવ વધતું, અને હિંદુસ્થાનની તે સમયની કોઇ પણ રાજ્યકીય સવાલો ચર્ચનારી સંસ્થાને નહિ મળેલી પ્રતિષ્ઠા તેણે સંપાદન કરી હતી. આ સભાએ શ્રીમાન્ રાનડેની દેખરેખ અને વ્યવસ્થા નીચે ઇ. સ. ૧૮૭૬—૭૭ ના દુષ્કાળ સમયે લોકોની ઘણી પ્રશંસાપાત્ર સેવા બજાવી હતી. પણ અફસોસની વાત છે કે આ સભા હાલમાં કમનસીબે તેના વ્યવસ્થાપકોના માંહે-માંહેના કુસંપથી અને બીજાં કેટલાંક કારણોને લીધે છેક મૃતઃપ્રાય સ્થિતિમાં આવી પડી છે અને તેના પૂર્વ સ્વરૂપના હાડપિંજરની હાલત ભોગવે છે. તેની હાલની સ્થિતિ સાથે તેની પૂર્વ સ્થિતિની સરખામણી કરતાં " અરે! મહાન્‌ની પણ કેવી પડતી થાય છે!" એમ હરકોઇ મનુષ્યથી કહ્યા વગર રહેવાય તેમ નથી.

આ સભાનું ત્રિમાસિક પત્ર પ્રકટ કરવાનું કામ એમણે એકલાએજ માથે લીધું હતું, અને તેમાં રાજ્યદ્વારી, અર્થશાસ્ત્ર સંબંધી અને ઉદ્યોગ વગેરેને લગતા વિષયો આવતા. આ લેખો સંબંધે મુંબઇનું 'ટાઇમ્સ ઑફ ઈંડિયા' પત્ર ન્યા. રાનડેના મરણની નોંધ લેતાં જણાવે છે કે, "તે પત્રમાં પ્રકટ થયેલા લેખો તેમના ઉત્તમ નિબંધોના નમૂના છે, અને તેમને હાલ બંધ થયેલા એક પત્રના પાનાઓમાં સડવા દેવા કરતાં તેમના (રાનડેના) યુવાન્ મિત્રોએ એક પુસ્તક રૂપે પ્રકટ કરી અંધકારમાં પડી રહેવા ન દેવા જોઇએ."

ઔદ્યોગિક કૉન્ફરન્સો અને પ્રદર્શનો, લવાદ અથવા પંચાતી કોર્ટ, પૂનાની ઉનાળામાં વ્યાખ્યાનો આપનારી મંડળી, ટાઉન હૉલ અને પ્રાર્થનાસમાજ મંદિર—એટલાં તો મુખ્યત્વે કરીને શ્રીમાન્ રાનડેના ઉદ્યોગનું પરિણામ હતાં. લગભગ પંદર વર્ષ સુધી

ઉનાળાની રજાઓના બે માસમાં પૂના તેમની આગેવાની નીચે આનંદમય પ્રવૃત્તિવાળું બની રહેતું. અનેક વિદ્વાનો આ સમયે પૂને આવતાં તેમની હાજરીનો લાભ લઈ જનહિતની વિવિધ પ્રવૃત્તિઓ ચાલુ કરવામાં આવતી. વસંત વ્યાખ્યાનમાળાનાં તથા બીજાં અનેક વ્યાખ્યાનો થતાં, અને પ્રેમ અને જ્ઞાનની વસંત છૂટથી આપ લે થતી. આ સઘળી હીલચાલોને અંગે રજાઓના સમયમાં પણ પરિશ્રમનો મુખ્ય બોજો એમના ઉપર એટલે બધો દરરોજ પડતો કે કેટલીક વાર તો રાતે બે બે કલાક પણ તેમને ઉંઘવાનું મળતું નહિ. પ્રાર્થનાસમાજના મંદિરના સંબંધમાં તે જગો સાંકડી ગલીમાં આવેલી છે, અને તેની આજુબાજુનો ભાગ અસ્વચ્છ અને અનારોગ્યવાળો છે એનો વિચાર કરીને જ્યારે તેમને કોઈએ કહ્યું કે, "મંદિરને માટે તમે અયોગ્ય જગો પસંદ કરી છે," ત્યારે તેમણે હસીને જવાબ દીધો, 'આપણે આ જગોએ નરકનું સ્વર્ગ બનાવવા ધારીએ છીએ.' આમાં સત્ય વાત એ હતી કે ઘણા પ્રયત્નો કર્યા છતાં મંદિર માટે વધારે સારી જગો મળી શકી નહોતી, તેથી તેવી જગો ઉપયોગમાં લેવાની તેમને જરૂર પડી હતી.

રે પેપર મિલના સ્થાપકો—પૂનાના નામાંકિત પદમજી કુટુંબવાળાઓને શ્રીમાન્ રાનડે તરફથી જે મદદ મળી હતી તેનો તે કુટુંબના વડા, સરદાર ખાનબહાદુર દોરાબજી પદમજીએ (એમને રાનડે તેમની મ્યુનિસિપાલિટિને લગતી લાંબી અને સુપ્રસિદ્ધ કારકીર્દિને લીધે હાસ્યવિનોદમાં પૂનાના લૉર્ડ મેયર કહેતા ) એમના મૃત્યુ પછી તેમના કુટુંબ પર જે દિલાસાપત્ર લખ્યો હતો તેમાં યોગ્ય સ્વીકાર કર્યો હતો.

રેશમ અને રૂ કાંતવાની અને વણવાની કંપનિની સેવા રાનડેએ તેને તેના ઉપર એક વખતે તેનો નાશ થવાના આવી પડેલા ભયમાંથી બચાવીને સારી રીતે બજાવી હતી.

પૂના નેટિવ જનરલ લાઇબ્રેરી પણ લગભગ તેવીજ રીતે રાનડેની આભારી છે, કેમકે જે ભવ્ય મકાનની અંદર હાલ તે આવેલી છે તે તેમના પ્રયાસ અને લાગવગથી ઉભું થયેલું છે. પહેલાં આ લાઇબ્રેરી બુધવારવાડાવાળા મહેલમાં હતી, પરંતુ આગળ જણાવ્યા પ્રમાણે તે મકાન આગથી નાશ પામવાથી લાઇબ્રેરીનાં સઘળાં પુસ્તકો પણ નાશ પામ્યાં હતાં. પણ 'પેન્શન લીધા પછી તેઓ લોકોને કોઇ પણ રીતે ઉપયોગી થઇ પડતા નથી અને પોતાનો સમય વ્યર્થ ગુમાવે છે', એવો પેન્શનરો પર મૂકવામાં આવતો અપવાદ પેન્શન લીધા પછીની પણ પોતાની ઉદ્યોગી અને ઉપયોગી કારકીર્દિ વડે ખોટો પાડી બતાવનાર મહુંમ રા. બ. વિષ્ણુ બાલકૃષ્ણ ભીડેની સહાયતા વડે, રાનડેએ ઉઘરાણાથી અને સરકાર તેમ લોકો પાસેથી મદદ મેળવી એક મોટું ફંડ એકઠું કરીને હાલનું મકાન એક બીજા પેન્શનર શિલ્પશાસ્ત્રી અને ઇજનેર રા. બ. વી. બી. કાનિટકરની દેખરેખ નીચે તૈયાર કરાવ્યું હતું, અને તે લાઇબ્રેરીને તેની હાલની સ્થિતિમાં મૂકી જવાને પોતાનાથી બન્યો તેટલો પ્રયાસ કર્યો હતો. આ લાઇબ્રેરીના લાગતાવળગતાઓએ પોતાનો આભાર દર્શાવવા એક હિંદુ કારીગરે તૈયાર કરેલી ન્યા. રાનડેની આખા કદની છબી તે મકાનના ઓરડામાં મૂકી તેને શણગાર્યો છે.

હાલની ડેક્કન વર્નાક્યુલર ટ્રાન્સ્લેશન સોસાઇટી (મરાઠી ભાષામાં ભાષાંતર કરી પુસ્તકો પ્રકટ કરનારી દક્ષિણની મંડળી ) પણ

પોતાના પુનરૂદ્ધાર માટે શ્રીમાન્ રાનડેના પ્રયાસની આભારી છે. તેમણે તેનો પુનરુદ્ધાર કર્યો એટલુંજ નહિ, પણ તેને માટે નાણાં-ની એક મોટી રકમ મેળવી, જેનું વ્યાજ દર વર્ષે રૂ. ૧૫૦ આવે છે. આ સંબંધમાં ડૉ. ભાંડારકરે, પોતાના આ મર્હુમ મિત્રની છબી ખુલ્લી મૂકવાની ક્રિયા પૂનાના કલેકટરના હાથે તા. ૨૭ મી એપ્રિલ સને ૧૯૦૧ ને રોજ થઇ ત્યારે પોતે આપેલા એક ટૂંકા પણ રસિક ભાષણમાં આ પ્રમાણે જણાવ્યું હતું:– "આ નામની શુમારે ૨૦ વર્ષ ઉપર એક મંડળી હતી, પરંતુ તે બંધ પડી ગઇ હતી. તે મંડળીની નાણાંની રકમ મુંબઇ ઇલાકાના સરકારી ઍકાઉન્ટન્ટ જનરલને ત્યાં જમા મૂકેલી હતી. કેટલાંક વર્ષ સુધી તે રકમને માટે દાવો કરનાર કોઇ ન મળવાથી તેનું વ્યાજ વધ્યાં જતું હતું. મિ. રાનડેના પ્રયાસથી આ રકમ ખોળી કાઢવામાં આવી, અને તે મળવા સરકારને અરજ કરવામાં આવતાં તે રકમ સરકારે હાલની ડેક્કન વર્નાક્યુલર સોસાઇટીને સ્વાધીન કરી હતી." વારંવાર એવું કહેવામાં આવે છે કે જો ન્યા. રાન-ડેએ સરકારી નોકરી રૂપી રૂપેરી બેડી પહેરી ન હોત તો પોતાના દેશને માટે તેમણે જે કાંઇ કર્યું છે તેના કરતાં ઘણું વધારે કરી શકયા હોત. પણ આ વાતમાં ઝાઝું સત્ય જણાતું નથી, કેમકે જો તેમણે ન્યાયખાતામાં મોટા ઓદ્ધા ભોગવ્યા ન હોત અને એક ખાનગી ગૃહસ્થ તરીકે તેઓ રહ્યા હોત તો દેશના કલ્યાણને માટે જે મોટી લાગવગ તેઓ વાપરી શક્યા તે ભાગ્યેજ વાપરી શક્યા હોત. દાખલા તરીકે, ડેક્કન વર્નાક્યુલર સોસાઇટીના લાભ માટે ઉપર જણાવેલી નાણાંની રકમ માટેની તેમની માગણી જેટલી ત્વરાથી સરકારે સ્વીકારી તેટલી ત્વરાથી કોઇ ખાનગી ગૃહસ્થની

માગણી ભાગ્યેજ સ્વીકારી હોત. તેમજ પ્રાયઢેસર પગલાં ભર્યા વગર સર મંગળદાસ નથ્થુભાઇએ પોતાના વિલમાં ઠરાવેલી નાણાંની રકમ યુનિવર્સિટી માટે ભાગ્યેજ કોઈ ખાનગી ગૃહસ્થ મેળવી શક્યો હોત. આ સંબંધમાં બીજા અનેક દાખલાઓ આપી શકાય તેમ છે.

ન્યા. રાનડેની પૂના શહેરની સેવાઓના સંબંધમાં, સને ૧૯૦૪ ની તેમની ત્રીજી પુણ્યતિથિને દિવસે મુંબઇની 'હિંદુ યુનિયન કલબ' સન્મુખ વંચાયલા નિબંધમાં તે નિબંધના લેખક અને એમના એક મિત્ર રા. આગાશે જણાવે છે કે, "ઇ. સ. ૧૮૭૩ પહેલાં પૂનામાં ફક્ત એકજ જાહેર સંસ્થા હતી. આ જાહેર સંસ્થા તે તે સમયે બુધવારવાડામાં આવેલી નેટિવ જનરલ લાઇબ્રેરી હતી. તે વખતે તે શહેરમાં જ્ઞાતિના રિવાજોનું ઉલ્લંઘન કરનાર મહુંમ કૃષ્ણ શાસ્ત્રી ચિપલૂનકર જેવા કોઇ બ્રાહ્મણને જ્ઞાતિ બહાર મુકવા માટે જ્ઞાતિની સભા મળતી, અથવા તો કોઈ આવ્યો ગયો વિદ્વાન્ પરોણો ભાષણ આપનાર હોય ત્યારે સભા ભરવામાં આવતી તે સિવાય ત્યાં બીજી કોઈ પણ જાતની હીલચાલ જોવામાં આવતી નહિ. મિ. રાનડેએ પૂનાને જીવન બક્ષ્યું–ત્યાંના કાર્યદક્ષ જનોના મંડળના જીવન રૂપી રક્તને તેમણે ઔદ્યોગિક, રાજ્યકીય, સામાજિક, કેળવણીને લગતા, અને ધાર્મિક વિષયો રૂપી નીકોમાં છૂટથી વહેતું કર્યું. એમનાજ વખતમાં પૂના જાહેરમાં આગળ પડતું થયું, અને હિંદુસ્થાનનો બાકીનો ભાગ તેનું કહેવું માન અને ધ્યાનપૂર્વક સાંભળતો અને તેમાંથી પોતાને માટે યોગ્ય માર્ગ યોજી કાઢતો થયો." આ પછી જૂની લાઇબ્રેરીને માટે વધારે સગવડભરેલું મકાન, અને સાર્વજનિક સભા માટે શહેરના મધ્ય ભાગમાં એક મકાન, એક સારી લાઇબ્રેરી અને તેના હાથનાં

નિભાવ માટે એક સારૂં ફંડ મેળવીને, ઔદ્યોગિક હીલચાલ માટે શુક્રવાર પેંઠમાં વાકડેના વાડાવાળું મકાન, પ્રાર્થનાસમાજ માટે એક સુંદર મંદિર, કન્યાઓની હાઈસ્કૂલ, જે તેમના અને મર્હુમ મેશર્સ પંડિત નૂળકર અને ભીડે વગેરેના બનેલા તેમના સહાયક મંડળના પ્રયત્ન વગર કદી હયાતિમાં આવી શકી ન હોત તેને માટે ખાસ પાગાનું મકાન, અને પૂનાના લોકો સારૂ માંગલિક મેળાવડાઓ માટે હીરાબાગનું મકાન, જ્યાં હાલમાં ડેક્કન ક્લબ નામની સભાનું સ્થાન છે અને જ્યાં મોટા મોટા અમલદારો સાંસારિક મેળાવડાઓમાં એકઠા મળે છે તે—એમ જૂદી જૂદી જાહેર સંસ્થાઓ માટે શ્રીમાન્ રાનડેએ યોગ્ય મકાનો મેળવીને અને અન્ય રીતે કરેલી સહાયના સંબંધમાં તેમણે યોગ્ય સૂચન કર્યું હતું.

ઉપર જણાવ્યા પ્રમાણે ૨૨ વર્ષના અરસામાં પૂનામાં ઉદ્‌ભવ પામેલી લગભગ સઘળી પ્રવૃત્તિઓ માટે ન્યા. રાનડેનેજ માન ઘટે છે એમ જણાવવામાં એવો હેતુ રહેલો નથી કે તેમાં બીજા કોઈએ ભાગ લીધો નથી. રાનડેનું કામ જૂદી જૂદી લોકહિતની હીલચાલો ઉત્પન્ન કરવાનું અથવા તેનું ઉપરીપણું લેવાનું હતું. બીજી બાબતોમાં ગમે તેવા મત ધરાવતા હોય પરંતુ પોતાને જે કાર્યમાં જરૂર હોય તેમાં મદદ કરી શકે એવા જૂદી જૂદી વૃત્તિઓવાળા મનુષ્યોના ઉત્સાહને તેઓ છૂટથી પોતાના કામમાં લેતા. પૂનામાં ઉદ્‌ભવેલી જૂદી જૂદી પ્રવૃત્તિઓમાં બીજાઓના પ્રયત્નો સાથે શ્રીમાન્ રાનડેએ લીધેલા ભાગની તુલના કરતાં માલૂમ પડે છે કે, જ્યારે બીજાઓની પ્રવૃત્તિ શરીરના બીજા અવયવોના વ્યાપાર સમાન ગણાય ત્યારે રાનડેની પ્રવૃત્તિ મગજના વ્યાપાર જેવી ગણાય. પોતાના કામમાં મદદ કરી શકે એવા મનુષ્યો પોતાની આસપાસ એકઠા કરવાની રાનડેમાં અદ્‌ભુત શક્તિ હતી.

સરકારને કોઇ બાબત વિષે મોકલવાનું અરજપત્ર તૈયાર કરવાનું કે સભાના ત્રિમાસિક પત્ર માટે કોઈ લેખ લખવાનું, અથવા કોઈ સંસ્થા કે સભાની વ્યવસ્થાનું કામ, એ વગેરેમાંનું જે જેનાથી બને તે તેને સોંપવામાં આવતું. અને તેમની મોહક રીતભાતથી, મીઠા સ્વભાવથી, અને જાતે અથાગ કામ કરનાર હોવાથી તેમના પોતાના દાખલાથી તે સઘળા મનુષ્યોને એવી જાદુઈ અસર થતી કે પોતાને સોંપવાનું કાર્ય તુરત ઉત્સાહથી કરવાને તેઓ આવીને હાજર થતા. આવા ગૃહસ્થોમાં પૂના સાર્વજનિક સભામાં પિતા મર્હુમ રા. ગણેશ વાસુદેવ જોશી મુખ્ય હતા. તેઓ એક મનુષ્ય શરીર રૂપ હતા, જેના પ્રેરક આત્મા રાનડે હતા. વળી મર્હુમ રા. સીતારામ હરિ ચિપલુનકર, મર્હુમ રાવ બહાદુરો વિષ્ણુ બાલકૃષ્ણ સોહોની, વિષ્ણુ મોરેશ્વર ભીડે અને ચિંતામણ નારાયણ ભટ, ઓન. પ્રોફેસર ગોપાલ કૃષ્ણ ગોખલે, જેમના ખભા ઉપર ન્યા. રાનડેના પ્રજાહિતના કર્તવ્યોનો જથ્થો પડતો હોય એમ જણાય છે, ( એટલે જેઓ લોકહિતની ઘણી ખરી બાબતોમાં ન્યા. રાનડેની જગો પુરશે એમ જણાય છે) તેઓ† અને રા. શિવરામ હરિ સાઠે, આ ગૃહસ્થો પણ રાનડેના મજબુત સહાયકો હતા.

ફર્સ્ટ કલાસ સબ-જડ્જ તરીકે, સ્મૉલ કૉઝ કૉર્ટના જડ્જ તરીકે, અને છેવટે ખેડુતોના સંકટનિવારણના કાયદાની રૂએ

† ભારતવર્ષની પ્રજાને સુવિદિત છે કે શ્રીમાન્ ગોખલેએ પોતાના ગુરૂ રાનડેના પરલોકગમન પછી કેવી ઉંચા પ્રકારની પ્રજાસેવા ૧૪ વર્ષ સુધી બજાવીને સને ૧૯૧૫ ના આરંભમાંજ આ જગતનો ત્યાગ કરેલો છે !

નીમાયલા સ્પેશ્યલ જજ તરીકની તેમની ૨૨ વર્ષની લાંબી કાર-કીર્દિની અંદર પોતાના બુદ્ધિપ્રાબલ્ય અને નિષ્પક્ષપાતીપણા વડે પોતાના હોદ્દાની ફરજો બજાવ્યા ઉપરાંત સ્વદેશહિતની લાગણીથી પૂના શહેરની, ઉપર જણાવ્યા પ્રમાણે, ઘણી ભારે સેવા તેમણે બજાવી હતી. એ શહેરમાં તેમણે એટલી બધી પ્રીતિ અને લાગવગ સંપાદન કર્યાં હતાં કે ડૉ. જે. પોલન જેવા સરકારના એક માનવંતા અમલદાર તરફથી) તેમને 'પૂનાના મુકુટરૂપ ચિહ્નન વિનાના રાજા' ( Uncrowned King of Poona ) એવું ઉપનામ આપવામાં આવ્યું હતું. જ્યારે તેઓ પૂનામાં પહેલવહેલા આવ્યા ત્યારે તે ભાગ્યેજ સારી રીતે પ્રસિદ્ધિમાં આવેલું હતું. બહારની દુનિયાને તે પેશવાની ખંડિયેર થઈ ગયેલી રાજ્યધાની તરીકે, અને એક બાજુએ જૂના વિચારના બ્રાહ્મણોના અને બીજી બાજુએ પૂર્ણ નાસ્તિકતાવાળા મનુષ્યોના મુખ્ય સ્થળ તરીકે જણાયલું હતું. પણ શ્રીમાન્ રાનડેના નિવાસ દરમિયાન તે એટલું બધું આગળ પડતું થયું હતું કે તે મહારાષ્ટ્રને અભિમાન કરવાનું, મુંબઈને ઇર્ષ્યા કરવાનું, અને હિંદુસ્થાનના બાકીના ભાગને આશ્ચર્ય પામવાનું કારણ થઈ પડયું હતું. અને માનુષિક ઉદ્યોગની જૂદી જૂદી શાખાઓમાં તેણે એટલી બધી નામના મેળવી હતી કે પ્રખ્યાત અંગ્રેજ કવિ પોપે તત્ત્વજ્ઞાની ન્યૂટનને માટે 'મૃત્યુલેખ' તરીકે જે ટૂંક બનાવી હતી તે યોગ્ય ફેરફાર સાથે ન્યા. રાનડેને નીચે પ્રમાણે લાગુ પાડવાને હરકોઇને મન થાય:—

અનુષ્ટુપ્.

પૂના અને પુનાવાસી, હતાં સૌ અંધકારમાં;
પ્રભુ કે', "रानडे जन्मो," આવ્યાં સર્વ ઉજેશમાં.

આ એક અતિશયોક્તિ કહેવાય, પણ શ્રીમાન્ રાનડેના પૂનામાંથી વિદાય થયા બાદ તેમણે જન્મ આપેલા ઉદ્યોગો અને પ્રવૃત્તિઓની વૃદ્ધિ થવાને બદલે ત્યાં કેટલી બધી બુદ્ધિની મંદતા, જડતા અને બેદરકારી ઉત્પન્ન થઇ છે, અને નજીવી બાબતો વિષે કેટલો બધો કલહ થાય છે, તથા જે જૂદી જૂદી સંસ્થાઓ તેમની પ્રેરણાથી ઉત્પન્ન થઇ હતી તે કેટલી બધી નબળી પડી છે અથવા તો તદ્દન નાશ પામી છે, એ સઘળાનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે તે અતિશયોક્તિ નથી એમ જણાયા વગર રહેશે નહિ.

આમ છતાં સંમતિ વયનો કાયદો ઘડાયો ત્યારે અને જાણીતો થયેલો રૂખમાબાઇનો કેસ ચાલતો હતો તેવામાં તે બાબતોને લીધે પૂનામાં ઉઠેલા ભારે ખળભળાટના સમયે તે શહેરનાં કેટલાંક વર્તમાનપત્રોમાં શ્રીમાન્ રાનડે સામે દ્વેષયુક્ત ભાષામાં જે લખાણો પ્રકટ થયાં હતાં તે પરથી અનુમાન કરતાં એવી ધાસ્તી લાગતી કે, જેવી રીતે એરિસ્ટાઇડીસ અને ડેમોસ્થનીસ તરફ ઍથેન્સ શહેર અનુપકારી નીવડયું હતું તેવી રીતે પૂના પણ પોતાના આ હિતચિંતક તરફ અનુપકારી નીવડશે. પરંતુ પૂનાને માટે એ ઘણી શોભા આપનારી વાત છે કે તેમ બનવા પામ્યું નહિ, પણ તેથી ઉલટું ઈ. સ. ૧૮૯૩ માં જ્યારે એમણે હાઇકોર્ટના જજ તરીકે બદલી થતાં, તે શહેર છોડયું ત્યારે તેણે ઘણો આનંદોત્સવ બતાવી તેમને ઘણું ભારે અને અપૂર્વ માન આપી પોતાની આભારની લાગણી દર્શાવી હતી. જે જૂદી જૂદી સંસ્થાઓ તેમના શ્રમથી ઉદ્ભવ પામી હતી, અથવા જે તેમની તરફથી મળતી સલાહ માટે કે તેમના અધ્યક્ષપણા માટે અથવા અન્ય કોઇ રીતે તેમની આભારી હતી, તે સઘળી તેમના વિદાય થવાના સમયે તેમને માન આપવામાં તેમની ઘણીજ આભારાની છતાં એક

બીજાની સાથે હરીફાઈમાં પડી હતી. - સોમવાર તા. ૧૩ મી નવેમ્બર ૧૮૯૩ થી સોમવાર તા. ૨૧ મી નવેમ્બર સુધીનું બરોબર એક અઠવાડિયું પૂનામાં આ કામ માટે ગાળવામાં આવ્યું હતું. ખાણાંની મિજલસો, પાનસોપારીની બેઠકો, દારૂખાનાંના દેખાવ વગેરે તે સમયનું મુખ્ય કામ હતું, અને આ પ્રમાણે જેને કેટલાક મનુષ્યો તરફથી તેમના નામ પરથી તે સમયે 'મહાદેવોત્સવ' કહેવામાં આવ્યો હતો એવો ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો. એમ જણાવવામાં આવે છે કે હાલમાં જીવતાં માણસોની યાદગીરીમાં પૂનાના કોઈ પણ સરકારી અમલદારને પહેલાં એટલું બધું ઉપરાઉપરી અને સાર્વજનિક માન મળ્યું નહોતું. આ પ્રસંગે વધુ હીલચાલ અને ખર્ચ થતો અટકાવવા માટે પોતે મુંબઈ જવા અગાઉથી ઠરાવેલો દિવસ ફેરવીને બે ત્રણ દિવસ વહેલા રાતની ગાડીએ કંઇક છાનામાના ઉપડી જવા ગોઠવણ કરી હતી, જે બિના તેમનું નિર્માનીપણું દર્શાવવાને પૂરતી ગણી શકાશે. શ્રીયુત રાનડે પોતે પૂના શહેર માટે અસાધારણ લાગણી ધરાવતા હતા એ તો નિઃસંશય છે. તે શહેર છોડી જતી વખતે તેમણે એક રાજાને શોભા આપે એવી રૂ. ૨૫૦૦૦ ની મોટી રકમની બક્ષિસ તે શહેરની જૂદી જૂદી ઉપયોગી સંસ્થાઓને કરી હતી, અને તેની વ્યવસ્થા બે પ્રતિષ્ઠિત ગૃહસ્થોને સોંપી હતી. આ આંકડો પાછળથી વધારીને તેમના વસિયાતનામામાં રૂ. ૫૦૦૦૦ નો ઠરાવવામાં આવ્યો છે એવું કહેવાય છે.

હવેનાં પ્રકરણોમાં જૂદી જૂદી બાબતોમાં ન્યા. રાનડેએ બજાવેલી દેશસેવા અને તે સંબંધે તેમના વિચારોનું અવલોકન આપવામાં આવશે.



# પ્રકરણ ૪ થું.

## સંસારસુધારો.



શ્રીયુત રાનડે યુનિવર્સિટીની જૂદી જૂદી ચઢતી પરીક્ષાઓ ઘણા માન સાથે પસાર કરવામાં અને તે પછી સરકારી નોકરીમાં જોડાઈને તેને લગતી પોતાની ફરજો ઉત્તમ રીતે બજાવી એક પછી એક ચઢતા ઓદ્ધાઓ મેળવવામાંજ માત્ર પોતાને કૃતાર્થ માની બેસી રહ્યા નહોતા. આરંભમાંથીજ દેશનું હરેક રીતે કલ્યાણ કરવાના વિચારો તેમને થવા માંડ્યા હતાં. તેમણે દેશની ઉન્નતિ અર્થે પોતાની પ્રવૃત્તિ જૂદી જૂદી કર્તવ્ય-ભૂમિકાઓમાં વહેંચી નાંખી હતી. સાંસારિક સુધારો, ધાર્મિક અને રાજ્યકીય પ્રવૃત્તિ, વિવિધ પ્રકારે સરસ્વતી દેવીની ઉપાસના અને દેશના ઉદ્યોગોદ્ધાર અર્થે પ્રવૃત્તિ એ વગેરે એમની દેશસેવાના વિષયો હતા, જેમાં તેમણે પોતાને ઈશ્વરે બક્ષેલા બુદ્ધિબળનો હરેક રીતે ઉપયોગ કર્યો હતો. આમાંની તેમણે ઉભી કરેલી સંસાર-સુધારાને લગતી હીલચાલનું વર્ણન આ પ્રકરણમાં આપવામાં આવશે.

હિંદુ સંસાર જૂના વખતથી ચાલતા આવેલા કેટલાક કઢંગા રિવાજોને લીધે ઘણે ભાગે કથળેલો છે, તેથી આર્ય પ્રજા જે પ્રાચીન કાળમાં સર્વોત્તમ ગણાતી તે અર્વાચીન સમયમાં વિદ્યા, કળા, ઉદ્યોગ અને વ્યાપારાદિ બાબતમાં હલકી સ્થિતિએ પહોંચી છે, અને

તેથી તેને ત્વરાથી સુધારવાની જરૂર છે, તથા તેમાં યોગ્ય સુધારો થયા વગર દેશનો પુનરુદ્ધાર થઇ શકવાનો નથી એમ રાનડે માનતા હતા: અને તેથી છેક કૉલેજમાં હતા ત્યારથી તેમનું લક્ષ સંસાર સુધારા તરફ દોડયું હતું. વિધવાઓને પુનર્લગ્ન નહિ કરવા દેવાથી થતા અનર્થો, બાળલગ્નનો રિવાજ, વૃદ્ધ પુરૂષો સાથે નાની બાળકીઓનાં થતાં કજોડાંવાળાં લગ્નો, હિંદુસ્થાન બહાર મુસાફરીએ જવાની મનાઇ, એકજ મુખ્ય જ્ઞાતિના પેટા વિભાગોમાં માંહોમાંહે લગ્ન કરવાની બંધી, લગ્ન વખતે થતાં લખલુટ ખરચો, અને સ્ત્રીકેળવણી તરફ દુર્લક્ષ, એ વગેરે સવાલો તરફ એમનું ધ્યાન ત્વરાથી ખેંચાયું. ઇ. સ. ૧૮૬૨ થી ૧૮૬૬ સુધી રાનડે 'ઇન્દુપ્રકાશ' પત્રના અંગ્રેજી કૉલમોમાં નિરાધાર વિધવાઓ, જેમને મૃત્યુ પર્યંત સાંસારિક શુભ કાર્યોમાંથી બાતલ કરવામાં આવે છે, જેમની તરફ તિરસ્કારથી વર્તવામાં આવે છે, જેઓ પોતાને મળેલી વૈધવ્યદશાને માટે કોઇ પણ રીતે ગુન્હેગાર નથી, અને તેથી જેમની તરફ દયા બતાવવાની જરૂર છે, તેમનો પક્ષ પકડી છૂટથી અને હિમ્મતથી લખાણ કરતા. એક ચોપાનિયું જે હાલમાં રા. દયારામ ગિદુમલના 'હિંદુસ્થાનની સ્ત્રીઓની સ્થિતિ, એ નામના પુસ્તકની સાથે જોડી દેવામાં આવ્યું છે, તેની અંદર તેમણે બતાવી આપ્યું હતું કે, જો હિંદુ શાસ્ત્રોનો બરાબર રીતે અર્થ કરવામાં આવે તો માલૂમ પડશે કે તેમાં વિધવાવિવાહની મનાઇ કરેલી નથી. પુનર્વિવાહના દઢ, હિમ્મતવાન અને વિદ્વાન્ ઉત્તેજક મર્હુમ વિષ્ણુ શાસ્ત્રી પંડિતને પુનર્વિવાહ શાસ્ત્રોક્ત છે એ બાબત સંબંધે જૂના વિચારના શાસ્ત્રીઓ સાથે થયેલી તકરારમાં રાનડે તેમનો જમણો હાથ—પૂર્ણ સહાયક થઇ પડયા હતા. પુનર્વિવાહપ-

ક્ષના ઉત્તેજકો માત્ર તેનું ખરાપણું સાબિત કરવાનો યત્ન કરીને બેસી રહ્યા નહિ, પરંતુ તેમણે જમખંડીના સરદાર શ્રીમંત આપ્પા સાહેબના પ્રમુખપણા નીચે ઇ. સ. ૧૮૬૧ માં સ્થપાયલી 'પુનર્વિવાહ મંડળી'ના આશ્રય તળે એક વિધવાનું પુનર્લગ્ન પણ કરાવ્યું. વિષ્ણુ શાસ્ત્રી પંડિત આ મંડળીના સેક્રેટરી (મંત્રી) હતા; અને રાનડે પોતે વ્યવસ્થાપક મંડળીના સભાસદ હોઇ તેમણે પુનર્વિવાહની હાલચાલનો ઝુંડો ઉપાડયો હતો. આ મંડળીએ કેટલાંક વર્ષ સુધી કામ કર્યું, અને ઉપર જણાવેલું પહેલું પુનર્લગ્ન તેની તરફથી ઇ. સ. ૧૮૬૯ માં કરાવવામાં આવ્યું હતું.

આ ઉપરથી જૂનાં વિચારવાળાએ જાણ્યું કે, આ મંડળી પુનર્વિવાહના સંબંધમાં માત્ર બોલીને બેસી રહે તેમ નથી, અને એટલા માટે દક્ષિણ મરાઠા પ્રાંતના સરદારોએ પંડિતોની સભા ભરી યોગ્ય નિર્ણય કરાવી વિરૂદ્ધ પક્ષવાળાઓને ઘટતી શિક્ષા કરવા હિંદુ ધર્મના વડા ગુરૂ શ્રીશંકરાચાર્યને વિનંતિ કરી. આ વિનંતિ ઉપરથી શંકરાચાર્યે સભા બોલાવી, અને તેમાં પુનર્વિવાહ સશાસ્ત્ર છે કે કેમ તેનો નિર્ણય કરવા અર્ધા જૂના વિચારવાળા તરફથી અને અર્ધા સુધારાવાળા તરફથી પસંદ થયેલા શાસ્ત્રીઓનું પંચ નીમવું એવો ઠરાવ કરવામાં આવ્યો. આ ઠરાવ સુધારાપક્ષે કબૂલ કરતાં પંચ નીમાયું. રાનડેએ, પુનર્વિવાહ પક્ષનું કહેવું ખરૂં છે, એવું ઠરાવવામાં વિષ્ણુ શાસ્ત્રીને ઘણી મજબૂત રીતે મદદ કરી, પરંતુ પંચનો ઠરાવ ઘણે મતે—૭ વિરૂદ્ધ ૩ મતે સુધારાવાળાઓની વિરૂદ્ધમાં થયો. પણ આથી પુનર્વિવાહપક્ષને કાંઇ નુકસાન થયું નહિ, કેમકે આ પ્રમાણે પોતાના વિરૂદ્ધ પક્ષવાળાઓની તરફેણમાં ઠરાવ થવાથી નિરાશ થવાને બદલે, તેમને પોતાના પક્ષને

વધારે મજબૂત રીતે વળગી રહેવાની અને પોતાનાજ યત્ન પર આધાર રાખી વધારે જાગૃત રહેવાની જરૂર પડી. તેઓ ત્વરાથી એક બીજું પુનર્લગ્ન પહેલાની પેઠે તદ્દન જૂની ઢબ પર કરાવવાનો યત્ન કરવા મંડી પડ્યા, અને મુંબઇની વિધવાવિવાહોત્તેજક મંડળીના આશ્રય નીચે એક બ્રાહ્મણ વિધવાનું ફરીથી લગ્ન કરાવવામાં આવ્યું. ત્યારથી ઇ. સ. ૧૯૦૧ માં તેમનું મરણ થયું ત્યાંસુધીમાં દક્ષિણી અને ગુજરાતી બ્રાહ્મણોમાં ૭૦ કરતાં વધારે પુનર્લગ્નો થયાની ગણત્રી થએલી છે.

આ વખતે સભાના મંત્રી વિષ્ણુ શાસ્ત્રી પંડિત, તથા બીજા ૭ ગૃહસ્થો મર્હુમ સરદાર ગોપાળરાવ હરિ દેશમુખ, મર્હુમ શ્રીકૃષ્ણ શાસ્ત્રી તાલેકર અને મેશર્સ વિષ્ણુ પરશુરામ રાનડે, વી. એમ. ભીડે, એમ. જી. રાનડે, અને જનાર્દન એસ્. ગાડગીલ, જેઓ પહેલું પુનર્લગ્ન પોતે આગળ પડી કરાવ્યાનું હિમ્મતથી કહેતા હતા તેમને, અને વરકન્યાને તેમનાં નજીકમાં સગાં સાથે શંકરાચાર્યે જાહેર રીતે ગ્નાતિ બહાર મૂક્યા. ગ્નાતિ બહાર મૂકાયાથી પોતાનાં નજીકનાં સગાં સંબંધીઓ સાથેનો સઘળા પ્રકારનો સંબંધ બંધ પડવાથી તેમને ઘણી આપત્તિ પડી, અને કેટલાક સુધારાવાળાઓ સ્વાભાવિક રીતે તેમના પક્ષમાંથી ખસી જઇને પ્રાયશ્ચિત્ત કરી ગ્નાતિમાં દાખલ થયા. પણ રાનડેએ અને બીજા બે ત્રણ ગૃહસ્થોએ તો તેવું કાંઇ ન કરતાં પોતાના પક્ષનું કામ પૂર જોસથી આગળ ચલાવવાનું જારી રાખ્યું હતું.

ગ્નાતિ બહાર મુકાયા છતાં, તેમના ઊંચા ઓદ્દાને લીધે, તેમ દિવસે દિવસે લોકો સામાન્ય રીતે વધારે સુધરેલા અને ઉદાર વિચારના થતા હોવાથી, શ્રીમાન્ રાનડેને બહુ અડચણ પડી નહિ.

કુટુંબની અંદર માંહોમાંહે ખાવા પીવા વગેરેના સંબંધમાં આ-
ચ્યેજ કોઇ વાંધો લેતું. તેઓ પોતાના નાના ભાઇઓનાં લગ્ન પણ
તદ્દન જૂની રૂઢિ પ્રમાણે કોઇ પણ જાતની હરકત વગર કરી શકયા.
આ ખુશાલીના પ્રસંગે જૂના વિચારના બ્રાહ્મણો પણ તેમને
ઘેર જતા આવતા જોવામાં આવતા. આથી કરીને જ્ઞાતિ બહાર
મૂકીને તેમને અડચણમાં નાંખવાની વિરૂદ્ધ પક્ષવાળાઓની ધારણા
કેટલેક દરજ્જે નિષ્ફળ ગઇ, અને એમ કહેવાય છે કે તેમનો
પક્ષ દિવસે દિવસે સબળ થતો ગયો.

આમ છતાં જ્યારે ઇ. સ. ૧૮૯૦ માં બીજાઉ ૯ ગૃહસ્થો સાથે
પંચ હૌદ મિશનવાળા ખ્રિસ્તિ પાદરીને ત્યાં 'ઇવનિંગ પાર્ટિ'
ના મેળાવડામાં ચ્હા ને બિસ્કિટ લેવાનો આરોપ રાનડે પર મૂક-
વામાં આવ્યો, ત્યારે તેમણે કેમ પ્રાયશ્ચિત્ત કર્યું હતું એવો કોઇ
પ્રશ્ન કરે એ સ્વાભાવિક છે. આ સંબંધમાં જણાવવામાં આવે
છે કે આ વખતે પૂનાના જૂના વિચારના બ્રાહ્મણો અને ઉપર
જણાવેલી 'ઇવનિંગ પાર્ટિ' માં ભાગ લેનારાઓ વચ્ચેની તકરારની
પતાવટ કરવાને શંકરાચાર્યે નીમેલા પંચના દબાણથી દબી ગયેલા
પોતાના નબળા મનના સાથીઓના આગ્રહને લીધે માત્ર તેમને
તેમ કરવું પડયું હતું. વળી આ પ્રાયશ્ચિત્ત નહિ જેવું હતું, કેમકે
તે નિમિત્તે શુકલવૃત્તિવાળા બ્રાહ્મણોને માત્ર કંઇક રકમ દક્ષિણા
તરીકે આપવાનું ઠર્યું હતું, અને તે સાથે એવી પણ શરત
હતી કે રાનડે સહિત સઘળાઓ આ પ્રાયશ્ચિત્ત સાથે કરે
તોજ તેમાંના કોઇને જ્ઞાતિમાં દાખલ કરવો. આમ છતાં ૨૩ વર્ષ
સુધી શંકરાચાર્યના હુકમ વિરૂદ્ધ વર્તી જ્ઞાતિ બહાર રહી અડચણો
વેઠનાર રાનડેએ માત્ર આ બાબત માટે આ હલકા પ્રકારનું આ-

યશ્ચિત્ત પણ ન કર્યું હોત. પરંતુ પૂનામાં આ મતભેદથી ઉઠેલા ખળભળાટને શાન્ત પાડવા માટે, અને પોતાના સાથીઓ જેઓને આથી ભારે અડચણો વેઠવી પડી હતી તેમનીજ ખાતર, અને તે સાથે ત્રીશ વર્ષ પર જ્યારે તે વખતના કેળવણીખાતાના વડા સર ઍલેકઝાન્ડર ગ્રાન્ટને ત્યાં ખાણું લેવાના ગુન્હા માટે કેળવાયલા દેશીઓમાં અગ્રેસર ગણાતા મર્હુમ કૃષ્ણ શાસ્ત્રી ચિપલૂનકર પાસે મૂછ મુંડાવી ભારે પ્રાયશ્ચિત્ત કરાવવામાં આવ્યું હતું ત્યારે હાલ તેવા ગુન્હા માટે માત્ર થોડાક આના દક્ષિણા આપવાથી શુદ્ધ થઇ શકાય છે એટલો સંસારસુધારો આગળ વધ્યો છે એવું બતાવી આપવાની ખાતર, તેમણે આ પ્રાયશ્ચિત્ત કરવાનું દુરસ્ત ધાર્યું હતું. આ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કર્યા છતાં તે ઘણાજ હલકા પ્રકારનું છે એમ જણાવી શંકરાચાર્યે નીમેલા પંચના નિર્ણય ઉપર જૂના વિચારવાળા બ્રાહ્મણોના પક્ષે શંકરાચાર્યને પોતાને એ બાબત ફરીથી તપાસ કરવા અપીલ કરી, અને તે સંબંધે તેમણે એટલો બધો આગ્રહ કર્યો કે શંકરાચાર્યને નવેસરથી નિર્ણય કરવા માટે બીજું પંચ નીમવાની જરૂર પડી. આ બીજા પંચે પ્રથમ પંચના નિર્ણય ઉપર લાંબા વખત સુધી વિચાર કર્યા બાદ વધારે ચઢતા પ્રકારનું પ્રાયશ્ચિત્ત ઠરાવ્યું. આ પ્રાયશ્ચિત્ત પણ કૃષ્ણ શાસ્ત્રી ચિપલૂનકરને માટે ઠરેલા પ્રાયશ્ચિત્ત જેટલું સખત નહોતું, તોપણ સુધારાવાળાઓએ તે કરવાની ના પાડી અને બેઉ પક્ષ વચ્ચે પડેલો મતભેદ દૂર થયો નહિ. આમ બન્યા છતાં કેટલોક સમય વીત્યા પછી, માત્ર વખતના જવાને લીધેજ, એકબીજા વચ્ચેનો દ્વેષભાવ ઓછો થતો ગયો હતો.

જ્યારે ઈ. સ. ૧૮૭૩ માં શ્રીમાન્ રાનડેનાં પહેલાં પત્ની

ગુજરી ગયાં ત્યારે તેમણે એક વિધવા સાથે પુનર્લગ્ન ન કરતાં ફરીથી ધર્મશાસ્ત્ર પ્રમાણે રીતસર લગ્ન કર્યું હતું. આ ઉપરથી વિધવાવિવાહ પક્ષને માત્ર તેઓ બહારથીજ ટેકો આપે છે, અને તે કાર્યમાં ખરા અંતઃકરણથી ભાગ લેતા નથી, એવી કેટલાકો તરફથી શંકા ઉઠાવવામાં આવી હતી. 'પોતે કહેતા તે પ્રમાણે કરી બતાવવાને બીજા લગ્ન વખતે એક વિધવા સાથે જો તેઓ પરણ્યા હોત તો પોતાના અંગત દાખલાથી બીજાઓને ઉત્તેજન આપી પોતાના પક્ષને વધારે સબળ કરી શક્યા હોત, અને એક વિધવાને દુઃખમાંથી મુક્ત કરી શક્યા હોત; પણ નબળા મનને લીધે તેમ કરી શક્યા નહિ' એવો તેમને માથે જનાપવાદ કેટલાક સમય સુધી ચાલુ રહ્યો હતો. પરંતુ રા. બ. માનકર જણાવે છે કે, ખરી રીતે જોતાં તેઓ વિધવા સાથે લગ્ન કરવાને નારાજ નહોતા, અને પોતાની સ્ત્રીના મૃત્યુ પછી એક લાયક વિધવાની ખોળમાં હતા. પરંતુ તેમના પિતા પોતે તે વખતે હયાત હોવાથી રાનડેના આ ઇરાદાની વિરૂદ્ધ એટલા બધા થયા હતા કે, જો એમણે પોતાના ધાર્યા પ્રમાણે કર્યું હોત તો પોતાના પિતા, જેમની તરફ સ્વભાવિક પ્રીતિ ઉપરાંત તેમની તરફથી થયેલા મોટા ઉપકારનું 'પિતૃઋણ' અદા કરવાનું હતું, તેમનાથી તેમને હમેશને માટે જૂદા પડવું પડયું હોત. રેલ્વે નહોતી તેવા સમયમાં કોલાપુર જેવા દૂરના સ્થળેથી મુંબઇ જેવા ઇલાકાની રાજ્યધાનીના—જ્યાં ખાવા પીવા વગેરેનું ઘણું ભારે ખરચ થાય છે તેવા—સ્થળે તેમના પિતાએ તેમને મોકલીને પોતે ઘણી અડચણ વેઠી કેટલાક વર્ષ સુધી અભ્યાસ માટે ત્યાં ન રાખ્યા હોત તો તેઓ આવી ઉંચી કેળવણી લઇને યુનિવર્સિટીની

પરીક્ષાઓ પસાર કરી આટલા બધા વિદ્વાન્ અને નામાંકિત નર તરીકે દીપી નીકળ્યા ન હોત. આ કારણોને લીધે તેમજ એક સદ્ગુણી પુત્રને ઘટતા સ્વાભાવિક પિતૃવાત્સલ્યથી ઉદ્ભવેલી પિતૃભક્તિને લીધે, શ્રીમાન્ રાનડે પોતાના વૃદ્ધ પિતાની લાગણી કોઇ રીતે દુખવવાનો અને તેમનાથી હમેશને માટે જૂદા પડવાનો વિચાર સહન કરી શક્યા નહિ. તેમના પિતાની ઇચ્છાને પૂર્ણ રીતે અનુસરતાં તો તેમનાથી નિરાધાર વિધવાઓના પક્ષમાં ઘણોજ ઓછો ભાગ લઇ શકાય તેમ હતું. આથી તેઓ પોતાના કર્તવ્ય સંબંધે એક મોટા ગુંચવાડામાં આવી પડયા હતા. 'પોતે પુનર્લગ્ન કરવું' એવી નહિ, પરંતુ 'વિધવાવિવાહ કરનારાઓ સાથે જમવા વગેરેનો વ્યવહાર રાખવો' એવી તેમણે પ્રતિજ્ઞા લીધેલી હોવાથી, એક પુત્ર તરીકેના ધર્મનો ભંગ કરી પોતાને અતિ પ્રિય એવા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી ગૃહશાન્તિમાં લાંબા સમયનું વિઘ્ન નાખવું એ તેમણે નૈતિક દૃષ્ટિથી ઠીક ધાર્યું નહિ, અને તેથી તેઓ કાંઇ ભારે ઠપકાને પાત્ર નથી. † આમ પોતે પુનર્લગ્ન ન કર્યાં છતાં આ પછી કદી પણ વિધવાવિવાહપક્ષને આગળ વધારવામાં અથવા

---

† રાનડેને માત્ર પિતૃવાત્સલ્યને લીધેજ પોતાના દીર્ઘ કાળના પ્રિય સિદ્ધાંતને આ પ્રસંગે બાજુ પર મૂકવાની કેવી રીતે ફરજ પડી હતી, અને તેમના પિતાએ તે માટે કેટલી બધી તજવીજ સાથે દબાણ વાપરેલું, એનું સવિસ્તર અને આકર્ષક વર્ણન તેમનાં પત્નીએ પોતાના પુસ્તકના ત્રીજા ભાગમાં આપેલું છે, જેથી આ વિષે પૂરતી ખાતરી થશે.

तेवा जोडां साथे जमवामां अने तेमने पोताथी बनती मदद आपवामां तेओ कोई रीते पाछळ पडया नहोता. जो मर्हुम विष्णु शास्त्री पंडितनी पेठे तेमणे विधवा साथे लग्न करवा हिम्मत बीडी होत तो ते पक्षने वधारे मजबूती मळी होत ए खरी वात छे; परंतु तेओ उपरना कारणने लीधे तेम करी शक्या नहि, तेने माटे तेमने ठपकापात्र ठरावववाने बदले सर्वेए तेमनी तरफ दिलसोजीनी नजरथी जोवुं जोईए छे, केमके ' रोमना साम्राज्यनो अस्त अने पडती ' (Decline and Fall of the Roman Empire) नामना ऐतिहासिक ग्रंथना लेखक प्रख्यात अंग्रेज ग्रंथकार*गिबननी पेठे जोके तेमने एक सुधारक तरीके दिलगीरी करवी पडी हती, तोपण एक पुत्र तरीके तो तेमणे पोताना पितानी आज्ञानुं योग्य रीते पालन कर्युं हतुं. ' ई. स. १८९३ ना ऑक्टोबरमां मर्हुम न्या. तेलंगनी यादगीरी कायम राखवा सारु योग्य पगलां भरवा मळेली जाहेर सभामां श्रीमान् रानडेए आपेला भाषणमांनी नीचेनी हकीकत आ संबंधमां तेमनी पोतानी तरफना खुलासा रूप जणाय छे तेथी ते अत्रे आपीशुंः—

" आपणा आ स्वर्गस्थ मित्रनी पचरंगी कारकीर्दिनो मुख्य

---

* आ गिबन पोते अमुक सुंदर स्त्रीने चहातो हतो. तेना पिता तेने ते स्त्री साथे परणवा देवा राजी नहोता, तेथी तेमणे तेने तेम करतां अटकाव्यो हतो. पितृभक्तिने लीधे ते पोतानी ईच्छा प्रमाणे वर्ती शकयो नहि, तेथी कहेवाय छे के तेने एक प्रेमासक्त पुरुष तरीके दिलगीरी करवी पडी हती, परंतु एक पुत्र तरीके तेणे पोताना पितानी आज्ञानुं पालन कर्युं हतुं.

સાર એ છે કે, તેઓ આપણી હાલની સ્થિતિની ખાસ જરૂરીઆતોને અનુસરતા ઉત્તમ ચરિત્રના નમૂના રૂપ હતા. પૂર્ણ અંધ જામેલા સુધારાના સમયમાં તમારામાંના ઘણાખરા ઉછરેલા હોવાથી જે બેવડું જીવન—બે પ્રકારના સુધારા, બે પ્રકારના ધર્મો, અને બે પ્રકારના જીવનપ્રવૃત્તિના માર્ગો વચ્ચે વહેંચાયલું અને અન્યોઅન્ય વિરોધી જીવન અમારે ગાળવું પડે છે, તેની તમને કલ્પના આવવી મુશ્કેલ છે. આપણામાં કેટલાક એવા હશે, જેઓ એમ ધારતા હશે કે આવું વિભકત—વહેંચાયલું જીવન ગાળવાનું કંઇજ કારણ નથી. આવા કેટલાક મનુષ્યો તો હાલમાં પણ ભૂતકાળ—જે પાછો મેળવી શકાય એવો નથી—એવા ગતકાળની રહેણી કરણી રાખીને વર્તે છે. તેઓ ધારે છે કે કાળગતિથી કંઇ પણ ફેરફાર થયો નથી, અને તેથી તેઓ જેવી રીતે તેમના વડવાઓ દુનિયાના બીજા દેશોથી જૂદા પડીને પોતાનું જીવન ચલાવી શકતા, તેમ પોતે રહીને પોતાનું શ્રેય સાધી શકે. વળી આપણામાં બીજા એવા છે, જેઓ ધારે છે કે ભૂતકાળ તો જતો રહ્યો છે અને ભૂલાઇ ગયો છે, તે સમયના લોકોની રહેણીકરણી સાથે આપણને કાંઇ સંબંધ નથી, અને આપણે તો વર્તમાન અને ભવિષ્યકાળને અનુસરીને આપણું વર્તન રાખવાનું છે. આવા બે પ્રકારના અંતિમ—છેવટના વિચારવાળા મનુષ્યોના વર્ગોની વચ્ચે વચ્ચે અમારા જેવાની થોડીક સંખ્યા છે, જેઓ ભૂતકાળ તરફ માનની દૃષ્ટિથી જોવા છતાં, ઈશ્વરેચ્છાએ, અમારા ધારવા પ્રમાણે આપણા કલ્યાણને માટેજ, જે નવીન પરિસ્થતિ—સંજોગોમાં આપણે મુકાયલા છીએ તેને અનુસરતો તે (ભૂત) સમયના આચારવિચારોમાં થી મેધીમે ફેરફાર થયેલો જોવા ઇચ્છીએ છીએ. અમે જૂની રહેણી

છેક છોડવા માગતા નથી, અને તે સાથે નવીન રહેણીને દાખલ કરવા ઇચ્છીએ છીએ. આ પ્રમાણે હોવાથી મિત્રો અને પ્રતિપક્ષીઓ એકસરખી રીતે અમારા વિષે વિચાર બાંધવામાં આડે માર્ગે દોરાઇ જાય તેમ છે. આ વર્ગના આપણા મર્હુમ મિત્ર અગ્રેસર, તત્વવેત્તા અને તેને માટે સ્વાત્માર્પણ કરનાર હતા." આ સંબંધમાં તેમણે છેવટે જણાવ્યું હતું કે, "મિ. તેલંગ અને તેમના મિત્રોને આ સંબંધી જે પ્રકારનું કષ્ટ વેઠવું પડે છે તેની અમારા યૂરોપીઅન મિત્રોને યથાર્થ કલ્પના થઇ શકતી નથી. તેઓ અમારી પોતાની સ્થિતિમાં, અથવા જે સમયે તેમના વડવાઓને એક બાજુએ સ્થાપિત રૂઢિઓની સત્તા અને બીજી બાજુએ નવીન વિચારોનું બળ એમ બે વચ્ચે વહેંચાયલું જીવન ગાળવું પડતું હતું તે સમયની તેમની સ્થિતિમાં મુકાવા જોઇએ. ગ્રીસ અને રોમને આવા 'સ્થિત્યંતર'ના એટલે સ્થિતિઓના ફેરફારના સમય આવ્યા હતા. મેલાંકથન અને ઇરેઝમસ્ લ્યુથરના સમયમાંજ થઇ ગયા. સર ટૉમસ મોર અને લૉર્ડ બેકન શરૂઆતના કાલ્વિનિસ્ટોના સમયમાં હયાત હતા. અમારી સ્થિતિ તેમના કરતાં વધારે ગુંચવાડાભરેલી છે, કેમકે એકજ બાબતમાં નહિ, પરંતુ જીવનવ્યાપારની સામાજિક, ધાર્મિક, રાજ્યકીય અને ઔદ્યોગિક એવી અનેક શાખાઓમાં અમને અમારી પરિસ્થિતિથી અડચણ પડે છે. અને અમુક પ્રકારના કર્તવ્યોની બીજાં તેવાંજ અગત્યનાં કર્તવ્યોની સાથે તુલના કરીને સીધી લીટીએ પરંતુ બીજાઓને નુકસાન ન થાય તેવી રીતે વર્તવાના નિશ્ચયપૂર્વક દરેક પળે કર્તવ્યના માર્ગે ચાલવું પડે છે."

વળી આ સંબંધે ટીકા કરનાર એક ગૃહસ્થને લખેલા પત્રમાં તેમણે જણાવ્યું હતું કેઃ—

" તમે ધારો છો કે સામાજિક વ્યવહારમાં ભૂતકાળ હમેશાં નિરુપયોગી અને ભૂલી જવા જેવો છે, એ ખરી વાત નથી. આપણે જે કંઈ કર્યું છે તે ખરેખર નાશ પામ્યું નથી. આપણા વડવાઓ જે કંઈ કરી ગયા છે, તે આપણા માટે નષ્ટ થયું નથી તે ગત કર્મો આપણી ઉન્નતિ કે અવનતિ કરનારી એક સજીવ શક્તિ છે, અને એમાંથી કયે માર્ગે વળવું તે દરેક મનુષ્યે પોતાને માટે પસંદ કરી લેવાનું છે. વર્તમાન સમયમાં પણ તમે જેટલું ધારો તેટલું બધું કરી શકો તેમ નથી. વર્તમાન સમયનું તમારૂં કાર્ય એકઠું થઈ એટલું બધું બળવાન્ અને ભારે થવું જોઇએ કે તેથી કરીને તમારા અને તમારા વડવાનાં ભૂતકાળનાં કાર્યો દબાઇ જાય. ખરેખરા બુદ્ધિશાળી મનુષ્યોના સંબંધમાં આમ બનવું શક્ય છે, અને આટલા ઉપરજ અમારી આશા અને ઉદ્ધારનો આધાર રહેલો છે. અમુક બાબત નિશ્ચય કરવાથી તે કાર્ય થઈ જતું હોય તો જીંદગીમાં કોઇ પણ જાતની મુશ્કેલી કે શિક્ષણની જરૂર રહેતી નથી. મિ. તેલંગ જેવા મનુષ્યો ખરા અંતઃકરણની લાગણીના અભાવને લીધે, અથવા તો લોકોને માઠું લગાડવાના ભયથી, આચકો ખાઈ પાછા હઠતા એવું જો તમે ધારતા હો તો તે કંઇ સાચું નથી. જેઓ ભૂતકાળને વીસારી દઇ નવીન પદ્ધતિ સ્વીકારે છે તેઓ સુખ મેળવે છે. મિ. તેલંગ અને તેમના જેવા બીજા મનુષ્યો લોકપ્રિયતા કે સુખ કાંઇ પણ મેળવી શકતા નથી. કેમકે તેમનાથી ભૂતકાળને પૂર્ણ રીતે અનુસરીને વર્તી શ-

કાતું નથી. તેમ તેને પૂર્ણ રીતે વીસારી દેવાતો પણ નથી. અમારા દષ્ટિબિંદુમાં આટલો મુદ્દાનો તફાવત છે."

એ કહેવાની જરૂર નથી કે ન્યા. રાનડે ઉપર વર્ણવેલા મનુષ્યોના વર્ગના એક અગ્રેસર હતા. પ્રખ્યાત અંગ્રેજ વિદ્વાન્ બર્કના શબ્દોમાં કહીએ તો સઘળી સાંસારિક અને ધાર્મિક બાબતોમાં, તેઓ "એકી વખતે સાચવી રાખવાનું અને સુધારવાનું" પસંદ કરતા. તેમની ત્રીજી પુણ્યતિથિના દિવસે મુંબઇની 'હિંદુ યુનિયન કલબ' સમક્ષ વંચાયલા નિબંધમાં રા. અગાશે જણાવે છે કે, "આપણા સામાજિક અને ધાર્મિક બંધારણમાં જે સઘળું ન્યાયબુદ્ધિને પ્રતિકૂળ ન જણાય, અને જે સઘળું આપણી અર્વાચીન પરિસ્થિતિને વિઘ્નકર્તા ન થઇ પડે, તેને તેમ ને તેમ સાચવી રાખવાની તરફેણમાં તેઓ હતા. તેઓ ધારતા કે ( સમાજના બંધારણના ) મધ્ય ભાગમાં હજુ જોઇએ તેટલું સત્ત્વ રહેલું છે. તેઓ માત્ર જે સઘળું ક્ષીણ કરતું હોય, જે સઘળું ઉધેઇ જેવાં જીવડાંની પેઠે મૂળ ઝાડનો જીવનરસ ચુસી લેતું હોય, તેને કાપી નાંખવા-દૂર કરવા માગતા." રા. અગાશેએ વધુ જણાવ્યું હતું કે, 'એક પદ્ધતિસર સઘળો સુધારો થવો જોઇએ' (Reform all along the line) અને 'જેની સામે ઓછામાં ઓછો વિરોધ ઉત્પન્ન થાય એવી પદ્ધતિથી સુધારો થવો જોઇએ' (Reform on the line of least resistance) એ બે તેમનાં નીતિસૂત્ર હતાં, અને તે વડે સઘળી જાતના સુધારાની બાબતમાં તેમણે સ્વીકારેલી પદ્ધતિની કૂંચી જડી આવે છે. તેઓ તુરંગી મનવાળા નહોતા, પરંતુ શું શું શક્ય છે તે તરફ તીવ્ર દષ્ટિ રાખતા. જે કંઈ સારૂં અને ક-

રવા યોગ્ય દેખીતું જણાય તે કરવા દોરાઇ જતા નહિ. કોઇપણ સુધારો કરવાનું માથે લેતા પહેલાં 'આપણે તે કરી શકીશું?' અને 'તેને માટે આપણે લાયક છીએ? એ પ્રશ્નોનો ઉત્તર આપવા તેઓ યત્ન કરતા."

'ઇન્ડિયન નેશનલ કૉન્ગ્રેસ' આ નામની હિંદુસ્થાનના જૂદા જૂદા વિભાગોમાંથી આવતા પ્રતિનિધિઓની બનેલી સભા ઇ. સ. ૧૮૮૫ ની સાલથી દેશના જૂદા જૂદા ભાગોના મુખ્ય સ્થળે પ્રતિ વર્ષ મળી દેશને લગતા નાના પ્રકારના રાજ્યકીય સવાલો પર ઘણી સૂક્ષ્મ દૃષ્ટિથી અને પુખ્ત રીતે વિચાર ચલાવે છે, અને તેથી દેશને ઘણો લાભ થતો જાય છે, તોપણ આવી રાજ્યદ્વારી પ્રવૃત્તિ સાથે પ્રજાની ઉન્નતિ માટે તેની સાંસારિક બાબતમાં જણાતી ખામીઓ સુધારવાનો પ્રયત્ન સાથે સાથે કરવાની જરૂર છે, એવું ધારનારાઓમાં શ્રીમાન્ રાનડે અગ્રેસર હતા. રાજ્યદ્વારી બાબતો માટે ગમે તેટલી હીલચાલ કરવામાં આવે તોપણ પ્રજાની સામાજિક ઉન્નતિ થયા વગર જોઇતી ફતેહ મેળવી શકાશે નહિ, એમ તેઓનું ધારવું હતું. ઈ. સ. ૧૮૯૪ ના ડીસેમ્બરમાં મદ્રાસ ખાતે સોશ્યલ કૉન્ફરન્સની બેઠક થતા અગાઉ માત્ર બે દિવસ ઉપર ત્યાંની સોશ્યલ રીફૉર્મ ઍસોસિએશન આગળ ન્યા. રાનડેએ આપેલા વિચારવંત, વિદ્વત્તાભરેલા, અને રસીલા ભાષણમાં તેમણે યોગ્ય રીતે જણાવ્યું હતું કે, "શહેરી અથવા રાજ્યકારભારી તરીકેની એક મનુષ્યની કારકીર્દિનો આધાર તેની સામાજિક પરિસ્થિતિ, તેની સદાચારી વર્તણુંક, અને તેના ધર્મ સંબંધી વિચારો ઉપર રહે છે. જો આ સઘળું જે રાજ્યદ્વારી મંડળમાં તેને રહેવાનું હોય

છે તેને અનુસરતું ન હોય તો તે મંડળની રાજ્યકીય ઉન્નતિને તે એક વિઘ્નકર્તા થઇ પડે." રાજ્યકીય પ્રવૃત્તિની સાથે સાંસારિક સુધારાની અગત્ય સંબંધી એમના આવા વિચારો પ્રથમથી હોવાથી, હિંદુસ્થાનના સુપ્રસિદ્ધ રાજ્યકાર્યભારકુશળ પુરૂષ મહુંમ સર. ટી. માધવરાવ અને મહારાજા તુકોજીરાવ હોલ્કરના માજી દિવાન—દિવાન બહાદુર રઘુનાથરાવની સાથે મળી વિચાર કરતાં, દર વર્ષે કૉન્ગ્રેસને માટે જૂદા જૂદા ભાગોમાંથી આવતા પ્રતિનિધિઓની મંડળીનો લાભ લઇ તે પ્રસંગે સંસારસુધારાને લગતા પુનર્વિવાહ, બાળલગ્ન, કજોડાં, દેશ બહાર મુસાફરી કરવાની છૂટ વગેરે અગત્યના સવાલો પર વિચાર ચલાવી શકાય તો ઘણું કાર્ય કરી શકાય એમ તેમને જણાયું; અને એ ઉપરથી ઈ. સ. ૧૮૮૭ માં મદ્રાસમાં મળેલી નેશનલ કૉન્ગ્રેસ સાથે ' સોસ્યલ કૉન્ફરન્સ ' નામની સંસારસુધારાની સભાને જોડી દઇ તેની પહેલી બેઠક ભરી. ત્યારથી અદ્યાપિ પર્યંત નિયમિત રીતે કૉન્ગ્રેસનું કામકાજ પૂરૂં થયા બાદ સોસ્યલ કૉન્ફરન્સ તેના મંડપમાં મળે છે. તેમાં કૉન્ગ્રેસના ડેલીગેટો ( પ્રતિનિધિઓ ) અને વિઝિટરો ( પ્રેક્ષકો ) નો મોટો ભાગ હાજરી આપે છે. તેમાં સંસારસુધારાને લગતા જૂદા જૂદા સવાલો પર વાદવિવાદ ચલાવી ઠરાવો પસાર કરવામાં આવે છે. આ સભાના મુખ્ય મંત્રી ( જનરલ સેક્રેટરી ) તરીકે રાનડેને શરૂઆતથી નીમવામાં આવ્યા હતા. તેમણે પોતાના આ ઓદ્દાનું કામ પણ અસાધારણ ઉમંગથી પોતાના મરણ પર્યંત બજાવ્યું હતું. ઉપર જણાવેલા મદ્રાસમાં આપેલા પોતાના ભાષણમાં એમણે જણાવ્યું હતું કે, " સોસ્યલ કૉન્ફરન્સ એ નેશનલ કૉન્ગ્રેસ ના-

મની મોટી મંડળીની નાની બ્હેન છે, અને તેની મદદ વગર રાજ્યદ્વારી સવાલો ચર્ચનારી કૉન્ગ્રેસ પોતાના કામમાં ધારેલો વિજય મેળવી શકશે નહિ." એમ છતાં એટલું તો કહેવુંજ પડશે કે કૉન્ગ્રેસના જેટલી કૉન્ફરન્સ લોકપ્રિય થઇ પડી નથી, તેમજ કૉન્ગ્રેસના સભાસદોના જેટલો તેના સભાસદોમાં ઉત્સાહ પણ જણાતો નથી.

સોસ્યલ કૉન્ફરન્સ માટે આ અણગમાનું કારણ ખોળવા જવું પડે તેમ નથી. જૂના વખતથી ચાલતા આવેલા ધારાઓ અને રૂઢિઓ તથા મૂળ ઘાલી બેઠેલા વહેમોને દૂર કરવા એ સહેલી વાત નથી, કેમકે તે માટે સ્વાત્માર્પણ અને બહોળા વિચારની જરૂર છે. કૉન્ગ્રેસને માટે એટલા બધા આતિભોગની જરૂર નથી, પણ તેથી ઉલટું તેમાં ભાગ લેનારાઓને પોતાને રાજ્યદ્વારી હક્કો મેળવવાની લાલચ હોય છે. એમ છતાં કહ્યા વગર ચાલે તેમ નથી કે સંસારસુધારાની હીલચાલ પણ ધીમે ધીમે પરંતુ દઢ રીતે કોઇ ને કોઇ પ્રકારે દેશના જૂદા જૂદા ભાગોમાં આપોઆપ આગળ વધતી જાય છે. સોસ્યલ કૉન્ફરન્સના શા હેતુઓ અને મુદ્દાઓ છે, અને તેના યત્નોથી તેના સ્થપાયા પછીનાં સાત વર્ષોમાં તે કેટલી અસર સીધી અને આડકતરી રીતે ઉપજાવી શકી છે, એ સઘળું ન્યા. રાનડેએ મદ્રાસમાં સોસ્યલ રીફૉર્મ ઍસોસિએશન સમક્ષ આપેલા ભાષણ પરથી સહજ જણાઈ આવે તેમ છે તેથી, તથા તે ભાષણ એમણે આપેલાં અનેક વિચારવંત ભાષણોમાંનું એક ઉત્તમ નમૂનારૂપ છે તેથી તેની વિગતવાર મતલબ નીચે આપવામાં આવે છે:—

"ગૃહસ્થો,—છેલ્લાં એક હજાર વર્ષથી જ્યાં સઘળી જાતના

ધાર્મિક, સાંસારિક અને નૈતિક સુધારાનો આરંભ થયેલો છે. એવા આ દક્ષિણ ઇલાકામાં પાછલા સાત વર્ષો સુધી દેશના બીજા ભાગોની મુલાકાત લઈ આપણને ફરીથી એકઠા મળવાનું આ પ્રસંગે બન્યું છે, એ ઘણા સંતોષની વાર્તા છે. આ ઇલાકાના ભક્તોનાં તામિલ ભાષામાં બનાવેલાં ગીતો પાંચમા વેદની જગા લે એવાં ઉત્તમ છે, અને વિવાહાદિક માંગલિક પ્રસંગે તથા ધર્મક્રિયાઓમાં આચાર્યો તેમનો ઉપયોગ કરે છે. બારસેં વર્ષ ઉપર અદ્વૈત મતના મહાન્ આચાર્યે બુદ્ધ અને ઇરાની મતવાદીઓના મતોને તોડી પાડયા. તે પછી બસેં વર્ષે વિશિષ્ટાદ્વૈત અને દ્વૈત મતના આચાર્યો ઉત્પન્ન થયા, જેમણે કેટલોક સુધારો કરીને જ્ઞાન અને યોગ માર્ગ કરતાં ભક્તિમાર્ગને વિશેષ પ્રાધાન્ય આપ્યું છે. આ મહાન્ આચાર્યો આ પ્રદેશમાં છેલ્લાં એક હજાર વર્ષમાં ઉદ્દભવેલી ધાર્મિક ઉન્નતિના મૂળ રૂપ હતા. જૂદા જૂદા વૈષ્ણવ પંથોના મૂળ ઉત્પાદક રામાનંદ, બંગાળાના ધર્માચાર્ય ચૈતન્ય અને સિખ ધર્મના સ્થાપક નાનક, એ સઘળાઓએ ઉપર કહેલા દક્ષિણના તત્વજ્ઞાનીઓના સિદ્ધાંતોના આધારે પોતાના મતો યોજીને ફેલાવ્યા હતા. રામાનુજાચાર્ય પછી તેમની ગાદીએ થયેલા આચાર્યોએ શરૂઆતના સાંસારિક સુધારકોનું કામ કર્યું છે. તેઓ વિધવાઓની દુઃખદ સ્થિતિ તરફ દયાથી જોતા અને તેમનું દુઃખ દૂર કરવા પોતાથી બનતું કરતા. તેઓએ હલકી વર્ણના હિંદુઓની અધમ સ્થિતિ પર દયા લાવી તેમને સન્માર્ગે ચઢાવ્યા. આ સઘળાને લીધે તેજ દક્ષિણ વિભાગના આ મુખ્ય સ્થળમાંથી રાજા સર ટી. માધવરાવના શુભ યત્નથી આ સોશ્યલ કૉન્ફરન્સ ઉદ્દભવ પામી, એ યોગ્ય થયું છે. હું ધારૂં છું કે તેની ઉત્પત્તિ પછીનાં છેલ્લાં

સાત વર્ષોમાં સામાજિક સ્થિતિમાં આશાજનક સુધારો થવા પામ્યો છે. કેટલાક એમ કહે છે કે છેલ્લાં સાત વર્ષના રાજ્યકીય અને સાંસારિક બાબતોને લગતા આપણા પ્રયત્ન વ્યર્થ ગયા છે, અને પ્રજાવર્ગને થયેલી વિજ્ઞપ્તિઓથી તેને કંઇ પણ ઉંડી અસર થઇ નથી. રાજ્યકીય બાબતોને લગતી હીલચાલમાં મળેલી ફતેહ તમારામાંના કેટલાકના જાણવામાં સારી રીતે આવી છે. સંસારસુધારાના સંબંધમાં જે ફેરફાર થવા પામ્યો છે તે લક્ષમાં લેવાની સુચના કરવાની હું હિમ્મત ધરૂં છું. હિંદુસ્થાનના મધ્ય ભાગમાં આવેલાં દેશી રાજ્યો તરફ નજર કરીશું તો માલૂમ પડશે કે કોઇ ને કોઇ જાતના સાંસારિક સુધારાની શરૂઆત ત્યાંથીજ થઇ છે. અને તેથી સુધારાની આવશ્યકતા સમગ્ર પ્રજાને જણાવા લાગી છે, એ બાબતની સાબિતી મળે છે. આ રજવાડાઓ રાજદ્વારી કે ઔદ્યોગિક સુધારામાં આગળ પડે તેમ નથી, તોપણ ઉદયપુર જયપુર, જોધપુર, પ્રતાપગઢ, શિરોહી, ડુંગરપુર, વગેરે રાજપુતાનામાં આવેલાં ૧૭ સંસ્થાનોના રાજાઓ ‘ વૉલ્ટરકૃત રાજપુત્ર હિતકારિણી સભા ’ ના સભાસદો થયા છે. તેમનામાં લગ્ન અને મરણાદિ પ્રસંગે થતાં લખલુટ ખરચોમાં સઘળા નાના મોટાઓની આબરૂ રહી શકે તેવી રીતે ભારે ઘટાડો કરી નાંખી તેમણે નવા નિયમો ઘડયા છે. અને તે સાથે પોતાની તેમજ પોતાના તાબાની ન્યાતોમાં બાળલગ્ન સંબંધે સારા નિયમો યોજી તે સભાનું કામ તેઓ ધમધોકાર ચલાવે છે. વડોદરાના શ્રીમંત મહારાજાએ પોતાની અને નજીકની બ્રિટિશ સરહદના મહાજન અને કણબી વર્ગની વિનંતી ઉપરથી તેમની ન્યાતમાં કેટલીક જાતનો સુધારો કરવા પ્રયાસ કર્યો છે. ખંભાતના નવાબે પણ

તેમ કર્યું છે. છેક દક્ષિણે તમારી પડોશમાં મ્હેસૂરના મહારાજાએ બાળલગ્ન અને કજોડાં અટકાવવાના હેતુથી ૮ થી ઓછી ઉમ્મરની છોકરીને પરણાવવી નહી, અને ૧૪ કરતાં ઓછી ઉમ્મરની કોઇ છોકરીનું ૫૦ વર્ષ ઉપરાંતની ઉમ્મરના વૃદ્ધ માણસ સાથે લગ્ન કરવું નહિ, એવો પોતાની રાજ્યસભાની અનુમતિથી ગઈ સાલજ કાયદો પસાર કર્યો છે. કાસ્મીરના મહારાજાએ પોતાના રાજ્યમાં સ્થપાયલી સંસારસુધારાની સભાનું પ્રમુખપદ સ્વીકાર્યું છે એટલુંજ નહિ, પણ પોતાની પ્રજામાં મરણ પ્રસંગે ભાડે માણસો રાખીને રડાવવા કુટાવવાના અને લગ્ન થયા પછી પિતા પોતાની પુત્રીનું મોંઢું જોઇ શકે નહિ એવા ચાલતા ધારાને નાબુદ કરવાનો પ્રયાસ કરવા માંડયો છે. વળી વડોદરા, ઇંદોર, કપુરથલા, ભાવનગર, મોરવી, ગોન્ડલ, વઢવાણ, કુચબિહાર, અને કોલ્હાપુર તથા બીજાં ઘણાં રાજ્યોના રાજાઓએ પોતાના રિસાલા સાથે, અને તેમાંના કેટલાકે તો પોતાનાં બૈરાં છોકરાં સાથે સમુદ્ર પર્યટણ કરી વિલાયત જઇ તે બાબતના સુધારાની પહેલ કરી છે. આ સઘળો સુધારો કૉન્ફરન્સના પ્રયાસથીજ થયો છે, એવા માનનો આપણે દાવો કરતા નથીઃ પરંતુ જે ઉત્સાહને લીધે સંસારસુધારા કૉન્ફરન્સની જરૂર ધારવામાં આવે છે, તેજ ઉત્સાહ વડે આવા સાંસારિક સુધારા આવા સ્થળોમાં આપોઆપ થયાં જાય છે, એ આ ઉપરથી જણાઇ આવે છે. ધારેલા હેતુની સિદ્ધિ અર્થે જૂદાં જૂદાં પગલાં જૂદાં જૂદાં દેશી રાજ્યો તરફથી આ સંબંધમાં ભરવામાં આવ્યાં છે. મ્હેસુરમાં કાયદા વડે સંસારસુધારાને આગળ ધપાવવામાં આવ્યો છે. ગાયકવાડી રાજ્યમાં ન્યાતોનાં સૂચનથી આગળ ડગલાં ભરાયાં છે, અને રજપુતાનામાં

કારોબારી મંડળના હુકમને અનુસાર સુધારો કરવામાં આવ્યો છે દેશી રજવાડાનું સુધારા તરફ આવી રીતનું વલણ જોઇને આપણી પરદેશી બ્રિટિશ સરકાર આ બાબત ઉત્તેજિત થયા વગર રહે તેમ નથી, પણ તેની આપણે જરૂર નથી. તેમ સરકાર પણ એટલી બધી ડાહી છે કે તે આવા કામમાં વચ્ચે પડે પણ નહિ. તે પોતે પોતાની તરફથી અપાતી કેળવણી દ્વારા સાંસારિક ઉન્નતિના સંબંધમાં દરેક વિદ્યાર્થીને તેનું કર્તવ્ય શિખવ્યાં જાય છે. આમ છતાં ખાસ જરૂર જણાયાથી સરકારે વચ્ચે પડીને દક્ષિણની હલકી જાતોમાં ચાલતો અમુક દેવને પ્રસન્ન કરવા વાંસામાં લોઢાના આંકડા ભેરવી લટકવાનો ધારો (Hook-Swinging) રીતસર જાહેરખબર પ્રસિદ્ધ કરીને કાઢી નાંખ્યો છે, અને મુંબઇ ઇલાકામાં તથા વાયવ્ય પ્રાંતોમાં કણબી અને રજપૂત તથા જાટ લોકોમાં લગ્ન પ્રસંગે થતાં ભારે ખરચોની હદ ઠરાવી છે. વળી સરકારે રૈયતના કલ્યાણની ખાતર સંમતિ વયનો કાયદો પસાર કર્યો છે, પણ તે વખતે પ્રજામાં ઉઠેલા ખળભળાટને લીધે તે કેટલીક રીતે નારાજ થયેલી છે, અને સાંસારિક બાબતોમાં વચ્ચે પડતાં આચકો ખાય છે. પરંતુ મને જાણીને આનંદ થાય છે કે ઑાન. મુથુસ્વામી આયરની કમિટીની ભલામણ પ્રમાણે મલબારનો લગ્ન સંબંધી કાયદાનો ખરડો સરકાર ધ્યાનમાં લેવા માગે છે, અને ઑાન. બાબુ બિહારીલાલનો નવો વહેંચણનો કાયદો બંગાળાની ધારાસભામાં પસાર કરવાની રજા આપી છે. આ પ્રમાણે દેશી રાજ્યો અને સરકાર પણ સંસારસુધારાની અગત્ય જોતી જણાય છે, અને તેથી એકંદરે ઇશ્વર સૌને એ કાર્ય માટે પ્રેરે છે એમ જણાય છે.

કદાચ તમારામાંના કોઈ કહેશે કે રાજ્યસત્તા તરફથી થતો સુધારો એ ખરા દિલનો સુધારો કહેવાય નહિં. પ્રજાનું વલણ તે તરફ સ્વતઃ થયેલું હોવું જોઇએ. ત્યારે છેલ્લાં ૭ વર્ષમાં આ સંબંધે પ્રજાવર્ગ તરફથી જે જૂદાં જૂદાં પગલાં ભરવામાં આવ્યાં છે, તેનું આપણે અવલોકન કરીએ. ઉત્તર અને પશ્ચિમ હિંદુસ્થાનનાં ૬—૭ શેહેરોમાં આના કરતાં મોટી સભાઓ ભારે ઉત્સાહથી હાલમાં ભરાય છે. ઉત્તરમાં મોટી કાયસ્થ જ્ઞાતની સમાજ ગયે વર્ષે મથુરામાં મળી હતી, વૈશ્યોની કૉન્ફરન્સ ગયે વર્ષે લાહોર મળી અને આ વર્ષે શાહજહાનપુરમાં મળનાર છે, ભાર્ગવોએ ગઇ સાલ લખનૌમાં સભા ભરી હતી. ઉદિચ્ય સભા મુંબઈમાં અને જૈનોની તેમજ મુસલમાનોની સમાજો અમદાવાદમાં મળી હતી. મુસલમાનોની કૉન્ફરન્સમાં વેશ્યાનો નાચ કરાવવાના તથા લગ્ન પ્રસંગે ઉડાઉપણે ખર્ચ કરવાના રિવાજો તરફ અતિશય નાપસંદગી બતાવવામાં આવી હતી. પંજાબમાં જૂદી જૂદી ન્યાતોની અનેક સભાઓ સ્થપાયલી છે, જેમાં સારણી સભા, કાયસ્થ સભા અને ખાલસા કે સિંગ સભા એ મુખ્ય છે. તેવી રીતે તમારા પોતાના ભાગમાં શ્રીમાધવો આ અરસામાં તીરપટીમાં એકઠા મળે છે. આ સઘળું કાર્ય દરેક જ્ઞાતિના મંડળ તરફથી થાય છે, જે અમુક ધારાઓ પસાર કરી તેમને બરાબર અમલમાં મૂકયાં જાય છે. આથી આ સઘળી સંસ્થાઓ તરફથી આ કૉન્ફરન્સ પોતાના હેતુ પાર પાડવામાં યોગ્ય મદદની આશા રાખે છે.

દેશના કેટલાક ભાગમાં જ્યારે ઉપર જણાવેલી જ્ઞાતિસમાજો સુધારાની બાબતમાં ઉપયોગી થઈ પડે છે, ત્યારે બીજે સ્થળે ધાર્મિક સંસ્થાઓ જેવી કે આર્યસમાજ, ધર્મમહામંડળ, સનાતન

સભાઓ અને બીજી તેવી મંડળીઓ પોતે સ્વતંત્ર રીતે સુધારાના સંબંધમાં કોઇ ને કોઇ રીતે ઉપયોગી કાર્ય બજાવ્યાં જાય છે. આર્યસમાજે આ સંબંધમાં આશ્ચર્ય પામવા જેવું કાર્ય કર્યું છે. તેની તરફથી મદ્યપાનનિષેધક મંડળીઓ સ્થપાઇ છે, અને મદ્યપાન-નિષેધક ગીતો રચવામાં આવ્યાં છે. આ ગીતો સ્ત્રીઓ શુભ પ્રસંગે ગાય છે. તે પુનર્લગ્નને ઉત્તેજન આપે છે, છોકરાઓ અને છોકરીઓની નિશાળો અને કૉલેજો તેણે સ્થાપી છે, અને અનેક રીતે ઉદારતા બતાવવાની યોજનાઓ તેણે રચી છે. ટૂંકામાં સુધારા માટે જે કંઇ કરવાની જરૂર છે તે સઘળું પંજાબમાં તે સમાજ તરફથી થયું છે. બંગાળાની બાજુએ બ્રહ્મસમાજ પોતાને માટે લગ્નનો ખાસ કાયદો ઘડીને સુધારાની ઘણી બાબતોમાં આપણાથી આગળ વધી છે.

સુધારા માટે ઉપયોગી થઇ પડતાં જ્ઞાતિમંડળો અને ધાર્મિક સંસ્થાઓ ઉપરાંત, આ મદ્રાસની હિંદુ સોશ્યલ રીફોર્મ ઍસોસિએશન, જેના વાર્ષિક મેળાવડામાં આપણે હમણા હાજર થયેલા છીએ, તેના જેવાં મંડળોનો એક ત્રીજો વર્ગ છે. બેલારીની સન્માર્ગ સમાજ, વરાડ સોશ્યલ રીફોર્મ ઍસોસિએશન, અમદાવાદ અને સિંધ ઍસોસિએશનો, મુંબઇ, મદ્રાસ વર્ધા અને બીજાં સ્થળોની પુનર્વિવાહોત્તેજક મંડળીઓ, વગેરે બીજાં અનેક જાતનાં મંડળો છે. આ સઘળાં મંડળો સંસારસુધારો આગળ વધારવાને સોગંદ લેતા પોતાના સભાસદોની પ્રતિજ્ઞા પર મૂકેલા વિશ્વાસ ઉપર આધાર રાખનાર છે. ઉપરનાં બે જાતનાં મંડળો જેટલી આ વર્ગનાં મંડળો સત્તા ધરાવતાં નથી, તોપણ તેઓ પોતાનું કાર્ય યોગ્ય રીતે બજાવ્યાં જોય છે. આ ત્રણે જાતનાં મંડળો ઉપરાંત દે-

શના જૂદા જૂદા ભાગોની મદ્યપાનનિષેધક અને સદ્વર્તનપ્રવર્તક મંડળીઓ પણ અગત્યનું કાર્ય કર્યાં જાય છે.

આ સઘળી જાગૃતિનું પરિણામ એ આવતું જણાય છે કે, લોકોનું વલણ સદ્વર્તન અને પરોપકારવૃત્તિના નીતિનિયમોની આવશ્યકતા તરફ વળ્યું છે, અને સુધારા સંબંધે ધારેલો હેતુ પાર પાડવામાં આ ઘણુંજ અગત્યનું અને આશાજનક લાગે છે. લોકમાં ઉદ્ભવ પામેલી આ વૃત્તિ તરફ સરકારનું પણ ધ્યાન ખેંચાયું છે. જીવતાં પ્રાણીઓના વધ અને ચેપી રોગોના કાયદા સામે તથા પ્લેગના સમયે સ્રીઓની ફરજીઆત તપાસ સામે લોકોમાં થયેલા ખળભળાટનું મુખ્ય કારણ આ વૃત્તિ છે. આ વૃત્તિને લીધેજ મદ્યપાન અટકાવવા સંબંધે લોકોમાં ઉભી થયેલી ચર્ચાના પરિણામમાં સરકારને તપાસ માટે બે કમિશનો નીમવાની જરૂર પડેલી છે. દેવસ્થાન ધર્માદાના રોકડ હકો અન્ય માર્ગે ઉપયોગમાં લેવા સામે ઉભી થયેલી ચર્ચાનું પણ આજ કારણ ગણી શકાય. વેશ્યાઓના નાચ અને સુરત નીતિ રહિત વર્તન સામે લોકોમાં ઉભી થયેલી લાગણીનું મૂળ પણ આજ વૃત્તિઓ છે એમ માનવામાં આવે છે. તેમજ એજ હેતુથી હલકી વર્ણના મનુષ્યોને મદદ કરવાનું વલણ પણ થતું જોવામાં આવે છે. બાળવિધવાઓની અતિ દુઃખદ સ્થિતિ તરફ લોકોનું ધ્યાન ઘણું ખેંચાતું જાય છે. અલાહાબાદ, કલકતા, અને પૂનામાં વિધવાશ્રમો સ્થાપવામાં આવ્યા છે, અને અજમાયશ તરીકે બાળવિધવાનાં પુનર્લગ્ન કરાવવાના પ્રશ્નનો અમલ કરવાની શરૂઆત થઇ ચૂકી છે. એક કરતાં વધુ સ્રીઓ પરણવાની રીત અને છોકરીઓને પરણાવી તેના બદલામાં નાણાં લેવાની રીત ઓછી થતી જાય છે, જોકે તે તદ્દન

નાબુદ થવી એ ઘણું કઠણ છે. ૭૫ કરતાં વધારે પુનર્લગ્નો અમારા ઇલાકામાં થયાં છે, અને બીજાં થતાં જાય છે, અને તે ઉપરથી જણાય છે કે સુધારાપક્ષનું બળ ધીમે ધીમે દૃઢ રીતે આગળ વધ્યાં જાય છે.

હું આશા રાખું છું કે સંસારસુધારા સંબંધે છેલ્લાં ૭ વર્ષનો આપણો પ્રયત્ન રાજ્યદ્વારી અને ઔદ્યોગિક બાબતમાં થયેલા સુધારા સાથે સરખાવતાં એકંદરે રદ ગયો નથી, એ બતાવી આપવાને હું પૂરતું બોલી શક્યો છું. મદ્રાસ સોશ્યલ રીફૉર્મ ઍસોસિએશનના સભાસદો જો કે થોડા છે, તોપણ સમયને અનુસરીને તેઓ જરૂરનું કાર્ય તન મનથી બજાવે છે એ તેમને માટે ઘણા સંતોષની વાત છે. તેઓ ચૂલામાંથી ખેંચી કાઢેલા બળતા અંગારા રૂપ છે, જેનો અગ્નિ બેદરકારી અને નિરૂત્સાહ રૂપી રાખોડીથી નાશ પામવાનો નથી. તેમના જેવી પ્રવૃત્તિ હિંદુસ્થાનના દરેક ભાગમાં ચાલી રહી છે, અને જોકે તેમની લડત હાલમાં નાપસંદ પડે એવી છે, તોપણ છેવટે તેમને ખચિત જય મળશે.

વેશ્યાઓના નાચ સામેની મદ્રાસ ઍસોસિએશનની હીલચાલ લાહોર કૉન્ફરન્સને પસંદ પડવાથી તેણે તે ઉપાડી લીધી છે. આખું પંજાબ તે સંબંધે એકમત થવા માંડયું છે. અમદાવાદના હિંદુ અને મુસલમાનોએ તેવોજ ઠરાવ પસાર કીધો છે. રાવળપિંડી, ધારવાડ, બેલારી, મછલીપટ્ટણ વગેરે સ્થળોની સભાઓએ પણ તે ઠરાવ સ્વીકાર્યો છે, અને તેનો બહોળી રીતે અમલ કરવા યત્ન કરે છે.

બાળલગ્નના સંબંધમાં, આગળ જણાવ્યા પ્રમાણે, મ્હેસૂરની સરકારે હિમ્મતથી યોગ્ય ધારાઓ બહાર પાડયા છે. રાજપુતા-

નાના રાજાઓએ પણ પોતાના રાજ્યમાં આ નુકસાનકારક રિવાજ બંધ પાડવાને કાયદા ઘડયા છે. આખા દેશનું લક્ષ બાળલગ્નથી થતી હાનિ અને તેમાં કરવા જોઇતા સુધારા તરફ ખેંચાતું જાય છે. કેટલેક સ્થળે તો ગ્નાતિમંડળોએ લગ્ન માટે છોકરા અને છોકરીઓની અમુક ઉમ્મર પણ ઠરાવી છે. બામાસના દેશી કાયદાએ છોકરીઓની પરણવા લાયક ઉમ્મર ૧૩ વર્ષની ઠરાવી છે, ભાર્ગવોએ ૧૨, મથુરાના ચોબાઓએ ૧૩, અને મહાજન વર્ગે ૧૨ વર્ષની ઠરાવી છે. આ ઉપરથી આ બાબતમાં કાયમનો સુધારો થવાનો સમય હવે બહુ દૂર જણાતો નથી. પુનર્વિવાહના સંબંધમાં માલૂમ પડે છે કે ગયે વર્ષે ૧૨ પુનર્લગ્ન થયાં છે. કેટલીક ન્યાતોના આગેવાનોએ આગળ પડીને બાળવિધવાનાં પુનર્લગ્ન કરવાની છૂટ આપવાના ઠરાવ પણ પસાર કર્યા છે. ‡

પરધર્મમાં વટલી ગયેલા તેમજ ઇંગ્લાંડ જઇ આવેલાઓને ન્યાતમાં દાખલ કરી તેમની સાથે વ્યવહાર રાખવાના સંબંધમાં બે બંગાળામાં અને એક મદ્રાસમાં એમ ત્રણ જાણવા યોગ્ય બનાવો બન્યા છે, જે ઉપરથી ન્યાતિ મંડળના આ બાબતના વલણમાં ઘણો સંતોષકારક સુધારો થતો જણાય છે. મિ. ચેટી અને અમારા દેશસ્થ બ્રાહ્મણોને બહુ હરકત વગર પાછા ન્યાતમાં

---

‡ સર્વેને સુવિદિત હશે કે વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડે સને ૧૯૦૪ માં પોતાના રાજ્ય માટે બાળલગ્ન પ્રતિબંધક કાયદો બહાર પાડયો છે, જેમાં તેઓશ્રીએ પરણવા લાયક ઉમ્મર કન્યા માટે ઓછામાં ઓછી ૧૨ વર્ષની અને વર માટે ૧૬ વર્ષની ઠરાવી છે.

દાખલ કર્યા છે. બંગાળામાં કાયસ્થ જ્ઞાતિએ મિ. ઉપેન્દ્રનાથ દાસ, જેઓ ઇંગ્લાંડ ગયા હતા એટલુંજ નહિ, પણ એક અંગ્રેજ સ્ત્રી પરણ્યા હતા અને તેણીનાથી જેમને છોકરાં પણ થયાં હતાં, તેમને પાછા દાખલ કર્યા છે. પંજાબની આર્યસમાજે અને એક શિખ મંડળીએ મુસલમાન ધર્મમાં વટલી ગયેલા ૧૨ માણસોને પાછા અંગીકાર કર્યા છે, અને થોડા વખતથી સુધરેલા અને જૂના વિચારવાળા એ બન્ને પક્ષોનાં કુટુંબો વચ્ચે બહુ સારો સંબંધ પાછો બંધાતો જાય છે એ સંતોષની વાત છે.

મને બ્હીક લાગે છે કે મેં તમારો વખત હદ ઉપરાંત રોક્યો છે. આપણે હાથ ધરેલું કાર્ય પાર પાડવા અંતરની લાગણી સાથે ઇશ્વર પર શ્રદ્ધા, અથાગ ધૈર્ય, ને પરોપકારવૃત્તિ એ મહાન્ ગુણોની જરૂર છે. આ ગુણોનું હમેશા મનન કરતા રહી તે પ્રમાણે દ્રઢતાથી જો આપણે વર્તતા રહીએ તો ઇતિહાસમાં વર્ણવેલી આપણા પૂર્વજોની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકીએ. તેમ કરીશું તો ઇશ્વર પણ નક્કી સહાય કરશે. જો આપણને દુઃખ ભોગવવું પડે તો તે ભૂત તથા વર્તમાન કાળનાં આપણાં પાપોનું પરિણામ છે. જો આપણે આપણાં પાપો ધોઇ નાખીશું, તો કીર્તિનાં ચળકતાં કિરણો આપોઆપ પ્રકાશી નીકળશે. આ આશા સાથે આપણે ખાતરી રાખવી કે, આપણે શુભ કાર્યમાંજ ભાગ લઇએ છીએ, અને આપણા યત્નના પ્રમાણમાં આપણને ફતેહ મળશે."

સાંસારિક સુધારા માટે ખાસ અગત્યના સાધન તરીકે સ્ત્રી કેળવણીનો મોટા પાયા ઉપર ફેલાવો થવાની ઘણીજ જરૂર છે એમ ન્યા. રાનડેનું ધારવું હતું. તેઓ આ કામને માટે પોતાના-

થી બનતો પ્રયત્ન કરતા, અને હરેક રીતે ઉત્તેજન આપવા ચૂકતા નહિ. પૂનામાં ' કન્યાઓની હાઇસ્કૂલ ' સ્થાપવામાં તેમણે ઘણો આગળ પડતો ભાગ લીધો હતો, એ આપણે પાછળ જોઇ ગયા છીએ. નોકરીના અંગે જ્યાં જ્યાં પોતાની સ્વારી જતી ત્યાં પોતાનાં પત્નીને ત્યાંની કન્યાશાળાની મુલાકાત લેવાની અને તેમના હોનામના મેળાવડાઓમાં પ્રમુખપદ લઇને અને બીજી રીતે આગળ પડતો ભાગ લેવા એક પ્રકારની ફરજ પાડતા. સ્ત્રીશિક્ષણના હેતુથી ' હળદ કંકુ ' ના મેળાવડા નિમિત્તે તેમની પાસે તેઓ શહેરની સ્ત્રીઓના મેળાવડા પોતાને ત્યાં કરાવતા, અને અનેક સ્થળે સ્ત્રીસમાજો અને મહિલાસમાજો તેમના દ્વારા તેમણે સ્થાપન કરાવી છે. ઇ. સ. ૧૮૯૭ માં ઉમરાવતીમાં મળેલી સોશ્યલ કૉન્ફરન્સ સન્મુખ આપેલા એક ઉત્તમ ભાષણની અંદર સ્ત્રીકેળવણીના સંબંધમાં એમણે કહ્યું હતું કે, " સ્ત્રીકેળવણી, જેની આપણે અતિશય જરૂર છે, તેની સ્થિતિ હજુ પણ મંદ છે, જોકે આપણી બ્હેનોનાં નૈતિક લક્ષણો અને માનસિક શક્તિઓ ખીલવવાની આવશ્યકતાના સંબંધમાં આખા હિંદુસ્થાનમાં ઉદ્ભવેલી પ્રજાકીય જાગૃતિ તરફ સર્વની પસંદગી છે એ બાબતનાં ચિન્હો સ્પષ્ટ રીતે દેખાતાં જાય છે. " આપણે આશા રાખીશું કે આપણા દેશની બાળાઓ થોડા સમયની અંદર ઉંચા પ્રકારની કેળવણી પ્રાપ્ત કરી ઉત્તમ જાતિની ગૃહિણીઓ બની સાંસારિક સુધારાની બાબતમાં ઘણી સહાયભૂત થઈ પડે.

મિ. મલબારીના " બાળલગ્ન અને ફરજીઆત વૈધવ્ય " એ વિષયના લેખ ઉપરથી 'સાંસારિક બાબતોમાં રાજ્યસત્તાની દરમિયાનગીરી' એ નામનો એક નિબંધ લખવા રાનડે પ્રેરાયા હતા.

આ નિબંધમાં તેમના બીજા નિબંધોની પેઠે વિધવાઓના પક્ષની પૂર્ણ હિમાયત કરીને ફરજીઆત વૈધવ્યના, બાળલગ્નના, અને એક સ્ત્રી હયાત છતાં વધારે સ્ત્રીઓ પરણવાના રિવાજોને તેમણે લંબાણ વિવેચન સહિત ઘણી સખત રીતે વખોડી કાઢ્યા છે. તેમાં તેમણે દર્શાવી આપ્યું છે કે, જો કે સતી અને બાળહત્યાના ગુન્હા માટે કાયદામાં શિક્ષા ઠરાવી છે, તોપણ તે ગુન્હાઓ કોઇ પણ જાતના અલ્પ સમયના આવેશમાં આવ્યાથી થતા હોવાથી તેમના કરતાં આ ઉપર જણાવેલા રિવાજોથી થતા ગુન્હાઓ વધારે મનસ્વી પ્રકારના હોઇ જાણી બુજીને કરવામાં આવે છે તેથી વધારે ગંભીર પ્રકારના છે, અને તેટલા માટે તેવા રિવાજો સત્વર અટકાવવાની આવશ્યકતા છે. વળી ઓછામાં ઓછી પરણવા લાયક ઉમ્મર છોકરાઓને માટે ૧૮ અને છોકરીઓ માટે ૧૨ વર્ષની રાખવી જોઇએ, ૫૦ વર્ષ ઉપરાંતના મનુષ્યનું ૧૪ કરતાં નાની વયની છોકરી સાથે લગ્ન થવું ન જોઇએ, અને અમુક વિધવાનું પુનર્લગ્ન થતાં તેનો તેના ધણીની મિલકત પરનો હક્ક ઉરાડી દેવો ન જોઇએ, વગેરે બાબતો સંબંધી તેમણે સૂચનાઓ કરી છે.

શ્રીમાન્ રાનડે સંસારસુધારાની હીલચાલના સંબંધમાં આ પ્રમાણે ઘણોજ આગળ પડતો ભાગ લેતા હતા, અને તેથી તેમને Father of the Social Conference—' સોશ્યલ કૉનફરન્સના પિતા ' કહેવામાં આવે છે. ઇ. સ. ૧૮૯૧ માં સંમતિ વયનો કાયદો પસાર થયો તે સમયે જૂના વિચારના લોકોમાં ઘણો ખળભળાટ ઉત્પન્ન થયો હતો, તોપણ તેમણે તે સંબંધે બહુ સારી મદદ કરી હતી. ઇ. સ. ૧૮૮૭ માં સોશ્યલ કૉન્ફર

ન્સ સ્થપાઇ ત્યારથી તેમના મરણ પર્યંત થયેલા તેના મેળાવડા-ઓના એકેમાં ગમે તેટલી અડચણો વેઠીને પણ તેઓ હાજરી આપ્યા વગર અને પોતાની તરફનું ઘણુંજ રમૂજી અને બોધ-યુક્ત પ્રાસ્તાવિક ભાષણ આપ્યા વગર રહ્યા નથી. તેમનું દરેક ભાષણ ઉંચા પ્રકારની બુદ્ધિનો અને બહુશ્રુતપણાનો નમૂનો છે. ન્યા. રાનડેનું હર કોઇ ભાષણ સાંભળતી વખતે દરેક શ્રોતા-જનને જાણે તે પોતાના દુનિયાદારીના હમેશના કામકાજની ફિક-રમાંથી મુક્ત થઇ કોઇ ઉંચા પ્રકારની ઇચ્છાઓ અને પ્રેરણા-ઓના પ્રદેશમાં આનંદ મેળવતો હોય એમ લાગે છે. આવાં કારણોથી મોહિત થઇ રા. બ. આનકર તેમનાં આ ભાષણોને 'વાર્ષિક વિમાનારોહણ' ( Annual Bollonings, ) ની ઉપમા આપે છે. ઇ. સ. ૧૯૦૧ ના જાન્યુઆરીમાં સોસ્યલ કોન્ફરન્સના આ ઉત્પાદકનો દેહાંત થવાથી, તેઓ પોતાની લથડી ગયેલી તબિયતને લીધે ઇ. સ. ૧૯૦૦ ની કોન્ફરન્સમાંજ માત્ર હાજર થઇ શકયા નહોતા. આ પ્રસંગે લાહોર જવાને માટે સં-પૂર્ણ તૈયારી કર્યા છતાં, છેવટની ઘડીએ તબિયત બહુ નરમ જણાયાથી પોતાનું જવાનું માંડી વાળવું પડયાથી પોતાની ગેર-હાજરીની ખોટ પૂરી પાડવાને માટે તેઓએ પોતાનું તૈયાર કરેલું વાર્ષિક ભાષણ, જેને કેટલાક નીમાચા વર્તમાનપત્રો તરફથી પાછ-ળથી મિ. 'રાનડેનો હિંદુ કોમને છેલ્લો સંદેશો' (Mr. Rana-de's last Message to the Hindu Community) એવું નામ આપવામાં આવ્યું હતું, તે ઓન. મિ. ગોખલેને આપી તેમની સાથે પોતાના ભાઇને મોકલ્યા હતા. આ પ્રસંગે આમ અઢાર વર્ષે આ પહેલીજ વખત કોન્ફરન્સમાં ભાગ ન

લાઇ શકવા માટે છાતી ભરાઇ આવ્યાથી પોતાની પાસેનાં માણુસો આગળ પોતે ગદ્‌ગદ્ કંઠે દિલગીરી દર્શાવી હતી ! આ ભાષણમાં પ્રાચીન સમયમાં બ્રાહ્મણ, ક્ષત્રિયાદિક વર્ણોને માંહોમાંહે એક બીજા સાથે ભોજન તથા કન્યાવ્યવહારનો નિકટ સંબંધ હતો એ બાબતના કેટલાક દાખલાઓ આપી, પુરાતનકાળના ઋષિમુનિઓ તરફ પૂજ્યભાવ દર્શાવીને તેમના સમયનો આધુનિક સમય સાથે મુકાબલો કરી બતાવી, હાલના જમાનામાં જરૂરનો સાંસારિક સુધારો પૂરેતી રીતે કરી શકે એવા-પ્રાચીન મહાન્ ઋષિઓ જેવા-સમર્થ ગુરૂઓની આવશ્યકતા તેમણે જણાવી હતી. વળી આ પ્રસંગે પોતાનાથી હાજર ન થવાયું તેને માટે દિલગીરી દેખાડનારો અને તેમને ગેરહાજરીમાં કૉન્ફરન્સનું કામકાજ ફતેહમંદીથી પૂર્ણ થયું તેને માટે સંતોષ જાહેર કરનારો એક પત્ર તેમના એક મિત્ર અને તેમની પછી હાઇકોર્ટના જજની માનવંતી પદવી સંપાદન કરનાર ઑનરેબલ જસ્ટિસ્ નારાયણ ગણેશ ચંદાવરકર ઉપર તેમણે તા. ૪ થી જાન્યુઆરી સન ૧૯૦૧ ના રોજ લખ્યો હતો. ન્યા. રાનડે કૉન્ફરન્સને માટે કેટલી બધી લાગણી ધરાવતા હતા તે જાણવાનું વાંચકોને કાંઇક બની આવે તેટલા માટે તે પત્રની મતલબ અત્રે આપી આ પ્રકરણ બંધ કરીશું.

લાનોલી. તા. ૪ થી જાન્યુઆરી ૧૮૦૧,

"પ્રિય મિત્ર નારાયણરાવ.

મારા ભાઇ લાહોરથી ગઇ કાલે પાછા આવ્યા છે, અને ઑન. મિ. ગોખલે પરમ દિવસે આવી ગયા છે. લાહોર કૉન્ફરન્સના મેળાવડાને પૂરતી હિમાયતથી મદદ કરવામાં તમારી સઘ-

ની શક્તિઓ કામે લગાડીને તમે તમારી બીજી ભારે ફરજોના રોકાણમાંથી કેવી રીતે ફુરસદ મેળવી છે તેનું તેમની તરફથી જે વર્ણન મળ્યું છે તેથી મને ઘણોજ સંતોષ થયો છે. મારી ખાતરી થઇ છે કે તે મેળાવડો દરેક રીતે ફતેહમંદ નીવડયો છે, અને તે સમય બતાવાયલો ઉત્સાહ પહેલાંના કોઇ પણ મેળાવડા કરતાં વધારે અનુપમ—ચઢીઆતો હતો. તમે ખરા દીલના સ્વાત્માર્પણથી કોઇ પણ જાતની કચાશ રાખી નથી તેને માટે હું તમારો અંતઃકરણથી ઉપકાર માનું છું. જ્યારે મેં ઑાન. મિ. ગોખલેને કોન્ફરન્સમાં મારા પ્રતિનિધિ તરીકે કામ કરવા કહ્યું ત્યારે મેં તેમને ખાતરીથી કહ્યું હતું કે, તમે લાહોરમાં હશો તેથી તમે તમારાથી બનતી રીતે મદદ કરશો. જે સઘળી હકીકત મને મળી છે તે પરથી મને માલૂમ પડે છે કે તમે મારી ધારણા ઉપરાંત કાર્ય બજાવવાની મહેરબાની કરી છે, અને તેને માટે હું મારી ભારે આભારની લાગણી જાહેર કરૂં છું. હાલમાં મારાથી ખમી શકાય તે કરતાં અત્રે ઠંડી વધારે સખત પડે છે, અને મારા વૈદ્યવર્ગના મિત્રો હજુ બે ત્રણ અઠવાડિયાં સુધી મારે પૂને જવું નહિ એવી સલાહ આપે છે. તેટલા માટે હું એકાદ દિવસ પછી મુંબઇ આવવા ધારૂં છું.

તમારો સાચો મિત્ર,

એમ. જી. રાનડે. ”



# પ્રકરણ ૫ મું.

## ધાર્મિક વિચારો.




જા રામ મોહનરાય નામના પ્રખ્યાત બંગાળી ગૃહસ્થે આશરે ૭૦ વર્ષ ઉપર બંગાળામાં એક પ્રકારની સેશ્વરવાદી (Theistic) ધાર્મિક હીલચાલ ઉભી કરી હતી. પાછળથી બાબુ કેશવચંદ્ર સેને તેને 'બ્રહ્મોસમાજ'નું નામ આપીને તેનો સારો ફેલાવો કર્યો હતો. આ હીલચાલ ઉપરથી મુંબઇ, પૂના અને મુંબઇ ઇલાકાનાં બીજાં કેટલાંક સ્થળોમાં 'પ્રાર્થના સમાજ' નામની ધાર્મિક સંસ્થાઓ સ્થાપવામાં આવી છે. ન્યા. રાનડે આ સમાજના ઉત્સાહી, ભાવિક અને ચુસ્ત સભાસદ હતા. તેઓ સમાજના નિયમો પૂર્ણ રીતે પાળતા, અને તેની દરેક બેઠક વખતે હાજર રહી તેમાં બહુજ આગળ પડતો ભાગ લેતા. તેઓ પૂનામાં હતા ત્યારે, આગળ એક સ્થળે જણાવ્યા પ્રમાણે, ત્યાંની સમાજનું મકાન બંધાવવા ઉપરાંત તેની હરેક બનતી સેવા બજાવવામાં પાછા હડયા નહોતા. મુંબઈ આવ્યા પછી, તેઓ ત્યાંની પ્રાર્થના સમાજના પણ અગ્રેસર હોઇ તેના પ્રમુખ નીમાયા હતા; અને તે હોદ્દો પોતાના મૃત્યુ પર્યંત ભોગવીને પોતાનાં અતિ સરળ,* વિદ્વત્તાભરેલાં અને રસિક વ્યા-

---

* શ્રીમતી રમાબાઇ રાનડે પોતાના પુસ્તકમાં ન્યા. રાન-

ખ્યાનોથી તથા બીજી અનેક રીતે તે સમાજને તેમણે ઘણી જાગૃતિમાં મૂકી દીધી હતી. ટૂંકામાં કહી શકાય કે, રાજા રામ મોહનરાય, મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાગોર, બાબુ કેશવ ચંદ્ર સેન, અને બાબુ પ્રતાપચંદ્ર મજમુંદાર આદિ પ્રસિદ્ધ પુરૂષોએ બંગાળામાં સેશ્વરવાદી ધાર્મિક હીલચાલના સંબંધમાં જે કંઇક કાર્ય કર્યું છે તેવુંજ કાર્ય, જોકે તેથી કંઇક નાના પાયા ઉપર, આપણા ઇલાકામાં ન્યા. રાનડેએ અને તેમના સહાધ્યાયી મિત્ર ડૉ. ભાંડારકરે કર્યું છે. તેમણે પોતાના સહાયકોની જૂજ સંખ્યા સાથે અનુકરણીય જીવનથી, પોતાના નિષ્કલંક વર્તનથી, સેશ્વરવાદના સિદ્ધાંતોના સમજ અને દૃઢતાપૂર્વક પાલનથી, અને સમાજના મંદિરોમાં પોતે કરેલાં ઉત્કૃષ્ટ વ્યાખ્યાનો અને પ્રાર્થનાઓથી, તથા પોતાના અન્ય સતત વિવિધ પ્રયત્નોથી તે હીલચાલને આગળ વધારવામાં ભારે પ્રયાસ કર્યો છે, અને તેથી તેઓ તેના કાયમના સ્તંભો ગણાયા છે.

પ્રાર્થના સમાજનો ધર્મ એકેશ્વરવાદી છે, અને આખો દેશ

---

જેનાં ધાર્મિક વ્યાખ્યાનોની શૈલીનું નીચે પ્રમાણે વર્ણન કરે છેઃ "ગમે તેમ કહો, પણ સાચું જોતાં 'પોતે' ધર્મોપદેશ એટલો અર્થપૂર્ણ અને પ્રેમાળ તથા ગંભીર રીતે કરતા કે તે સાંભળનારાને ધન્ય ધન્ય થાય, ક્ષણ માત્ર દેહભાન ભૂલી જવાય, અને હું પ્રત્યક્ષ દેવની સાથેજ બોલું છું, અને તે મારી પ્રાર્થના સાંભળે છે, એમ લાગી વૃત્તિ તન્મય થાય. કોઇ કોઇ વાર તે શાન્ત તથા ભક્તિથી ભરપૂર થયેલી વૃત્તિને લીધે 'પોતાના મોંઢાપર એક જાતનું તેજ દેખાતું.' વગેરે."

વખત જતાં અજ્ઞેયવાદ ( Agnosticism ) માં ડુબી જશે એમ જેઓ માનતા નથી તેમનું તો ધારવું એ છે કે તેવો ધર્મ આખા હિંદુસ્થાનનો સામાન્ય ધર્મ થશે. કેમકે ઇતિહાસ ઉપરથી માલુમ પડે છે કે મનુષ્યનું મન લાંબે કાળે પદાર્થોની ઉત્પત્તિ અને મનુષ્યના જીવની ભાવી દશાના સંબંધમાં નિષેધાત્મક ખુલાસાથી કદી સંતોષ પામતું નથી. પદાર્થોની ઉત્પત્તિ અને વસ્તુના સ્વરૂપના સંબંધમાં ભાવાત્મક ( positive ) અને નિષેધાત્મક ( negative ) એમ બે પ્રકારના ખુલાસા અત્યારસુધીમાં મનુષ્યના અંતઃકરણ આગળ રજુ થયા છે. તેમાંથી તે અંતઃકરણે ભાવાત્મક ખુલાસાને વધારે પસંદ કર્યો છે અને ભવિષ્યમાં તે ખુલાસોજ સ્વીકારાતો ચાલશે. અને તેમાં કંઇ ફેરફાર થશે તો તે માત્ર એટલાજ અંશમાં કે તર્કશાસ્ત્રનાં મૂળતત્ત્વોને તથા સુધારા અને જ્ઞાનની બાબતમાં માણસો જે પ્રમાણમાં આગળ વધ્યા છે તેને અનુકૂળ એ સિદ્ધાંતનું સ્વરૂપ પલટાશે, અને આવી માનસિક ઉન્નતિ સાથે જે વહેમી અને ભૂલભરેલા વિચારો અયોગ્ય ગણી શકાય તેમને એ સિદ્ધાંતે ત્યજવા પડશે. પ્રોફેસર એ. સી. ફ્રેઝર પોતાનાં ગિફોર્ડ વ્યાખ્યાનોમાં કહે છે કે, "જે માનસિક સ્થિતિમાં મનુષ્યનું મન દરેક વસ્તુ વિષે શંકાવાળું રહે છે તે સ્થિતિ એવી છે કે તેમાં મનુષ્ય રહી શકે નહિ.† મનુષ્યના જીવના પશુમય અંશમાં પણ કેટલીક વસ્તુનું ભાન થાય છે, અને તે વસ્તુઓના જડ અથવા ભૌતિક સ્વરૂપમાં શ્રદ્ધા રાખવાની જરૂર પડે છે. ઉદા-

---

† શ્રીમદ્ ભગવદ્ગીતાનું संशयात्मा विनश्यति । એ વાક્ય. આનો અર્થ બરાબર સ્પષ્ટ કરે છે.

હરણ તરીકે, આપણે ખાધા પીધા વગર જીવી શકીએ નહિ, અને ખાવા તથા પીવાની વસ્તુઓને જોઇ તેમને ખાતા કે પીતા પહેલાં તેમના પૌષ્ટિકપણા અથવા સ્વાદ વિષે વિશ્વાસ રાખ્યા વગર આપણે તે ખાઇ કે પી શકીએ નહિ. વળી ભાવાત્મક ખુલાસાની પસંદગી આપણી આર્યભૂમિમાં તો છેક પ્રાચીન ઉપનિષદ્ કાળથી ચાલી આવે છે. જગતના કારણનું સ્વરૂપ પ્રતિપાદન કરતાં છાન્દોગ્ય ઉપનિષદ્‌માં શ્વેતકેતુને તેના પિતાએ કરેલો બોધ અને તેવાજ અન્ય કેટલાંક દૃષ્ટાંતો આ સંબંધમાં યોગ્ય પ્રમાણ રૂપ છે.

ન્યા. રાનડે એવું માનતા કે આ બ્રાહ્મોસમાજ અથવા પ્રાર્થનાસમાજની હીલચાલ તદ્દન નવીજ છે એમ નથી, પણ તે પ્રચલિત ધર્મની અંદર મૂર્તિપૂજા અથવા અનેકેશ્વરવાદ, વહેમ અને અનાચારી રૂઢિઓ વગેરે જે દાખલ થવા પામ્યું છે, જેને લીધે ઉંચા પ્રકારના જ્ઞાનનો લોપ થતો જાય છે, મનુષ્યના વર્તન માટે સ્થાપિત કરેલી ઉતમ આજ્ઞાઓનો અવળો અર્થ કરવામાં આવે છે, અને નીતિના નિયમો તથા અંકુશો નિરૂપયોગી થઇ ગયા છે, અને જેને લીધે ધાર્મિક ઉમળકાથી ભરેલી ભક્તિને બદલે રૂઢિમય ક્રિયાઓ વધી પડી છે, તે સઘળાની સામે નાપસંદગી બતાવી વાંધો લેનારી છેક છેલ્લી—આધુનિક હીલચાલ છે. ધર્મના દુરૂપયોગ સામે વેદના સમયથી હાલના સમય સુધી કેટલાંક ઉપનિષદોના લખનારાઓએ એવા વાંધાઓ વખતોવખત ઉઠાવ્યા છે કે, યજ્ઞયાગાદિકમાં ઉત્તમ ફલને પ્રકટ કરવાનું સામર્થ્ય ન હોવાથી તે ક્રિયાઓની આવશ્યક્તા નથી; અને દુઃખનો સમુદ્ર ઓળંગી ખરા સુખના બંદરે પહોંચવાને તેઓ તદ્દન નબ-

ળી હોડીઓ છે; અને કર્મમાર્ગમાંથી અર્થાત્ ધાર્મિક ક્રિયા કરવા રૂપ માર્ગથી નહિ, પરંતુ જ્ઞાનમાર્ગથી અર્થાત્ પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન મેળવવાના અને તેનું ધ્યાન કરવાના માર્ગથી મોક્ષ મળશે એમ તેમનું (ઉપનિષદોનું) કહેવું છે, એવું ડૉ. ભાંડારકરે તા. ૫મી મે ૧૮૯૫ ને રોજ ડેક્કન કૉલેજના મેળાવડા સન્મુખ આપેલા પોતાના વિદ્વત્તાભરેલા ભાષણમાં જણાવેલું છે. વળી ઇ. સ. પૂર્વે છટ્ઠા સૈકામાં થયેલા બૌદ્ધ ધર્મના સ્થાપનાર શાક્યમુનિ બુદ્ધ ઉપનિષદોના કર્તાઓથી પણ આગળ વધીને જ્ઞાન તથા કર્મ માર્ગને બાજુ પર મૂકી મનોવિકારોને વશ રાખી ઉત્તમ પ્રકારની અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત કરવાનો બોધ કરતા, અને પશુયજ્ઞોથી થતી હિંસા તથા જાતિભેદની વિરૂદ્ધ બહુ સખત શબ્દોમાં ટીકા કરતા. તેમને પ્રેમભાવ અથવા પ્રાણીમાત્ર તરફ દયા રાખવાના સિદ્ધાંત પર એક નવીન ધર્મ કંઇક વિકાર પામેલા રૂપમાં પણ હાલમાં મનુષ્યજાતિનો મોટો ભાગ પાળે છે. મહારાષ્ટ્રમાં તુકારામ, રામદાસ, નામદેવ વગેરે સાધુઓ સોળમા સૈકાથી ઉત્પન્ન થવા માંડયા છે. ઇશ્વર પર શ્રદ્ધાથી અથવા ઇશ્વરના પુનઃ પુનઃ નામોચ્ચારથી મોક્ષ થાય છે, અને આ લોકમાં તથા પરલોકમાં સુખ પ્રાપ્ત કરવું એવો આપણી ઉત્પત્તિનો મુખ્ય હેતુ સિદ્ધ કરવા માટે યાંત્રિક રીતે અર્થ વગરની ક્રિયાઓ અને રૂઢિઓનું આચરણ કરતાં પવિત્ર જીવન અને નિરભિમાનીપણું શ્રેયસ્કર છે એમ તેઓનું કહેવું છે. વળી તેઓએ જાતિભેદનું અને પ્રાર્થના તથા ધર્મક્રિયાઓ માટે સઘળાઓને જાણીતી દેશી ભાષાઓને બદલે વપરાતી સંસ્કૃત ભાષાનું નિરૂપયોગીપણું પણ ખુલ્લી રીતે જાહેર કર્યું છે. રાનડેએ આ દક્ષિણના

સુપ્રસિદ્ધ સાધુપુરૂષોના ગ્રંથોનું સારી રીતે મનન કર્યું હતું. પોતાનું ધર્મ સંબંધી જ્ઞાન તેમણે આ સાધુઓના અને અન્ય વિદેશીય લેખકોના ઘણા ગ્રંથો વાંચીને બહુજ વધાર્યું હતું, અને તે વિષયમાં તેઓ ઘણા ઉંડા ઉતર્યા હતા. જોકે તેઓ પ્રાર્થના સમાજના એક આગેવાન અને ચુસ્ત સભાસદ ગણાતા હતા, તોપણ માત્ર સામાન્ય રીતે તેના નિયમોને પાળીનેજ તેઓ પોતાને કૃતકાર્ય માનતા નહિ. તેઓ સઘળા જનમંડળ તરફ પૂર્ણ બંધુભાવ ને ઇશ્વર પર અનન્ય શ્રદ્ધા ધરાવતા હતા. પ્રાર્થનાસમાજમાં અને અન્ય સ્થળે તેમણે અંગ્રેજી અને મરાઠીમાં આપેલાં સંખ્યાબંધ ધાર્મિક વ્યાખ્યાનો, આગળ કહ્યું છે તેમ, ઘણાં બોધદાયક અને રસિક છે. તેમનાં ભાષણો પરથી સ્પષ્ટ જણાય છે કે તેઓ માત્ર અંગ્રેજી ભાષામાંજ સારાં વ્યાખ્યાનો આપી શકતા એમ નહોતું, પરંતુ પોતાની માતૃભાષાના પણ તેઓ એક સમર્થ અભ્યાસી અને વિદ્વાન હોય તે ભાષામાં તેવાંજ ઉત્તમ રસિક વ્યાખ્યાનો આપી શકતા. અને આ પ્રમાણે પોતે મરાઠી ભાષાના સાહિત્યભંડારથી સારી રીતે વાકેફ હોવાથી યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં દેશી ભાષાઓને દાખલ કરાવવા માટે તેમણે પૂરતી હિમાયત કરી હતી. આ સઘળાં વ્યાખ્યાનોમાં ઇ. સ. ૧૮૯૫ માં મુંબઇની પ્રાર્થનાસમાજ સન્મુખ તેમણે "હિંદુસ્થાનનો પ્રોટેસ્ટંટ ધર્મ' એ વિષય પર આપેલા વ્યાખ્યાનને મદ્રાસના 'હિંદુ' પત્રે 'શક પ્રવર્તાવનારૂં' (era-making) જણાવ્યું હતું, અને ખરેખર તે તેમનાં ધાર્મિક ભાષણોમાં એક નમૂના રૂપ હોવાથી તેની મતલબ અત્રે વિસ્તારપૂર્વક આપીશું:—

"આપણા સાધુઓ અને ધર્મોપદેશકોએ જેને 'ભાગવત

ધર્મ' કહેલો છે, અને આપણી સમાજ જેનું એક અવ્યક્ત પ્રતિબિંબ અને નમ્ર ફાંટો છે, તેની ઉત્પતિ વિષે તથા છેલ્લાં ૨૦૦૦ વર્ષની અંદર થયેલા તેના ફેલાવાને લગતી હકીકત જણાવવાને મેં ગયે વર્ષે આ આસન પરથી અને બીજે સ્થળે યત્ન કર્યા કર્યો છે. ભાગવત ધર્મનું ખાસ અગત્યનું લક્ષણ તેનું 'પ્રોટેસ્ટંટ'–પ્રચલિત ધર્મની અંદર પેસી ગયેલા અનાચાર સામે વાંધો ઉઠાવવાનું વલણ છે. યાહુદીઓની પેઠે આપણામાં પણ એક પછી એક સંતપુરૂષો ઉત્પન્ન થયા છે. તેઓએ આપણી ભક્તિનું ખરૂં સ્વરૂપ ઢાંકી નાંખે એવા તથા તેના વાસ્તવિક દિવ્ય અંશને આપણી નજર બહાર રાખે એવા આચારવિચારની રૂઢિઓને ધિક્કારી કાઢી તે સામે પોતાની રહેણીકરણી અને આચાઓ વડે વાંધો ઉઠાવ્યો છે. તેટલા માટે ભાગવતધર્મ એ નિર્ભયપણે પ્રોટેસ્ટંટ–સુધરેલો હિંદુધર્મ કહી શકાય. આ લાંબા વખતથી ચાલતી ધાર્મિક હીલચાલ, જેણે ઘણો ફાયદો કર્યો છે અને હજુ પણ ભવિષ્યમાં કરશે એવો સંભવ છે, તેનાં મુખ્ય લક્ષણો તરફ આજે હું તમારૂં ધ્યાન ખેંચીશ. આપણા દેશના વિદ્યાર્થીઓ યૂરોપમાં ઉભી થયેલી પ્રોટેસ્ટંટ ધર્મની હીલચાલથી ઘણાખરા વાકેફ હશે. પરંતુ ઘણાજ થોડાના જાણવામાં હશે કે તેજ સમયે આત્માના અંતર્ગત ઉભરાઓ અને સત્ય વસ્તુને શોધવાનો હૃદયનો વેગ, જેના પરિણામમાં પશ્ચિમ યૂરોપમાં પ્રોટેસ્ટંટ ધર્મ ઉદ્ભવ પામ્યો હતો, તેની બળવાન્ શક્તિઓ તેજ અરસામાં જોસભેર આપણા દેશમાં પણ ચાલી રહી હતી, અને તેથી તેવુંજ સારૂં પરિણામ પ્રકટ થયું હતું. ખ્રિસ્તિ પ્રોટેસ્ટંટ ધર્મના આગેવાનોએ દેવળોમાં અને શાળાઓમાં વપરાતી લૅટિન ભાષા

ચાલુ રાખવા સામે, જૂદા જૂદા વર્ગના સાધુઓની હદ બહારની વૈરાગ્યમય ભાવનાઓ સામે, સઘળી ક્રિયાઓ વખતે ધર્મોપદેશક—પાદરીઓને હાજર રાખવાની જરૂર સામે, ધર્મોપદેશકોના અનીતિમય જીવન સામે, યાત્રાઓ અને ઉપવાસો કરવા સામે, ધર્મગુરૂ આગળ પોતે કરેલાં કુકર્મની કબુલત આપવાના રિવાજ સામે, અને દોષાદોષના સ્વરૂપના સંબંધમાં ધર્મગુરૂઓને રૂચતા સિદ્ધાંતો સ્વીકારવા સામે સખત વાંધો ઉઠાવ્યો હતો. વળી તેઓએ મૂર્તિપૂજા, મરણ પામેલા સંતોનાં અસ્થિ આદિની પૂજા, અને જેથી માણસનું મન અને હૃદય કોઇ રીતે ઉન્નતિને પામી શકે નહિ એવી દબદબાવાળી ક્રિયાઓ સામે પોતાનો અવાજ ઉઠાવ્યો હતો. તેઓ પોતાનાજ મંડળમાં આવા સુધારા દાખલ કરવામાં ફતેહ પામ્યા હતા એટલુંજ નહિ, પણ તેમના યત્નોની પ્રકાશમય અસરથી રોમના દેવળને પણ પોતાની રીતિનીતિમાં કેટલોક સુધારો કરવો પડયો હતો, જે વડે ધર્મગુરૂઓના અવિચારી બંધનમાંથી છૂટવાના મનુષ્યની બુદ્ધિના વેગ સામે તે રોમનું દેવળ ખ્રિસ્તિ ધર્મના સંપ્રદાયના સંબંધમાં એક પ્રાચીન અને ભવ્ય આપ્ત પ્રમાણ ( પ્રતિનિધિ સત્તા ) તરીકે પોતાની પ્રતિષ્ટા જાળવી શક્યું છે. આવી ધર્મસુધારણાના યત્નો લ્યુથર, કાલ્વિન અને લેટિમર જેવાનાં મરણોથી અટકી પડયા નહોતા. સાંપ્રદાયિક ધર્મવાળાઓ પોતાની પરંનાળિકાને હમેશા જેવી ને તેવી ચાલુ રાખવાના હેતુથી પોતાના નિયમોના સંબંધમાં ઘણા સખત હોઇ સત્તાનો પૂર્ણ ઉપયોગ કરતા રહે છે, અને યાંત્રિક ક્રિયાઓ અથવા વિધિનાં બંધનોને એટલા તો પરતંત્ર થાય છે કે તેમના સંપ્રદાયમાંથી ધર્મની ઝગઝગતી અને નિર્મલ જ્યોતિ બુઝાઇ જાય છે. તેથીજ

કરીને સત્તરમા સૈકામાં પ્યુરિટનો*, કોવેનેન્ટરો* અને અઢારમા સૈકામાં વેસ્લેયન* અને મેથડિસ્ટોના* પંથો નીકળ્યા હતા, જેઓ સાંપ્રદાયિક ધર્મના દોષો અને અશુદ્ધિ દૂર કરનારા પંથો તરીકે કિમતી ગણાય છે. હવે આપણા દેશમાં ચાલી રહેલી ધર્મસુધારણાની હીલચાલ તરફ દૃષ્ટિ ફેરવીએ. તે સંબંધી જે હકીકત હું તમને આપવા માગુ છું તે તે હીલચાલમાં ભાગ લેનારા સંત, સાધુઓ, અને ધર્મોપદેશકોના નાભાજી, ઉદ્ધવ ચિદ્ઘન અને પ્રિયદાસ જેવા લેખકોએ લખેલાં ચરિત્રો, જે આશરે એક સૈકા પહેલાં લખાયેલા મહીપતિના ગ્રંથને લીધે સારી રીતે આપણા જોવામાં આવ્યાં છે, તે ઉપરથી મેળવેલી છે. મહીપતિના ગ્રંથમાં મહારાષ્ટ્રના ૫૦ અને હિંદુસ્થાનના બીજા ભાગોમાંના ૫૦ મળી ૧૦૦ સાધુઓ અને ધર્મોપદેશકોનાં વૃત્તાંત આપેલાંછે. આ સાધુઓમાં આશરે ૧૦ સ્ત્રીઓ, ૧૦ મુસલમાનો, ૪૦ બ્રાહ્મણ અને બાકીના ૪૦ બીજી જાતિના હિંદુઓ હતા. છેલ્લા ૪૦ માં સઘળી જાતના અને ધંધાવાળા જેવા કે ખાટકી, વણકર, સાળવી, ઘાંચી, માળી, કુંભાર, સોની, હજામ અને મહારાજાઓ અને એહુતો, નાણાવટીઓ અને લડવૈયાઓ વગેરેનો સમાવેશ થાય છે. આમ સઘળી જાતના પુરૂષો અને સ્ત્રીઓ, હિંદુઓ અને મુસલમાનોએ આ હીલચાલમાં ભાગ લીધો હતો તે ઉપરથી તે હીલચાલ શરૂઆતમાં સમગ્ર પ્રજામાંથી ઉદ્‌ભવ પામી હતી એ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. ગરીબાઇની સ્થિતિમાં જન્મી પોતાના

---

*ખ્રિસ્તિ ધર્મમાંથી 'પ્રોટેસ્ટંટ' પછી નીકળેલા અન્ય જૂદા જૂદા પંથો.

બળના પ્રભાવથી નહિ પણ નમ્રતાના પ્રભાવથી ધર્મસુધારણાની જોખમદારી પોતાના શિર ઉપર લઇ પરિણામે તેમાં ફતેહ મેળવનારા ધાર્મિક અને પવિત્ર પુરૂષોની પરંપરા પૃથ્વીના બીજા કોઇ દેશમાં મળી શકશે નહિ. જ્યાંસુધી કોઇ પણ હીલચાલ સર્વમાન્ય ન થઇ પડે ત્યાંસુધી નિરાશા અને નાઉમેદી થવાનું કારણ રહે છે. આર્યસમાજ અને બ્રહ્મોસમાજ તથા આપણી પ્રાર્થનાસમાજ, અમુક પ્રકારના આચારવિચારના વાતાવરણમાં ઉછરી આવનાર કેટલાંક મનુષ્યો સિવાય સમગ્ર પ્રજાનું હૃદય આકર્ષી શકી નથી એ તેમની ખામી છે. એજ કારણથી આ પાછલા ઇતિહાસની ખાસ અગત્ય છે. ઉપર કહ્યા સંતસાધુઓ ૫૦ કે ૬૦ વર્ષના અરસામાં થઇ ગયા, અને હજુ પણ તેવા પુરૂષોનો ઝરો સૂકાઇ ગયો નથી. હવે આ સાધુઓએ પોતાના સ્થળ અને સમયને અનુસરીને પોતપોતાની પદ્ધતિ અનુસાર કઇ કઇ બાબતોમાં ધાર્મિક સુધારણા કરવા યત્ન કર્યો હતો તે તપાસી જોઇએ. તેઓની હીલચાલથી યુદ્ધો કે જૂલમો થયા નથી, લોહીની નદીઓ વહી નથી, કોઇને ન્યાત કે ધર્મ બહાર મૂકવામાં આવ્યા નથી. જેમ અંતર્યામી પ્રભુની સત્તા આપણી અંદર રહી મુંગી રીતે પણ સ્થિરતાથી કામ કરે છે તેમ તેઓ મુંગે મોઢે પોતાનું કાર્ય કર્યા જતા. તેઓએ આ પ્રમાણે ધાર્મિક સુધારાઓ કરવા યત્ન કર્યા હતા:—(૧) તેઓએ ધર્મક્રિયાઓ માટે જ્ઞાન મેળવવાના સાધન તરીકે વપરાતી સંસ્કૃત ભાષાના સર્વોપરિપણા સામે વાંધો ઉઠાવ્યો હતો, અને પોતાની ચાલતી દેશી ભાષાઓનો સાહિત્યભંડાર પોતાનાં લખાણોથી ભરપૂર કર્યો હતો. પ્રાચીન ભાષા અને ચાલતી દેશી ભાષાઓ વચ્ચેનો આ ઝગડો જૂના

વખતનો છે. એકનાથ અને તુકારામે પ્રાચીન વિદ્યા તરફ લોકોનું વલણ થાય, અને હલકામાં હલકા વર્ગના મનુષ્યના જાણવામાં તે આવી શકે, તેવા માર્ગ લેવાની હિમ્મત ધર્યાથી પંડિતો તેમના પર તૂટી પડ્યા હતા. પંડિતોના કહેવાથી તે બન્નેના ગ્રંથો ડુબાવી દીધાની વાર્તા સુપ્રસિદ્ધ છે. * તેવોજ વિવાદ વામન પંડિત અને રામદાસ[1] તથા નામદેવ અને શલ્ય રસાલ[2] વચ્ચે થયો હતો. આ ઝગડામાં છેવટે સાધુઓ જીત્યા હતા. હિંદુસ્થાનમાં દરેક પ્રાન્તમાં દેશી ભાષાની જેટલા અંશમાં ઉન્નતિ થઈ છે

---

* કહેવાય છે કે આ ગ્રંથોને પાણીમાં નાખી દીધા છતાં જળદેવતાએ તેમને નાશ પામવા ન દીધાથી તે કોરા રહ્યા ને ડુબ્યા નહિ, અને તેથી તે વધારે પ્રસિદ્ધ પામ્યા.

૧. વામન પંડિત મોટો સંસ્કૃત વિદ્વાન હતો, અને દેશની ભાષામાં લખવા બોલવાનું પોતે પંડિત હોવાથી પોતાને ઘટિત નથી એમ ધારતો. રામદાસના સંબંધમાં આવતાં તે પોતાની ભૂલ જોઈ શકયો હતો.

૨. શલ્ય રસાલ નામના એક બ્રાહ્મણે રામાયણનું ભાષાંતર કર્યું હતું. તેને પોતાની વિદ્વત્તાનો ઘણો ગર્વ હતો. પરંતુ નામદેવ નામનો સાધુ, જે જાતે દરજી હતો, તેની પાસે તેણે પોતાનો ગ્રંથ રજુ કરવો અને સુધરાવવો એવી તેનાં દેવી તરફથી તેને સૂચના થયાથી તે ઝંખવાણો પડયો હતો.

*(Mr. Ranade's Rise of the Maratha Power, Ch. VIII pp. 160–61.)*

તેટલા અંશમાં આ ધર્મસુધારણાની વૃદ્ધિ થયેલી સમજવાની છે. (૨) ધાર્મિકવૃત્તિની ઉન્નતિ માટે ધાર્મિક ક્રિયાઓની અગત્ય વિષે અતિશયોક્તિ કરવાના વલણ સામે બીજો વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. સઘળી ધાર્મિક ક્રિયાઓ માત્ર ગુપ્તાર્થની સૂચક છે,૦ અને તેમનું સૂચક સ્વરૂપ જો અસરકારક રીતે સમજાવવામાં આવતું નથી તો તે ક્રિયાઓથી ધાર્મિક વૃત્તિ કુંઠિત થઈ જાય છે, અને હૃદયની પવિત્રતા અને ખરેખરાં ભક્તિભાવનાં માત્ર સાધન તરીકે તે ક્રિયાઓ યોજાએલી હોવા છતાં તે તેમને ગૌણ બનાવી દઈ પોતાનું સાધન સ્વરૂપ ધારણ કરે છે. ઉપર જણાવેલા સઘળા સાધુપુરૂષો આ બાબતમાં પોતાનાં આચરણથી સદ્વૃત્તિની દિશાનું ભાન કરાવતા. આ બાબતમાં તેમને પહેલી બાબત જેટલી ફતેહ મળી નહોતી, તોપણ જો કોઈ માણસ આપણી સ્મૃતિઓ અને આપણા ધર્માનુશાસનો વાંચી તેમના સખત નિયમો સાથે આપણા હાલના રિવાજો અને ક્રિયાઓની સરખામણી કરે તો તે સાધુઓએ કરેલા કાર્યની મહત્તાનો તેને ખ્યાલ આવી શકે. (૩) હઠ-યોગનાં સખત સાધનો અને તેથી મળતી કહેવાતી સિદ્ધિઓ સામે આ સાધુઓએ પોતાનો અવાજ ઉઠાવ્યો હતો. આ બાબતમાં તેમને પૂર્ણ ફતેહ મળી છે, કેમકે હિંદુસ્થાનના વતનીઓ યોગથી મળતી સિદ્ધિઓ, જે, જોકે પૂર્ણ રીતે પ્રાપ્ત થાય તોપણ કંઇ મહત્ત્વનો ફાયદો આપતી નથી, તે મેળવવાના મુર્ખાઇભરેલા યત્નોથી કંટાળી ગયા છે. જ્ઞાનદેવ અને ચાંગદેવનો* તથા જ્ઞાનદેવનો પોતાનો નામદેવ+ સામેનો

* ચાંગદેવે યોગથી મેળવેલી કેટલીક સિદ્ધિઓ વડે વાઘ

ઝઘડા સુધારણાને લગતી આ બાબતનું ઉત્તમ દૃષ્ટાંત છે. (૪) ચોથી બાબત જાતિભેદ અને તે સંબંધી નિયમો સખત રીતે પાળવાની વિરૂદ્ધ હતી. ઉપર જણાવેલા સાધુઓમાં મહાર, હજામ, મોચી, ખાટકી, તેમજ સ્ત્રીઓ અને મુસલમાનો હતા, એજ ઉપરથી અન્યત્ર ભાગ્યેજ જડે એવી વિશાળ દૃષ્ટિ આ સાધુજનોની હતી એમ જણાઇ આવે છે. આ બાબતમાં એકનાથ, કબીર, રામદાસ અને તુકારામના યત્નો સર્વોત્તમ હતા. આ પ્રવૃત્તિમાં રથાયી ફતેહ મળી નથી તોપણ ઘણો સુધારો થયો છે. (૫) હિંસા, અપવિત્રતા, પશુઓના અને મનુષ્યોના અપાતા ભોગો, ક્રૂર દેવતાઓની ભક્તિ અને શક્તિમાર્ગની ક્રિયાઓ સામે સખત નાપસંદગી બતાવવામાં આવી હતી. આ દિશામાં યત્નો પૂર્ણ રીતે ફળીભૂત થયા છે. (૬) નાનક અને કબીરના વધારે આગળ વધેલા પંથો, જેમાં મૂર્તિપૂજા સામે પણ વાંધો ઉઠાવવામાં આવ્યો હતો, તે સિવાયના બીજા પંથોમાં એટલા અનેકેશ્વરવાદ સામે તેટલાજ સખત રૂપમાં જાગૃતિ ફેલાવવામાં આવી હતી. સઘળા સા-

---

ઉપર સવારી કરીને આબખા તરીકે સાપને વાપર્યા હતા, ત્યારે જ્ઞાનદેવે ભીંત પર સ્વારી કરી તેને ચલાવી હતી.

+ જ્ઞાનદેવ પોતાના યોગના બળ વડે કદમાં નાનો થઇ ગયો અને એક ઉંડા કૂવાનું પાણી પી ગયો, ત્યારે નામદેવે પોતાની ભક્તિ વડે સઘળો વખત તે કૂવાનાં પાણી ઉભરાવી નાખ્યાં જેથી રસ્તે જનાર તૃષાતુર જનો પાણી પીને સંતુષ્ટ થતા.

(*Mr. Ranade's Rise of the Maatha Power, Ch. VIII P. 157.*)

ધુઓ એકજ ઇશ્વરને માનતા, અને અનેક દેવોની ભક્તિ સામે તેમણે ઉઠાવેલો ઝઘડો ઘણી બહાદુરીભરેલો હતો. (૭) ઇશ્વર પ્રત્યક્ષ-જાગતો છે અને તે પોતાના હલકામાં હલકા પ્રાણી માટે માતપિતાના કરતાં પણ વધારે કાળજી રાખે છે એમ તેઓ ખુલ્લી રીતે જણાવતા. પોતાના ભક્તજનો સાથે વાતચિત કરતા, હરતા ફરતા, અને આશ્વાસન આપતા પ્રેમાળ પ્રભુની આવી ભાવના આપણો કિંમતી ધાર્મિક ખજાનો છે, જોકે એ ભાવનાથી પ્રકટ થયેલી મનુષ્ય સાથેના પ્રભુના સંબંધની વાતો અતિશયોક્તિ ભરેલી હોવાથી ઘણી વિલક્ષણ લાગે છે. હિંદુસ્થાનમાં ચાલેલી પ્રોટેસ્ટંટ-ધાર્મિક સુધારણાની હીલચાલનાં આ મુખ્ય લક્ષણો છે, અને જો આપણે આપણા વડીલો તરફ પૂજ્યભાવ રાખતા હોઇએ તો આપણે ભાગવત ધર્મની આ પદ્ધતિ ઉપરજ કામ લેવાનું છે.”

રા. આગાશે જણાવે છે તેમ, ઉપરના ભાષણમાં જણાવેલા ‘ભાગવત’ ધર્મના સાહિત્યમાં સર્વત્ર પ્રસરી રહેલા ધાર્મિક ઉમળકાથી ન્યા. રાનડેનું મન એટલું બધું ભરપૂર હતું અને ધર્મના રહસ્યનો એવી તત્ત્વદૃષ્ટિથી તેઓ વિચાર કરતા, તથા સમગ્ર પ્રજાને એકજ ધર્મવાળી બનાવી દેવાના પ્રયત્નને લગતી મુશ્કેલીઓ એવી પૂર્ણ રીતે સમજતા કે તેઓ અન્ય જૂદા જૂદા ધર્મના મનુષ્યો તરફ જરા પણ નાપસંદગી દર્શાવવાને દોરવાઇ જતા નહિ. તેઓ સારી પેઠે જાણતા હતા કે ઉંચી કેળવણી પામેલા મનુષ્યોનેજ લાયક ગણાય એવો ગૂઢ અને વિશુદ્ધ ભક્તિમાર્ગ હલકા પ્રકારની બુદ્ધિવાળા મનુષ્યની કલ્પનામાં ન આવી શકે. આથી કરીને તેઓ ધાર્મિક સુધારણા માટે અધીરાઇ રાખતા

નહિ. આગળ સૂચવ્યા પ્રમાણે, 'જેમ બને તેમ ઓછો વિરોધ ઉત્પન્ન થાય' એવી પદ્ધતિથી કામ લેવાનું તેઓ ચહાતા; અને ઓછા સુધરેલા વિચારવાળાઓને પોતાના ધર્મમાં લાવવાના પ્રયત્નો કરી તેમનો દ્વેષ અને શત્રુતા ન વહોરતાં ઉપર જણાવ્યા પ્રમાણે તેમની તરફ વર્તીને પ્રજાહિતની અન્ય પ્રવૃત્તિઓમાં તે-સાથે જોડાઇ જવાનું વધારે પસંદ કરતા. વળી અન્ય સઘળી કોમોના અને ધર્મના મનુષ્યો તરફ પણ એકસરખા બંધુભાવથી વર્તી તેઓ સર્વની એકસરખી પ્રીતિ સંપાદન કરી સક્યા હતા. અને આ ઉપરથી જણાય છે કે તેમના મૃત્યુ પ્રસંગે અનેક સ્થળેથી પ્રદર્શિત થયેલા શોકોદ્‌ગારો પૈકી મુંબઇની સ્મૉલ કૉઝ કોર્ટના એક જજ્જ મિ. મહમદહુસેન હકીમે પોતાની કોર્ટમાં ન્યા. રાનડેના મરણને માટે પોતાની શોકની લાગણી દર્શાવવા આપેલા ભાષણના ઉત્તરમાં મિ. અરદેશર બેજનજી વકીલ નામના એક પારસી વકીલે પોતાના ભાષણમાં જણાવેલો, 'તેઓ એક હિંદુ તરફ હિંદુ હતા, પારસી તરફ પારસી અને મુસલમાન તરફ મુસલમાન હતા,' એવો અભિપ્રાય શબ્દશઃ ખરો હતો.

વળી બાહ્ય દેખાવો કરતાં અંતરાત્મા તરફ વધારે સૂક્ષ્મ દૃષ્ટિ તેઓ રાખતા. આ પ્રમાણે ધાર્મિક શ્રદ્ધાનાં મૂળ તત્ત્વો તેઓ ઉત્તમ રીતે જાણતા હોવાથી બીજા મતો અને પરનાળિકાઓમાં પણ જે સારૂં જણાય તે તેઓ સ્વીકારતા. આવા ઉદાર અને વિશાળ દૃષ્ટિના વિચારને લીધે તેમણે પંઢરપુર અને આલંડી જેવાં યાત્રાનાં સ્થળોની મુલાકાત લીધી હતી; પોતે પ્રાર્થના સમાજના એક ચુસ્ત સભાસદ હોવાથી તે સમાજના કેટલાક આગેવાન સભાસદોએ સખત વિરૂદ્ધતા દર્શાવ્યા છતાં તે કશાની

દરકાર કર્યા વગર મુંબઇમાં આવેલા ઠાકુરદ્વારના મૂર્તિવાળા દેવળમાં જઇ તુકારામ, રામદાસ આદિ સંતપુરૂષોના ચરિત્રો વિષે વ્યાખ્યાનો આપ્યાં હતાં; અને સંસ્કૃત પાઠશાળા, વેદશાસ્ત્રોત્તેજક સભા, કોલ્હાપુરમાં ઉત્તરેશ્વરના દેવાલયમાં બંધાવેલો મંડપ, અલંડીમાં બંધાવેલી ધર્મશાળા, અને પૂનામાં પાર્વતી હીલની તળેટી પાસે પીવાના—મીઠા પાણી માટે કરેલી યોજના વગેરે ઉપયોગી કામોમાં તેમણે સારી રીતે મદદ આપી હતી.

હાલમાં બ્રહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ અને એવાં જૂદાં જૂદાં નામોથી હિંદુસ્થાનના જૂદા જૂદા ભાગોમાં ચાલતી સેશ્વરવાદી ધાર્મિક હીલચાલ તેવી કોઇ પાશ્ચાત્ય હીલચાલનું અનુકરણ નથી, પરંતુ તે હિંદુ ધર્મના ઉત્તમ કહેવાતા ભાગ પરથી યોગ્ય રીતે ઉદ્ભવેલી છે, એવો પોતાનો અભિપ્રાય શ્રીમાન્ રાનડેએ મુંબઈની વિલ્સન કૉલેજમાં તા. ૧૩ મી સપ્ટેમ્બર ૧૮૮૬ ને રોજ 'સેશ્વરવાદનું તત્ત્વજ્ઞાન' ( Philosophy of Theism ) એ વિષય ઉપર આપેલા ભાષણમાં સવિસ્તર દર્શાવ્યો છે. કૉલેજના વિદ્વાન્ પ્રિન્સિપાલ ડૉ. મૅકિકન, જેઓ તે સમયે પ્રમુખપદે બિરાજ્યા હતા તેમણે, રાનડેએ આપેલા રસિક ભાષણ માટે તેમનો ઉપકાર માનવાની દરખાસ્ત મૂકતાં જણાવ્યું હતું કે, " તેમાં એક બાજુએ જડવાદીઓ અને બીજી બાજુએ ચેતનમય વિશ્વને માનનારા ( Pantheists—જગદીશ્વરવાદીઓ ) ના મતો વિષે ઘણી કુશળતાથી વિવેચન કરવામાં આવ્યું છે, અને કેટલાક ધાર્મિક વિષયો પર ધર્મ તથા તત્ત્વજ્ઞાનને લગતા પૂર્ણ જ્ઞાન વડે ચર્ચા કરવામાં આવી છે." અંતમાં તેઓ બોલ્યા હતા કે "ભાષણની અંદર તેમણે ( રાનડેએ ) જૂદા જૂદા પ્રકારની (ધાર્મિક)

વિચારસરણીઓ તરફ બતાવેલી નિષ્પક્ષપાતવૃત્તિ, તેમાંની દરેક સરણીમાંથી અગત્યની બાબત સ્વીકારવાની તેમની ઇચ્છા, અને તે સઘળા કરતાં તેમાં આદિથી અંત સુધી પ્રવાહ રૂપે વહેતી ઉંચા પ્રકારની અભિલાષાઓ અને ધારણાઓ, એ સઘળું આપણે સર્વેએ ધ્યાનમાં લેવા જેવું છે."

આ ભાષણ 'સેશ્વરવાદ' વિષે શ્રીયુત રાનડેના વિચારોનું ઉત્તમ નિરૂપણ કરનાર હોવાથી તેની ટૂંક નોંધ અત્રે અયોગ્ય ગણાશે નહિ.

આ વ્યાખ્યાન ડૉ. ફ્રેઝરના 'સેશ્વરવાદનું તત્ત્વજ્ઞાન' એ વિષય પરનાં ગિફૉર્ડ ભાષણો પરથી યોજેલું જણાય છે. પરંતુ ડૉ. મૅકિકનના જણાવ્યા પ્રમાણે, આગણને 'તેમાં ઑન. મિ. રાનડેના પોતાના વિચારો ઘણાખરા જડી આવે તેમ છે.' તે વિચારો શા હતા તે આપણે અવલોકી જઇએ.

ડૉ. ફ્રેઝરે તેમનાં ઉપર જણાવેલાં બોધદાયક ભાષણોમાં આ ત્રણ પ્રશ્નો સંબંધી નિરૂપણ કરવા યોગ્ય યત્ન કર્યો છેઃ—'ક્યાંથી, કઇ તરફ, અને શા માટે?'—એટલે આપણે ક્યાંથી આવ્યા છીએ, ક્યાં જઇએ છીએ, અને આપણી આ યાત્રાનું શું પ્રયોજન છે? આ ત્રણ પ્રશ્નોએ તત્ત્વવિચારના અરૂણોદયથી તે અર્વાચીન સમય સુધીના દરેક યુગના અને દરેક દેશના વિચારકો તથા તત્ત્વજિજ્ઞાસુઓનું ધ્યાન ખેંચેલું છે એ કહેવાની જરૂર રહેતી નથી. વસ્તુના અસ્તિત્વ અથવા તેની સત્તાને લગતા આ મહત્ત્વના પ્રશ્નોના જે જૂદા જૂદા ખુલાસાઓ આપવામાં આવ્યા છે તેના ત્રણ સ્વીકૃત પક્ષો ( Postulates ) પાડી શકાય;—( ૧ ) અભિમાની અથવા **अहं** શબ્દવાચ્ય જીવ ( Ego ), ( ૨ ) **अनहं**

( હું નહિ તે ) અથવા इदम् ( આ ) શબ્દવાચ્ય દૃશ્ય સમૂહ (Non-Ego), અને (૩) તત્ત્વવિદ્યાનાં સઘળાં દર્શનોમાં અને વિચારસરણીઓમાં અધિષ્ઠાન અથવા આધાર રૂપે રહેલું અમર્યાદ તત્ત્વ ( the Infinite ). કેટલાક આ ત્રણ મૂળ તત્ત્વોનું સ્વતંત્ર અસ્તિત્વ સ્વીકારે છે, કેટલાક બેનું અને કેટલાક આ ત્રણમાંના માત્ર એકને માન્ય રાખે છે, પછી તે કાંતો અહંશબ્દવાચ્ય ચેતન હોય અથવા અનહં રૂપ જડ તત્વ હોય અથવા અમર્યાદ તત્ત્વ અર્થાત પરમાત્મા હોય. વિજ્ઞાનવાદીઓ (Idealists), જડવાદીઓ (Materialists), અને ચેતનવાદીઓ (Spiritualists) અનુક્રમે વિજ્ઞાનાત્મા અથવા અભિમાની, અનાત્મા અથવા પ્રકૃતિ (Matter), અને અમર્યાદ પરમાત્મતત્ત્વનું પ્રાધાન્ય સ્વીકારે છે. જ્યારે આપણે એક તરફ વિજ્ઞાનાત્મા અથવા અભિમાનીના પ્રાધાન્યને સ્વીકારનાર વિજ્ઞાનવાદીઓના, બીજી તરફ જડ વસ્તુના પ્રાધાન્યને સ્વીકારનાર અનાત્મ જડવાદીઓના, અને ત્રીજી તરફ આ ઉભય આત્મ અને અનાત્મ વસ્તુનું પૃથક્ અસ્તિત્વ નહિ માનનાર અને કેવળ પરમાત્મ તત્ત્વના અસ્તિત્વ તથા સર્વાંકુશપણાને સ્વીકારનાર ચેતનવાદીઓના વિચાર અને તર્ક પ્રતિ લક્ષ કરીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે તેમાંના દરેક પક્ષને પોતાના સિદ્ધાંતની તરફેણમાં કંઇ ને કંઇ દેખીતું ખરૂં અને અગત્યનું કહેવાનું હોય છે. પ્રથમ તો મનુષ્યો અને પ્રાણીઓ નાશવંત અસ્તિત્વવાળા છે એનો વિચાર કરતાં પ્રકૃતિનું અસ્તિત્વ સારી રીતે સ્વીકારી શકાય તેમ છે. તેથી કેટલાક તત્ત્વજ્ઞાનીઓ માને છે કે સઘળી દૃશ્ય વસ્તુઓનું મૂળ પ્રકૃતિ છે, અને સજીવ કે નિર્જીવ સૃષ્ટિમાં જે જે વિવિધ દેખાવો આપણી દૃષ્ટિએ પડે છે.

તે તે પ્રકૃતિનાં પરમાણુઓનાં વખતોવખત થતાં રૂપાંતરો છે. પરંતુ આપણા મન પર તેથી થતી અસરો અથવા સંસ્કારો સિવાય આપણે પ્રકૃતિ વિષે વિશેષ શું જાણીએ છીએ ? અને આ સંસ્કારોનું દ્દષ્ટા મન જ્યાં સુધી હયાત હોય છે ત્યાં સુધી તેઓ કાયમ રહે છે એ શું આપણે જાણતા નથી ? ત્યારે આવા સંસ્કારો, જે મન કે વિજ્ઞાનાત્માને તેઓ જણાય છે, તેનાથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે એમ શી રીતે માની શકાય ? જો મન કે વિજ્ઞાનાત્માને બાતલ કરીએ તો તે અસરોનું શું થાય છે ? શું તેઓ શૂન્ય રૂપ નથી થતી ? જ્યારે આવી રીતે પ્રકૃતિથી થતા સંસ્કારો સિવાય બીજું કંઇ તે વિષે આપણા જાણ્યામાં આવતું નથી અને તેના દ્દષ્ટા પર થતા તે સંસ્કારો તે દ્દષ્ટાના અદ્દષ્ય થયા પછી નાશ પામે છે, ત્યારે આપણે જેઓ નિર્જીવ સૃષ્ટિનાં અન્ય પ્રાણીઓ પર સ્વતંત્ર ઇચ્છાશક્તિ અને કર્તવ્યબુદ્ધિ વડે વિશેષ સરસાઇ ધરાવીએ છીએ, તેમણે પ્રકૃતિનું ખરૂં અસ્તિત્વ માનવાનું શું કારણ છે ? આમ હોવાથી વિજ્ઞાનાત્મા, જે, ભૌતિક દેહનો લય થયા પછી પણ કદી નાશ પામતો નથી, તેનું પ્રાધાન્ય અને ખરૂં અસ્તિત્વ સ્વીકારવું અયોગ્ય ગણાય નહિ. કારણવાદનો ખુલાસો કરવા અસમર્થ તથા અસ્તવ્યસ્ત થયેલાં પરણુઓમાંથી સૃષ્ટિની ક્રમપુરઃસર રચના આકસ્મિક રીતે પ્રકટ થયાં જાય છે—એ પ્રકારનો અસંતોષકારક ખુલાસો આપનાર જડવાદની નિર્બળતા આપણે જ્યારે જોઇએ છીએ ત્યારે આપણે આપણા પોતાના સ્વરૂપ ઉપર વિશ્વના ખુલાસા સારૂ પાછા પડીએ છીએ. રાનડે કહે છે કે, " 'જ્યારે આમ જણાય છે ત્યારે વસ્તુસ્વરૂપ જાણવા માટે આપણું સ્વરૂપ

એજ સાધન છે એમ વિચારને અંતે ઠરે છે. આ સાધન કેટલેક અંશે સારૂં છે, પરંતુ હદ ઉપરાંત તેનો ઉપયોગ કરવાથી તે આત્મઘાતક થાય છે." ' *Cogito ergo sum,* ' ( હું વિચાર કરી શકું છું, તેથી હું છું ) એવા ફ્રેંચ તત્ત્વવેત્તા ડેકાર્ટના મતનું અવલંબન કરીને મનુષ્ય એમ કહી શકે કે હું છું, પરંતુ બહારની દુનિયાનું અસ્તિત્વ અને તે સંબંધી પોતાના બદલાયાં કરતા ભાનથી સ્વતંત્ર અથવા પ્રથક્ તે વિશ્વનું ચિરસ્થાયીપણું એ ડેકાર્ટના નિયમથી સિદ્ધ થઈ શકતું નથી. પરંતુ બાહ્ય સૃષ્ટિના ચિરસ્થાયીત્વ ઉપર શાસ્ત્રીય જ્ઞાનના બંધારણનો આધાર રહેલો છે. કેમકે જો બાહ્ય સૃષ્ટિ સાથે શાસ્ત્રના સિદ્ધાંતોને કાંઈ સંબંધ ન હોય પણ માત્ર વિચારકની બુદ્ધિ ઉપર તેનો આધાર હોય તો તે સિદ્ધાંતો શા ઉપયોગના ગણાય ? વ્યક્તિરૂપ વિજ્ઞાનાત્મા એજ વસ્તુના અસ્તિત્વના સંબંધમાં છેવટનું અને એકલુંજ પ્રમાણ છે એવું માનનાર તત્ત્વવિદ્યાનું પરિણામ એ આવે કે એક આત્માનો બીજા આત્મા સાથેનો સંબંધ સિદ્ધ થઇ શકતો ન હોવાથી આપણા નીતિમય જીવનનું બંધારણ શિથિલ થઇ પડી ભાગે. પરંતુ મનુષ્યનું મન આટલેથી કદી સંતોષ પામતું નથી, કેમકે એક વ્યકિત તરીકે તેનું મન, દુનિયા અને પોતાના જેવાં બીજાં ચૈતન્યવાળાં પ્રાણીઓ, જ્યારે તે પોતે નહોતો ત્યારે હયાત હતાં અને જ્યારે તે આ દુનિયા છોડી જશે ત્યારે પણ હયાત રહેશે, એ વિચાર કરવા દોરવાય છે. આ પ્રમાણે સૃષ્ટિની રચનામાં પ્રકૃતિ અથવા વિજ્ઞાનાત્માનું પ્રાધાન્ય સ્વીકારનારા સિદ્ધાંતથી અસંતુષ્ટ થઇને મનુષ્યનું મન પરમાત્મા જે ખરૂં અસ્તિત્વ ધરાવે છે, મનુષ્ય અને સૃષ્ટિ જેના માત્ર વિ-

તર્ત—આભાસ અથવા પ્રતીતિઓ છે, જે સૃષ્ટિના સઘળા વ્યતિ-
કરો–દશ્ય પદાર્થોના આધાર અથવા અધિષ્ઠાન રૂપ હોઇ તેમને
નિયમમાં પ્રવર્તાવે છે, અને જેનો ધર્મ અને તત્ત્વજ્ઞાનની લગભગ
સઘળી શાખાઓએ એક અથવા બીજા રૂપમાં સ્વીકાર કર્યો છે
તેની તરફ પોતાનું લક્ષ દોડાવે છે.

મિ. હર્બર્ટ સ્પેન્સર જેવા કેટલાક અજ્ઞેયવાદી તત્ત્વવેત્તા-
ઓ અથવા વિચારકોને પણ વિશ્વનો ખુલાસો કરવામાં પરમા-
ત્મતત્ત્વનો સ્વીકાર કરવો પડયો છે, કારણ કે તેના વિચાર પ્ર-
માણે પરિણામવાદને અનુસરતા અર્વાચીન શાસ્ત્રસિદ્ધાંતને પણ
વિશ્વના ખુલાસા અર્થે કોઇ અજ્ઞેય ગૂઢ વસ્તુને સ્વીકારવાની જરૂર
પડે છે, જો કે તે ગૂઢ વસ્તુને વ્યક્તિનું રૂપ તે વિચારક આ-
પતો નથી.

જે મત પરમાત્માને સમગ્ર સૃષ્ટિની મૂળ અને નિયામક
શક્તિ તરીકે માન્ય રાખે છે તે બીજા મતો કરતાં વધારે શ્રેષ્ઠ
ગણાય, કેમકે જે પ્રકૃતિ અને શક્તિઓથી આપણે વિંટળાયલા
છીએ તેની અનંતતા સંબંધે તેનાથી સંતોષકારક ખુલાસો મળી
શકે છે, અને તેથી વસ્તુઓના મૂળ તથા સૃષ્ટિની ઉત્પત્તિ અને
ઉત્ક્રાંતિને લગતા વિકટ પ્રશ્નોનું સ્પષ્ટીકરણ કરવાની જરૂર રહેતી
નથી. વળી જે ધાર્મિક પરનાળિકાઓમાં પરમાત્માને સૃષ્ટિ અને
મનુષ્યથી ભિન્ન ગણી તેને બીજાં પ્રાણીઓ કરતાં માત્ર વધારે
શક્તિમાન્ અને વિચક્ષણ પ્રાણી માનવામાં આવે છે તેમના ક-
રતાં તે મતમાં પરમાત્માની વધારે ઉચ્ચ, પ્રૌઢ અને સત્ય ભા-
વના કલ્પવામાં આવે છે.

વાસ્તવિક સત્તા પરમાત્મા સિવાય બીજી કોઇ છે જ નહિ,

અને મનુષ્ય ( ચિત્ ) તથા સૃષ્ટિ ( અચિત્ ) જે તેનાથી ખરી રીતે જૂદાં ન પડી શકે એવાં હોવાં છતાં આપણી સંકુચિત દૃષ્ટિને લીધે આપણને જૂદાં ભાસે છે તે તેના વિવર્ત છે એમ માનનારી સંસ્થાને વ્યાપક ઇશ્વરવાદ—અદ્વૈતવાદ (Pantheism) કહી શકાય. પરંતુ આ મત યૂરોપીઅન વ્યાપક ઇશ્વરવાદીઓના—અદ્વૈતવાદીઓના મતથી કંઇક ભિન્નત્વ ધરાવે છે. પાશ્ચાત્ય વિચારકોએ પોતાના વ્યાપક ઇશ્વરવાદનું એવી રીતે પ્રતિપાદન કર્યું છે કે, જેથી એવું અનુમાન જાય છે કે તેમના અભિપ્રાયમાં પરમાત્માની સત્તાનો સ્વીકાર થવાથી અન્ય પદાર્થની સત્તાનો અવકાશજ નથી. પરંતુ હિંદુસ્થાનના વ્યાપક ઇશ્વરવાદીઓ—અદ્વૈતવાદીઓ—નો મત ઉપરનાથી કંઇક જૂદો પડે છે, કેમકે અર્થતઃ તે સેશ્વરવાદને ઘણે ભાગે મળતો આવે છે. વળી પરમાત્માનું સર્વોપરિપણું સ્વીકારનારા અદ્વૈત મતના મહાન્ આચાર્ય શ્રીમાન્ શંકરાચાર્ય પણ દૃશ્ય સૃષ્ટિના અસ્તિત્વનો સર્વાંશે નિષેધ કરતા નથી. પરંતુ માત્ર એટલુંજ જણાવે છે કે તેનું અસ્તિત્વ માત્ર વ્યાવહારિક અથવા માયિક છે, અને પરમાત્માનું અસ્તિત્વ જેવું માનવામાં આવે છે તેવું, તે દૃશ્ય સૃષ્ટિનું અસ્તિત્વ પારમાર્થિક અથવા વાસ્તવિક નથી. શંકરાચાર્યના શાન્ત થયા પછી તેમના સિદ્ધાંતમાં રામાનુજે ઘણો ફેરફાર કર્યો છે, અને તેવા ફેરફારના પરિણામમાં હિંદુસ્થાનમાં ઘણા વૈષ્ણવ પંથો નીકળ્યા છે, જેઓ ઊંચા પ્રકારના સેશ્વરવાદી છે.*

હિંદુસ્થાનના વ્યાપકઇશ્વરવાદ અથવા અદ્વૈત મતમાં પશ્ચિ-

* રામાનુજ અને શંકર બન્ને અદ્વૈત મતના હિમાયતી છે,

મના અદ્વૈત મતના દોષો આવતા નથી. પશ્ચિમના અદ્વૈતવાદમાં મુખ્ય દોષ એ છે કે એકજ પરમાર્થ વસ્તુ અથવા તત્ત્વને સઘળા ભૌતિક પદાર્થો અને વ્યક્તિ રૂપ વિજ્ઞાનાત્મા સાથે અભિન્ન ગણવાથી જે ગુણધર્મો ભૌતિક પદાર્થોના અને વિજ્ઞાનાત્માના હોય તેનો પ્રવેશ પરમાર્થ વસ્તુમાં થાય છે. આથી પ્રથમથી સ્વીકારાયલી પારમાર્થિક સત્ય વસ્તુ એકજ વખતે અનંત અને સાન્ત (અંત

---

ઉભયને પરમાત્માની વાસ્તવ સત્તા સ્વીકૃત છે, પરંતુ જ્યારે શંકર જીવ અને જગત્રૂપ પદાર્થને વ્યાવહારિક અથવા માયિક સત્તાવાળાં માને છે, ત્યારે રામાનુજ તેમને પારમાર્થિક સત્તાવાળાં માને છે. રામાનુજ જીવ અને જગતને અથવા ચિત્ અને અચિત્ને પરમાત્મામાં અંતર્ગત માને છે—અર્થાત્ પરમાત્માથી પૃથક્ સ્થિતિ તેમની નથી, તોપણ તેમની પરમાત્માના સ્વરૂપમાં વાસ્તવ સત્તા હોવાથી રામાનુજના અદ્વૈતને 'વિશિષ્ટાદ્વૈત' કહે છે. શંકરના અભિપ્રાયમાં સમ સત્તાવાળા ત્રણ પદાર્થો હોઇ શકે નહિ અને જો કે જીવ અને જગત્—ચિત્ અને અચિત્—વ્યવહારસિદ્ધિ કરવા સમર્થ છે તોપણ પરમાત્માની સમાન સત્તાવાળાં નથી. તેઓની સત્તા આપેક્ષિક અર્થાત્ ઉચા દષ્ટિબિંદુના ઉદય પર્યંત ટકે એવી, પણ ઉદય પછી વિલય પામે તેવી છે. આ પ્રકારની વ્યાવહારિક સત્તા માનવાથી પરમાત્માના અદ્વિતીય સ્વરૂપને બાધ અથવા લેપ આવતો નથી, તેથી આ અદ્વૈત મતને 'કેવલાદ્વૈત' કહે છે. પશ્ચિમના વિચારકો આ શિખર ઉપર હજુ ચઢયા નથી. રામાનુજના વિશિષ્ટાદ્વૈત પર્યંત એક તરફ સ્પાઇનોઝા અને બીજી તરફ હેગેલના મતો આવી અટકયા છે.

વાળી ), વાસ્તવિક અને માયિક થઇ જાય છે. આપણે આપણી આગળ પાછળ જે કંઈ જોઇએ છીએ તે પરમાર્થ વસ્તુનાં માત્ર માયિક વિવર્તો અથવા પ્રતીતિઓ ( આભાસ ) છે એવી મતલબના વિશ્વના ખુલાસાને મન સ્વીકારી શકતું નથી, કારણ કે તે ખુલાસાથી દેશ અને કાળના ક્રમનો અંત આવે છે, કાર્યકારણની ભાવનાનો વિધ્વંસ થાય છે, અને પૂર્ણતા અને અપૂર્ણતાના, સદ્-ગુણ દુર્ગુણના અને સારા નરસાના ભેદ, જે આપણા અખંડ જ્ઞાનના વિષય છે, તેનો લોપ થાય છે. આવા છેક હદ બહારના વ્યાપકઈશ્વરવાદથી મનુષ્યનું મન નિરાશ અને અશ્રદ્ધાવાળું થાય છે, અને જીવિત ( Being ) ના રહસ્ય સંબંધી કાંઇ પણ નિશ્ચયપૂર્વક જ્ઞાન થઇ શકે કે કેમ તે વિષે શંકાશીલ રહે છે. યુરોપના લોકોનું મન તર્કના આ છેવટના પગથીએ આવી પહોંચ્યું છે, અને તેને અજ્ઞેયવાદ ( Agnosticism ) કહેવામાં આવે છે. પણ કઇ જાતની સાબિતી વસ્તુના સ્વરૂપ અથવા જીવિતના રહસ્યના સંબંધમાં મળી શકે એમ છે એ જો આપણે જાણીએ તો આપણે આ અજ્ઞેયવાદના નૈરાશ્યમાં ડુબવાનું કારણ નથી, તેમ વિચારની સ્તબ્ધતા અથવા જડતમાં આપણા મનને આવી પડવાનો સંભવ નથી. માનુષિક જ્ઞાનની અને શાસ્ત્રની કેટલીક એવી શાખાઓ છે, કે જે કેવળ તર્ક અથવા ન્યાયના પ્રયોગથી સિદ્ધ થઈ શકતી નથી, અને જેમાં આપણે માત્ર આ-આપણા સારાસાર વિચારથી થતા નિશ્ચય ઉપર અને સંજ્ઞવિત-પણા ઉપર આધાર રાખવો પડે છે. પરંતુ એવી બાબતોનું ન્યાયસિદ્ધ પ્રમાણ આપી ન શકાય તેથી એમ માનવાનું નથી કે જ્ઞાનની અથવા શાસ્ત્રની આવી શાખાઓમાં કંઇ પણ નિશ્ચય-

પૂર્વક જાણી શકાય નહિ. જ્યારે આમ છે ત્યારે ધર્મના તત્ત્વજ્ઞાન સંબંધી માહિતી મેળવવા શા માટે આપણે નિરાશ થવું જોઈએ ?

રાનડેએ પોતાના આ ભાષણની અંદર જણાવ્યું હતું કે "પ્રકૃતિ" ( Nature ) ના અવિચ્છિન્નપણા વિષે અને તેમના નિયમોના એકસરખી રીતે થતા અમલ વિષે આપણને જે શ્રદ્ધા રહે છે, તેનાં કારણો માત્ર તર્કથી સિદ્ધ થઈ શકે તેમ નથી. અખંડ વિકારને પામતા વિશ્વના ખરાપણા ઉપર રાખવામાં આવતી શ્રદ્ધા અથવા વિશ્વાસના પરિણામ રૂપ સમગ્ર શાસ્ત્રોનો જન્મ તે વિશ્વાસવૃત્તિથીજ પ્રકટે છે. આ પ્રમાણે વિશ્વના ખરાપણા પર શ્રદ્ધા રાખી વર્તવાનું ઉત્પન્ન થયેલું વલણ દીર્ઘ કાળનું પરિમાણ છે, પરંતુ શાસ્ત્રીય સિદ્ધાંતોનો તે આધાર છે એ વાત નક્કી છે. જો શ્રદ્ધાના આ પ્રકારના પાયાની અર્વાચીન શાસ્ત્ર ( Science ) અવગણના કરતું નથી તો તે શ્રદ્ધાના બીજ અથવા આધારનો પરમાત્મા સંબંધી તત્ત્વજ્ઞાનની બાબતમાં પણ આપણે સ્વીકાર કરવો એ વ્યાજબી છે. આ પ્રમાણે આપણી પોતાની અને પ્રકૃતિની વચ્ચે એક જાતનો નિકટ સંબંધ છે, અને પ્રકૃતિના નિયમોના એકસરખાપણા વિષેની આપણી શ્રદ્ધા આપણુ અને પ્રકૃતિ એ બે વચ્ચે આ ધાડો સંબંધ જોડનારી સાંકળ તરીકે કામ બજાવે છે. તે નિયમોનો અમલ એવી રીતે થાય છે કે તેથી તેમના પર આપણી શ્રદ્ધા બેસે છે. પરંતુ તે સાંકળ આપણને પ્રકૃતિ સાથે જોડે છે એટલુંજ નહિ પણ " તે આપણને અને પ્રકૃતિને તે અનંત સત્તા સાથે જોડી દે છે કે. જે સત્તાનાં પ્રયોજનો, દૂરદર્શીપણું, કલ્યાણકારક વ્યવસ્થા, સુંદરતા અને અપાર શક્તિ એ સાંકળ દ્વારા આપણી શ્રદ્ધાયુક્ત અને જ્ઞાન-

મય દૃષ્ટિએ સ્પષ્ટ જણાઇ આવે છે. આ પ્રમાણે શાસ્ત્ર ધર્મનું રહસ્ય શ્રદ્ધારૂપી મશાલ વડે દેખાડી આપે છે." જો આ મશાલને હોલવી નાંખો તો સેશ્વરવાદ અને શાસ્ત્રને એકસરખી રીતે નુકસાન થાય. કેમકે શાસ્ત્રને પણ એકસરખી રીતે નુકસાન થાય. કેમકે શાસ્ત્રને પણ આખરે પ્રકૃતિના નિયમોના એકસરખાપણા અને ચિરસ્થાયીપણા વિષેની આપણી શ્રદ્ધા પર આધાર રાખવો પડે છે.

આ પ્રમાણે સત્તા ( અસ્તિત્વ—Existence ) નાં ત્રણ પ્રસ્થાનબીજ—અથવા તત્ત્વો (એટલે સ્વીકૃત પક્ષો—Postulates—મનુષ્ય, પ્રકૃતિ અને અમર્યાદ તત્ત્વ ) એક બીજાથી વ્યક્ત અને નિરાળાં બતાવ્યાં છે. પરંતુ તેઓ એક આખા યંત્રના વિભક્ત—જૂદા પડેલા ભાગો નથી. ત્રીજા તત્ત્વને પહેલાં બે તત્ત્વો અધીન અને અનુસરતાં રહેલાં છે. રાનડે કહે છે કે, આ બાબતને લગતી શોધમાંજ સઘળા તત્ત્વજ્ઞાનીઓનું લક્ષ ગુંથાઈ રહેલું છે. સૃષ્ટિની વ્યવસ્થામાં સ્ફુરતાં અગાધ જ્ઞાન અને અપાર શક્તિ, સુંદરતા અને કલ્યાણકારક યોજનાના દેખાવો સૌથી વધારે અજ્ઞાન તેમ સૌથી વધારે નિપુણ મનુષ્યોને ડિંડિમ વગાડીને વિશ્વનિયંતાનો સદ્ભાવ સૂચવે છે એટલુંજ નહિ, પણ સૌથી વધારે નાસ્તિક મનુષ્યને પણ તે જાગૃત કરે છે. પોતે સુધારાની બાબતમાં પ્રાપ્ત કરેલી જૂદી જૂદી સ્થિતિ અનુસાર જૂદી જૂદી જાતનાં મનુષ્યો સૃષ્ટિના આદિ હેતુ—કર્તા વિષે મૂર્તિપૂજા, અને અનેકેશ્વરવાદના અનેક પંથોમાં આલેખાતાં જૂદાં જૂદાં ઇશ્વરના કઢંગાં અને વિચિત્ર કલ્પિત રૂપોથી શરૂ કરીને સેશ્વરવાદી પરનાળિકાઓમાં ઇશ્વર વિષે ધારવામાં આવતી સુધરેલી, ઉચ્ચ, અને ઉમદા ભાવના સુધીનાં અનેક

જુદાં જુદાં રૂપોની કલ્પનાઓ બાંધે છે. ઋગ્વેદનાં કેટલાક ઉપનિષદો ઇશ્વર સંબંધી આવી ઉચ્ચ ભાવનાવાળાં છેક પ્રાચીન માનુષિક લખાણો છે. સુધારાના અને શાસ્ત્રીય જ્ઞાનના વધારા સાથે આ ભાવનાઓ વધારે અને વધારે સુધરતી ગએલી છે, અને છેલ્લાંમાં છેવટે દરેક વસ્તુ અને ભાવ રૂપ પદાર્થ, પછી તે પ્રકૃતિ હો કે ન હો, જડ હો કે ચેતન હો, તે પ્રત્યેકમાં અને જે રચના અને જુદો અથવા પરિણામી પ્રયોજન પ્રકૃતિમાં પરોવાયલું અનુભવાય છે, અને જેમાં વ્યવસ્થાપક ઇશ્વરની બુદ્ધિ, સ્વતંત્ર જ્ઞાનવાળું મન અને સ્વતંત્ર ઇચ્છાશકિત સ્ફુરે છે તે રચના અને પ્રયોજનમાં પરમાત્મા અંતર્યામી તરીકે રહેલો છે એમ મનાય છે.

"પ્રકૃતિમાં અંતર્યામી રૂપે રહેલો પરમેશ્વર"—એટલે શું? તેનો અર્થ એટલોજ કે જેમ તાર મારફત કોઇ મનુષ્યથી મોકલાવેલા સંદેશા દેશ અને કાળનાં અંતરોને વટાવી અન્ય મનુષ્યના હાથમાં આવે છે અને તેનો તે અર્થ સમજી લે છે, તેમ પ્રકૃતિની શકિતઓ દ્વારા એક દિવ્ય જયોતિ અથવા તત્ત્વ સૃષ્ટિની રચના અને નિયમો, તેનાં સૌંદર્ય અને ઔદાર્ય, તેમાં સમાયલી શકિત અને ડહાપણ—એ સર્વેને નિયમમાં પ્રવર્તાવી મનુષ્યને ધર્મનાં તેમ શાસ્ત્રોનાં રહસ્યોનું ભાન કરાવે છે. આ દિવ્ય જયોતિ તેજ અંતર્યામી પ્રભુ છે. પણ આ સિદ્ધાંતમાં પ્રકૃતિ એકલીજ આ અંતર્યામી વડે દિવ્ય બને છે એમ નથી. મનુષ્ય પણ પોતાની સ્વયંપ્રભ બુદ્ધિ અને સ્વતંત્ર ઇચ્છાશકિતઓ, જે પશુવર્ગમાં જણાતિ નથી અને જેના અભાવે પશુવર્ગ ઉપર કર્મની જોખમદારી મનુષ્યના જેવી રખાતી નથી, તે બુદ્ધિ અને ઇચ્છાશક્તિ ધારણ કરનાર હોવાથી પોતાનામાં પણ તે અંતર્યામી

પ્રભુની દિવ્ય જ્યોતિનો દાવો કરી શકે એમ છે. મનુષ્યમાં રહેલાં પશુવર્ગથી જૂદાં ગણાવાનાં ભેદદર્શક ચિન્હો ઉપર, રાનડેના અભિપ્રાય પ્રમાણે, "સઘળા કાયદા અને રાજ્યતંત્રનો, સઘળા નીતિ અને રીતિનો, સામાજિક અને કૌટુંબિક સંસ્થાઓનો, સઘળા સાહિત્યને લગતી અને શાસ્ત્રીય કેળવણીનો અને છેવટે ધર્મ અને ભક્તિનો આધાર રહેલો છે, અને તે ભેદદર્શક ચિહ્નોથીજ અર્થાત્ તેની સ્વતંત્ર બુદ્ધિ અને ઇચ્છાશક્તિને લીધેજ મનુષ્યની ભારેમાં ભારે કીર્તિ છે અને તેવીજ જોખમદારી છે. આ પ્રમાણે સઘળાં પ્રાણીઓમાં મનુષ્ય સૌથી વધારે શ્રેષ્ઠ પંક્તિનું ગણાય છે, અને તેની આવી ઉંચી સ્થિતિની સાથે તેવીજ વધારે ઉંચા પ્રકારની જોખમદારીઓ જોડાયલી છે. તેનામાં રહેલો અંતર્દીપ, તેની આ જોખમદારીઓ તેની નજર આગળ અખંડ ખડી રાખે છે, તેનામાં રહેલા સર્વનિયામક પરમાત્માનો સદ્‌ભાવ પ્રકટ રાખે છે, તેના પોતાના અને સર્વવ્યાપક પરમાત્માના અનુસંધાન અથવા યોગનું સાધન બને છે, અને જ્યારે જ્યારે પોતાનાં કર્તવ્યની સિદ્ધિ મનુષ્ય કરે છે, ત્યારે ત્યારે સર્વોત્તમ સુખ અને આનંદનું ભાન કરાવે છે, અને જ્યારે જ્યારે કર્તવ્યથી તે ભ્રષ્ટ થાય છે, અથવા નિષિદ્ધ માર્ગે પ્રયાણ કરે છે, ત્યારે ત્યારે તેને પશ્ચાત્તાપ દ્વારા શિક્ષા કરે છે." ઇચ્છાશક્તિનું સ્વાતંત્ર્ય અથવા, રાનડેના શબ્દોમાં કહીએ તો, મનુષ્યમાં રહેલી સ્વયંભૂ ઇચ્છાશક્તિ, જ્યારે કર્તવ્યની જોખમદારી અને અંગત જવાબદારીના ભાનથી નિયંત્રિત થાય છે, ત્યારે તે મનુષ્યમાં અમાનુષી અથવા દૈવી બને છે. જ્યારે મનુષ્યનો પરમાત્મા સાથેનો સંબંધ નીતિના અને વ્યક્તિમય જીવનના દૃષ્ટિબિંદુથી વિચારવામાં આવે

છે ત્યારે પ્રકૃતિથી સૂચવાતાં જ્ઞાનનાં રહસ્યો કરતાં વધારે ઉંચા પ્રકારનાં રહસ્યો તે સંબંધથી પ્રકટ થાય છે. આ સંબંધ વડે જ્ઞાન અને શ્રદ્ધાની સાંકળ જોડાય છે, જેથી આપણી દૃષ્ટિથી ઢંકાયલા વિશ્વના ગૂઢ નિયમોની કંઇં નહિ તો અસ્પષ્ટ ઝાંખી થયા વિના રહેતી નથી અને મરણશીલ મનુષ્યને અમરભાવ પ્રાપ્ત થાય છે.

પૂર્ણતાને પ્રાપ્ત થયેલા અને માનુષી સદ્ગુણોની જેનામાં ઉંચામાં ઉંચી કળા પ્રકટ થયેલી છે તેવા તથા માનુષી દુર્ગુણોનો જેનામાં સ્પર્શ નથી એવા એક પુરૂષ રુપે પરમેશ્વરની ભાવના જે બૌદ્ધ ધર્મમાં પ્રચલિત છે તે દોષવાળી છે, કારણ કે પરમાત્માને તેના વ્યાપક પદમાંથી એક બુદ્ધ પુરૂષ તરીકે નીચે ઉતારવામાં આવે છે, જો કે તે બુદ્ધપદ પૌરાણિક દેવોના પદ કરતાં ઉંચું મનાય છે. એક બુદ્ધ અથવા પૂર્ણ પુરૂપ રૂપે પરમેશ્વરને માનવાથી વિશ્વની વ્યવસ્થામાંથી તેને બાતલ કરવાનો પ્રસંગ આવે છે. વળી આ ભાવના ન્યૂનાધિક રીતે મૂર્તિપૂજાનું રૂપાન્તર છે, જેની સામે આર્ય ધર્મની શ્રદ્ધાએ અન્ય ધર્મ કરતાં વધારે બળવાન વાંધા ઉઠાવ્યા છે. ઉદાહરણ તરીકે, ઉપનિષદ્વાક્યમાં સ્પષ્ટ કહેવામાં આવે છે કે, " જે એમ ધારે છે કે હું પરમેશ્વરને જાણું છું તે જાણતો નથી, અને જે એમ જાણે છે કે હું પરમેશ્વરને જાણતો નથી તે પરમેશ્વરને જાણે છે. પરમેશ્વરના પદથી મન અને વાણી નિરાશ થઇ પાછાં પડે છે. કેવળ શ્રદ્ધા, ભક્તિ અને વીર્ય વડેજ તેમની પાસે જવાય છે."*

---

* જુઓ નીચેની શ્રુતિઓ:—

રાનડેનો અભિપ્રાય છે કે આ શિક્ષણ પ્રકૃતિસિદ્ધ સેશ્વરવાદનું છે. આ પ્રકૃતિસિદ્ધ સેશ્વરવાદની પરિપુષ્ટિ પરમેશ્વરના ઐતિહાસિક પ્રાદુર્ભાવથી થાય છે. આ પ્રાદુર્ભાવ ઉપર સઘળા ઐતિહાસિક ધર્મો અને ધાર્મિક રીતચાલોનું બંધારણ છે, અને આ પ્રાદુર્ભાવ સર્વ દેશ અને કાળમાં મહાત્મા અને સંત પુરુષોના જીવનચરિત્ર, શિક્ષણ અને બોધ દ્વારા મનુષ્ય પ્રાણીને જણાય છે. આ પ્રાદુર્ભાવ પ્રત્યેક દેશકાળને અનુકૂળ બંધાયેલા હોવાથી આકારમાં ભેદવાળા હોય છે, પણ તે પ્રત્યેક પ્રાદુર્ભાવનો ઉદ્દેશ એકજ હોય છે—એટલે કે ઇશ્વર સંબંધી આપણી ગંધિલી ભાવનાને વિશુદ્ધ અને પૂર્ણ કરવા તરફ તથા આપણી નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરવા તરફ એ પ્રાદુર્ભાવનું વલણ હોય છે. આ પ્રમાણે હિંદુસ્થાનમાં મહાત્મા અને સંત પુરુષો દ્વારા પ્રકટ થયેલા પ્રભુના પ્રાદુર્ભાવ જે અદ્યાપિ ચાલુજ છે તેના વડે ધર્મની શુદ્ધિ થતી ચાલે છે, અને આકાશાદિ ભૌતિક પદાર્થોને મનુષ્યરૂપ

---

यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः ।
अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥
प्रतिबोधविदितं मतममृतत्त्वं हि विन्दते ।
आत्मना विन्दते वीर्यं विद्यया विन्दतेऽमृतम्॥ केनोपनिषद्
नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा॥ कठोपनिषद्
यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।
आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ॥
तैत्तिरीयोपनिषद् ।

આપી તેનું પૂજન કરવાની પદ્ધતિને બદલે, પ્રાચીન પૌરાણિક અથવા કાલ્પનિક દેવોમાં જે નૈતિક ભવ્યતા ન રહી તેવી ભવ્યતાયુક્ત પરમેશ્વરની વ્યાપક સત્તા, જે ઉપરના સર્વ ભૌતિક પદાર્થોને નિયમમાં પ્રવર્તાવે છે, તેનું પૂજન સ્થપાતું ચાલે છે. ધર્મની શુદ્ધિ કર્યા પછી ઉપનિષદ્‌નું બીજું કાર્ય મનુષ્યના આત્માની શક્તિનો વિચાર કરવાનું હતું. આ શોધના પરિણામમાં ઉપનિષદ્‌ના પ્રણેતાઓ—કર્તાઓના મનમાં જીવાત્માનો પરમાત્મા સાથેનો અભેદ ઉદય પામ્યો. પણ પાછળથી પ્રકટ થયેલા બુદ્ધના અનુયાયીઓ આ ગુંચવાડાવાળા સૂક્ષ્મ અને ગહન વિષયોમાં પોતાના મનને રોકવાને બદલે, જગતમાંજ ઉપયોગમાં લાવી શકાય તેવા જ્ઞાનની શોધમાં મચ્યા. તેઓએ મનુષ્યની નીતિની સુધારણાને લક્ષમાં લીધા, નિરૂપયોગી અને ક્રૂર પશુયજ્ઞો પ્રતિ વાંધા ઉઠાવ્યો, અને મનુષ્યમાં રહેલા પશુભાવનો ઉચ્છેદ કરવા પ્રયત્ન કર્યો, એટલે કે મનુષ્યમાં રહેલા વિકારોનો જય કરવામાંજ તેમણે ઉંચામાં ઉંચુ અર્ચન અથવા પૂજન ગણ્યું; અને એ વિજયનેજ યજ્ઞાદિને બદલે મોક્ષનું સાધન માન્યું. ત્યાર પછી ઘણો સમય વીત્યા બાદ ઈસ્લામનો મુસલમાની ધર્મ હિંદુસ્થાનમાં વિજેતાની તરવારના રૂપમાં પ્રકટ થયો; તોપણ ભાગવત ધર્મ પ્રતિ એ ધર્મને કંઈક આપવાનું હતું. કારણ કે તે ઇસ્લામ ધર્મે શિખવ્યું કે વિચારમાં જ એકેશ્વરવાદને માનવાનો છે એમ નથી, પણ વ્યાવહારિક આચારમાં પણ તેનુંજ પાલન કરવાનું છે. ખ્રિસ્તિ ધર્મ આ ઉપદેશ ઉપરાંત વધારામાં ખ્રિસ્તિ સદ્‌ગુણોનો બોધ આપે છે. વ્યવસ્થા કરવાની શક્તિ, મૌન ધારણ કરી ખોટા પ્રતિ ઉપેક્ષા કરવાને બદલે ખોટા કર્મ પ્રતિ ખુલ્લો તિરસ્કાર પ્રકટ કરવો, સ્ત્રી પુરૂષની

મહત્તાનું યથાર્થ ભાન, ક્રિયાઓમાં યોજાયેલું ઔદાર્ય, અને ભ્રાતૃ-
ભાવ—એ વગેરે ખ્રિસ્તિ સદ્‍ગુણો અત્રે ગણ્યા છે. ખ્રિસ્તિ ધર્મ
અને ભાગવત ધર્મનું સરખાપણું રાનડેએ ભાષણમાં દર્શાવ્યું છે.
બન્ને ધર્મમાં, જેમાં આપણે જીવીએ છીએ, હરીએ ફરીએ છીએ,
અને જેમાં આપણું આત્મબીજ રહેલું છે એવા એક ચેતનના
સમુદ્ર રૂપ પરમેશ્ર્વરને માનવાનો ભાવ સરખો છે. તથા બન્નેમાં,
ત્રિમૂર્તિ, અવતાર અને પારકાના દુઃખની નિવૃત્તિ અર્થે બળિદાન
આપવાના ભાવ પણ સમાન છે. પરમેશ્ર્વરના **सच्चिदानंद** ના-
મના પ્રત્યેક અવયવથી પરમાત્માનું પૂર્ણ અસ્તિત્વ, ચેતનમયતા,
અને આનંદઘનપણું સ્પષ્ટ થાય છે. આ નામ સાથે રાનડે ખ્રિસ્તિ
ધર્મની ત્રિમૂર્તિની સરખામણી કરે છે. આપણા ધર્મનો **सत्** અંશ
ખ્રિસ્તિ સર્મના પિતાના પૂર્ણ અસ્તિત્વના સમાન છે, **चित्** અંશ
ખ્રિસ્ત ધર્મના Logos or the Word Eternal પુત્ર અ-
થવા નિત્યશબ્દબ્રહ્મને મળતો છે, અને **आनंद** રૂપ અંશ
ખ્રિસ્તિ ધર્મના પવિત્રાત્મા ( Holy Comforter ) તુલ્ય
છે. પણ આ પ્રમાણે જો કે હિંદુસ્થાનનો સેશ્વરવાદ અન્ય
સેશ્વરવાદની પેઠે સ્વભાવથીજ સારગ્રાહી છે—એટલે કે તે ગમે તે
દિશામાંથી પ્રકાશનાં કિરણો આવતાં હોય તો તે સ્વીકારે છે,
તોપણ તેણે પોતાનાં સ્વાભાવિક લક્ષણો ખોયાં નથી. દષ્ટાંત
તરીકે—આ ધર્મની સનાતનતા છે, અર્થાત્ કોઇ પેગંબર અથવા
મહાત્માના સંબંધથી તેનો ઐતિહાસિક આવિર્ભાવ થયો નથી,
તોપણ ગમે તે ધર્મના સંત અથવા પેગંબરના બોધને તે સં-
માન આપે છે. બીજું લક્ષણ જોઇએ તો એ છે કે પરમાત્મા
સાથે જીવાત્માનો સાક્ષાત્ સંબંધ આ ધર્મ સ્વીકારે છે. ત્રીજું

ભેદક લક્ષણ એ છે કે મનુષ્યને કેળવણી પામવા સારૂ તે આ જગતમાં એકજ તક આપતો નથી, પણ તે અનંત જન્મનો સ્વીકાર કરી કેળવણીની અનંત તકો માને છે. ચોથું, આ ધર્મ મનુષ્યોની કેવળ મનુષ્યપ્રાણી પ્રતિજ આત્મભોગ અને પ્રેમ પ્રકટ કરવાની ફરજ સ્વીકારે છે એમ નથી, પણ સઘળાં સચેતન પ્રાણીઓ જેમનામાં દુઃખની લાગણી છે તેમના પ્રતિ એ સદ્ગુણો દર્શાવવાનો ઉપદેશ કરે છે. રાનડેએ સૂચવેલાં હિંદુસ્થાનના સેશ્વરવાદનાં પોતાનાં ખાસ લક્ષણોને હૃદયમાં રાખી મદ્રાસના રેવરંડ ડૉક્ટર મિલરે પોતાના ઉત્તમ વક્તૃત્વવાળા ભાષણમાં શ્રોતાઓને એવી સ્પષ્ટ શિખામણ આપી હતી કે હિંદુસ્થાનમાં પાદરીઓનો પ્રવેશ થતા પહેલાં પરમેશ્વરની સત્તા ઘણા કાળથી કાર્ય કરતી આવી છે, અને હિંદુ ધર્મમાં જોકે ઘણા દોષો રહ્યા છે તોપણ તેમાં દૈવી સભ્યતાના અંશો પણ રહેલા છે એ વાત સ્મરણ બહાર રાખવાની નથી. આથી ખ્રિસ્તિ પાદરીઓના શિક્ષણથી હિંદુસ્થાન પોતાનો ધર્મ ત્યજી દેશે એવી આશા રાખવી વ્યર્થ છે. તોપણ એટલું તો સંભવિત છે કે ખ્રિસ્તિ ધર્મોપદેશકોની સંસ્થાઓમાં રહેલી દૈવી ગુણધર્મને હિંદુ ધર્મ પોતાનામાં ભેળી દે.

ઉપરના લેખથી એટલું તો સ્પષ્ટ થશે કે ન્યા. રાનડે એક વિશુદ્ધ અને તત્ત્વવિચારથી ભરેલા સેશ્વરવાદના માનનારા અને હિમાયતી હતા. એ પ્રકારનો સેશ્વરવાદ કેળવાયલા થોડા મનુષ્યના વર્ગનેજ અનુકૂળ પડે એવો હોય અજ્ઞાન પ્રજાવર્ગને તે અનુકૂળ પડે તેમ નથી, કારણ તેવા મનુષ્યો નિરાકાર અને માત્ર વિચાર દૃષ્ટિથી જણાય એવા પરમેશ્વરને સમજી શકે નહિ, તથા આકાર અને

રૂપ વિનાના પરમેશ્વરને પૂજાના વિષય તરીકે તેઓ મનમાં ધારણ કરી શકે નહિ. આથી આ પ્રકારના ધર્મનો પ્રસાર અવશ્ય મંદ ગતિથીજ થશે. જેમ જેમ પ્રજામાં કેળવણી અને સુધારાની વૃદ્ધિ થતી જશે તેમ તેમ આ વિશુદ્ધ સેશ્વરવાદનો પણ વધારો થશે, અને કેળવણી તથા સુધારાનો પ્રસાર હિંદુસ્થાનમાં ઘણા મંદ વેગથી ચાલે છે તેથી આ સેશ્વરવાદની બહારની પ્રવૃત્તિ ભાગ્યેજ લોકનું લક્ષ ખેંચે તો તેમાં આશ્ચર્ય નથી. હિંદુસ્થાનના આ ભાગ તરફ તો આ સેશ્વરવાદના અનુયાયીઓ પ્રાચીન ધર્મ-સંસ્થાના અગણિત અનુયાયીઓના પ્રમાણમાં નહિ જેવા છે આ સેશ્વરવાદની વૃદ્ધિમાં બીજું વિઘ્ન નાંખનાર કારણ એ છે કે તે અત્યંત કેળવાયેલા મનુષ્યોનેજ અનુકૂળ પડે છે, પણ આવા કેળવાયેલા મનુષ્યો સઘળા તેનો સ્વીકાર કરતા નથી. કારણકે પરમાર્થ સદ્વસ્તુના સંબંધમાં અપાયેલા ભાવ રૂપ ખુલાસાથી ઘણા કેળવાયેલા સંતોષ પામતા નથી, અને યુરોપના વિચારકોના અજ્ઞેયવાદને, ચર્ચતા ગ્રંથોથી દોરાઇ જઇ કાં તો અજ્ઞેયવાદને, અથવા અનૈકાન્તવાદ અથવા અન્ય શબ્દોમાં કહીએ તો સર્વાસ્તિત્વના અવિશ્વાસને ચિન્મય પરમેશ્વરને બદલે સ્વીકારે છે. આ હિંદુસ્થાનનો ભવિષ્યનો ધર્મ આવો સુધરેલો અને સાદો સેશ્વરવાદ થશે અથવા કંઇ નહિં તો પચરંગી હિંદુસ્થાનની પ્રજાનો મોટો ભાગ તે ધર્મ સ્વીકારશે એવું નિર્ભ્રાંત રીતે માની શકાય એમ નથી. પણ બ્રાહ્મોસમાજનાં બંગાળામાં પ્રકટ થયેલાં જૂદાં જૂદાં રૂપો, પંજાબની આર્યસમાજ, અને મુંબઇની પ્રાર્થનાસમાજ આદિ હીલચાલો સૂચવે છે કે સેશ્વરવાદનો વેગ હિંદુસ્થાનની ધર્મસુધારણામાં ભવિષ્યમાં અગત્યનો ભાગ લેશે.

મુંબઈના 'ગુજરાતી' પત્રે પોતાના તા. ૨૦—૧—૧૯૦૧ ના અંકમાં ન્યા. રાનડેના ધાર્મિક વિચારો સંબંધે આ પ્રમાણે જણાવ્યું હતું;—

"આર્ય સનાતન—ઋષિપ્રણીત ધર્મનું યથાર્થ જ્ઞાન એમને પ્રારંભમાં ન હોવાથી, બાઇબલના નિયમો—જે આ દેશના વતનીઓને લાગુ પડે તેવા હોય તેનો ઉપદેશ કરતા હતા. પણ પાછળથી આ વિચાર બદલાયલો જણાયો છે. એમણે ઉપનિષદ્‌ના ગ્રંથોનું, શાંકરભાષ્યનું તથા પુરાણોનું સારી સૂક્ષ્મતાથી અધ્યયન કીધું, ને તે પરથી એમની આસ્થા ઉપનિષદ્ ધર્મ ઉપર બહુ સારી રીતે ઠરેલી હતી ને તેનું બળ એમનામાં એટલે લગણ વધી ગયું હતું કે, કેટલાક પ્રશ્નો આ ગ્રંથોમાથી એવા ઉઠા કરતા હતા કે તે પરથી ઘણા બ્રાહ્મણ વિદ્વાનો પણ વિચારમાં પડી જતા હતા ને તેના ગુંચવાડામાં રહેવાથી, અને તે પછી મિ. રાનડે જે નિર્ણય પર આવ્યા હોય તે જાણતા વાર મોહ પામી જતા હતા. ઘણા સંશયોના ખુલાસા માટે એ સારા સારા શાસ્ત્રીઓને પોતાને ત્યાં તેડાવતા અને પછી તેઓનો સારો સત્કાર કરતા હતા. * * *."

ન્યા. રાનડેના ધાર્મિક વિચારો વિષે આટલું વિવેચન આપ્યા બાદ તેઓ ઇશ્વર પર કેવી અપૂર્વ શ્રદ્ધા રાખતા હતા અને તેનો ભક્તિભાવ કેવો મહાન્ હતો તે જાણવા નીચેના પ્રસંગોનું વર્ણન ઠીક ઉપયોગી થઇ પડશે. ઑાન. મિ. ગોખલેએ, તેમની પુણ્યતિથિ નિમિત્તે મુંબઈની 'હિંદુ યુનિયન કલબ' સમક્ષ આપેલા ભાષણમાં, આ સંબંધમાં તેમની સાથે પોતાને મળેલા એક પ્રસંગનું આબેહુબ વર્ણન આપ્યું હતું. તેઓએ જણાવ્યું હતું

કેઃ—"ઇ. સ. ૧૮૯૭ માં ઉમરાવતીમાં મળેલી કૉન્ગ્રેસનું કામકાજ પૂરૂં થયા બાદ, જ્યારે અમે આ બાજુ તરફ આવતા હતા ત્યારે એક રાત્રિએ અમારા ગાડીના ડબામાં માત્ર તેઓ અને હું બે જણ હતા. સવારમાં ૪ વાગ્યાના શુમારે કંઇ ગાયન જેવું સાંભળી હું એકાએક જાગી ઉઠયો, અને આંખો ઉઘાડી જોતાં મિ. રાનડે ટટાર બેઠેલા અને તુકારામના બે અભંગ ફરી ફરીને ગાતા અને એક તાર થઇને પોતાના બંને હાથે તાળી વગાડતા માલમ પડયા. સ્વર કાંઇ મધુર નહોતો, પરંતુ જે ભાવપૂર્વક તેઓ ગાતા હતા તે એટલો બધો ઉંડો હતો કે મને તેથી ઉપરાઉપરી રોમાંચ થયો, અને ટટાર બેસીને તે લક્ષપૂર્વક સાંભળ્યા વગર મારાથી રહેવાયું નહિ. તે અભંગ નીચે પ્રમાણે હતાઃ—

जे कां रंजले गांजले । त्यांसी म्हणे जो आपुले ।
तोचि साधु ओळखावा । देव तेथेंचि जाणावा ॥
करि मस्तक ठेंगणा । लागें संतांच्या चरणा ।
जरि व्हावा तुज देव । तरि हा सुलभ उपाव ॥

અર્થઃ—"જે કોઇ થાકેલા અને દુઃખિત મનુષ્યને પોતાનો જાણે- સહાય કરે—તેજ ખરો સાધુ છે, અને તેની પાસેજ પ્રભુ છે, એમ જાણવું." અને "તમે નમ્ર થાઓ અને સંતોની કૃપા મેળવવા યત્ન કરો. જો તમે પ્રભુને મળવા ચહાતા હો, તો આ એક સુલભ માર્ગ છે."

આ શ્લોક લક્ષપૂર્વક સાંભળતો હું બેઠો હતો, તેથી મિ. રાનડે આ ઉપદેશ પ્રમાણે વર્તવાને કેવો સખત પ્રયત્ન કરતા અને તેથી તેમના મન પર ઠસેલી જીવનપ્રવૃત્તિની પદ્ધતિ કેવી સરળ

અને ઉત્કૃષ્ટ હતી તેનું યથાર્થ ભાન મને થયા વગર રહ્યું નહિ. મારી જીંદગીમાં મને તે અમૂલ્ય પ્રસંગ પ્રાપ્ત થયો હતો. ખરેખર તે દેખાવ મારા સ્મરણમાંથી કદી પણ ખસશે નહિ."

૨૭. અગાઉ તરફથી વંચાયલા નિબંધમાં તેઓ જણાવે છે કેઃ—" ઘણા અજ્ઞાન મનુષ્યો કેળવાયલાઓને અને ખાસ કરીને સુધારકોને હડહડતા નાસ્તિકવાદીઓ કહેવાને સહજ દોરવાઇ જાય છે. મૂર્તિપૂજા પર અશ્રદ્ધા અથવા સ્થાપિત રૂઢિઓથી જરા પણ વિરૂદ્ધ વર્તન તેમને અધર્મ જણાય છે. મિ. રાનડે મૂર્તિપૂજક નહોતા તેમજ તેઓ જ્ઞાતિના ધારાઓ બરાબર પાળતા નહિ. આથી કરીને જે લોકો તેમનાથી પુરતી રીતે માહિતગાર નહોતા તેઓ તેમને ખરેખરા નાસ્તિક ધારે એ સ્વાભાવિક હતું. જોકે તેઓ ઘણે દરજ્જે સ્થાપિત નિયમો પ્રમાણે ધર્મ પાળતા નહોતા તો પણ તેઓ ઉત્તમ રીતે ભાવિક હતા. ઇ. સ. ૧૮૭૩ માં મર્હુમ મિ. જે. એસ્. ગાડગિલે એક ભાષણ આપ્યું હતું, તે પ્રસંગે ઇશ્વર પરની તેમની ઉંડી અને દઢ શ્રદ્ધાની મને પહેલી વખત સાબિતી મળી હતી. 'ઇશ્વરના અસ્તિત્વ સંબંધી કંઇ પણ નિશ્ચયાત્મક પુરાવો નથી' એ વિષય પર ભાષણકર્તાએ પોતાનું વ્યાખ્યાન આપવાનું ઠરાવ્યું હતું. આ પ્રસંગે મિ. રાનડે પ્રમુખ હતા. તેમણે કેવા સખત શબ્દોમાં ભાષણકર્તાના વિચારોને વખોડી કાઢ્યા હતા તેનું મને હજુ પણ ઘણું સારૂં સ્મરણ છે. પોતાની તરફનો પ્રત્યુત્તર આપતાં અને તે દ્વારા મિ. ગાડિગલના મુદ્દાઓના રદીઆ આપતાં સઘળો વખત તેઓ જુસ્સાથી ધ્રુજતા હતા. ઑન. મિ. ગોખલેએ ગયે વર્ષે આપેલા ભાષણમાં મિ. રાનડે રેલ્વે ગાડીમાં એક સવારે તુકારામના સુપ્રસિદ્ધ અભંગ ગાતા

હતા તેની વાત આપણુરે કહી હતી. મેં ઘણું કરીને ઇ. સ. ૧૮૭૫ માં તેમને તેથી પણ વધારે ભક્તિના આવેશમાં આવેલા જોયા હતા.

જ્યેષ્ઠ વદિમાં એક સાંજે વરસાદ પડતો હતો તે વખતે મિ. રાનડે અને હું નેટિવ જનરલ લાઇબ્રેરીમાં વર્તમાનપત્રો વાંચતા હતા. લગભગ અંધારું થવા આવ્યું તે વખતે મેં તેમને ધીમે રહીને યાદ દેવડાવ્યું કે હમેશ મુજબ આપણે ફરવા જવાનો સમય થયો છે. તે વખતે બત્તી સિવાય કંઇ પણ વંચાય તેમ નહોતું. તેઓ વર્તમાનપત્રને પોતાના હાથમાં માત્ર ઝાલી રહ્યા હતા, અને બેભાન જેવા ઉભા રહેલા દેખાતા હતા. હું તેમની પાસે ગયો ત્યારે માલૂમ પડયું કે તેમની આંખો આંસુથી ભરાઇ ગઇ હતી.

આવા સાધારણ આવેશનું કારણ મારાથી કળી શકાયું નહિ. તે વખતે તુકારામની પાલખીનો વરઘોડો પંઢરપુર તરફ જતાં બુધવારવાડાના મહેલ આગળથી પસાર થતો હતો. હમેશ પ્રમાણે તે વખતે ત્યાં આગળ હજારો વિઠોબાના ભક્તો નાચતા અને ગાતા હતા. સેંકડો મશાલો સળગતી હતી. તે પ્રસંગે નિયમિત ભાવિક ભક્તોની અગાધ શ્રદ્ધા જોઇને તેમને ઊંડી અસર થયેલી જણાતી હતી. તેમણે પોતાનાં આંસુ લોહી નાખ્યાં, અને તે વરઘોડા તરફ આંગળી કરીને મને કહ્યું, "ગણપતરાવ, તમે જોતા નથી કે આ દેખાવ જોવા જેવો છે? તેની હયાતિમાં તુકારામ કેવો પ્રતાપી અને પુણ્યાત્મા હશે, જેથી તેના મરણ પછી ૩૦૦ વર્ષે સેંકડો અને હજારો લોકો તેના નામનું અને સ્તુતિનું ગાન કરે છે! ઇશ્વરી કૃપા વગર તેના વચનોની આવી અસર શી રીતે થઇ શકી હશે? તમે અને હું અને આપણા જેવા અન્ય મનુષ્યો ભાષણો તથા લખાણોથી બોધ કર્યા જઇએ છીએ અને ઉપદેશ

આપ્યાં જઇએ છીએ, પરંતુ કોઈ આપણાં વચનની દરકાર કરતું નથી. પણ તુકારામના શબ્દો વજનદાર છે, અને આટલા સૈકા પછી પણ લોકોના હૃદય પર સત્તા ચલાવી શકે છે." આવી ભક્તિયુક્ત લાગણીનો ઉભરો નીકળ્યા પછી હું એક જાતના ધ્યાનમાં પડી ગયો. તેમણે પણ વિચાર કરવાનું જારી રાખ્યું, અને અમે જાણે એક યંત્રવત્ લકડીપુલના રસ્તે ચાલ્યા ગયા."

આ સઘળા ઉપરથી જણાશે કે ન્યા. રાનડે તુકારામ, રામદાસ આદિ દક્ષિણના મહાન્ સંત પુરૂષોના સિદ્ધાંતોના ચુસ્ત અનુયાયી અને અભ્યાસી હતા એટલુંજ નહિ, પણ ઉપરના જેવા અનેક પ્રસંગે સુતાં, ઉઠતાં, હરતાં ફરતાં તેમના અત્યંત બોધક અભંગો અને શ્લોકાનું સ્મરણ, મનન કરતા તેમના અર્થરહસ્યના ચિંતનમાં મગ્ન થઇ પોતાની જાતનું પણ ભાન ભૂલી ગયેલા જોવામાં આવતા. ધાર્મિક ભાષણોમાં પણ વારંવાર તેઓ તે અભંગોનો ઉપયોગ કરતા, અને તેમાંના કેટલાક ઉત્તમ અભંગો ઉપર તો તેમણે ઘણાં રસિક અને અસરકારક વ્યાખ્યાનો આપેલાં છે.

શ્રીમાન્ રાનડેના સંખ્યાબંધ ધાર્મિક વ્યાખ્યાનો તે દિશામાં પ્રવૃત્તિ કરવા ઇચ્છનાર દરેક મનુષ્યને ખાસ વાંચવા અને મનન કરવા યોગ્ય છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ થતી નથી. એ વ્યાખ્યાનો વાંચતાં આશ્ચર્ય સાથે સ્પષ્ટ જણાઈ આવે છે કે તે, આગળ કહ્યું છે તેમ, અતિશય બોધદાયક અને રસિક હોઈ, આર્ય ધર્મના ઉપનિષદાદિ અનેક ઉત્તમ ગ્રંથો, દક્ષિણના સંત પુરૂષોના ભજનગ્રંથો, તથા સુધરેલી દુનિયાના અન્ય કેટલાક ધર્મોનાં પવિત્ર પુસ્તકોના સતત વાચન અને સંશોધનના સાર રૂપે અતિ મહત્ત્વના વિશુદ્ધ વિચારો પોતાના વિશાળ મગજમાં સંગ્રહી

રાખનાર એક નૈસર્ગિક બુદ્ધિવૈભવવાળા અને પૂર્ણ ભક્તિયુક્ત અંતઃકરણવાળા મહાન્ પુરૂષની જ્ઞાનવિભૂતિઓ છે.* આમાંનાં કેટલાંક આ પુસ્તકમાં આપવા યોગ્ય છે ખરાં, પરંતુ પુસ્તકનું અને ખાસ કરીને આ પ્રકરણનું કદ વધી જવાથી તે દાખલ કરવાનું બની શકે તેમ નથી. આમ છતાં અત્રે તેમાંના થોડાકના સાર રૂપે કેટલીક હકીકત આપવી અયોગ્ય નહિ ગણાય.

" ભાગવત ધર્મ " જેના વિષે અગાઉ કેટલીક વખત સૂચન થઇ ગયું છે, તેના સિદ્ધાંતોનું શ્રીમાન્ રાનડે સર્વાંશે પાલન કરતા હતા. ભાગવત ધર્મ એ બીજો કોઇજ નહિ, પણ મહારાષ્ટ્રના એકનાથ, તુકારામ, રામદાસ આદિ મહાન્ સંતોએ બોધેલો ઉચ્ચ પ્રકારનો અનન્ય ભક્તિમાર્ગ છે. તે ધર્મ, રાનડે પોતે કહેતા તેમ, આધ્યાત્મિક વિજ્ઞાન રૂપી વૃક્ષનું મધુર ફળ છે, જેનું મૂળ બીજ ઉપનિષદોમાં જડી આવે છે. આ સંપ્રદાયનો એક સિદ્ધાંત એ છે કે—જીંદગી એ આપણું ઇશ્વરદત્ત ' ટ્રસ્ટ ' એટલે વિશ્વાસધન છે, કર્તવ્ય બજાવવા માટે પવિત્ર આમંત્રણ છે, વિશ્વકર્તાની સેવા અને

---

* આમાંનાં ઘણાંખરાં મરાઠી વ્યાખ્યાનો પુસ્તક રૂપે શ્રીમતી રમાબાઇ રાનડેએ પોતાના પતિના અવસાન બાદ પ્રસિદ્ધ કર્યાં છે. તેમને ગુજરાતી ભાષામાં પ્રકટ કરવામાં આવે તો તેના ધાર્મિક સાહિત્યમાં એક અતિ અગત્યનો ઉમેરો થઇ શકે તેમ છે. આમાંનાં થોડાંક વ્યાખ્યાનો સન ૧૯૦૪ના " જ્ઞાનસુધા " માં પ્રકટ થયેલાં જણાય છે. તે ઉપરથી તથા રા. આગાશેએ ન્યા. રાનડેની ઇ. સ. ૧૯૦૭ની છઠ્ઠી પુણ્યતિથિ નિમિત્તે મુંબઇની "હિંદુ યુનિયન ક્લબ " સમક્ષ વાંચેલા એક લેખ ઉપરથી આ નીચેની હકીકત તૈયાર કરી અત્રે દાખલ કરી છે.

યશોગાન માટે નક્કી થયેલી પવિત્ર યાત્રા છે, અને જ્યારે માંસ, અસ્થિ–આદિની જાળ રૂપી આ દેહમાંથી આપણો અમર આત્મા મુક્ત થાય ત્યારે ઉંચા પ્રકારના આધ્યાત્મિક જીવન માટેના શિક્ષણ અથવા તૈયારી રૂપે છે. તેઓ પોતેજ આ સિદ્ધાંત પૂર્ણ રીતે અનુસરતા હોવાથી ધાર્મિક જીવનનો હેતુ માત્ર આ અથવા હવે પછીના જન્મમાં સુખની પ્રાપ્તિ અથવા દુ:ખની નિવૃત્તિ છે એવો સામાન્ય જનસમૂહમાં પ્રિય થઇ પડેલો સિદ્ધાંત તેમણે ત્યજી દીધો હતો. પોતાના એક વ્યાખ્યાનમાં તેમણે સુખ દુ:ખને (ઘોડાની) બે લગામ સાથે સરખાવ્યા છે, જે વડે સારથિ–આત્મા મનોવિકારો રૂપી અશ્વોને અંકુશમાં વર્તાવે છે. તેમના અભિપ્રાય પ્રમાણે, ધર્મનો અંતિમ હેતુ આપણા આધ્યાત્મિક ગુણોનો વિકાસ અને પરિપૂર્ણતા કરવાનો હોઇ, તે વડે આપણી હલકી વાસનાઓનો સંપૂર્ણ ઉચ્છેદ કરી પરમાત્મા સાથે આપણા આત્માની એકરૂપતા સાધવા રૂપી ધારેલા સ્થળે પહોંચવાનો છે. આ આધ્યાત્મિક પરિપૂર્ણતાની સિદ્ધિ કેવલ કર્મ, જ્ઞાન અને યોગથી સહેલાઈથી મળી શકતી ન હોવાને લીધે તે સિદ્ધિ પ્રાપ્ત કરવા આંધળા, લુલા, યુવાન્ અને વૃદ્ધ સર્વને માટે સરખી રીતે ખુલ્લો એવો એક ભક્તિમાર્ગજ છે, જેમાં ન્યાતજાતનો તફાવત આડે આવી શકતો નથી એમ તેઓ માનતા હતા. ભક્તિમાર્ગની આવી વિશાળ ઉદાત્ત ભાવનાને લીધે અનેક પ્રકારના સંશોધન પછી 'ભાગવત ધર્મ' તરફ તેમનું અત્યંત આકર્ષણ રહી તેમાંજ તેમને ચિત્તની સ્થિરતા પ્રાપ્ત થઇ હતી.

આ ભક્તિ કેવી રીતે કેળવવી એ વિષેના વિવેચનમાં ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણે આપેલા ઉપદેશને તેઓ સંપૂર્ણ રીતે અનુ-

સર્યાં હતા. તેમના અભિપ્રાય પ્રમાણે, ભક્તિનું મૂળ તત્ત્વ આપણા વ્યક્તિગત આત્માને પરમાત્માની ઇચ્છાને સંપૂર્ણ રીતે શરણ કરી દેવામાં રહેલું છે, અને આવું ઇશ્વરેચ્છાનુવર્તન અથવા આવી ઇશ્વરશરણતા કર્મ, જ્ઞાન, અને ભક્તિનાં પગથિયાં અનુક્રમે ચઢી જીવનના—જેથી આપણા આત્માને શાન્તિ અને સુખ પ્રાપ્ત થાય એવા કર્મફળત્યાગ એટલે કે અનાસક્તપણે કર્મ કરવાની શક્તિ રૂપી પગથિયે પહોંચીને સિદ્ધ કરવાની છે.

"વિજ્ઞાન" વિષેના વ્યાખ્યાનમાં તેમણે જણાવ્યું હતું કે, પુસ્તકોના વાંચનથી મળતું જ્ઞાન એ ખરૂં વિજ્ઞાન નથી, પરંતુ આપણા અંતઃકરણને પોતાની અંદર વાળી સત્યાસત્યની તુલના માટે પોતાના આંતર્ પ્રકાશથી અથવા આપણામાં રહેલી દિવ્ય જ્યોતિથી તેને પોતાનું નિરીક્ષણ કરતું બનાવવું એજ ખરૂં વિજ્ઞાન છે; અને તે વિજ્ઞાનવૃક્ષના ઉત્તમ ફળ રૂપે આપણામાં એવું નિશ્ચયાત્મક જ્ઞાન પ્રકટ થાય છે કે "પરમાત્માનાં બનાવેલાં સર્વ પ્રાણી સુખી હોવાં જોઇએ, આપણા વિચારો પવિત્ર હોવા જોઇએ, અને સૃષ્ટિ પર સર્વત્ર શાન્તિ અને પ્રેમનું સામ્રાજ્ય થવું જોઇએ." આ મહાન્ સત્યોનો માત્ર બુદ્ધિથી સ્વીકાર કરવો એટલુંજ બસ નથી, પરંતુ આ સદ્‌ગુણોના સતત આચરણથી યુક્ત જીવન આપણે ગાળવું જોઇએ. આવા આચરણથી આપણું ચારિત્ર્ય ભવ્ય બને છે, અને તેથી આપણામાં નૈતિક અને આધ્યાત્મિક બળ આવે છે.

'સ્વર્ગ' અને 'નરક' ના સંબંધમાં સામાન્ય મનુષ્યો જેમ માને છે તેમ તેઓ કોઇ સ્થાનમાં સુખ અને દુઃખનાં સ્થળો છે એમ માનવા રાનડે જેવા સુશિક્ષિત પુરૂષનું મન તૈયાર નહોતું.

આ શબ્દોના ગુપ્ત અર્થના સંશોધનમાં તેઓ ભગવદ્ ગીતાના ૧૬ મા અધ્યાયના ૨૦, ૨૧, ૨૨ શ્લોકો, જેમાં કામ, ક્રોધ, અને લોભ એ ત્રણું નરકનાં દ્વાર હોઇ તે વડે આત્માનું ભ્રષ્ટ થવું એ નરકવાસ અથવા અધોગતિને આપનારૂં છે એમ દર્શાવેલું છે, તેમનો મુખ્ય આધાર લેતા. સઘળા ધર્મો અને મતોમાં આત્માનું અવિનાશીપણું સ્વીકારેલું છે, અને આપણી આધ્યાત્મિક શક્તિઓની ખીલવણી કરવાની તક એ પરમાત્માએ મનુષ્ય માત્રને આપેલી મોટામાં મોટી બક્ષિસ છે. મૃત્યુ એ માત્ર શરીરનો ઉચ્છેદ થવો એજ છે, અને તેથી તુકારામે **मरण माझें मरोन गेलें। मज्ञ केलें अमर।** એટલે 'મારૂં મરણ મરી ગયું છે, અને હું અમર બન્યો છું' એમ કહેલું છે. આપણું જીવન આ દુનિયામાં માત્ર એક નદીના પૂર રૂપે હોઇ તે પૂરના મધ્યમાં પડેલો જે મનુષ્ય ઇશ્વર રૂપી વૃક્ષને પોતાના બચાવ માટે વળગી પડે છે તેજ બચી શકે છે. આ પ્રમાણે આપણા આધાર માટે ઇશ્વરને વળગતાં આપણે સદાચારથી પરિપૂર્ણ થવું જોઇએ, અને સર્વ વાસનાઓનો ત્યાગ કરવો જોઇએ. ત્યારેજ તુકારામે અનુભવ્યું છે તેમ 'મૃત્યુ' ના દુઃખથી આપણે નિવૃત્ત થઇએ છીએ. જો સાંસારિક મોજશોખના મોહપાશને લીધે આપણે આપણી આધ્યાત્મિક ઉન્નતિ કરવાનું વીસરી જઇએ ત્યારે આપણે તે પૂરમાં તણાઇ ગયા વગર રહીએ નહિ. વળી તેજ અભંગની ત્રીજી પંક્તિમાં તુકારામ આપણામાં કોઇ જાતની વાસના માત્ર ન રહે તેટલા માટે આપણું જાતિભાન ભૂલી જતા થવાનો બોધ આપે છે. અમુક મધુર ગાયન ચાલતું હોય ત્યારે તે ગાનાર તથા

સાંભળનારાઓ, અથવા અમુક ગુંચવાડાભરેલા પ્રશ્નનો ખુલાસો ખોળી કાઢવામાં મચેલો વિદ્યાર્થી, અથવા પોતાના નજીકના સગાની ભયંકર માંદગી વખતે તેની પથારી પાસે ચિંતાતુર મનથી તપાસ રાખવા બેસી રહેલો માણસ જેમ અમુક અલ્પ સમય માટે પોતાનું ભાન ભૂલી જાય છે તેમ આપણા સંબંધમાં આજુબાજુની સાંસારિક પરિસ્થિતિમાં રહેવા છતાં હમેશાં થતું રહે એવો પ્રયત્ન સતત કરતા રહેવું જોઇએ. આ આ આપણા ભેદજ્ઞાનનો લય કરવો એ ઘણું કઠિન છે, પણ મૃત્યુ વખતે મૃત્યુનું દુ:ખ ન થાય એવી સ્થિતિ પ્રાપ્ત કરવા જ્યારે ત્યારે પણ એ લયાવસ્થા મેળવ્યા વગર છૂટકો નથી. ભગવદ્ગીતામાં દર્શાવેલું છે તેમ આપણે આપણી આધ્યાત્મિક શકિતઓનો વિકાસ અને પરિપૂર્ણતા જેમ જેમ પ્રાપ્ત કરતા જઇએ છીએ અથવા તો અપવિત્ર જીવનથી આપણા હૃદયમાં રહેલી આપણા નિયંતાની મૂર્તિને આપણે જેમ દૂષિત કરતા જઇએ છીએ તેમ તેમ આજ જીંદગીમાં સ્વર્ગ અને નરકના અનુભવનો આરંભ થાય છે એવી પ્રતીતિ આપણને થતી રહેવી જોઇએ.

एसें भाग्य कइ लाहता होइन । अवघें देखे जन ब्रम्हरुप । ( મનુષ્યમાત્રને હું પરમાત્માના જૂદા જૂદા આભાસ—વિવર્ત રૂપે જોઉં એવો હું ક્યારે ભાગ્યશાળી થઇશ ) એવા તુકારામના અભંગના મથાળાવાળા વ્યાખ્યાનમાં શ્રીમાન્ રાનડેએ જણાવ્યું હતું કે, ઇતર પ્રાણીમાત્ર અને સૃષ્ટિની અન્ય વસ્તુઓ સાથે સરખાવતાં મનુષ્યમાં પરમાત્માનો અંશ વધારે પ્રમાણમાં રહેલો છે. નાટ્યભૂમિ પર વેશ ભજવતો મનુષ્ય પોતાનું જાતિભાન ભૂલી

જતો નથી, જ્યારે આ સાંસારિક નાટયભૂમિ પર પોતાના વેશ ભજવતા આપણે આપણા મૂળ—વાસ્તવિક સ્વરૂપને ભૂલી જઇએ છીએ. આપણે સર્વે એક સામાન્ય પ્રભુની આજ્ઞાનુસાર વર્તીએ છીએ, પણ જ્યારે આપણામાં રહેલા તે આધ્યાત્મિક ઉપદેશકની પ્રેરણાઓની અવગણના કરીએ છીએ ત્યારે આ જીવનરથને આપણે ખાઇમાં હાંકી જઇએ છીએ. આપણામાંના દરેકની અંદર પરમાત્માનો અમુક અંશ રહેલો છે એવો અનુભવપૂર્વક સ્વીકાર કરવાને બદલે આપણે બીજાનાં માત્ર છિદ્રો જોવા દોરાઇએ છીએ. દરેક મનુષ્યના હૃદયમાં રહેલી દિવ્યજ્યોતિ જોતાં આપણે શીખીએ તો આ પૃથ્વીજ આપણને સર્વેને સ્વર્ગ સમાન થઇ રહે.

आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति । * એ ઉપનિષદ્ વાકયના વિવરણ રૂપે આપેલા વ્યાખ્યાનમાં તેઓએ જણાવ્યું હતું કે, સઘળી સૃષ્ટિમાં સર્વત્ર પરમાત્માની છાયા પડેલી છે, અને આપણે સર્વને ચહાવાં જોઇએ, કેમકે તેમ કરતાં આપણે ઇશ્વરને ચાહતાં શીખીએ છીએ. નિઃસ્વાર્થ પ્રેમ—કોઇ પણ પ્રકારના મર્યાદાવાળા અહંભાવથી રહિત પ્રેમ—એ વાસ્તવિક પ્રેમ છે. આ દુનિયાની અંદર નીતિ અને ન્યાય પરમાત્માનાં અંતર્ગતજ છે. અને બીજાઓ પ્રતિનો આપણો પ્રેમ એવો શુદ્ધ હોવો જોઇએ કે કોઈ પણ સ્વાર્થી હેતુ આપણી અને ઇશ્વરની વચ્ચે આવી ઉભો રહે નહિ. અન્ય મનુષ્યોને ચહાવાથી આપણે આપણા ઉ-

* સર્વ સ્થાવર જંગમ જગત્ આત્માના સંબંધથી પ્રિય છે, અને આત્મા સ્વતઃ પ્રેમરૂપ છે એવો ભાવ આ વાકયમાં સમાયલો છે.

ત્પન્ન કરનારની વધારે સમીપમાં આવીએ છીએ. સઘળી સૃષ્ટિમાં પ્રેમનું સામ્રાજ્ય વર્તે છે. મૃત્યુલોકના સામાન્ય મનુષ્યોમાં સાંસારીક હેતુઓની સિદ્ધિ તરફ એ વૃત્તિ વળેલી હોય છે. આપણા આધ્યાત્મિક કર્તવ્યમાં આપણે સાંસારીક વસ્તુઓ વિષેની આસક્તિ ઓછી કરતા જઇ અદૃશ્ય એવા આત્મસ્વરૂપ પ્રતિનો પ્રેમ વધારતા જવું જોઇએ. આ સુખ માટે અભિલાષા ઉત્પન્ન કરવી એ ઘણું કઠિણ છે, પણ એક વખતે તે ખીલ્યા પછી તેમાં અનંત સુખની પ્રાપ્તિ થાય છે.

આવા સાર્વત્રિક પ્રેમની ખીલવણી માટે ચિત્તની શુદ્ધિ કરવાની મુખ્ય જરૂર તેઓએ જણાવી છે. આધ્યાત્મિક ઉન્નતિ અથવા સુધારણા જેને માટે આપણે આપણા મિત્રો તરફથી અપેક્ષા રાખીએ છીએ તે વાસ્તવિક રીતે આપણા પ્રતિપક્ષીઓ તરફથી મળે છે. કોઇ કારણોને લીધે આપણા મિત્રો આપણા જે દોષો ધ્યાનમાં લાવી શકતા નથી તે આપણા પ્રતિપક્ષીઓ આપણને બતાવે છે. આથી જો આપણે ધૈર્ય અને સહનશીલતા રાખી વ્યાજબી વિચાર કરતા રહીએ તો આપણા મિત્રો કરતાં પ્રતિપક્ષીઓ આપણી વધારે ઉંચી સેવા બજાવે છે એમ જણાય છે. વારંવાર આપણે પોતાને ન્યાયી તથા સદ્‌ગુણી અને અન્યને તેથી ઉલટા ધારવા દોરાઇએ છીએ, અને આમ કરી આપણા પ્રતિપક્ષીઓની સંખ્યામાં ઉમેરો કરતા જઇએ છીએ. અન્ય મનુષ્યોમાં સર્વ પ્રકારના દોષનું આરોપણ કરવાથી આપણે પોતાને જેવું નુકસાન કરીએ છીએ તેવું નુકસાન આપણા પ્રતિપક્ષીઓ કરતા નથી. આનું પૃથક્કરણ કરતાં શ્રીમાન્ રાનડેએ નીચેના અતિ અગત્યના અને મનનીય વિચારો જણાવ્યા હતા:—

( ૧ ) જો આપણે અન્ય તરફ ભલા હોઈશું તો તેઓ સામાન્ય રીતે આપણી તરફ ભલાજ રહેશે.

( ૨ ) આપણે સામાન્યતઃ એમ માનીને વર્તીએ છીએ કે અન્ય મનુષ્યો આપણા તરફ વિરોધભાવ ધરાવે છે.

( ૩ ) તેથી ઉલટું, આપણેજ દૂષિત છીએ એમ જો આપણે માનીએ અને અન્ય તરફ શુદ્ધ અંતઃકરણથી જોઈએ તો આપણા શત્રુઓ આપણા મિત્રો થશે.

( ૪ ) જેમ આપણાં કપડાં આપણાથી ધોબીના જેવાં સારાં ધોવાય નહિ, તેમ આપણે પોતાના દોષો જોઈ શકતા નથી.

( ૫ ) આપણી કિલષ્ટ જીભની અણી ઉપર વિંછીના ડંખ અથવા સર્પના દાંત કરતાં વધારે ઉગ્ર ઝેર રહેલું છે.

( ૬ ) આપણે જે એક મોટી ભૂલ વારંવાર કરીએ છીએ તે એ છે કે આપણા પોતાના હૃદયની શોધ કરવાને બદલે અન્યને સુધારવાનું માથે વહોરી લઈએ છીએ.

( ૭ ) જો આપણું હૃદય શુદ્ધ હોય તો બીજાંઓએ કરેલાં દુઃખનો બોજ આપણને હલકો લાગે છે.

( ૮ ) સઘળા સત્ય ધર્મોનું તત્ત્વ એ છે કે આપણે આપણાં હૃદય એવી રીતે શુદ્ધ કરવાં કે જેથી આપણા દુશ્મનોની સંખ્યામાં ઘટાડો થતો રહે.

**परकृति कशी पहावी**—પારકી કૃતિને કેવી રીતે અવલોકવી–એ વ્યાખ્યાનમાં શ્રીયુત રાનડેએ અન્ય મનુષ્યોની અંદર રહેલા દૈવી અંશને જોતા રહેવાની આપણને સલાહ આપતાં ચેતાવ્યા છે કે, બીજામાં દંભ, દર્પ ( અહંકાર, ) ઈર્ષ્યા, અને

સત્ય જોવામાં આપણી સર્વ શક્તિઓને રોકવાથી આપણે આપણા હૃદયમાં વિરાજેલી પ્રભુની મૂર્તિની અવજ્ઞા કરીએ છીએ. આપણે અન્યની સારી બાજુ જોતા રહેવાની ટેવ પાડવી જોઇએ, અને બીજાઓનું હિત કરવાથી આપણે આંપણું પોતાનું જેટલું શ્રેય સાધી શકીએ છીએ તેટલું અન્ય કશાથી સાધી શકાતું નથી.

नाहीं देवा पाशीं मोक्षाचें गाठोडें । ( દેવો પાસે મોક્ષની ગાંસડી નથી ) એવા તુકારામના અભંગ ઉપર ઘણાં વર્ષ ઉપર આપેલા એક વ્યાખ્યાન દ્વારા આપણી ઉન્નતિ અથવા મોક્ષ પ્રાપ્ત કરવાની શક્તિ આપણામાંજ રહેલી છે, અને બહાર કોઇ સ્થળે મોક્ષ એવી ચીજ રહેલી નથી એ વિષેની તેમની સજડ માન્યતાનું તેમણે છેક આરંભથીજ દર્શન કરાવ્યું હતું, અને તે પ્રમાણેજ તેમણે ત્યારબાદ વખતોવખત વિકારોને વશ કરી હૃદયબળ પ્રાપ્ત કરવાના કર્તવ્યનો બોધ આપ્યા કર્યો છે.

જો કે તેઓ ઘણી વખતે ‘ યોગ ’ ની ભાષામાં વાત કરતા હતા તોપણ જે યોગ વડે મનુષ્ય સર્વ પ્રકારના દુનિયા સાથેના સંબંધથી જૂદો પડી જાય છે એવા યોગથી તદન તેઓ વિરૂદ્ધ હતા. ન્યા. ચંદાવરકર આ સંબંધમાં જણાવે છે તેમ, દુનિયાની ક્ષણભંગુરતા વગેરેથી કંટાળી જઇ તેથી તદન વિરક્ત થઇ પોતાનું આધ્યાત્મિક શ્રેય સાધનાર હાલના જમાનાના સામાન્ય યોગીઓ—સાધુ પુરૂષોથી જૂદાજ પ્રકારનો તેમનો મત હતો, અને જેમાં મનુષ્યમાત્રની પ્રવૃત્તિ અને ઉન્નતિને કંઇ પણ સંબંધ ન હોય એવા ધર્મને તેઓ નિરૂપયોગી અને ભક્તિને ફલહીન ગણતા. મનુષ્યના જીવન અને કર્તવ્યના પોતાના લક્ષ્ય રૂપે કુરૂક્ષેત્રની

રણભૂમિ ઉપર શ્રીકૃષ્ણે અર્જુનને આપેલો બોધ રાખી "યુદ્ધમાં વિજયી નીવડવું ( to be a hero in the strife)" એ સૂત્રનો પોતાના મુદ્રાલેખ તરીકે તેમણે સ્વીકાર કર્યો હતો. એક વ્યાખ્યાનમાં તેમણે આપણા મનોવિકારોને કૌરવો સાથે અને આપણી ઉચ્ચ અભિલાષાઓને પાંડવો સાથે સરખાવી અંતે આપણામાંના કૌરવોનો પરાજય કરી શકાય એવી રીતે આપણા પાંડવોને મજબૂત કરવાની સલાહ આપી હતી.

મનુષ્ય માત્ર પ્રતિના તેમના ઉભરાઇ જતા પ્રેમના સંબંધમાં ન્યા. ચંદાવરકર એક વખતે બોલ્યા હતા કે, "કોઇ પણ મનુષ્ય વિષે એક પણ કડુ શબ્દ તેઓ બોલ્યા હતા એવું સાંભળ્યામાં કે જાણવામાં આવ્યું નથી." ન્યા. રાનડે એક સમયે બોલ્યા હતા કે, "મનુષ્યને 'તમે ખરાબ છો કે નકામા છો અને તમારાથી કાંઇ પણ સારૂં કાર્ય થવાની આશા રાખવી ફોકટ છે' એમ કહેવાની શી જરૂર છે? જે દુનિયામાં તેઓ રહે છે એને માટે જોઇએ તેવા ઉપયોગી બનાવવા અને તેમની પાસે સારૂં કાર્ય કરાવવા ઇચ્છતા હો તો તેમનામાં રહેલી સત્કાર્ય કરવાની ગુપ્ત શક્તિઓનું ભાન તમારે જાગૃત કરવું જોઇએ."

આ પ્રમાણે જૂદે જૂદે પ્રસંગે જૂદા જૂદા વિષયો ઉપર આપેલાં વ્યાખ્યાનો અને કરેલી વાર્તાઓમાં 'મનુષ્યમાત્ર તરફ સમભાવ રાખી અનાસક્તપણે આપણું કર્તવ્ય કર્યા જવાનો' બોધ ન્યા. રાનડે આપતા રહ્યા હતા એટલુંજ નહિ પણ છેક આરંભથી આત્મનિરીક્ષણ કરતા રહી પોતાનું વર્તન પણ તેવાજ પ્રકારનું રાખ્યું હતું એમ તેમના જીવનનો ઉંડા ઉતરી અભ્યાસ કરનાર દરેક મનુષ્યને સ્પષ્ટ જણાય છે. ઘણા બહારના મનુષ્યો-

એ તેમની વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓના સંબંધમાં વિવિધ આક્ષેપો કર્યા હતા, પરંતુ કશાની પણ દરકાર કર્યા વગર અને ખોટું પણ લગાડયા વગર પોતાના નિર્ણીત માર્ગે શાન્તિથી વર્ત્યા ગયા હતા, અને તેથી મૃત્યુ બાદ મિત્રો અને પ્રતિપક્ષીઓ સર્વેની એક સરખી પ્રશંસા તેઓ પ્રાપ્ત કરી શકયા છે. આ સઘળા ઉપરથી હમણાં બહાર પડેલા તેમના એક ચરિત્રના લેખકે લખ્યું છે તેમ "મર્હુમ મિ. ગ્લેડસ્ટનની પેઠે મિ. રાનડેના શિક્ષણ, ઉત્સાહ, આવેશ, અને પ્રવૃત્તિઓ એ સર્વેનો ઉંડો અને મજબૂત પાયો તેમની ભક્તિયુક્ત અને ધાર્મિક મનોવૃત્તિમાં રહેલો હતો" એ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.

ઉદાત્ત પ્રેમભાવના ઉપરજ ન્યા. રાનડેની સઘળી પ્રવૃત્તિઓનું બંધારણ હતું, અને તેથી તે ભાવનાથી વિખુટા પડી કોઈ પણ સમયે કાર્ય કરવું તેમને રૂચતું નહતું. આ વિચારનું રમુજી ચિત્ર ન્યા. ચંદાવરકરે તા. ૧૬-૨-૧૯૦૯ ને રોજ યુનિવર્સિટી કૉન્વોકેશનના મેળાવડામાં વાઇસ ચૅન્સેલર તરીકેના પોતાના ભાષણમાં આપ્યું હતું:—

"કેટલાક વરસો ઉપર જે વખતે મર્હુમ ન્યાયમૂર્તિ રાનડે અને તેમના મિત્રો ધર્મ અને સંસાર સુધારાને લગતા વિચારો ભાષણો અને લેખો દ્વારા ખીલવતા હતા ત્યારે, અને જ્યારે તે વખતનો મામલો પક્ષાપક્ષીના સબબે ઘણો ગંભીર થઇ પડયો હતો ત્યારે તે નામદારને એક જાણીતા પારસી ગૃહસ્થે એક સવાલ પૂછ્યો હતો. 'મિ. રાનડે! તમે ધર્મને શા માટે છેડો છો ? જો લોકો તેમાં સુધારો કરવા માગતા નથી તો તમે તેમાં સુધારો કરવા શા માટે યત્ન કરો છો ? ઇશ્વર અને સ્વર્ગની બાબતો

માટે મહેનત લેવા સિવાય દુનિયામાં મહેનત લેવા લાયક બીજી ઘણી બાબતો છે.' રાનડેએ તેનો એવો અર્થસૂચક જવાબ દીધો હતો કે, 'હિંદ ધર્મોની જન્મભૂમિ છે. સારા અથવા માઠાના કારણે અમે હમેશા ધર્મ અને ઇશ્વરનોજ વિચાર કરીએ છીએ, અને તેમ કરતાં અમે અટકી શકતા નથી. ઇશ્વર અને ધર્મ અમારાં જન્મથી અમારા લોહી સાથેજ જોડાયલા હોય છે, અને અમે તેનાથી છુટા થવા માગશું તોપણ તેઓ અમારો પીછો પકડયા વગર રહેશે નહિં."*



* "મુંબઇ સમાચાર" ના તા. ૧૭-૨-૧૯૦૯ ના અંક ઉપરથી.

# પ્રકરણ ૬ ઠું.

## રાજ્યકીય પ્રવૃત્તિ.



કોઇ મનુષ્યના મનમાં સહજ પ્રશ્ન ઉભો થશે કે ન્યા. રાનડે શરૂઆતથી મરણ પર્યંત સરકારી નોકરીમાં જોડાયલા હતા તો તેમણે રાજ્યદ્વારી બાબતોમાં શી રીતે ભાગ લીધો હશે ? આ પ્રશ્નનો યોગ્ય ખુલાસો આ ટુંક પ્રકરણ વાંચ્યેથી મળી આવશે. ન્યા. રાનડેની જીવનપ્રવૃત્તિ અનેક શાખાઓમાં એકસરખી રીતે વહેંચાયલી હતી. અને તે સઘળી શાખાઓમાં તેમની પ્રવૃત્તિ લગભગ એકસરખા સમયે ઉદ્ભવ પામીને છેવટ પર્યંત એકસરખા ખંતથી ચાલુ રહી હતી એ જાણવા યોગ્ય બીના છે. પોતાની પ્રવૃત્તિની દરેક શાખામાં તેઓ શાન્ત અને ઠરેલપણાથી તથા કોઇ પણ રીતે મર્યાદાનું ઉલ્લંઘન ન થાય તે બાબત પૂર્ણ સંભાળ અને વિવેકની સાથે પોતાનું કાર્ય બજાવ્યાં જતા. અને તેજ પ્રમાણે પૂનાની 'સાર્વજનિક સભા' ના સંબંધમાં રહીને રાજ્યકીય બાબતોમાં પણ તેઓ યોગ્ય રીતે આગળ પડતો ભાગ લેતા. તે સભાના એક આગેવાન સભાસદ તરીકે ઘણા અગત્યના રાજ્યદ્વારી સવાલો વિષે વિચાર ચલાવતા, અને તે સંબંધે સભા તરફથી સરકારને સુંદર અને વિવેકયુક્ત ભાષામાં અરજપત્રો તૈયાર કરીને મોકલતા.

આ પૂનાની સાર્વજનિક સભા, આગળ એક સ્થળે જણાવી ગયા પ્રમાણે, મર્હુમ રા. ગણેશ વાસુદેવ જોશી, જેઓ પોતાના દેશના કલ્યાણ અર્થે ખરા દિલ અને ઉત્સાહથી યત્ન કરનાર પુરૂષ હતા, તેમના અને બીજાના પ્રયત્નથી લોકોની તંગીઓ અને ઇચ્છાઓ સરકારના ધ્યાન પર લાવવાના હેતુથી ઇ. સ. ૧૮૭૦ માં સ્થાપવામાં આવી હતી. આ સભા એક પ્રકારની લોકોની ચુંટણીથી નીમાયલા સભાસદોની બનેલી હતી. અમુક ૫૦ અથવા તેથી વધારે માણસો જેને 'મેમ્બર' તરીકે પસંદ કરે, અને જે સભામાં પ્રવેશ નિમિત્તે અમુક ફી અને અમુક વાર્ષિક રકમ આપે તેજ માણસ તે સભાનો મેમ્બર થઇ શકે એવો નિયમ રાખવામાં આવ્યો હતો. આથી કરીને આ સભા મોટી પદવી અને પ્રતિષ્ઠાવાળા ગૃહસ્થો, જેવા કે ઇનામદારો, જાગીરદારો, શાહુકારો, વેપારીઓ, પેન્શન લીધેલા સરકારી અમલદારો, વકીલો, પાઠશાળાના પ્રોફેસરો-શિક્ષાગુરૂઓ, અને દક્ષિણ મરાઠા પ્રાંતના ઘણાખરા સરદારોની બનેલી હતી. આ સભાનું કામકાજ વ્યવસ્થાપક કમિટી અને એક ચેરમેન (પ્રમુખ) મળીને ચલાવતા, જેમની નિમણુક દર વર્ષે સભાસદોની સાધારણ વાર્ષિક સભામાં ચુંટણીથી થતી. જોકે શ્રીમાન્ રાનડેને આ સભા સ્થાપન કરવાનું માન, આગલી રા. ગણેશ જોશીને બાજુ પર મૂકીને, અપાય નહિ તોપણ એ સર્વમાન્ય વાત છે કે રાનડે તે સભાના જીવન રૂપ હતા. કંઇ પણ કાર્ય તેમની સલાહ કે સંમતિ વગર થતું નહિ.તેમના પ્રયાસ અને બાહોશી વડે તેમની પૂનાની ૨૨ વર્ષની કારકીર્દિ દરમિયાન આ સભાનો મોભો એટલો બધો વધી ગયો હતો કે તે અરસામાં હિંદુસ્થાનની બીજી કોઇ તેવી સંસ્થાનું સરકારમાં તેમજ

અન્ય સ્થળે તેના જેટલું વજન પડતું નહિ. આ સભામાં થતું કામકાજ નિયમિત રીતે પ્રકટ કરી શકાય, અને તે સઘળું બીજા લોકોની જાણમાં આવી શકે, તેમજ સભાસદોને ચાલતા રાજ્યદ્વારી સવાલો વિષે પોતાના વિચારો જણાવવાનું સાધન મળે, એવા હેતુથી રાનડેએ ઇ. સ. ૧૮૭૮ થી 'સાર્વજનિક સભાનું ત્રિમાસિક પત્ર' (Quarterly Journal of the Poona Sarvajanik Sabha) એ નામનું એક ચોપાનિયું દર ત્રણ માસે સભા તરફથી પ્રકટ કરવાની તજવીજ કરી હતી. આ પત્રમાં જૂદા જૂદા લેખકો તરફથી રાજ્યદ્વારી બાબતો વિષે લખાઇ આવતા લેખો પ્રકટ થવા ઉપરાંત તેના દરેક અંકમાં રાજ્યદ્વારી કે સંસારસુધારો, અર્થશાસ્ત્ર અથવા સાહિત્યને લગતા કોઇ ને કોઇ વિષય ઉપર રાનડેના લખેલા એક કે વધારે લેખો દાખલ થયેલા હોય ને હોયજ. ઑાન. મિ. ગોખલે જણાવે છે કે, એકદરે આ ત્રિમાસિક પત્રની ૧૭ વર્ષની હયાતિમાં તેની અંદર પ્રકટ થયેલા લેખોમાંના લગભગ ¾ જેટલા રાનડેના પોતાના લખી મોકલેલા હતા.

આ પ્રમાણે સભાનું કામ શાન્તપણે ચાલતું હોવા છતાં તેની શરૂઆતનાં વર્ષોમાં કેટલાક સરકારી અમલદારો તરફથી તેને 'ફિતૂરી' સભા કહેવામાં આવતી, અને તેથી તે સમયે તેનાં લખાણો પર વજન આપવામાં આવતું નહિ. પણ તેવામાં મુંબઇના જાણીતા 'ટાઇમ્સ ઑાફ ઇન્ડિયા' પત્રે તે સભાના ત્રિમાસિક પત્રના પહેલા ચાર અંકો વિષે નોંધ લેતાં જણાવ્યું હતું કેઃ—" પૂના સાર્વજનિક સભા, એ જોકે એક ગુપ્ત નહિ, પણ ફિતૂરી મંડળી છે એમ કહેવાની એક જાતની રૂઢી પડી ગઇ હોય એમ જણાય છે. પણ તેના પત્રના જે ચાર અંકો અમારા ટેબલ પર અભિ-

પ્રાચાર્યે પડેલા છે તેમનું નિષ્પક્ષપાતથી અવલોકન કરતાં તે સભા ના સંબંધમાં બીજાં સ્થળોએથી લઈ જવામાં આવતા વહેમને માટે કંઇ પણ કારણ મળી આવતું નથી. તેમાં જૂદા જૂદા સરકારી ઠરાવો પર છૂટથી ટીકા કરવામાં આવે છે; અને તે ટીકા પૂર્ણ રીતે ઉંડા ઉતરીને અને અસરકારક રીતે કરેલી જણાય છે. એમ છતાં પણ તે પત્રમાં લોકોએ સરકાર તરફ વફાદારી બતાવી તેની આજ્ઞાને આધીન થઇ વર્તવું નહિ એવી બાબતના લખાણનો કોઇ પણ જગોએ પુરાવો મળતો નથી. તેથી ઉલટું, સરકાર તરફ પૂર્ણ રાજ્યભક્તિથી વર્તવું એ બાબતનો તેમાં ઠેકાણે ઠેકાણે સ્વીકાર કરેલો જણાય છે, અને તેનો 'દેશી છાપાં ઉપરની ટીકા' ને લગતો એક ઉત્કૃષ્ટ લેખ, જેમાં તે સભાના સભાસદોના અંતઃકરણમાં રહેલી ધરાતી સરકાર તરફ વિરૂદ્ધતાની લાગણી સ્વાભાવિક રીતે બહાર નીકળી શકે, તેવા લેખમાં રૂશિયાની સરકાર સાથે આપણી બ્રિટિશ સરકારની સરખામણી કરતાં આપણી સરકારને વધારે વખાણી 'બીજી પ્રજાઓની તુલનામાં હિંદુસ્થાનને ઉંચો દરજ્જો આપવાને લાયક એવી તે એકજ રાજ્યસત્તા છે, એમ જણાવવામાં આવ્યું છે.''

આ પત્રના અભિપ્રાય ઉપરાંત પૂનાની ડેક્કન કૉલેજના અને પાછળથી મુંબઈની એલ્ફિન્સ્ટન્ કૉલેજના માજી તત્ત્વજ્ઞાની પ્રિન્સિપાલ અને મુંબઇ યુનિવર્સિટીના એક વાઇસ ચૅન્સેલર, ડૉ. વિલિયમ વર્ડસવર્થ, જે પોતાના અગણિત શિષ્યો અને મિત્રોને પોતાના સ્વદેશાગમનથી થતા વિયોગને લીધે શોક કરતા મૂકી ઇ. સ. ૧૮૯૦ માં પેન્શન પર ગયા હતા, તેમણે આ સભાના પત્ર ના અધિપતિ પર લખેલા તા. ૧૮ મી એપ્રિલ ૧૮૭૯ ના પત્ર

ની મતલબ એવી હતી કે:—" તમારી સભાના હેતુઓ ઘણાજ પસંદ કરવા યોગ્ય છે, અને જે રીતે તમારા હેતુઓ અને ધારણાઓ તમે લોકોને અને સરકારમાં દર્શાવતા રહો છો તે બિલકુલ નિંદાપાત્ર નથી. એ સ્પષ્ટ થતું જાય છે કે હવે પછીનાં થોડાં વર્ષમાં હિંદુસ્થાનનો વહીવટ ઘણું ધ્યાન ખેંચતો થશે, અને હું ધારૂં છું કે સરકારને દેશી લોકોના ઇચ્છાઓ પર હાલના કરતાં વધારે ધ્યાન આપવાનો સમય હવે જલદી આવશે. હું માનું છું તેમ કેટલીક વખત તેમની (લોકોની) ઇચ્છાઓ તથા ધારણાઓ ભૂલભરેલી અને અમલમાં ન લાવી શકાય એવી હોય છે, પરંતુ બીજી બાજુએ એ યાદ રાખવાનું છે કે, જે લોકોના લાભોનું સરકારને રક્ષણ કરવાનું છે તેમની નાણાં સંબંધી હાલત અને તેમની વૃત્તિ ધ્યાનમાં લેતાં, હિંદુસ્થાનનો રાજ્યવહીવટ એટલો બધો પૂર્ણપણે સફળ થયો નથી કે તેમની તરફથી ટીકાઓ રૂપે અપાતી સુચનાઓ ધ્યાનમાં લીધા વગર સરકારથી ચલાવી લેવાય. જો હું એક રાજ્યકારભારી પુરૂષ હોત તો સભા તરફથી રજુ થયેલાં ઇરિગેશન બિલ અને ખેડુતોની હાલતને લગતાં અરજપત્રો હું ઘણાં કિંમતી ગણુત. કેટલેક પ્રસંગે અંગ્રેજ અમલદાર માત્ર બહારની દેખીતી બાબતો જુએ છે, પણ અંદરની સાચી વાત, ખરો હેતુ, અને તેથી નીપજતી લાગણી ધ્યાનમાં લેતો નથી. તમારા પત્રે બેશક કેટલીક ગુપ્ત બાબતો પર સારૂં અજવાળું પાડયું છે, અને દુષ્કાળ સંબંધે તેણે મેળવેલો પુરાવાનો સંગ્રહ ઘણોજ ધ્યાનમાં લેવા લાયક છે."

વળી આ સભાની વફાદારીભરેલી વર્તણુક અને તેની તરફથી બજાવવામાં આવતા ઉપયોગી કામકાજ તરફ સંતોષ બતા-

વનારો પત્ર સર વિલિયમ વેડરબર્ન એમ. પી. જ્યારે ઇ. સ. ૧૮૭૯માં અહમદનગરના ડિસ્ટ્રિક્ટ જજ્જ હતા ત્યારે તેમણે સભા પર લખ્યો હતો. તેમના મર્હુમ ભાઇ સર ડૅવિડ વેડરબર્ન એમ. પી પણ તેવોજ મત ધરાવતા હતા. આ ઉપરાંત મુંબઇના ગવર્નર નામદાર લૉર્ડ રે સાહેબે તેમની વિદાયગીરી વખતે આ સભા તરફથી અપાયલા માનપત્રના જવાબમાં જણાવ્યું હતું કે, "તમારી સભાએ મારી કારકીર્દિ દરમિયાન તમારી ટીકાઓનો લાભ મને આપ્યો છે. મિ. લીવૉર્નરના કુશળતાભરેલા ભાષણમાં જણાવેલી શરતો ધ્યાનમાં રાખી જે ટીકા કરવામાં આવે છે તેવી ટીકાની હું ધાસ્તી રાખતો નથી. હું તેને ઉપયોગી ગણું છું, અને હું લૉર્ડ હૅરિસને જણાવીશ કે આવો મિત્રાચારીભરેલો સંબંધ ચાલુ રાખવાથી સરકારી કામકાજમાં તેમને ઘણી સરળતા મળશે. એવો એક સમય હતો કે જ્યારે આ સભા અર્ધ વફાદાર (હું વધારે સખત શબ્દ વાપરતો નથી) ગણાતી. પણ હું ધારૂં છું કે તે સમયે રાજ્યવહીવટ સામેની ટીકાઓ રાજ્યદ્રોહયુક્ત કરવામાં આવતી. રાજ્યદ્રોહ હાલમાં તો માત્ર એક કલ્પના રૂપજ છે."

આ સભાને 'ફિતુરી' નું વિશેષણ ઘટતું હતું કે કેમ તે દર્શાવવાને ઉપરના કેટલાક વિચારવંત અને પરીક્ષકદૃષ્ટિવાળા ગૃહસ્થોના અભિપ્રાયો પૂરતા છે. એમ છતાં કબૂલ કરવું જોઇએ કે ઇ. સ. ૧૮૭૬–૭૭માં હિંદુસ્થાનમાં અને ખાસ કરીને દક્ષિણમાં પડેલા સખત દુષ્કાળ સમયે તે સભાએ એ દુષ્ટ આપત્તિથી થતી પીડા ઓછી કરવાને સરકારને અગત્યની સૂચનાઓ કરીને, દુષ્કાળપીડિત ભાગોમાંના લોકોની અને ઢોરોની સ્થિતિ સંબંધે અથાગ શ્રમથી બાતમી મેળવવામાં દ્રવ્યનો વ્યય કરીને, અને એવી કેટ-

લીક રીતે સરકારને સંકટનિવારણના કાર્યમાં સહાયભૂત થઈને સર-
કાર તરફથી ઘણી સાબાશી સાથે નામના મેળવી ત્યારથી તેના
પર પ્રથમના જેવી શંકાયુક્ત દૃષ્ટિથી જોવાનું બંધ થયું છે. તે
સમયથી તેની તરફથી રજુ થતાં અરજપત્રો ઉપર હિંદ સરકાર
અને મુંબઈ સરકાર બન્તે તરફથી પૂર્ણ લક્ષ અપાયું છે, તથા
સામાન્ય લોકહિતના સવાલો સંબંધે તે સભાના અભિપ્રાય પણ
કેટલેક પ્રસંગે માગવામાં આવ્યા છે. લૅન્ડ રેવન્યુ કોડની ૧૦૭મી
કલમ રદ કરવાની દરખાસ્ત સંબંધે પૂનાના કલેકટર મારફત તે
સભાનો અભિપ્રાય માગવામાં આવ્યો હતો. આ પ્રમાણે એક વખતે
ફિતૂરી–રાજ્યદ્રોહી ઠરેલી સભાએ સરકારમાં પાછી પ્રતિષ્ઠા મેળવી.
આમ છતાં કહેવાય છે કે, કોઈ કોઈ વખતે તેની વફાદારી વિષે
શંકા લઈ જવાનું જૂનું વલણ સરકારી અમલદારોમાં જાગૃત થઈ
આવે છે. લૉર્ડ હેરિસના સમયમાં આવો પ્રસંગ બન્યો હતો,
અને તે સભા રાજ્યદ્રોહી બ્રાહ્મણોનું બાલમેલીઉં મંડળ છે એમ
ગણવામાં આવ્યું હતું. પણ તે સમયે એવી આશા રાખવામાં
આવતી હતી કે, રાનડે જ્યારે ૨૨ વર્ષ સુધી તે સભાના નાયકનું
કામ કરતા હતા અને તેમની સલાહ પ્રમાણે સઘળું કામકાજ ચા-
લતું હતું, તે વખતના જેવાજ વિવેકથી, ન્યાયી વૃત્તિથી અને વ-
ફાદારીથી જો સભા તરફથી કામ લેવામાં આવશે તો તે સરકારમાં
પોતાની પ્રતિષ્ટા પાછી મેળવી શકશે. પણ કમનસીબે રાનડેના
પૂનામાંથી વિદાય થયા બાદ આ ધારણા નિષ્ફળ નીવડી છે. આ
સભા તરફથી હિંદ સરકારને, મુંબઈ સરકારને, તેમજ હાઉસ
ઑફ કૉમન્સ ( આમની સભા ) ને મોકલવામાં આવેલાં સઘળાં
ઘણાં અગત્યનાં અને ભારે શ્રમથી તૈયાર થતાં વિચારવંત અર-

જપત્રોમાંનાં કેટલાંક, આગળ સૂચવ્યા પ્રમાણે, શ્રીમાન્ રાનડેની સલાહ મુજબ ઘડવામાં આવતાં અને કેટલાંક તેઓ પોતે ઘડી કાઢતાં. દાખલા તરીકે, દુષ્કાળની વાતો, મુંબઇ ઇલાકામાં દુષ્કાળથી, થયેલાં મરણોની સંખ્યા સંબંધે દુષ્કાળ કમિશનને લખેલો પત્ર, દેશી છાપનો કાયદો સુધારવા હિંદુસ્થાનના નામદાર વાઇસરોયને મોકલેલું અરજપત્ર, દક્ષિણના ખેડુતોના સંકટ-નિવારણના કાયદા સંબંધે હિંદુસ્થાનની સરકારને લખેલો પત્ર, વડોદરાના ભવિષ્યના રાજ્યબંધારણ સંબંધે શ્રીમંત નામદાર મહારાજા ગાયકવાડને અને તેમના દિવાન સર ટી. માધવરાવને કરેલી સૂચનાઓ, હિંદુસ્થાનના વિદ્યાર્થીઓને અભ્યાસ માટે યૂરોપ મોકલવા બાબત કરેલી અરજ, એ વગેરે અનેક લેખો સભાને માટે તેમની તરફથી તૈયાર કરવામાં આવ્યા હતા.

શ્રીમાન્ રાનડે તરફથી સભાને માટે તૈયાર થતાં અરજ-પત્રો અને અન્ય લેખો કેટલા વિચારપૂર્વક અને કેવા તપાસ પછી તૈયાર કરવામાં આવતા તે સંબંધમાં તેમના મિત્ર શ. અગાશે જે હકીકત જણાવે છે તે જાણવા જેવી છે. તેઓ આ પ્રમાણે જણાવે છેઃ—"તેઓ જાણતા હતા કે સરકારના વિશ્વાસુ અમલદારો તરફથી આપણી ફરિયાદો ધ્યાનમાં લેવામાં આવે એ-ટલા માટે સાચી ખબરો ચોક્કસ રીતે મેળવવાની, તેમને સ્પષ્ટ રીતે દર્શાવવાની, અને લોકોના વિચાર સરકારની સમક્ષ દઢ પણ માનયુક્ત ભાષામાં રજુ કરવાની જરૂર છે. આપણા ખાનગી કા-મમાં પણ આપણે રાખી શકતા નથી એવી સાવધાનતાથી રા-જ્યકીય તંત્રનું દરેક વલણ તેઓ જોતા રહેતા. તેઓ દરરોજના તાર-સમાચાર અને અંગ્રેજી દૈનિક વર્તમાનપત્રોના મુખ્ય—અધિ-

પતિના લખેલા-લેખો સંભાળપૂર્વક વાંચતા, અને પોતાના મિત્રો સાથે તે સંબંધે ચર્ચા કરતા. દરરોજ કોઇ નવો વિચાર, કે પોતાની ફરિયાદ વર્ણવવાની નવીન પદ્ધતિ, કે તેને રજુ કરવાની રીતમાં કોઇ જાતનો ફેરફાર તેમને સુઝી આવતો, જેથી સાર્વજનિક સભા તરફથી રજુ થતાં અરજપત્રો સૂક્ષ્મ અભ્યાસ અને અમુક અઠવાડિયાં કે મહિનાની સખત મહેનતથી તૈયાર થતાં એમ જણાઈ આવતું. ઝાડ પર એક ફુલના ખીલવાની પેઠે અથવા ચિત્રકારના મનમાં અમુક ચિત્રના ઉભા થયેલા ચિતારની પેઠે, સાર્વજનિક સભા માટેનું અમુક અરજપત્ર ઘડી કાઢવાનો વિચાર મિ. રાનડેના મનમાં માત્ર બીજ રૂપ એકાદી બાબત ઉપરથી ધીમે ધીમે ઉદ્ભવતો, જેની વિગતો, ક્રમના અનુસારે, સામાન્ય રીતે પ્રકાશમાં મૂકાતી.

વળી તેઓ ઉપર કહ્યા મુજબ સાચી બાબતો એકઠી કરવાની ખાસ સંભાળ રાખતા. તેવી ખબરો એકઠી કરીને અમુક અનુમાન પર આવતા પહેલાં તેમનો એક બીજા સાથે મુકાબલો કરી પૂર્ણ રીતે સંશોધન કરતા.

આમ મિ. રાનડે સત્ય બાબતો એકઠી કરવામાં સંભાળ રાખતા, તે પ્રમાણે તેઓ શબ્દોના ઉપયોગમાં ચીકણા નહિ પણ ચોક્કસ હતા. તેઓ દરેક વાક્ય ફરી ફરીને વાંચતા, દરેક નાના શબ્દ અને વાક્યના અર્થની બરાબર તુલના કરતા, તેથી મનને તેનો શું અર્થ સમજાય છે તેનોજ ફક્ત નહિ, પરંતુ તે કાનને કેવો લાગે છે તેનો પણ વિચાર કરતા, તેની યોગ્યાયોગ્યતા વિષે ચર્ચા કરતા, અને જો આ સઘળી કસોટીમાંથી તે શબ્દ પસાર થાય તોજ તેને રહેવા દેતા. કહેવાય છે કે ખરી રીતે જોતાં,

તેવા એક અરજપત્રનો મુસદ્દો કરવો એ માત્ર શબ્દરચનાનાજ નહિ, પરંતુ શબ્દશોધનના મનોયત્ન જેવું હતું, અને તેઓ જ્યારે આ મુસદ્દાઓ ફરીથી વાંચી જતા અને સુધારતા તે વખતે તે તરફ લક્ષથી જોતાં રહેવું એ એક જાતની કેળવણી લેવા જેવું હતું."

એમ કહેવામાં આવેલું છે કે રાનડે સરકારી નોકરીમાં ચાલુ રહ્યા ત્યાંસુધી તેમણે સાર્વજનિક સભા સાથે તેમજ તેના પત્ર સાથે કોઇપણ સંબંધ રાખવો જોઇતો નહતો. જો સભા ફિતૂરી, રાજ્યદ્રોહી કે યોગ્ય બંધારણ વગરની હોત ત્યારે તો બેશક એમનાથી તેની સાથે સંબંધ રાખી શકાત નહિ. પરંતુ લોકોની તંગીઓ અને જરૂરીઆતો સરકારના ધ્યાન પર લાવતા રહી તેની ઉપયોગી સેવા બજાવવી, સરકાર ઉમદા હેતુથી કોઇ કાર્ય લોકકલ્યાણાર્થે કરતી હોય પણ તેનું પરિણામ સંતોષકારક ન આવતું હોય તો તે શા કારણથી તે ખોળી કાઢીને સરકારને જણાવવું, અને આવી ઘણી રીતે સરકારને તેના કામમાં ઉપયોગી થઇ પડવું એવી મતલબના તે સભાના હેતુઓ હતા, તથા તેના બંધારણમાં કે કામકાજમાં કોઇ પણ કાયદા વિરૂદ્ધ જણાતું નહોતું. વળી સભા રાજ્યદ્રોહી ન હોઈ ઉપયોગી કામ બજાવતી હતી એવું આગળ આપવામાં આવેલા 'ટાઇમ્સ્' જેવા સુપ્રસિદ્ધ વર્તમાનપત્રના અને વિદ્વાન્ તથા નામાંકિત પુરૂષોના અભિપ્રાયો ઉપરથી આપણે જોઇ ગયા છીએ. રાનડેનો આ સભા સાથેનો સંબંધ સૌકોઇના જાણવામાં આવેલો હતો, અને તેથી જો સરકારને તેવો સંબંધ ચાલુ રાખવાનું અયોગ્ય લાગ્યું હોત તો તેણે તે ત્યજી દેવા તેમને ફરમાવ્યું હોત. પણ સરકાર તરફથી કે કોઈ પણ અમલદાર તરફથી કોઇ વખતે તેવી તજવીજ કરવામાં આવી

હોય એવું જણાયું નથી. આપણે જોઇ ગયા છીએ કે શ્રીમાન્ રાનડેની ઉંડી સમજ, ગંભીર વિચારશક્તિ, ભારે વિદ્વત્તા, અને સારી સલાહને લીધેજ આ સભા પોતાના કામકાજમાં કોઇ પણ રીતે આડે રસ્તે ન દોરવાતાં વિવેક અને વફાદારીથી વર્તીને તથા અંગ્રેજી રાજ્યથી થયેલા અને થતા લાભોનો પ્રમાણિકપણે સ્વીકાર કરતી રહીને દેશની કોઈ પણ તેવી સંસ્થાને નહિ મળેલી એવી અપૂર્વ નામના મેળવી શકી હતી. વળી એ પણ જણાવવું જોઈએ કે સભાનાં કામકાજને લીધે સરકારી નોકર તરીકેની પોતાની ફરજો બજાવવામાં રાનડે જરા પણ પાછા પડતા નહિ, કેમકે આપણે આગળ જોયું છે તેમ, તેઓ દરેક ઓદ્ધામાં પોતાની બરોબરીના બીજા અમલદારોથી વધારે સખત અને સારૂં કામ કરીને સરકાર તરફથી તેમજ જે જૂદા જૂદા અમલદારોના હાથ નીચે તેમણે નોકરી કરેલી છે તેમની તરફથી વખતોવખત પ્રશંસા મેળવતા રહ્યા હતા.

સાર્વજનિક સભા સાથેના પોતાના સંબંધ દરમિયાન રાનડેએ દેશસેવા ઘણે પ્રસંગે અને ઘણી રીતે બજાવી છે. પરંતુ સૌથી વધારે પ્રશંસનીય સેવા તો તેમણે ઇ. સ. ૧૮૭૬–૭૭ ના દુષ્કાળ વખતે બજાવી છે, એ બાબતની કોઈથી ના પાડી શકાય તેમ નથી. આ સમયે મદ્રાસ ઇલાકાના કેટલાક ભાગ ઉપરાંત મુંબઇ ઇલાકાના ૬૦ લાખ માણસની વસ્તીવાળા અને ૬૪૦૦૦ ચોરસ માઈલ વિસ્તારવાળા વિભાગમાં દુષ્કાળ ફેલાયો હતો. અનાજની અતિશય મોંઘવારી તથા ઘાસચારાની તંગીને લીધે લોકોની તેમજ ઢોરોની દશા ઘણીજ દયાજનક થઇ પડી હતી. આવા વખતમાં તેમણે અથાગ શ્રમ લઇ સભા દ્વારા દક્ષિણના લોકોની

જે સેવા બજાવી છે તેનું યથાસ્થિત વર્ણન તે સભાના તે વર્ષના ત્રિમાસિક પત્રના અંકો પરથી તથા તેના દફતરમાંથી મળી શકે તેમ છે. આ સમયે સભાએ પોતાને બારોબાર મળતી ખબર પરથી માત્ર સરકારને અરજપત્રો મોકલાવી સંતોષ માનવાનું ઉચિત ધાર્યું નહોતું; પણ પૂના, શોલાપૂર, સતારા, અહમદનગર, કલાદગી ( હાલ બીજાપુર ) વગેરે દુષ્કાળથી પીડિત જીલ્લાઓમાં લોકોની, ઢોરોની, અને પાકનો કેવી સ્થિતિ છે તેમજ પાણી કેટલી મુદત સુધી પહોંચે તેમ છે એ વગેરે બાબતો વિષે પૂરતી તપાસથી ખરી ખાતરીવાળી બાતમીઓ મેળવીને તુરતજ સત્તાવાળાને જણાવી શકાય એવા હેતુથી તેણે પોતાની તરફથી કેટલાક નોકરો રાખીને તેમને ઠેકાણે ઠેકાણે મોકલ્યા હતા. આ નોકરો સઘળા પ્રકારની ખબર વખતસર આપ્યાં કરતા. આવી રીતે મળતી ખબરોના આધારે લોકો ઉપર આવી પડેલું સંકટ દૂર કરવા માટે દરેક જીલ્લાને અનુકૂળ આવે એવી સૂચનાઓ સાથે રાનડે વખતોવખત અરજપત્રો સભા તરફથી તૈયાર કરી સરકારને મોકલતા, જેના પર સરકાર તરફથી યોગ્ય ધ્યાન આપવામાં આવતું. સભાને તેના નોકરો તરફથી મળતાં ખબરપત્રોમાં કેવા પ્રકારની ખબરો એકઠી કરીને આપવામાં આવતી તેનો કાંઇક ખ્યાલ આવી શકે તેટલા માટે તેમાંના પૂના જીલ્લાના પતાસ ગામથી મળેલા એક પત્રની મતલબ અત્રે આપીશું.

“ પતાસ. તા. ૧૨ મી ઑક્ટોબર ૧૮૭૬:— આગોતર વરસાદ ઓછો. બાજરીનો પાક બળી ગયો છે. રવિ પાકનું વાવેતર થયું નથી. પાણી બે માસ ચાલે તેટલું છે. અનાજ રૂ.૧ નું ૧૧½ શેર. અનાજ સિલકમાં નથી. વસ્તીનો ½ ભાગ તાલુકામાંથી

જતો રહ્યો છે, અને હજુ વધારે જાય તેવો સંભવ છે. રાંધેલા ખોરાકની અને કાચા અનાજની નાની ચોરીઓ થાય છે. ઢોરોનું પોષણ પીંપળાના પાન પર થાય છે. ઘણાં મરી ગયાં. ¾ ભાગનાં પરદેશ લઇ જવામાં આવ્યાં છે. સંકટનિવારણ માટે ઘોબી-તળાવ અને સરકારી બંગલા પાસેનું તળાવ ખોદાવવાનાં કામ શરૂ કરવા જેવાં છે. સાધારણ મરામત સિવાય બીજાં સંકટનિવારણનાં કામો હાલ શરૂ થયાં નથી."

આ પ્રમાણે દુષ્કાળ ઘણા ભયંકર રૂપમાં અને બહોળા વિસ્તારમાં ફેલાયલો હોવાથી સરકારના પોતાના ઘણા યત્નો સાથે સઘળા લોકોના સંકટનું પૂર્ણ રીતે નિવારણ કરવા અર્થે તેવા ખાનગી યત્નોની પણ જરૂર છે એવું જણાતાં તે સભા તરફથી પુનાના રહેવાસીઓની એક જાહેર સભા ત્યાંના કલેક્ટર મિ. નૉર્મનના પ્રમુખપણા નીચે તા. ૧૨ મી ઑક્ટોબર ૧૮૭૬ ના રોજ બોલાવવામાં આવી હતી; અને દુઃખી લોકોનું દુઃખ દૂર કરવાના હેતુથી તેમાં એક ફંડ ઉઘાડી ઉઘરાણું કરવામાં આવ્યું હતું. આ તથા બીજી ઘણી રીતે સાર્વજનિક સભાએ શ્રીમાન્ રાનડેની આગેવાની નીચે આ દુષ્કાળના સમયે લોકોની સેવા બજાવી હતી. એમણે સભા તરફથી સરકારને અનેક જૂદા જૂદા વિષયો પર મોકલેલાં અરજપત્રો અને તેમનાં બીજાં ઉપયોગી લખાણોમાં, દુષ્કાળના વહીવટ સંબંધી સરકારને મોકલેલું ૪ ફૅમિન નૅરેટિવ્ઝ એટલે દુષ્કાળની વાર્તાઓવાળું અરજપત્ર તથા દુષ્કાળનાં કારણો વગેરે સંબંધી તપાસ કરવાને નીમાયલા ફૅમિન કમિશનના ધ્યાન પર આ દુષ્કાળની સઘળી હકીકત આવી શકે એવા હેતુથી પાછળથી સઘળી વિગતો અને આંકડાઓ સાથે લખેલો એક આર્ટિકલ—લેખ,

જે સભાના ત્રિમાસિક પત્રના પુસ્તક ૫ ના અંક ૧ માં પ્રકટ થયો હતો, એ બે ખાસ કરીને ધ્યાનમાં લેવા યોગ્ય છે. રાનડેએ પોતાના આ સઘળાં લખાણોના અંદર, સરકારે પોતાની પ્રજા માટે લીધેલા શ્રમનાં અને દર્શાવેલી કાળજીનાં પ્રસંગોપાત્ત સુંદર ભાષામાં યોગ્ય વખાણ કર્યાં હતાં, અને તે સાથે તેના વહીવટમાં કોઈ સ્થળે જણાતી ખામીઓ પૂરતી સભ્યતાથી દાખલા દલીલો સાથે દેખાડી આપવાને પણ તેઓ ચૂક્યા નહોતા.

આગળ જણાવ્યું છે તેમ, સભા તરફથી રાનડેએ કરેલાં લગભગ સઘળાં લખાણોનો સ્વીકાર કરી તે પર સરકાર યોગ્ય ધ્યાન આપતી. તેમણે લખેલા દુષ્કાળની વાર્તાઓવાળા અરજપત્રની પહોંચ સ્વીકારતાં સરકારના વડા સેક્રેટરી મિ. ચૅપમેને જણાવ્યું હતું કે, "આ ઈલાકાના દુષ્કાળપીડિત ભાગોના લોકોની સ્થિતિ સંબંધે વખતોવખત જે ખબર તમો આપો છો તે મેળવવાને સરકાર ઘણી ખુશી છે."

રા. અગાશે જણાવે છે કે, અનેક અડચણો વેઠીને સાર્વજનિક સભાનું કામ ઘણી બાહોશીથી ચલાવવામાંજ માત્ર સંતોષ ન માનતાં મિ. રાનડેએ તે મુખ્ય સંસ્થાના તાબા હેઠળ રહી કામ કરનારી અનેક નાની સંસ્થાઓ ઉત્પન્ન કરવાની પ્રેરણા કરી હતી, અને તેના પરિણામમાં જીલ્લાઓ અને તાલુકાનાં શહેરોમાં આવી ઘણી સંસ્થાઓ (Associations) ઉત્પન્ન થઈ હતી. વળી તેઓ જણાવે છે કે, લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટિઓમાં 'લોકલ સેલ્ફ ગવર્મેન્ટ' એટલે સ્થાનિક સ્વરાજ્યનું ધોરણ દાખલ કરવામાં આવ્યું હતું ત્યારે જીલ્લાનાં શહેરોમાં જેને ઇંગ્લાંડમાં 'કૉકસ' કહે છે એવાં ચૂંટણી કરનાર મંડળો તેમણે ઉભાં કર્યાં હતાં, અને

પોતાના વિભાગની ચૂંટણીઓ કરનારાઓ આગળ ભાષણો આપવાને ઉમંગી ઉમેદવારોને બહાર પાડયા હતા, અને આ પ્રમાણે સ્થાનિક સ્વરાજ્યના ધોરણનું દાખલ થવું એ રાજ્યકીય શિક્ષણ માટે તેમના હાથમાં ઉત્તમ સાધન રૂપ થઇ પડયું હતું. તેઓ જૂના 'પંચાયત' ના ધોરણના હિમાયતી હતા, અને કેટલાંક સ્થળોની 'લવાદ' કોર્ટોની સ્થાપના તેમનીજ પ્રેરણાનું પરિણામ હતી.

આવી રીતે પૂનાની સાર્વજનિક સભાના એક આગેવાન તરીકે રાનડેએ રાજ્યદ્વારી બાબતોમાં ઘણા પ્રકારે દેશની મોટી સેવા બજાવી છે. આ ઉપરાંત કહેવાય છે કે, દેશના રાજ્યવહીવટમાં સરકારને તે સહાયભૂત થઇ પડે એવા હેતુથી "નેશનલ કૉન્ગ્રેસ" ની સ્થાપના કરવામાં તેઓએ આગેવાનીભરેલો ભાગ લીધો હતો, અને જોકે પાછળથી તેના કામકાજમાં તેઓ ભાગ લેતા નહોતા તોપણ તેને લગતા અને બીજા અનેક રાજ્યકીય અગત્યના સવાલો વિષે રાજ્યદ્વારી હીલચાલોના નામીચા આગેવાન પુરૂષો તરફથી તેમની સલાહ લેવામાં આવતી. પૂનાની સાર્વજનિક સભા ઉપરાંત પાછળથી ઈ. સ. ૧૮૯૬ માં ત્યાંની ડેક્કન સભા સ્થાપવામાં પણ તેમણે આગેવાની લીધી હતી, અને તેની વ્યવસ્થા વગેરેને લગતા નિયમો તેમણે પોતે ઘડી કાઢયા હતા. આ બન્ને સભાઓને અને મુંબઈની પ્રેસિડેન્સિ એસોસિએશન જેવાં મંડળોને પણ ઘણી બાબતોમાં તેમની કીમતી સલાહનો લાભ મળતો હતો.

ન્યા. રાનડે ઉદયદર્શી હોઈ કોઇ પણ કાર્ય તાકીદે થઇ ગયેલું જોવાની અતિશય ઉત્સુકતા રાખતા નહિ, અને તેથી કોઇ પણ કામમાં ઢીલ થાય કે નિષ્ફળ થવાય તો તેથી તેઓ નિરાશ કે નાહિમ્મત થઇ જતા નહિ. આ તેમનું વલણ તેમની હરેક પ્રવૃત્તિના

સંબંધમાં સ્પષ્ટ રીતે દીસી આવતું. રાજ્યકીય પ્રવૃત્તિના સંબંધમાં એક પ્રસંગે ઑાન. મિ. ગોખલે સાથે તેમને થયેલી વાતચિત જાણવા જેવી છે. ઇ. સ. ૧૮૯૧ માં શોલાપુર અને બીજાપુર જીલ્લામાં સખત મોંઘવારી હતી. સાર્વજનિક સભા, જેના મિ. ગોખલે પોતે તે સમયે સેક્રેટરી હતા, તેણે તે જીલ્લાઓની સ્થિતિ સંબંધી પુષ્કળ માહિતી એકઠી કરી હતી, અને તે પરથી એક અરજપત્ર ઘડી કાઢીને સરકારને મોકલવામાં આવ્યું હતું. તે અરજપત્ર ઘણી મહેનત અને ઘણા વિચાર પછી તૈયાર થયું હતું, છતાં સરકારે 'તે પત્રની મતલબની નોંધ લીધી છે' એવી મતલબનો બે લીટીનો ઉત્તર મોકલી આપ્યો હતો. શ્રીમાન્ ગોખલે કહે છે કે "આવો જવાબ મળતાં હું ઘણો નિરાશ થયો, અને બીજે દિવસે સાંજે મિ. રાનડે સાથે ફરવા જતાં મેં તેમને પૂછ્યું કે, 'જ્યારે સરકાર અમે તે કાગળની નોંધ લીધી છે' એ સિવાય બીજું કાંઇ જણાવવાની દરકાર કરતી નથી, ત્યારે આ સઘળી મહેનત લેવાથી અને અરજપત્રો રજુ કરવાથી શું ફાયદો છે?' તેમણે જવાબ આપ્યો:—' આપણા દેશના ઇતિહાસમાં આપણી સ્થિતિ તમારા સમજવામાં યથાર્થ રીતે આવતી નથી. આ અરજપત્રો પર માત્ર નામનુંજ સરકારનું શિરનામું થાય છે; ખરી રીતે તો તે અરજપત્રો લોકોનેજ ઉદ્દેશીને તૈયાર કરવામાં આવે છે, જેથી તેઓ આવી બાબતમાં કેવી રીતે વિચાર ચલાવવો તે શીખી શકે. આ કાર્ય કોઇ પણ જાતના પરિણામની આશા રાખ્યા વગર ઘણાં વર્ષ સુધી કરવું જોઇએ, કેમકે આ જાતની રાજ્યકીય પ્રવૃત્તિ આ દેશમાં તદ્દન નવીન છે. આ ઉપરાંત જો સરકાર આપણે જે કહીએ છીએ તેની મતલબની નોંધ લે તો તે પણ ઠીક છે."

ન્યા. રાનડેની આવી અસાધારણ કાર્યદક્ષતા અને બુદ્ધિબળ માટે પ્રખ્યાત મરાઠી રાજ્યદ્વારી અને કારભારકુશળ પુરૂષ નાના ફડનવિસ સાથે વારંવાર તેમની સરખામણી કરવામાં આવે છે. પરંતુ આ બેઉ મહાન્ પુરૂષોની સરખામણી કરતાં આપણે ધ્યાનમાં રાખવાનું છે કે રાનડે વિષે બોલતાં તો, જો સઘળા પ્રકારની અનુકૂળતા મળી હોત તો તેઓ કેવાં મહત્કાર્ય બજાવી શક્યા હોત, એનો વિચાર કરવાનો છે. નાના ફડનવિસને, રાનડેથી ઉલટું, તે એક મોટા રાજ્યનો મુખ્ય કાર્યભારી હોવાથી તેનાથી બની શક્યાં તેવાં મહત્કાર્યો કરવાની સઘળી તક મળી ચૂકી હતી.

નાના ફડનવિસ અને રાનડે એક બીજાથી બરાબર એક સૈકાને અંતરે જન્મ્યા હતા અને મરણ પામ્યા છે, એ કાંઇક ધ્યાનમાં લેવા યોગ્ય બાબત છે. નાના ફડનવિસ ઈ. સ. ૧૭૪૨ માં જન્મી ઈ. સ. ૧૮૦૦ માં મરણ પામ્યો હતો, ત્યારે રાનડે ઈ. સ. ૧૮૪૨ માં જન્મી ઈ. સ. ૧૯૦૧ ની શરૂઆતમાં મરણ પામ્યા છે, અને તેથી બેઉનું આયુષ્ય લગભગ એકસરખું હતું. પરંતુ આવી સામાન્ય સ્થૂળ બાબત કરતાં વધારે અગત્યની વાત એ છે કે તેઓ બન્નેને ઉંચામાં ઊંચી બુદ્ધિની કુદરતી બક્ષિસો મળી હતી. બન્ને જણ પોતાના ખંતીલા ઉદ્યોગ, સૂક્ષ્મ દૃષ્ટિ અને દૂરદર્શીપણા માટે સરખી રીતે પ્રખ્યાત હતા. બુદ્ધિની બાબતમાં બન્ને પોતાના સમકાલીન મનુષ્યોમાં સર્વોપરિપણું ધરાવતા હતા. બન્ને જણ બીજાઓ ઉપર હુકમ ચલાવવાને અને પૂર્ણ ભાવથી તેમની આજ્ઞા પાળે એવાં મનુષ્યોને ટોળાબંધ પોતાની આસપાસ એકઠાં કરવાને જાણે જન્મ્યા હોય એમ હતું.

હૃદયના ગુણોની બાબતમાં બેઉ વચ્ચે કંઇક અંતર હતું. રાનડેમાં એક સાધુને છાજતા ગુણો હતા. નાના ફડનવિસમાં તેવા કેટલાક ઉત્તમ ગુણો હોવા છતાં તે એક મોટા રાજ્યનો કાર્યભારી હોવાથી તેને પોતાના કાર્યભારના અંગે રાજ્યનીતિ વાપરવાના પ્રસંગો આવતા. રાજ્યદ્વારી મનુષ્યોને છાજતાં લક્ષણો તેનામાં એટલે બધે દરજ્જે હતાં કે તે વડે તે અઢારમા સૈકાના બીજા અર્ધ ભાગમાં મહારાષ્ટ્રમાં સર્વોપરિ સત્તા ભોગવવાને અને હિંદુસ્થાનના એક મહાન્ કાર્યભારકુશળ પુરૂષ તરીકે ગણાવાને શક્તિમાન્ થયો હતો. પરંતુ રાનડેના સંબંધમાં જૂદાજ પ્રકારની હકીકત હતી. તેમને પોતાની માનસિક શક્તિઓ અને અનેક પ્રકારની પ્રવૃત્તિઓનો પ્રયોગ કરવાને પૂરતો અવકાશ મળ્યો નહોતો. તેઓ આપણી નામદાર બ્રિટિશ સરકારની નોકરીમાં માત્ર હાઇકોર્ટના જજ્જની પદવી સુધી ચઢી શક્યા હતા, કેમકે તે કરતાં વધારે ચઢતા ઓદ્ધાઓ દેશીઓને મળતા નથી. એક દેશીને મળી શકે એવા ઊંચામાં ઊંચા ઓદ્ધાઓની ફરજો સરકારનો તેમજ રૈયતવર્ગનો પૂર્ણ સંતોષ મેળવીને બજાવવા ઉપરાંત, તેમણે દેશહિતનાં અનેક કાર્યોમાં ભાગ લઇ તેને લગતી અનેક પ્રકારની પ્રવૃત્તિઓ કરવામાં લોકોમાં જાગૃત કરી દીધી હતી. અને તે સઘળી પ્રવૃત્તિઓમાં પોતે સઘળો વખત હિમ્મત, દૃઢતા અને ખંતથી મંડયા રહેતા આ પરથી કહી શકાય કે જો તેમને આથી કોઇ વધારે જોખમદારીવાળા અધિકાર પર નીમવામાં આવ્યા હોત તો તેઓ પોતાના તે ઓદ્ધાની ફરજો યોગ્ય રીતે બજાવીને સરકારની વિશેષ પ્રીતિ સંપાદન કરી શક્યા હોત.

# પ્રકરણ ૭ મું.

## વિદ્યાદેવીની અનેક પ્રકારે ઉપાસના.



ન્યા. રાનડે સરસ્વતી–વિદ્યાદેવીના પરમ ઉપાસક હતા. દેશોન્નતિ અર્થે પોતાની અનેક પ્રકારની હીલચાલોમાં મચ્યા રહેવા છતાં તેમણે વિદ્યાવ્યસન પૂર્ણ રીતે રાખ્યું હતું. તેમણે ઇતિહાસ અને અર્થશાસ્ત્રને લગતા તેમજ રાજ્યકીય, સાંસારિક, ધાર્મિક, ઔદ્યોગિક, વગેરે વિષયો પર કેટલાક અગત્યના ગ્રંથો, ચોપાનિયાં અને પરચૂરણ લેખો લખીને, એક નામીચા વર્તમાનપત્રના અધિપતિ તરીકે કામ કરીને, તથા મુંબઇની યુનિવર્સિટિ ( વિશ્વવિદ્યાલય )ના એક આગેવાન ફેલો–સભાસદ તરીકે તે મહાન્ સરસ્વતીમંદિરના કાર્યભારમાં ઘણો આગળ પડતો ભાગ લઇને, એમ અનેક પ્રકારે વિદ્યાદેવીની ભારે સેવા બજાવી છે. તેમનાં સઘળાં પુસ્તકો અને લખાણોમાં "મરાઠી સત્તાનો ઉદય" એ નામનો ઓગણીસમા સૈકાના છેલ્લા વર્ષમાં અંગ્રેજી ભાષામાં પ્રકટ થયેલો તેમનો ઐતિહાસિક ગ્રંથ ઉત્તમ પંક્તિએ મૂકવા યોગ્ય છે. પેશવાની બખરો ( ઐતિહાસિક હસ્તલિખિત લખાણો ) નાં ૨૨,૦૦૦ પૃષ્ઠ વાંચીને તથા બીજી અન્ય રીતે મેળવેલા મરાઠી રાજ્યના વિશાળ ઐતિહાસિક જ્ઞાનના ફળ તરીકે પ્રસિદ્ધિ પામેલા આ ગ્રંથની હકીકત પરથી તેમના મહાભારત ઉદ્યોગનું, તથા તે-

મની નવીન વિચારને જન્મ આપવાની અસાધારણ શક્તિઓ, તીવ્ર અવલોકનશક્તિ, અને સૂક્ષ્મ શોધકવૃત્તિનું યથાસ્થિત દર્શન થાય છે. આ ઉપરથી મુંબઇ ઇલાકામાં પાછલા અર્ધા સૈકામાં ઉત્પન્ન થયેલા વિદ્વત્શિરોમણિ પુરૂષોમાંના એક તરીકે ગણાવાના માનને તેઓ સર્વથા પાત્ર ઠરે છે. વળી આપણા ગ્રૅજ્યુએટો, અન્ડરગ્રૅજ્યુએટો, અથવા અન્ય લેખકોમાંનો કોઇ ઉત્તમ પ્રકારનો અસલ ઐતિહાસિક ગ્રંથ પ્રકટ કરી શકયો નથી, એવું તેમના પર મૂકવામાં આવતું મ્હેણું આથી ઘણે અંશે દૂર થઇ શકે છે એમ પણ કહી શકાય. ઇ. સ. ૧૮૬૨ ની સાલમાં પોતાની બી. એ. ની ડીગ્રી સંપાદન કર્યા પછી તુરતજ રાનડેએ "ઇન્દુ પ્રકાશ" નામના નવીન નીકળતા અંગ્રેજી–મરાઠી વર્તમાનપત્રના અંગ્રેજી વિભાગના અધિપતિ તરીકે કામ કરવાનું માથે લઇ વિદ્યાના વિષયમાં દેશની સેવા બજાવવાની શરૂઆત કરી હતી. આ કારણને લીધે તેમના ગ્રંથો અને લેખોનું અવલોકન આપતા પહેલાં વર્તમાનપત્ર સાથેના તેમના તે સંબંધની નોંધ લઇશું.

શ્રીમાન્ રાનડે બી. એ. ની પરીક્ષામાં પસાર થયા તે અરસામાં દેશી વર્તમાનપત્રો છેક બાલ્યાવસ્થામાં હતાં એમ કહીએ તો ચાલે. તે વખતે જે થોડાં વર્તમાનપત્રો મહારાષ્ટ્રમાં ખ્યાતિ ધરાવતાં હતાં તે ફક્ત મરાઠી ભાષામાં પ્રકટ થતાં હતાં. તેમના અધિપતિઓ એક પત્રકારની ફરજો અને જોખમદારી પૂરતી રીતે સમજવાને અને તે ફરજોને કંઈ પણ સંતોષકારક રીતે બજાવી શકવાને જોઇએ તેટલા કેળવાયલા નહોતા. સામાન્ય રીતે બોલતાં કહી શકાય કે તેમનાં લખાણો તદ્દન નિર્માલ્ય અને છોકરવાદીભરેલાં હતાં. આથી તેઓ કોઇનું ધ્યાન ખેંચી શકતાં નહિ, અ-

થવા માન મેળવી શકતાં નહિ, એ કાંઇ આશ્ચર્યની વાત નથી. આ ઉપરથી કેટલાક ગૃહસ્થોએ એવું એક પત્ર કાઢવાની જરૂર ધારી કે, જેની અંદર ચાલતા સમયના અગત્યના બનાવો વિષે વિવેકથી, દીર્ઘદષ્ટિથી અને પૂર્ણપણે ચર્ચા ચલાવવામાં આવે, જેના અધિપતિ તરફથી અમુક માણસો અને ધારાઓ સંબંધે લખાતા લેખો ઉંચા પ્રકારના હેતુથી ઉદ્દભવ પામે, જે સરકારની આગળ પ્રમાણિક અને સભ્ય રીતે લોકોનાં સંકટો રજુ કરે અને સરકારની યોગ્ય રીતે મદદ માગી તેમનું નિવારણ કરવાને અરજ કરે, જે રાજા અને પ્રજા વચ્ચે એક ન્યાયી અને વિવેકી મધ્યસ્થ દુભાષિયા તરીકે ઉભય પક્ષની સેવા બજાવે, અને જે લોકોની રાજ્યકીય ઉન્નતિ તરફજ માત્ર લક્ષ ન આપતાં સાંસારિક અને સાંપત્તિક સુધારા તરફ પણ પૂરતું લક્ષ આપે. આ પત્રના સઘળા હેતુઓ, જો કોઇ બાહોશ, વિદ્વાન્ અને વિચારવંત અધિપતિ મળી આવે તોજ બરાબર અમલમાં મૂકી શકાય એમ જણાતાં આવું પત્ર પ્રકટ કરવા ઈચ્છા રાખનાર ગૃહસ્થોની પસંદગી સારે નસીબે શ્રીયુત રાનડે, જેઓએ માત્ર થોડા વખત પર બી. એ. ની પદવી સારી નામના સાથે મેળવી હતી, તેમના પર ઉતરી, અને તેમના અધિપતિપણુ નીચે 'ઇન્દુપ્રકાશ' નામના અંગ્રેજી—મરાઠી વર્તમાનપત્રની શરૂઆત કરવામાં આવી. પોતે કોલેજના ફેલો અને 'ઑનર્સ' ની પરીક્ષા માટે ઉમેદવાર હોવાથી તે પત્રની સઘળી વ્યવસ્થા પોતાને માથે ઉપાડી લેવાને તેમને બિલકુલ અવકાશ નહોતો. આથી માત્ર તેના અંગ્રેજી વિભાગનું અધિપતિપણું તેમને સોંપવામાં આવ્યું, અને મરાઠી વિભાગની સઘળી વ્યવસ્થા તે પત્રના પ્રયોજકોએ પોતાના માથે રાખી. રાનડેના આધિપત્ય નીચે

"ઇન્દુપ્રકાશ" માં અંગ્રેજી આર્ટિકલો—વિષયો તુરતજ પ્રકટ થવા લાગ્યા. (આમાં સૌથી મુખ્ય પાણિપતના યુદ્ધના શતવાર્ષિક—૧૦૦ મા વર્ષના ઉત્સવ નિમિત્તે લખાયેલો લેખ ઘણોજ વખણાયો હતો.) આ લેખો જુસ્સાવાળી સરળ અને પ્રસંગોપાત્ત રસયુક્ત ભાષામાં લખાયલા હોવાથી તેમના લેખકની તેની અસાધારણ શક્તિ, અહોળા જ્ઞાન અને ન્યાયી તથા ઉદાર વિચારોને માટે વખાણ થવા લાગ્યાં, અને તે તરફ એકલા દેશીઓનુંજ નહિ પરંતુ યૂરોપીઅન લોકોનું પણ ધ્યાન તુરતજ ખેંચાયું. આથી તે પત્રને તેના સમકાલીન પત્રોને કદી નહિ મળેલી એવી લાગવગ અને પ્રતિષ્ટા ત્વરાથી પ્રાપ્ત થયાં. રાનડેએ આ પત્રના અધિપતિ તરીકે માત્ર ત્રણ ચાર વર્ષ કામ કર્યું, કેમકે તે પછી અન્ય સ્થળે નોકરી પર જવું થવાથી તેમને તે પત્ર સાથેનો પોતાનો સંબંધ છોડવાની જરૂર પડી હતી. તેમને આ પ્રમાણે આ પત્ર સાથે આટલો થોડો સમય સંબંધ રહ્યો તોપણ તે અરસામાં તેમણે તેને એટલે બધે ઉંચે દરજ્જે ચઢાવી પ્રસિદ્ધિમાં આણ્યું હતું કે તે હજુ પણ એક આગેવાન અંગ્રેજી—મરાઠી પત્ર તરીકે પોતાની પદવી સાચવી રહ્યું છે, અને તેમાં પ્રકટ થતા લેખોમાં દર્શાવાતા વિચારોના વિવેકીપણા માટે ગાંભીર્ય અને સંપૂર્ણ સમજશક્તિ માટે, અને હાથમાં લીધેલા વિષય પર વ્યાજબી ટીકા કરવાની પદ્ધતિ માટે પોતાનો મોભો જાળવી શક્યું છે. કેમકે રાનડે પછીના તે પત્રના વારંવાર બદલાયાં કરતા અધિપતિઓ, જોકે એમની બરોબરી તો કરી શકે નહિ, (કેમકે તેમની પેઠે હર કોઈ વિષયમાં અને ઉદ્યોગમાં માથું મારી તેમાં તેમના જેવી ફતેહ મેળવી તેમની બરોબરી કરવાની તો કોણ હિમ્મત ધરી શકે?) તોપણ તેઓ યુનિવર્સિટીની ઉંચી

કેળવણી પામેલા હોવાથી, તેમણે (રાનડેએ) તે પત્રને માટે મેળવેલો દરજ્જો સાચવી રાખવાને પોતાનાથી બનતો યત્ન કરતા રહે છે, અને સામાન્ય પત્રોની હારમાં ગણાવા જેટલે નીચે દરજ્જે તેને ઉતરવા દેતા નથી.

હવે આપણે ન્યા. રાનડેના 'મરાઠી સત્તાનો ઉદય' * નામના ગ્રંથના પહેલા ભાગના અવલોકન તરફ વળીએ. આ પુસ્તકની અંદર મહાન્ મરાઠી સરદાર શિવાજી અને તેના વંશજોની સત્તા નીચે ઇસ્વી સનના ૧૭ મા અને ૧૮ મા સૈકામાં ઉદ્‌ભવ પામેલા મરાઠી રાજ્યના ઉદયનાં કારણો ઘણી સરળ, જુસ્સાવાળી અને છટાદાર ભાષામાં કુશળતાથી વર્ણવવામાં આવ્યાં છે. દેશના રાજ્યદ્વારી ઇતિહાસની મુખ્ય બીનાઓ ઓછી વત્તી સૌકોઇના જાણવામાં હશે એમ માની લઇને બીજા ઇતિહાસકારોની માફક તેમાં રાજ્યદ્વારી બાબતોનું બહુ વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું નથી. પરંતુ રાનડેએ આ પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવ્યું છે તેમ, "તેનો હેતુ મરાઠી રાજ્ય, જેણે ઓછામાં ઓછાં સો વર્ષ સુધી દેશના દેશી રાજ્યકર્તાઓમાં સર્વોપરિ પદવી પ્રાપ્ત કરી હતી, તેના ઉદય અને આબાદીના ઇતિહાસનો સંક્ષિપ્ત ચિતાર અંગ્રેજ અને દેશી વાંચકની દૃષ્ટિ આગળ ખડો કરવાનો છે." આ પુસ્તક લખવાના પોતાના ઉમદા હેતુના સંબંધમાં પ્રસ્તાવનામાંજ જરાક આગળ તેઓ જણાવે છે કે, "મારી મતલબ,

* આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કરાવી અમદાવાદની પ્રસિદ્ધ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ સન ૧૯૦૮ માં પ્રકટ કર્યું છે.

હિંદુસ્થાનના એક વતનીની દૃષ્ટિથી ઇતિહાસની મુખ્ય મુખ્ય બીનાઓનો સ્પષ્ટ ચિતાર આપવાની, જેથી વાર્તાના નૈતિક રસ અને રાજ્યકીય બોધની અસર ઘણી ઘટી જાય છે એવી ગેરસમજુતીઓ દૂર કરવાનાં, અને તે સઘળા કરતાં, વિજયી બ્રિટિશ સત્તાના પ્રતિનિધિઓની તે સત્તાની અસ્ત પામેલી પ્રતિસ્પર્દ્ધી સત્તાની સ્થિતિ તરફ દિલસોજી મેળવવાની છે." મહારાષ્ટ્રના (ડૅા. આર્ જી. ભાંડારકર, જેમણે પોતાના 'દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ' એ નામના પુસ્તકમાં તેવું વર્ણન આપ્યું છે, તેમના સિવાય) ગ્રાન્ટ ડફ જેવા કોઇ પણ ઇતિહાસકારે જે વાતનું વર્ણન આપ્યું નથી તે વાતનું—એટલે જે સમયનો ઇતિહાસ લખવામાં આવ્યો છે તે સમયની ત્યાંના લોકોની સાંસારિક અને ધાર્મિક સ્થિતિનું વર્ણન તે પુસ્તકમાં આપવામાં આવ્યું છે, અને તેથી સઘળાં મરાઠી ઇતિહાસનાં પુસ્તકોમાં તે અનુપમ અગત્ય ધરાવે છે. તેમાં સ્પષ્ટ રીતે દર્શાવેલું છે કે, માત્ર લુંટારા અને ઠગારા લોકોનું રાજ્ય એક સૈકા કરતાં વધારે વખત સુધી ભારે સત્તા ભોગવી શકે નહિ, અને જો શિવાજી અને તેના વંશજો માત્ર લુંટારા અને સાહસિક માણસો હોત તથા ઔરંગઝેબના મરણ પછી મોગલ રાજ્યની પડતી કરવામાં સહાયભૂત થઇ પડનારાઓમાં સૌથી વધારે લુચ્ચા અને સાહસિક હોવાથીજ જો તેઓ ફાવી શક્યા હોત, તો તેઓ આટલા લાંબા વખત સુધી હિંદુસ્થાન દેશ પર સર્વોપરિ બાદશાહી સત્તા ભોગવી શક્યા ન હોત. રાનડે કહે છે કે, મરાઠી સત્તાની ચઢતી થવામાં એક નૈતિક રહસ્ય રહેલું છે, જે મુસલમાન અને અંગ્રેજ ઇતિહાસકારોના લક્ષમાં પણ આવી શક્યું નથી. ઇતિહાસ પરથી જણાય છે

કે ઔરંગઝેબના મરણ પછી મોગલ રાજ્યની પડતીના અને અંધાધુનીના સમયમાંજ મરાઠી સરદારોએ કાંઇ પોતાનું ઉપરીપણું સ્થાપિત કર્યું નહોતું, પરંતુ તે બહાદુર બાદશાહના અમલમાં જ્યારે મોગલ સત્તા તેની છેક ટોચે પહોંચી હતી, તેવામાં શિવાજીએ મરાઠી રાજ્યસત્તાનો પાયો નાંખ્યો હતો, મોગલ લશ્કરનો મારો વેઠયો હતો, અને તે બળવાન્ રાજ્યનાં સઘળાં ઉત્તમ સાધનોનો ઉપયોગ કરી તેમની સામે ચઢી આવતા મોગલ સરદારોના હુમલાઓને નિષ્ફળ કર્યા હતા. શિવાજી અને તેના વંશજોને મળેલી ફતેહનો છૂપો ભેદ તો ઔરંગઝેબના ચઢી આઆવતા અગાઉ લાંબા વખતથી મરાઠી પ્રજાની અંદર ઉદ્‌ભવ પામેલા અને તેના રાજ્યસમયમાં દઢીભૂત થઇ તેની બુદ્ધિ દ્વારા વિકાસ પામેલા પ્રજાકીય વેગ—જુસ્સામાં રહેલો હતો. મધ્યયુગ ( Middle Ages ) ને અંતે સઘળી યૂરોપી પ્રજાઓમાં ખળભળાટ ઉત્પન્ન કરનાર ધર્મ સંબંધી સુધારાની હીલચાલની પેઠે, આ વેગે સઘળી મરાઠી પ્રજાને તેની ધાર્મિક અને સામાજિક ઉન્નતિના બાબતમાં વ્યાકુળ બનાવી હતી. આવી ઉપયોગી હકીકતથી આ ગ્રંથ ભરપૂર હોવાથી અત્રે તેનું કંઇક વિસ્તારથી અવલોકન આપવું અગત્યનું લાગે છે.

ન્યા. રાનડેના આ મરાઠી રાજ્યના ઇતિહાસના પહેલા પ્રકરણમાં મરાઠી ઇતિહાસનું નૈતિક રહસ્ય શામાં રહેલું છે અને બીજાં દેશી રાજ્યોના કરતાં મરાઠી ઇતિહાસની અગત્ય શાથી વધારે ગણવામાં આવે છે તેનું યોગ્ય સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે, અને તેમ કરતાં શિવાજીના સમયમાં મહારાષ્ટ્રમાં ચાલી ર-

હેલી ઉથલપાથલનાં કારણોનું વર્ણન આપવામાં આવ્યું છે. તે ઉ-
પરથી જણાય છે કે આ ઉથલપાથલ દેખીતી રીતે રાજ્યકીય હતી,
પરંતુ તેનો મૂળ હેતુ "ભાષાઓ, જાતિ, ધર્મ, અને સાહિત્યના
ગ્રંથોના મળતાપણાને લીધે એક બીજા સાથે ધાડી રીતે ગુંથાયલી
છતાં રાજ્યદ્વારી બાબતમાં એકમત થઇ વધારે બળવાન્ થવા
ઇચ્છનારી સઘળી પ્રજાની ધાર્મિક અને સામાજિક ઉન્નતિ" કર-
વાનો હતો. આ ઉન્નતિની હીલચાલનો અગ્નિ પાછલા બે ત્રણ
સૈકાથી ધુંધવાતો હતો, અને ઔરંગઝેબના જુલમી ધર્માંધપણાને
લીધે સળગી ઉઠીને તેણે મજબૂત રૂપ લીધું હતું. આના પરિ-
ણામમાં મોગલ રાજ્યની પડતી થઇ, અને મરાઠી રાજ્યની ચ-
ઢતી થતાં તેણે હિંદુસ્થાન પર સો વર્ષ કરતાં વધારે સમય સુધી
સર્વોપરિ સત્તા ચલાવી. આ ઉન્નતિનો વેગ તેના આરંભના સ્વ-
રૂપમાં માત્ર ધાર્મિક બાબતોમાં સુધારો કરવાને લગતો હતો, પણ
પાછળથી રાજ્યકીય, સાંસારિક, અને સાહિત્યની બાબતોમાં સુ-
ધારો કરવાનો વેગ ત્વરાથી ફેલાયો હતો. ખરી રીતે આ ઉથલ-
પાથલ ઘણા પ્રકારના સુધારા અર્થે હતી. તેની આગેવાની છેક
૧૩ મા સૈકાથી મહારાષ્ટ્રના પહેલા સંતપુરૂષ અને કવિતામાં ભ-
ગવદ્ગીતા પર 'જ્ઞાનેશ્વરી' નામની ટીકા લખનાર જ્ઞાનેશ્વર
આદિ સંતોએ અને તે પછીથી શિવાજીના સમકાલીન તુકારામ,
રામદાસ, અને વામન પંડિત જેવા સાધુ પુરૂષોએ લીધી હતી.
આ સંતપુરૂષોનાં નામનું સ્મરણ મહારાષ્ટ્રમાં ઘણા પૂજ્યભાવથી
થાય છે. તેમનાં લખાણો લાંના લોકો પર ઉત્તમ પ્રકારની અસર
નીપજાવી શક્યાં છે, અને સંકટના સમયે તેમને દિલાસો અને
આશા આપનાર થઇ પડે છે. આ ઉથલપાથલના રાજ્યકીય વિ-

આગની આગેવાની શિવાજીએ, તેના સમયના સરદારોએ, અને તેના વંશજોએ લીધી હતી.

રાનડે જણાવે છે કે આ સંતોએ યૂરોપના પ્રોટેસ્ટંટ સુધારકોની પેઠે દેશમાં બોલાતી ભાષામાં પોતાના અસરકારક અને ઉંચા પ્રકારના ગ્રંથો લખ્યા છે. તેઓ તે ભાષામાંજ ઇશ્વરનું સ્તવન કરતા, અને જૂના વિચારના બ્રાહ્મણોના મત પ્રમાણે કરવામાં આવતી ધર્મક્રિયાઓને અને જાતિભેદને નાપસંદ કરી પોતાનું અંતઃકરણ વિશુદ્ધ અને પ્રેમાળ બનાવી ચાલતા ધર્મ પર નિર્મળ શ્રદ્ધા રાખવાનું પસંદ કરતા હતા. રાજ્યદ્વારી હીલચાલના આગેવાનો પણ આ ઉથલપાથલથી દૂર ન રહેતાં તેને અનુસરીને વર્તતા, અને ઉપર કહેલા સંતસાધુઓને પોતાના ગુરૂ માની તેમનો બોધ ગ્રહણ કરતા. આમાંના રામદાસ નામના સંતને શિવાજીએ પોતાના ગુરૂ તરીકે પસંદ કર્યો હતો, અને તે ઉપરાંત તુકારામનાં ભજનકીર્તન તથા ધર્મ સંબંધી વ્યાખ્યાનો સાંભળવાને તે હાજર રહેતો. પેશવાઓમાં સૌથી વધારે પ્રસિદ્ધ થયેલો બાજીરાવ પેશવા પોતાના દરેક કાર્યમાં ધાવડશીના બ્રહ્મેન્દ્ર સ્વામીની આજ્ઞા પ્રમાણે વર્તતો. રાજ્યદ્વારી હીલચાલના આગેવાનો જોકે ધાર્મિક હીલચાલને અનુસરીને વર્તતા, તોપણ ધાર્મિક હીલચાલ ઉપર તેમની રાજ્યદ્વારી હીલચાલ ભારે અસર કર્યા વિના રહી નહોતી. ધાર્મિક વેગને રાજ્યદ્વારી દિશામાં તેઓ વહેવડાવવા લાગ્યા. પ્રજાની અંદર ઉદય પામેલા ધાર્મિક ઉત્સાહ અને ઝનુનનો આશ્રય લઇ તે રાજ્યદ્વારી હીલચાલના નેતા અથવા આગેવાન પુરૂષો ઉલ્લંઘન ન કરી શકાય તેવી અગવડોને દૂર કરી, એક પછી એક ફતેહ મેળવી પશ્ચિમમાં સિંધુ નદીથી પૂર્વમાં હુગલી સુધી અને ઉત્-

સુધી હિમાલયથી દક્ષિણમાં તુંગભદ્રા સુધી મરાઠી રાજ્યની હાક વગાડી શક્યા હતા. આ ઉપરથી જણાય છે કે શિવાજી માત્ર એક લુંટારો અને ઠગારો હોત તો તે આમ એક બળવાન્ રાજ્યનો પાયો નાંખવાને સમર્થ થયો ન હોત, તથા હાલના સુધરેલા વખતમાં પ્રશંસાપાત્ર ગણાય એવી ચતુરાઈભરેલી રીતે પોતાની 'અષ્ટ પ્રધાનની મંડળી' ની મદદ વડે રાજ્ય ચલાવવાનો વિચાર પણ તેને સુઝયો ન હોત. તેમજ તેના વંશજોને પોતાની પ્રજામાં સ્ફુરી નીકળેલા ધાર્મિક અને નૈતિક વેગની જો સહાય ન મળી હોત તો તેઓ પોતાનું રાજ્ય ટકાવી અને વધારી શક્યા ન હોત.

શિવાજીની આ અષ્ટ પ્રધાનોની મંડળી તેના તાબાના જૂદા જૂદા સંસ્થાનોના સરદારોની બનેલી હતી. પોતાનું રાજ્ય ચલાવવામાં આ સરદારોની સલાહ અને સહાયની જરૂર જણાયાથી તેણે આ કાઉન્સિલ વા મંડળીની યોજના કરી હતી. પરંતુ રાનડે આ મંડળીની યોજનાના સંબંધમાં જણાવે છે કે આ યોજનામાં મરાઠી "સત્તાના ટકાવના અને વિનાશના હેતુઓ સંયુક્ત થયા હતા." કેમકે શિવાજીના સમય પેઠે જ્યાંસુધી મુખ્ય સત્તા બળવાન્ રહી ત્યાંસુધી તે સઘળા સરદારો તેના મતને અનુસરી સામાન્ય હેતુ પાર પાડવા એકઠા મળતા, પણ જ્યારે તે સત્તા નિર્બળ જણાવા લાગી ત્યારે સ્વાર્થવૃત્તિથી દોરાઇને એક પછી એક પોતાનાં જૂદાં રાજ્ય સ્થાપી લેવાની તેમણે તજવીજ કરી લીધી, જેથી સર્વોપરિ સત્તાનું બળ પડી ભાગતાં તેનો નાશ થવાનો સમય આવી પહોંચ્યો. આ પ્રમાણે શ્રીમાન્ રાનડેના ઇતિહાસના પ્રથમ પ્રકરણનો સાર છે.

બીજા પ્રકરણમાં મરાઠી સત્તાની ચઢતી થવા માટે કેવા પ્રકારની અનુકૂળતા હતી એટલે તેનું બીજ રોપવા માટે ક્ષેત્ર કેવી રીતે તૈયાર થયું તેનું વર્ણન આપેલું છે. ગ્રાન્ટ ડફના જણાવ્યા પ્રમાણે આકસ્મિક સંયોગોને લીધે તે સત્તાની ચઢતી થઇ એમ રાનડે માનતા નથી, પરંતુ મુસલમાનોએ દક્ષિણ જીત્યું તે અગાઉથીજ ગતિમાં મુકાયલાં ગુપ્ત કારણોને લીધે તેમ બન્યું હતું એમ જણાવી તેમણે તે કારણોનું સ્પષ્ટીકરણ કરવા યત્ન કર્યો છે. તેઓ જણાવે છે કે મહારાષ્ટ્રનો મુલક સહ્યાદ્રિ, સાતપુડા અને વિંધ્ય પર્વતો તથા તેમની શાખાઓથી ખંડિત થયેલો હોવાથી તે એક પહાડી મુલક જેવો દેખાય છે, અને તેથી ત્યાંનાં તંદુરસ્તીવાળાં પહાડી હવાપાણી વગેરેની કુદરતી અનુકૂળતાથી મજબૂત થયેલા લોકોને નિયમ વગરની લડાઇઓ કરી પર રાજ્યના હુમલાઓ પાછા હઠાવવાને સારી સગવડ મળતી. વળી ડુંગરો પર બાંધેલા કિલ્લાઓની મદદ વડે તેઓ પોતાના ચાલાક અને બહાદુર સરદારોની સરદારી નીચે મોગલોના કવાયતી લશ્કરને હંફાવી શક્યા હતા. લોકો જાતે મજબૂત અને બહાદુર હોઇ ઉત્તરની આર્ય અને દક્ષિણની દ્રાવિડ જાતોનું મિશ્રણ થયેલું હોવાથી તેમનામાં તે બે જાતિના ઉત્તમ ગુણો આવેલા છે. તેમના રિવાજો અને ધર્મ પણ તેવી મિશ્ર ઉત્પત્તિના છે. આથી તે લોકો છેક ધર્માંધ અને જાતિભેદને માટે લડી મરે તેવા નથી, અને આ પ્રમાણે મરાઠી પ્રજાનો ધર્મ ઉત્તર અને દક્ષિણ હિંદુસ્થાનમાં ચાલતાં હિંદુ ધર્મનાં વિવિધ રૂપોથી ધર્માંધપણાની અને તેથી નીપજતી વિરૂદ્ધતાની બાબતમાં જૂદાપણું ધરાવે છે. રાનડે જણાવે છે કે, બહાદુર અને બળવાન્ પ્રજાની ઉત્પત્તિ માટે

અનુકૂળ પડે એવી દેશની કુદરતી રચનાને લીધે, અને ત્યાંના લોકોની વર્તણુક અને રિવાજોને લીધે તેમનામાં સ્વરાજ્યસત્તા અને સ્વતંત્રતાનો જુસ્સો આવેલો હતો. આ જુસ્સાને લીધે છેક સિથિયન લોકોના હુમલાઓને હઠાવી કાઢનાર શાલિવાહન રાજાના સમયથી એક સર્વોપરિ રાજ્યસત્તા તે દેશમાં ટકી શકી નહોતી. વળી મહારાષ્ટ્રમાં સ્થપાયલાં મુસલમાની રાજ્યોમાં ઘણા મરાઠાઓએ મુલકી અને લશ્કરી અમલદારોના ઓહ્દાઓ મેળવ્યા હતા, અને તે વડે રાજ્યવ્યવસ્થાની કળામાં તેમણે નિપુણતા મેળવી હતી. આ પ્રમાણે મરાઠી પ્રજા શિવાજીના જન્મ પહેલાં પણ એક મોટું રાજ્ય સ્થાપવાને તૈયાર થયેલી હતી. આનો લાભ લઇ શિવાજીએ પ્રજાને એકસંપીલી બનાવી ઔરંગઝેબના વખતમાં તેના ધર્માંધપણાને લીધે ભયમાં આવી પડેલા હિંદુ પ્રજાના સામાન્ય ધર્મના અને તેના હિતના નામે મુસલમાનોની સામે થઈ તેમને પાછા હઠાવવાને જોઇએ તેવી તૈયાર કરી હતી, અને રાનડે જણાવે છે તેમ, સામાન્ય ભયને અર્થે ઉમદા હેતુથી મરાઠી સત્તાનાં વીખરાયલાં તત્ત્વો આમ એકઠાં કરીને બજાવેલી દેશની સેવા માટે શિવાજી લોકોના આભારપૂર્વક સ્મરણને પાત્ર ગણાય છે.

પ્રથમનાં બે પ્રકરણોમાં જણાવ્યા પ્રમાણે, પાછલા ત્રણ સૈકા કરતાં વધારે વખતથી તૈયાર થતા ક્ષેત્રમાં દક્ષિણનાં રાજ્યોની સત્તા નબળી પડતાં તેમનામાં મરાઠા લોકોનું પ્રબળ વધતું જવાથી, તથા પ્રજામાં પોતાના ધર્મના સંરક્ષણ માટે આવેલા જુસ્સાથી મરાઠી સત્તાનું બીજ કેવી રીતે રોપવામાં આવ્યું હતું તે ત્રીજા પ્રકરણમાં દર્શાવેલું છે. શિવાજી જ્યારે દેશમાં સર્વોપરિ સત્તા મેળવવા માટે યુદ્ધ કરવાને મેદાન પડયો તે વખતની દેશની રા-

राजकीय परिस्थितिना रानडेए आपेला वर्णन उपरथी जणाय छे के, अहमदनगरनुं राज्य चांद बीबीए मोगलोना हाथमां जतुं अटकाववा बहादुरीभरेला यत्नो कर्या छतां तेमणे इ. स. १६३७ मां खालसा कर्याथी ते क्यारनुं राज्यद्वारी रंगभूमि उपरथी खसी गयुं हतुं. बीजापुरनुं राज्य तेवी दशा प्राप्त करतां मोगलो साथे नामोशीभरेला कोलकरारो करवाथी बची गयुं हतुं. गोवळकोंडानी पण तेवीज स्थिति हती, अने वराड तथा बेदरनां राज्य मोगल साम्राज्य साथे जोडाइ गयां हतां. पोर्टुगीझ सत्ता हाडपिंजरवत् थई पडी हती. अने मूळ एक बिन्दुरूपे होइ भविष्यमां आखा हिंदुस्थान पर सलाहशान्ति, सारी राज्यव्यवस्था, केळवणी अने सुधारानां सुखो वर्षाववा माटे मोटा वादळरूपे खीली नीकळवा निर्माण थयेली ब्रिटिश सत्ताए सूरतमां पोतानी एक व्यापारी कोठी स्थापीने दृष्टिमर्यादामां देखाव आपवा मांडयो हतो. आवी देशनी राज्यकीय स्थिति होइ, शिवाजीने पडतीमां आवेला बीजापुर साथे अने पूर्णताने पामेला मोगल साम्राज्यना एक बळवान् बादशाह साथे लडवानुं हतुं. पहेलानुं कासळ काढवामां तेने बहु महेनत पडी नहि, परंतु बीजा साथे असरकारक रीते सामर्थ्य देखाडवामां तेने पोतानी विशाळ मनशक्तिओ अने अडग हिम्मत रूपी सघळां साधनोने कामे लगाडवानी जरूर पडी हती. आखरे ते पोतानी धारणा पूर्ण रीते नहि, तोपण केटलेक अंशे पार पाडवाने शक्तिमान् थयो हतो, केमके तेने राजा तरीके स्वीकारवानी औरंगजेबने छेवटे जरूर जणाई हती. आ प्रकरण उपरथी जणाय छे के आवुं आश्चर्यकारक पराक्रम शिवाजी मात्र पोतानी बुद्धि अने बहा-

દુરીથોજ નહિ, પરંતુ તેના શિક્ષક દાદાજી કોંડદેવના શિક્ષણથી તથા ગુરૂ રામદાસના બોધથી પોતાની મરાઠી પ્રજાના ધર્મનું રક્ષણ કરવાને ઉત્પન્ન થયેલા જુસ્સાને લીધે, તથા જેને તે "દૈવી પ્રેરણાઓ" માનતો તેવી પ્રેરણાઓને લીધે બતાવી શકયો હતો. તેનો મહાન્ સમકાલીન વીર પુરૂષ ઑલિવર ક્રોમ્વેલ, જે ઈંગ્લાંડમાં ઈ, સ. ૧૬૪૯ થી ૧૬૬૦ સુધી રહેલા પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ હતો, તે જેમ પોતાના દેશને રાજા અને પાદરી અથવા ધર્માચાર્ય પોપના બંધનમાંથી મુક્ત કરવાને ઈશ્વરે પોતાને મોકલ્યોછે એમ માનતો, તેમ શિવાજી પણ માનતો કે તેને પોતાને સ્વધર્મનું શત્રુઓથી રક્ષણ કરવાનું અને તેની વૃદ્ધિ કરવાનું મહત્વનું કાર્ય કરવાનું છે, અને પોતાની દેવી ભવાનીની પ્રેરણાથી તેને પોતાના દરેક કાર્યમાં વર્તવાનું સૂઝે છે, અને તેથીજ તેને ફતેહ મળ્યાં જાય છે. આ બેઉ મહાન્ પુરૂષો પોતાની મહાન્ શક્તિઓ વડે પોતાનામાં ઉત્પન્ન થયેલા અને પોતે તેવી રીતે પોતાના અનુયાયીઓમાં ઉત્પન્ન કરેલા ધાર્મિક જુસ્સાને લીધે પોતાની ધારણાઓ અમલમાં લાવી શકયા હતા.

શિવાજી પોતાના જીવનનો હેતુ આવા પ્રકારનો માનતો હોવાથી દરેક અણીના પ્રસંગે તે પોતાની દેવીનું ધ્યાન ધરી તેની આજ્ઞા લેતો, અને તે પછી પોતાને કરવા ઠરેલા દરેક કાર્યમાં પોતાનો દેહ અર્પણ કરવાને તૈયાર રહેતો. આ બીના ઉપરથી વાંચકને રોમ શહેરના પ્રાચીન ઇતિહાસમાં પ્રખ્યાતિ મેળવનાર બહાદુર યોદ્ધા હૉરેસ્યસની નીચેની સુવિખ્યાત પ્રતિજ્ઞાનું સહજ ભાન થાય તેમ છેઃ—

" And how can man ie better

Than facing fearful odds,
For the ashes of his fathers
And the temples of his Gods* ? "
( Macaulay's Horatius, St. 28 )

પ્રસ્તુત પ્રકરણ ઉપરથી જણાય છે કે શિવાજીની ધાર્મિક વૃત્તિ ઘણા ઉંચા પ્રકારની હતી, અને તેની જીંદગીમાં ત્રણ પ્રસંગે તો તે એવી પ્રદીપ્ત થઇ હતી કે સંસારમાંથી નિવૃત્ત થઈ મોક્ષ પ્રાપ્ત કરવા માટે તે પોતાનું સર્વસ્વ ત્યજી દેવા તૈયાર થઇ ગયો હતો. આ સઘળે પ્રસંગે તેના ધર્મગુરૂઓએ અને પ્રધાનોએ વચ્ચે પડીને ઘણી મુશ્કેલીથી તેને અટકાવ્યો હતો, અને તેને સંસારમાં રહીને પોતાનું કાર્ય સિદ્ધ કરવાના કર્તવ્યનું ભાન કરાવ્યું હતું. આમાંના એક પ્રસંગે તો તેણે પોતાના મુખ્ય ગુરૂ રામદાસ + આગળ જઇ સઘળાં રાજ્યચિહ્નો તેની પાસે રજુ

---

* અર્થ:—અને પોતાના વડીલોની કબરોને માટે અને પોતાના દેવોનાં દેવળોને માટે ભયંકર આપત્તિઓ સામે થઇ મરવા કરતાં મનુષ્ય કઇ વધારે સારી રીતે પોતાના દેહનો ત્યાગ કરી શકે ?

( હૅારેશ્યસ્, ટૂંક ૨૮. )

+ બ્રહ્મવિદ્યાપ્રસારક પ્રખ્યાત 'થીઑસૅાફિકલ સોસાઇટી' તરફથી અંગ્રેજીમાં પ્રકટ થતા માસિક 'પ્રશ્નોત્તર' ના ઑગસ્ટ સને ૧૯૦૩ ના અંકમાં પ્રસિદ્ધ થયેલા રા. આનંદરાવના "The Gurupadesha of Maharaja Shivaji" ( મહારાજા શિવાજીનો ગુરૂપદેશ ) નામના લેખમાંની નીચેની હકીકત શિવાજી

ર્ક્યા હતાં, અને પોતાનું રાજ્ય પણ તેને સ્વાધીન કર્યું હતું. પરંતુ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને ત્યાગવૃત્તિ ધારણ ન કરતાં વ્યવહારમાં રહી યુદ્ધ કરીને ક્ષત્રિય તરીકેનો પોતાનો ધર્મ સારી

---

પોતાના ગુરૂ રામદાસ તરફ કેવો ભક્તિભાવ ધરાવતો હતો અને તેની ધાર્મિક વૃત્તિ કેવી હતી તે જાણવા માટે ઉપયોગી જણાયાથી તેને અત્રે દાખલ કરવાનું ઉચિત ધાર્યું છે. તેમાંની કંઇક વાત વાંચકને કદાચ અતિશયોક્તિ ભરેલી જણાશે, પરંતુ તે પરથી શિવાજીનો ભકિતભાવ કેવો હતો તેટલુંજ માત્ર જોવાનું છે. આ હકીકત રા. આનંદરાવે પૂનાના દફતરખાનામાં સરકારે સાચવી રાખેલી બખરો ઉપરથી મેળવેલી છે એમ તેઓ જણાવે છે.

એક સાંજે એક સાધુ હરિકથા કરતા હતા. તે શિવાજી અસાધારણ લક્ષ અને શ્રદ્ધાથી સાંભળતો હતો. ‘નારદ મુનિએ ધ્રુવને કરેલો ઉપદેશ’ એ વિષય ઉપર કથા ચાલતી હતી. આ બનાવ પછી શિવાજીના મનને ચટપટી થઇ, અને તે પોતાને માટે એક ગુરૂના ચરણકમળની શોધ કરવાને આતુરતાથી મંડયો. તેણે સાંભળ્યું હતું કે રામદાસ સ્વામી તેની પોતાની રાજ્યધાની સતારાની આસપાસ ફરતા હતા, અને તેમણે સતારા પાસે ચાફલ નામના ગામમાં એક મઠ સ્થાપ્યો હતો. પરંતુ તેમને ધ્યાન માટે જંગલોમાં ભટકવાની અને પવિત્ર નદીઓ અને તીર્થોની મુલાકાત લેવાની ટેવ પડેલી હોવાથી, તેઓ ત્યાં હમેશા મળી શકતા નહિ. શિવાજીએ ગુરૂના દર્શન માટે યત્નો કર્યા છતાં તેઓ તેને ઘણા દિવસ સુધી મળ્યા નહિ. છેલ્લી વખતે જ્યારે તે આ નિમિત્તે ચાફલ ગયો, ત્યારે સ્વામી ત્યાં નહોતા એ જાણી તે પ-

રીતે બજાવવાનો બોધ કર્યો છે, તેજ પ્રમાણે તેણે પોતાનાં રા-
જ્યચિહ્નો ધારણ કરી પોતાના જીવનનું કર્તવ્ય બજાવવું એવો

---

ખોજ નિરાશ થયો, અને પોતાના ગુરૂ મળે નહિ ત્યાંસુધી ભોજન
ન કરવાનો તે દિવસે તેણે નિશ્ચય કર્યો.

આ ઉપરથી તેણે આખો દિવસ ઉપવાસ કર્યો, અને રાત્રિએ
ઉંઘમાં તેણે રામદાસ સ્વામીને પોતાની આગળ ઉભેલા જોયા.
શિવાજીએ પહેલાં કદી સ્વામીને જોયેલા નહોતા છતાં, જાગૃત
થયા પછી તે તેમનું પૂર્ણ બ્યાન આપી શકયો હતો. સ્વપ્નમાં
પોતાના ગુરૂના પગે પડી માથું નમાવીને હાથ જોડી તેમની સામે
તે ઉભો રહ્યો. સ્વામી તેને ભેટી પડયા અને તેના માથા પર
પોતાનો હાથ મૂકી તેને આશીર્વાદ આપી કૃપાની નિશાની તરીકે
એક નાળિયેર આપ્યું. પછી શિવાજીને તેમણે એક હિંદુ રાજા
અને યોદ્ધા તરીકે મુસલમાનો જેનો નાશ કરતા હતા એવા પો-
તાના ધર્મનું સંરક્ષણ કરવાના કર્તવ્યનું સ્મરણ દેવડાવ્યું. આવી
સૂચના થતાં ગુરૂ અદૃશ્ય થઇ ગયા, અને શિવાજીને આનંદનાં
અશ્રુ આવ્યાં. તે જાગી ઉઠયો અને આસપાસ જોતાં તેને ગુરૂ
દેખાયા નહિ, એમ છતાં ગુરૂએ સ્વપ્નમાં આપેલું નાળિયેર એક
પ્રત્યક્ષ વસ્તુ તરીકે તેના હાથમાંજ હતું. આ પછી શિવાજી ગુ-
રૂનાં પ્રત્યક્ષ દર્શન માટે અતિશય ઉત્કંઠા અને ઉમળકાથી નીકળી
પડયો. તે સ્થળે સ્થળે ભટકયો, અને આખરે તેને વાઇમાં સ્વામી
તરફથી એક પત્ર મળ્યો. તે પત્ર હજુ સુધી સાચવી રાખેલો છે
અને તે રમૂજ તથા બોધથી ભરપૂર છે. શિવાજીએ ઉત્તરમાં
પોતાનો પ્રાર્થનાયુક્ત પત્ર મોકલ્યો, અને સ્વામી મળશે એમ

ઉપદેશ આપી ગુરૂએ તેને સાંસારિક જીંદગીમાં ચાલુ રહેવા સમજાવ્યો હતો.

આ સંબંધમાં આવું કેટલુંક વિવેચન આપી આ પ્રકરણને અંતે શ્રીમાન્ રાનડે જણાવે છે કે, "પોતાનું જાતિભાન લગ-

---

ધારીને પોતે ચાફલ ગયો. ત્યાં તેને ખબર મળી કે રામદાસ સ્વામી શિંગણવાડીમાં મારૂતિના દેવળમાં છે, અને કલ્યાણ ગોસાઇ પણ તેનો ( શિવાજીનો ) પત્ર ગુરૂને પહોંચાડવાને ત્યાંથી નીકળેલો છે. મધ્યાહ્ન અને ભોજનસમય થયેલો હોવાથી તે મઠમાં રહેલા શિષ્યોએ શિવાજીને ભોજન લેવા કહ્યું, પણ તેણે કહ્યું કે, મંત્રોપદેશ માટે ગુરૂની કૃપાનો અભિલાષી હોવાથી અને આજે ગુરૂવાર ( ગુરૂનો દિવસ ) હોવાથી હું ઉપવાસ કરીશ.

તેને મળેલી ખબર માન્ય રાખી શિવાજીએ પોતાની મુસાફરી જારી કરી અને આખરે તેને એક વાડીમાં ગુરૂ મળ્યા. ત્યાં તેણે ઘણી નમ્રતાપૂર્વક ઉપદેશને માટે પ્રાર્થના કરી, અને કલ્યાણ ગોસાઇએ ઉપદેશને માટે તે સૌથી વધારે લાયક પુરૂષ છે એમ જણાવી તેને માટે ગુરૂને ભલામણ કરી. ત્યારે ગુરૂએ શિવાજીને તેના પર મંગળવારની રાત્રિમાં નાળિયેર આપીને કરેલી કૃપાનું સ્મરણ કરાવ્યું. તે પરથી રાજાએ નમ્રતા અને આજ્ઞાધીનપણાથી પૂજ્યાભાવપૂર્વક નમન કર્યું અને ભારે આતુરતાથી કહ્યું, 'એ વાત ખરી છે, પરંતુ મને માગેલું વરદાન આપો. ગુરૂ તેના નિર્મળ ભક્તિભાવથી પ્રસન્ન થયા. તેમણે તેને પોતાનો શિષ્ય બનાવ્યો, અને તેને યોગ્ય રીતે મંત્રોપદેશ આપ્યો. આ મંત્રોપદેશનો દિવસ શાકે ૧૫૭૧ ના વૈશાખ સુદિ ૯ નો નોંધાયલો જણાવવામાં આવે છે.

ભાગ ભૂલી જવાય એવું ઉત્કટ ધર્મઝનુન, મનુષ્ય કરતાં વધારે ચઢીઆતી-દૈવી સત્તા તરફથી પોતાનું અને પોતાના કાર્યનું રક્ષણ થાય છે એમ ખાતરીપૂર્વક માનવાથી પોતાનામાં આવેલી સાહસિક વૃત્તિ અને હિમ્મત, મનુષ્યોને એકસંપીલા બનાવી તેમને વિજય આપનાર લોહચુંબક જેવી આકર્ષક શક્તિવાળી ઉંચા પ્રકારની બુદ્ધિ, વિરલ સમયસૂચકતા, ગમે તેવી આપત્તિથી ડગી ન જાય એવી સંકલ્પની દૃઢતા, યૂરોપના કે હિંદુસ્થાનના ઇતિહાસમાં કવચિત્ જોવામાં આવે એવી ચાલાકી અને યુક્તિઓ યોજી કાઢવાની શક્તિ, તે સમયે સામાન્ય રીતે સંભવી શકે તે કરતાં ચઢીઆતું શુદ્ધ સ્વદેશાભિમાન, અને દયાયુક્ત ન્યાયબુદ્ધિ—પરિબળનાં આ સાધનોએ શિવાજીને એવી એક સત્તાનાં બીજ રોપવાને શક્તિમાન્ કર્યો હતો કે, જે સત્તાએ તેના વંશજોના હાથે, જે જે યોજનાઓ તેણે ઘડી કાઢી હતી તે તે સિદ્ધ કરી હતી, અને તેની જાતના લોકોને હિંદુસ્થાનના ઇતિહાસમાં કંઇક અગત્યનું એક પ્રકરણ લખવાને શક્તિમાન્ બનાવી હતી.

ચોથા પ્રકરણમાં શિવાજીએ રોપેલું બીજ કેવી રીતે ઉગી નીકળ્યું હતું તે વર્ણવ્યું છે. સારે ભાગ્યે ક્ષેત્ર ફળદ્રુપ હોવાથી આ બીજ અલ્પ સમયમાં ઉગી નીકળ્યું હતું. શિવાજીના સહાયકો ઉત્તમ પ્રકારની શક્તિઓ ધરાવતા હતા. એમની જીંદગીનાં આબેહુબ વર્ણન આ પ્રકરણમાં આપેલાં છે. તે સાથે શિવાજીની મા જીજાબાઇ, જે પ્રશંસનીય કુશળતાવાળી સ્ત્રી હતી અને પોતાના પુત્રને નિરાશાના સમયમાં ઉત્સાહી બનાવી તેના કાર્યમાં આગળ વધવા સૂચવતી તેનું, તથા તેની બાલ્યાવસ્થામાં વાલી તરીકે સખી કેટલીક ઉચ્છૃંખળ ટેવો દૂર કરી તેને ઉંચા પ્રકારનું શિક્ષણ આપી

ચારે માર્ગે ચઢાવનારા તેના શિક્ષાગુરૂ દાદાજી કોંડદેવનું જીવન-વૃત્તાંત પણ આપેલું છે. શિવાજીએ પોતાના સહાયકો અને મિત્રો માવલી, બ્રાહ્મણ, અને પરભૂ એ ત્રણે જાતોમાંથી ચૂંટી કાઢ્યા હતા. તેઓ મુલકી અને લશ્કરી એમ બે પ્રકારના અમલદારો તરીકે તેની સેવા બજાવતા. શિવાજીનો તેમના પર પૂર્ણ વિશ્વાસ હતો, અને જ્યુલિયસ સીઝર, નેપોલીઅન બોનાપાર્ટ. અને લૉર્ડ કલાઇવ જેવા વીરપુરૂષોની પેઠે, તેના પોતાના જાતિદૃષ્ટાંતથી તેમના પર એવી અજાયબ જેવી અસર થતી કે, તેઓ તેની ખાતર ગમે તેવા જોખમના કામમાં પોતાની જીંદગી અર્પણ કરવાને પણ તૈયાર હતા.

ન્યા. રાનડેના ઇતિહાસના 'ઝાડને મોર આવે છે' અને 'ઝાડને ફળ આવે છે' એ નામના પાંચમા તથા છઠ્ઠા પ્રકરણમાં શિવાજીએ ઇ. સ. ૧૬૬૪ માં માત્ર ૧૯ વર્ષની વયે ટોર્નાનો કિલ્લો લઇ શરૂ કરેલી પરાક્રમી અને ઉદ્યોગી કારકીર્દિનું વર્ણન આપેલું છે. રાનડેએ શિવાજીની લગભગ ૩૪ વર્ષની આ કારકીર્દિને નાના મોટા ચાર વિભાગમાં વહેંચી નાખી છે. પહેલા વિભાગમાં તેની કારકીર્દિનાં પહેલાં (૧૬૪૬–૧૬૫૨) ૭ વર્ષમાં ડુંગરી કિલ્લાઓ જીતવામાં તેણે કરેલાં પરાક્રમો વર્ણવેલાં છે. બીજામાં તેને ૧૬૫૩ થી ૧૬૬૨ સુધીનાં લગભગ દશ વર્ષ પર્યંત બીજાપુરના રાજ્ય સાથે ચાલેલા વિગ્રહનું વિગતવાર વર્ણન આપ્યું છે. ત્રીજા વિભાગમાં બીજાપુર સાથેની લડાઇમાં જીત મેળવીને પોતે પૂરતી રીતે સાધનસંપન્ન અને લાયક થતાં દિલ્હીના મોગલ બાદશાહ સાથે લડવાના જે વધારે મુશ્કેલ કામમાં ઇ. સ. ૧૬૬૨ થી ૧૬૭૪ સુધીનાં ૧૨ વર્ષ તેને રોકાવું પડયું હતું

તેનું સવિસ્તર બ્યાન કરેલું છે. મોગલો ઉપર વિજય મેળવતાં મોગલ બાદશાહે તેને મરાઠી રાજ્યના રાજા તરીકે કબૂલ રાખ્યા પછી ઇ. સ. ૧૬૭૪ માં થયેલા તેના રાજ્યાભિષેકથી શિવાજીની કારકીર્દિના ચોથા વિભાગનો આરંભ થાય છે. તેમાં તેના મરણ સુધીનાં છેલ્લાં ૭ વર્ષની કારકીર્દિમાં તેને કરવી પડેલી લડાઇઓનું ટૂંક વર્ણન આપેલું છે.

શિવાજીની કારકીર્દિનો બીજો તથા ત્રીજો વિભાગ ઘણા અગત્યના અને હૃદયભેદક બનાવોથી ભરપૂર છે, જેમનું રસિક વર્ણન લેખકે આપેલું છે. આ બનાવોમાં બીજાપુરના સરદાર અફ્ઝુલખાન સાથેની મુલાકાતનો પ્રસંગ સુપ્રસિદ્ધ છે. આ સમયે શિવાજીએ વાપરેલી યુક્તિને માટે મુસલમાન અને અંગ્રેજ લેખકો તેના પર ઇરાદાપૂર્વક વિશ્વાસઘાત કર્યાનો આરોપ મૂકે છે. પરંતુ ન્યા. રાનડે આ બાબત શિવાજીનો બચાવ કરતાં આવી મતલબની હકીકત જણાવે છે:— અફ્ઝુલખાને કર્ણાટકના વિગ્રહમાં શિવાજીના પિતા શાહજીના દુશ્મનોને સહાય કરી હતી, અને તેના મોટા ભાઇનું ખુન કરાવ્યું હતું એવો તેના પર શિવાજીને વહેમ આવ્યો હતો. વળી બીજાપુરના દરબારમાં તેણે ખુલ્લી રીતે શિવાજીને 'ડુંગરનો ઉંદર' કહી તેને જીવતો કે મુએલો પકડી લાવવાનું માથે લીધું હતું. રસ્તામાં આવતાં તેણે કેટલાંક હિંદુ દેવળોને અપવિત્ર કરીને તેમાંની મૂર્તિઓને ખંડિત કરી હતી, અને તેથી બન્ને પક્ષનો જુસ્સો ઉછળી ગયો હતો. આથી આ પ્રસંગ બેઉ પક્ષને કટાકટીભરેલો હતો. શિવાજીએ પ્રથમ તો આ પ્રસંગે હુમલો પાછો હઠાવી કાઢવાની તૈયારી કરી. પરંતુ તે વિચાર અમલમાં મૂકતા પહેલાં તેણે પોતાની દેવી ભવાનીનું સ્મરણ કર્યું હતું, અને તેની સૂચના મુ-

જ્યા બીજાપુરના સરદારની રૂબરૂ મુલાકાત લેવાનું પ્રસંગ કર્યું હતું. અફઝુલખાન શિવાજીને કોઇ રીતે તેના કિલ્લામાંથી બહાર કાઢવા અને લાગ ફાવે તો તેને જીવતો પકડી કેદ કરવા ઇચ્છતો હતો. આથી એક બીજા સાથે એકલા મળવાની શિવાજીની માગણી તેણે કબૂલ રાખી હતી. શિવાજીએ 'વાઘનખ' અને 'ભવાની તરવાર' થી તેના ઉપર પહેલો હુમલો કર્યાથી તેણે વિશ્વાસઘાત કર્યો હતો એવું મુસલમાન ઇતિહાસકારો જણાવે છે. પરંતુ મરાઠી ઇતિહાસકારો સભાસદ અને ચિટનિસ બન્ને જણાવે છે કે, અફઝુલખાને પહેલું ડાબા હાથે શિવાજીનું ગળું પકડયું હતું અને પોતાની તરફ તેને ખેંચીને પોતાના ડાબા હાથમાં તેને દાબી રાખ્યો હતો, અને આ પ્રમાણે તેની તરફથી વિશ્વાસઘાત થતો જણાયા પછીજ શિવાજીએ પહેલો ઘા કર્યો હતો. તે સમયમાં આવે પ્રસંગે વિશ્વાસઘાતનું કર્મ એક ઘણા સાધારણ બનાવ તરીકે ગણવામાં આવતું, અને એમ મનાય છે કે અફઝુલખાન અને શિવાજી બન્ને આવું જોખમ વહોરી લેવાને તૈયાર થયા હતા. શિવાજીને તેમ કરવાને ઘણાં મજબૂત કારણો હતાં. તેને તેના ભાઇના મરણનું અને હિંદુ દેવાલયોને ભ્રષ્ટ કર્યાનું વેર લેવાનું હતું. તે જાણતો હતો કે તે પ્રસંગે લડતાં તેનાથી બરાબર ફાવી શકાશે નહિ, અને તેનાં પાછલાં ૧૨ વર્ષનાં પરાક્રમો અને યોજનાઓની ફતેહનો આધાર આ પ્રસંગના પરિણામ ઉપર હતો. આથી યુક્તિ વાપરી પોતાનું કાર્ય સાધી લેવા માટે શિવાજીને પોતા દુશ્મન કરતાં વધારે સબળ હેતુઓ હતા. અફઝુલખાનનું ખુન થયા પછી શિવાજીએ મુસલમાનોના લશ્કર પર કરેલા હુમલા માટેની યોજનાઓ અને તે લશ્કરમાં પડેલા ભંગાણ ઉપરથી જણાય છે કે

શિવાજીએ પૂરતી તૈયારી કરી હતી, જ્યારે તેના શત્રુનું લશ્કર બિલકુલ તૈયાર નહોતું. બન્ને પક્ષને એક બીજા માટે વહેમ ઉત્પન્ન થયેલો હોવાથી તેમણે પરસ્પરના નિર્દોષ હેતુઓનો અવળો અર્થ કર્યો હતો, અને જે પક્ષે ઘણીજ થોડી સાવધતા રાખી હતી તેને સ્વાભાવિક રીતે પોતાની અસાવધતાનું પરિણામ વેઠવું પડયું હતું. જોકે એક પક્ષ બીજાના જેવો પ્રસંગનો લાભ લેવાને તૈયાર નહોતો, તોપણ અનિષ્ટ કરવાની બન્ને પક્ષની ઇચ્છા તો એકસરખીજ હતી.

આ પ્રસંગે ગમે તેમ બન્યું હોય, પરંતુ આ ઉપરથી જણાય છે કે, શિવાજીએ ઇરાદાપૂર્વક અફઝુલખાન સાથે વિશ્વાસઘાત કર્યો હતો એમ કદાચ માનીએ તોપણ તેના હેતુઓ અને ઉપર જણાવેલું તે સમયે લોકોમાં ચાલતું નીતિનું ધોરણ ધ્યાનમાં લેતાં તેણે મહા દુષ્કૃત્ય કર્યું ન કહેવાય. તે સમયે ચાલતા નીતિના હલકા ધોરણની સાબિતીમાં દિલ્હીના ઓરંગઝેબ બાદશાહે શિવાજીને મિત્ર તરીકે મુલાકાતે નોતરી કેદ કર્યાનો પ્રસંગ વિચારવા જેવો છે.

ત્રીજા વિભાગમાં મોગલ સત્તા સાથે જૂદે જૂદે પ્રસંગે થયેલી લડાઇઓ વર્ણવતાં, મોગલ બાદશાહે શિવાજીને આમંત્રણ કરી પોતાના દરબારમાં તેડી તેને તથા તેના પુત્ર શંભાજીને કેવી રીતે કેદ પકડયા હતા અને તેઓ કેવી રીતે નાસી છૂટયા હતા એ સંબંધી હકીકત આપી છે. આ પછી પાછળથી તે બાદશાહે તેને 'રાજા' તરીકે માન્ય રાખીને અને તેના પુત્રને પોતાના લશ્કરમાં ૫૦૦૦ ઘોડેસ્વારની 'મનસબદારી' એટલે સરદારી આપી તેમને રાજી કર્યા બાદ ફરીથી તેણે શિવાજીની સાથે વિગ્રહ માંડયો ત્યારે તેણે

સુરત બીજી વાર લૂટી તથા મોગલ રાજ્યના તાબાના વરાડ અને ખાનદેશ વગેરે મુલકમાંથી ચોથ તથા સરદેશમુખી ઉઘરાવી કેવી રીતે જય મેળવ્યો હતો એ બાબતનું યોગ્ય વિસ્તારથી દર્શન કરાવ્યું છે. ચોથા વિભાગમાં તેનો રાજ્યાભિષેક થયા બાદ તેણે પોતાનાં રાજ્યને મજબૂત કરવામાં અને તેમાં ઘટિત સુધારા કરવામાં લક્ષ રોકયા છતાં, બીજાપુર તથા ગોવળકોંડાના રાજ્યોને મોગલ બાદશાહ સામે તેમનો બચાવ કરવામાં સહાય કરતાં તેને કેમ લડાઇઓ કરવી પડી હતી તે જણાવ્યું છે.

પ્રસ્તુત ઇતિહાસના સાતમા પ્રકરણમાં શિવાજીની રાજ્યકીય વ્યવસ્થાનું વર્ણન આપ્યું છે. તે ઉપરથી જણાય છે કે તે માત્ર એકલો લડવૈયો હતો એટલુંજ નહિ, પણ નેપોલીઅનના જેવા બહાદુર અને ચતુર રાજ્યકર્તા હતો. તેણે તે સમયે દેશની પરિસ્થિતિ અને લોકોની રહેણીકરણીને અનુકૂળ પડે તેવા ધારાઓ અને રાજ્યતંત્ર યોજવાની ચતુરાઇ વાપરી હતી. અને રાનડે જણાવે છે કે તેના વંશજોએ તેના આ ધારાઓ અને રાજ્યવ્યવસ્થાનો અનાદર કરવાથીજ તેમની પડતી આવી હતી. રાજ્યની યોગ્ય વ્યવસ્થા કરવા માટે તેણે ઉત્તરમાં નાસકથી દક્ષિણમાં મ્હૈસુર સુધીના અને પશ્ચિમમાં દરિયા કિનારેથી પૂર્વમાં હાલના મદ્રાસ ઇલાકાની સરહદ સુધીના પોતાના મુલકને જીલ્લાઓમાં વહેંચી નાખ્યો હતો. આ દરેક જીલ્લા ઉપર દર માસે રૂ. ૧૦૦ ના પગારથી તેણે એક સુબેદાર નીમ્યો હતો. આ દરેક જીલ્લામાં બે કે ત્રણ મહાલ અથવા તાલુકાનો સમાસ થતો, જેના ઉપરી તરીકે સુબેદારના તાબા નીચે મહાલકારીઓ નીમાતા. તેમના તાબામાં દર બે ત્રણ ગામ દીઠ એક કુમાવિસદાર—તલાટી નીમાતો.

આ સઘળા અમલદારો મહેસુલ ઉઘરાવતા અને રાજ્યનો બંદોબસ્ત રાખતા. આ અમલદારો ઉપર 'પંત અમાત્ય' એટલે મહેસુલ ખાતાના પ્રધાનનું તથા 'પંત સચિવ' એટલે હિસાબી ખાતાના પ્રધાનનું ઉપરીપણું રહેતું. આ બન્ને અમલદારો, તથા પેશવા, વડો પ્રધાન, સેનાપતિ, સુમંત અથવા પરદેશ ખાતાનો પ્રધાન, મંત્રી એટલે ખાનગી કારભારી, સઘળાં ધર્મ ખાતાના ઉપરી પંડિતરાવ, અને વડો ન્યાયાધીશ, એ આઠ અધિકારીઓને શિવાજીએ પોતાની 'અષ્ટ પ્રધાનની મંડળી' ( કાઉન્સિલ ) ના સભાસદ ઠરાવ્યા હતા. આ સઘળા અમલદારો જૂદાં જૂદાં ખાતાંના વડા હોવાથી જરૂરના પ્રસંગે તેમની સલાહ લેવામાં આવતી. પંડિતરાવ અને ન્યાયાધીશ સિવાયના બાકીના પ્રધાનોને લડાઇના પ્રસંગે લશ્કરી અમલદારો તરીકે પણ કામ કરવું પડતું. આ પ્રધાનોની જગાઓ વંશપરંપરાને માટે નિર્માણ થયેલી નહોતી, પરંતુ તેમાંની કોઇ ખાલી પડતાં લાયક માણસોથી તે પૂરવામાં આવતી.

મરાઠી ઇતિહાસકારોના લખાણ પરથી રાનડે જણાવે છે કે શિવાજીના તાબામાં લગભગ ૨૮૦ કિલ્લાઓ હતા. આમાંનો દરેક કિલ્લો બ્રાહ્મણ, પરભૂ, અને મરાઠા એમ ત્રણ જૂદી જૂદી જાતના અમલદારોના તાબામાં રહેતો, જેથી એક બીજાને અસંતોષી થવાનું કારણ રહેતું નહિ અને એક ઉપર બીજાઓનો યોગ્ય અંકુશ રહેતો. આ ત્રણમાંનો મરાઠા અમલદાર તે કિલ્લાના હવાલદાર અથવા લશ્કરી અમલદાર તરીકે કામ કરતો, સુબેદાર અથવા સબનિસ બ્રાહ્મણ હોઇ મહેસુલ અને ન્યાયને લગતું કામ

કરતો, જ્યારે 'કારખાનિસ' પરભૂ હોય તેના કબજામાં લશ્કરી સરંજામ, અનાજનો ભંડાર વગેરે રહેતું.

શિવાજીની લશ્કરી વ્યવસ્થા પણ પદ્ધતિસર હતી. સઘળા અમલદારો અને સિપાઈઓને ઠરાવેલા પગાર મળતા. જે આઠ માસ તેમની પાસેથી નોકરી લેવામાં આવતી તે દરમિયાન તેમને મુલકગીરી એટલે મોગલોના મુલકમાંથી ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાનું કામ કરવું પડતું. શિવાજીના સમયમાં કોઈ અમલદારને સારી નોકરીના બદલામાં જાગીર આપવામાં આવતી નહિ.

શિવાજીના અમલમાં ચાલતી રાજ્યવ્યવસ્થાની મુલકી પદ્ધતિને તેના અમલ પહેલાં અને તે પછીના વખતમાં ચાલતી પદ્ધતિ સાથે સરખાવતાં તે નીચે જણાવેલી બાબતોમાં જૂદી પડતી હતી એમ રાનડે જણાવે છે:—

(૧) તેના વખતમાં ડુંગરી કિલ્લાઓની ગણવામાં આવતી ઘણી અગત્ય.

(૨) એક ને એક કુટુંબમાં વંશપરંપરાને માટે ઓદ્ધાઓ આપવાના રિવાજનું બંધ પાડવું.

(૩) ગમે તે પ્રકારની નોકરીના બદલામાં જાગીર નહિ આપવાનો ધારો.

(૪) પરગણા કે ગામના જમીનદારોની દરમિયાનગીરી વગર બારોબાર મહેસુલ વસુલ કરવાની પદ્ધતિ.

(૫) અમુક વર્ષને માટે ઇજારે જમીન ખેડવા આપવાના રિવાજ તરફ બતાવેલી નાપસંદગી.

(૬) દરેક ખાતાના ઉપરી અને તે માટે માત્ર રાજાને જવાબદાર એવા પ્રધાનોની બનેલી સભાની યોજના.

( ૭ ) રાજ્યકારભારમાં લશ્કરી ખાતા ઉપર કાર્યભારી મંડળનું ઉપરીપણું.

( ૮ ) ઉપર જણાવેલા હેતુઓ પાર પાડવા માટે સઘળા ઉંચા નીચા હોદ્દાઓ ઉપર જૂદી જૂદી જાતિના માણસોની નિમણૂક કરવાનો રિવાજ.

આઠમું પ્રકરણ શિવાજીના ધર્મગુરૂ રામદાસે તેના પુત્ર શંભાજીને આપેલા ઉપદેશમાં જે ' મહારાષ્ટ્રના ધર્મ ' નો પ્રસાર કરવાને સૂચન કર્યું હતું તે ધર્મને લગતી હીલચાલનાં મુખ્ય લક્ષણોના અને તે હીલચાલમાં ભાગ લેનારા મહારાષ્ટ્રના સંત અને સાધુપુરૂષોના વર્ણન માટે રોકવામાં આવ્યું છે. આમાંના કેટલાક તુકારામ અને રામદાસ જેવા ઉત્તમ પુરૂષો શિવાજીના સમયમાં ઉત્પન્ન થયા હતા, અને તેથી કેટલેક અંશે તેના રાજ્યની કીર્તિમાં વધારો થયો હતો. શિવાજીનો રાજ્યામલ દેશની પ્રજાના યુદ્ધકૌશલ્યના જુસ્સા અને કીર્તિને માટે પ્રસિદ્ધ થયો હતો એટલુંજ નહિ, પણ તેની અંદર સામાન્ય પ્રજાની બુદ્ધિમાં ઉત્પન્ન થયેલા વેગના પરિણામ તરીકે રાજ્યકીય અને ધાર્મિક બાબતોમાં અતિશય જાગૃતિ ફેલાઇ હતી, અને તે સાથે મરાઠી ભાષાના સાહિત્ય પર પણ ઘણું અજવાળું પડી તેમાં ભારે વધારો થયો હતો. કેમકે શ્રીમાન્ રાનડેએ પોતાના ' હિંદુસ્થાનનો પ્રોટેસ્ટંટ ધર્મ ' એ નામના ધાર્મિક ભાષણમાં જણાવ્યા પ્રમાણે, તે વખતના તુકારામ, રામદાસ, આદિ સાધુપુરૂષોએ, સંસ્કૃત ભાષાને બાજુ પર મૂકી પોતાના ભજનાદિક કાર્ય માટે પોતાની મરાઠી ભાષાને પસંદ કરી હતી, અને લોકોના મન પર મજબૂત અસર કરી શકે એવા રામાયણ, મહાભારત, અને ભગવદ્‌ગીતા આદિ

ગ્રંથોનાં ભાષાંતરો પોતાની ભાષામાં કર્યાં હતાં, તથા એ સંબંધના અન્ય અસલ ગ્રંથો પણ તેજ ભાષામાં લખ્યા હતા. આ સાધુઓ માત્ર એકલા બ્રાહ્મણ જાતિના હતા એમ નહોતું. શુદ્ર, માળી, કુંભાર, સોની તેમજ ચમાર અને મહાર જેવી હલકી વર્ણોમાંથી પણ પુરૂષ તથા સ્ત્રી બન્ને જાતિના મોટા સાધુઓ નીકળી આવ્યા હતા. વળી આમાંના કેટલાક સાધુઓ જાતે મુસલમાન હોઇ હિંદુ ધર્મ પાળતા હતા. તેમાંના કેટલાકના વંશજો હજુ હિંદુ ધર્મ પાળતા અહમદનગર જીલ્લામાં માલુમ પડે છે. આ સઘળા સાધુઓ જૂના વખતથી ચાલતા આવેલા નિરૂપયોગી રિવાજો અને જાતિબંધનને નાપસંદ કરતા; અને ઈશ્વર પર શ્રદ્ધા રાખી તેની ભક્તિ કરવાથીજ મોક્ષ મળે છે, સઘળાં મનુષ્યો ઇશ્વરની દૃષ્ટિમાં સરખાં, છે અને વગર સમજ્યે કરાતી ધર્મક્રિયાઓ કરવા કરતાં શુદ્ધ અને પવિત્ર જીંદગી ગાળવી એ ઉત્તમ છે, વગેરે મતલબનો બોધ કરતા. આ સંત અને સાધુઓને લગતી આ પ્રકરણમાં આપેલી હકીકત ઘણી રસિક અને વાંચવા લાયક છે, કેમકે તેમાંથી કેટલીક જાણવા યોગ્ય નવીન હકીકત મળી આવે છે. આગળ સુચન કર્યા પ્રમાણે બીજા, યુરોપીઅન અને દેશી ઇતિહાસકારોએ નહિ જણાવેલી એવી નવીન વાત રાનડે એ જણાવે છે કે, શિવાજીના સમયમાં ઉદ્ભવેલી રાજ્યદ્વારી હીલચાલ સાથે ધાર્મિક હીલચાલને ઘણો ગાઢો સંબંધ હતો, અને એકની બીજા પર ઘણી ભારે અસર થઇ હતી. આપણે વાંચી ગયા છીએ તેમ, આ સાધુઓમાંના રામદાસને શિવાજીએ પોતાના ગુરૂ તરીકે સ્વીકાર્યો હતો, અને તુકારામનાં ભજનો સાંભળવાને તે હાજર રહેતો. રામદાસે સૂચવેલા ' મહારાષ્ટ્રના ધર્મ "

-ની હીલચાલ માત્ર એકાદ માણસે માથે લીધેલું કે એકાદ સૈકાથી આરંભાયેલું કાર્ય નહોતું એમ જણાવી તેનાં મુખ્ય લક્ષણોનું દર્શન કરાવી લેખકે યૂરોપના પ્રોટેસ્ટંટ સુધારકોનો મહારાષ્ટ્રના આ સાધુઓ સાથે યોગ્ય મુકાબલો કરી બતાવ્યો છે.

નવમા પ્રકરણમાં શિવાજીના મૃત્યુ પછી તેના વડા દીકરા શંભાજીએ ગાદીએ બેસી કેવી વર્તણૂક ચલાવી, અને ઔરંગઝેબે તેનું ખુન કરાવી તેના છોકરા શાહુને તેની રાજ્યધાની રાયગઢમાંથી કેદ પકડયા પછી મોગલો સાથે લડાઇ ચલાવવાનાં સાધનો શા રીતે યોજી કાઢવાં તે સંબંધે વિચાર ચલાવવા શિવાજીના નાના પુત્ર રાજારામની સરદારી નીચે જીંજીના કિલ્લામાં કયા કયા મરાઠા સરદારો કેવી રીતે એકઠા મળ્યા અને શું કર્યું, તથા લગભગ ૨૦ વર્ષ સુધી પોતાની સ્વતંત્રતા માટે યુદ્ધ કરીને મરાઠા લોકોએ મોગલોને છેવટે કેવી રીતે હંફાવ્યા વગેરે હકીકત વર્ણવેલી છે. આ ઉપરથી જણાય છે કે શંભાજીનું ખુન કરાવ્યા બાદ પોતે મેળવવા ધારેલી શાન્તિ ન મળતાં ઔરંગઝેબને એક અતિ બળવાન અને ગુસ્સાવાળી પ્રજાની સામે યુદ્ધ કરવું પડયું હતું, અને તેથી તેની જીંદગીના અંત સમયે તેને ખેદ કરવાનો પ્રસંગ આવ્યો હતો. આ સંબંધમાં રાનડે કહે છે કે "વસુલાત વગર, કિલ્લાઓ વગર, અને કોઇ પણ જાતના સાધન વગર તેઓ લશ્કરો ઉભાં કરવાની કિલ્લાઓ પાછા મેળવવાની અને આ પ્રમાણે ફતેહ મેળવવાની એવી રીતે તજવીજ કરી શકયા કે તેથી તેઓ પોતાનું સ્વરાજ્ય પાછું મેળવી શકયા એટલુંજ નહિ, પરંતુ દક્ષિણ અને કર્ણાટકમાંથી ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાનો હક્ક પણ મેળવી શકયા હતા."

દશમા પ્રકરણમાં પ્રજાકીય સ્વતંત્રતા માટે મોગલ બાદ-

શાહ સાથે ૨૦ વર્ષ સુધી ચલાવેલા યુદ્ધનો ફતેહમંદીભરેલી રીતે અંત આવ્યા પછી, મરાઠા સરદારોએ શિવાજીના પૌત્ર શાહુના સમયમાં સઘળી અવ્યવસ્થા દૂર કરી રાજ્યમાં સર્વત્ર શાન્તિ અને સુવ્યવસ્થા કેવી રીતે પાછી આણી તે વર્ણવેલું છે.

અગીઆરમા પ્રકરણમાં મરાઠા સરદારોએ લગભગ આખા હિંદુસ્થાનમાં ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાને કરેલા યત્ન કેવા સફળ થયા હતા તેનું બ્યાન આપવામાં આવ્યું છે.

બારમું પ્રકરણ શિવાજીના નાના ભાઈના વંશજોના તાબાના તાંજોર સંસ્થાનના અને તેની આજુબાજુના મુલકના વર્ણન માટે રોકવામાં આવ્યું છે.

છેલ્લા પ્રકરણમાં મરાઠાઓ પોતાની ચઢતીના સમયમાં ધાર્મિક અને સાંસારિક બાબતોમાં કેટલા આગળ વધ્યા હતા તે મરાઠી ઇતિહાસોમાંથી મર્હુમ ન્યા. તેલંગે ચૂંટી કાઢેલી હકીકત આપવામાં આવી છે. આ પ્રકરણ તેલંગની યાદગીરી નિમિત્તે દાખલ કરેલું કહેવાય, કેમકે તેઓ રાનડે સાથે મળીને મરાઠાઓનો ઇતિહાસ લખવાનો ઇરાદો રાખતા હતા, પણ કમનસીબે તેમની યોજના અમલમાં મુકાતા પહેલાં તેમનું ભર યુવાવસ્થામાં મરણ નીપજવાથી ન્યા. રાનડે એકલાને માથે પોતાના માનવંત મિત્રે વારસામાં સોંપેલા કાર્ય તરીકે તે લખવાની ફરજ આવી પડી હતી. આ સંબંધી એમણે તે પુસ્તકની પ્રસ્તાવનામાં પોતાની ખેદયુક્ત લાગણી દર્શાવનારો ઇશારો કર્યો છે.

ન્યા. રાનડેના ઇતિહાસના પ્રથમ ભાગનું આ અવલોકન સમાપ્ત કરતાં જણાવવું જોઇએ કે બીજા અંગ્રેજ ઇતિહાસકારોમાં કાર્લાઇલ અને મૅકાલેએ ક્રૉમ્વેલની જેવી સેવા બજાવી છે તેવીજ

એવા મિ. રાનડેએ શિવાજીની ગણાવી છે. કેમકે શિવાજી જેવા વીર પુરૂષ પર વહેમથી આડે રસ્તે દોરવાયલા સ્વમતાગ્રહી મુસલમાન લેખકોએ અને પૂરતી તપાસ કર્યા વગર ઘણે અંશે તેમને અનુસરી લખનારા યૂરોપીઅન લેખકોએ કરેલા ગેરવ્યાજબી, પાયા વગરના, અને દ્વેષયુક્ત આક્ષેપોનું વાદળ વીખેરી નાંખવા તેમણે ખરેખરો યત્ન કરેલો જણાય છે. શિવાજીની વર્તણુક, તેનાં લક્ષણો, અને તેનાં કૃત્યોનો આબેહુબ ચિતાર આપીને તે જેવો ખરી રીતે હતો તેવોજ મહાન્ નેપોલીઅનના જેવા બુદ્ધિમાન્ અને ચુસ્ત સ્વદેશાભિમાની પુરૂષ તરીકે, હિમ્મતવાન્ અને ચતુર સેનાપતિ તરીકે, વિચક્ષણ અને દીર્ઘ દૃષ્ટિવાળા રાજ્યકર્તા તરીકે તથા રાજ્યવ્યવસ્થાના નિયમોના એક મહાન્ યોજનાર અને સ્થાપનાર તરીકે તેમણે તેને વર્ણવ્યો છે; અને જો કે તે તેના સમયમાં લોકોમાં માલૂમ પડતી કેળવણી વગેરે સંબંધી ખામીઓથી રહિત નહોતો, તોપણ તે અરસામાં ખ્યાતિ ધરાવતા ક્રૂર અને અનીતિવાન વર્તનવાળો તો તે નહોતો એમ દર્શાવી આપ્યું છે.

ન્યા. રાનડેનું મરાઠી ઇતિહાસને લગતું આ પ્રથમ પુસ્તક વિદ્વાનોના અને વર્તમાનપત્રોના ભારે વખાણને પાત્ર થયું છે. તેને કેળવણી ખાતા તરફથી 'સેકન્ડરી સ્કૂલોની લાઇબ્રેરીમાં રાખવા લાયક પુસ્તક' તરીકે મંજૂર કરવામાં આવ્યું છે. વળી આપણી યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષા માટેના ઇતિહાસના વિષય પૈકી 'ઇન્ડિયન હિસ્ટરી' ( હિંદુસ્થાનના ઇતિહાસ ) ના વિભાગ માટે અભ્યાસ કરવા લાયક પુસ્તક તરીકે બીજાં પુસ્તકો સાથે તેને પણ પસંદ કરવામાં આવ્યું છે. એક દેશી ઇતિહાસકાર તરીકે ન્યા. રાનડેની બુદ્ધિની આ કંઇ ઓછી પ્રશંસા કહેવાય નહિ.

ઘણી દિલગીરી વાત છે કે આવું અગત્યનું ઇતિહાસનું પુસ્તક પુરેપૂરૂં ન્યા. રાનડેની હયાતિમાં પ્રકટ થઈ શક્યું નથી, અને માત્ર તેનો એકજ ભાગ બહાર પડ્યા બાદ તેમનું મરણ નીપજ્યું છે. જો તેઓ વધારે વખત જીવ્યા હોત તો પેશવાની ડાયરીઓ—બખરો વાંચીને સઘળી હકીકત તેમણે ઘણા શ્રમે એકઠી કરેલી હોવાથી ખચિત તેઓ આ પુસ્તક પૂર્ણ કર્યા વગર રહેત નહિ. બીજા ભાગનાં એક બે પ્રકરણ તેમના હાથે લખાયલાં છે, અને આશા છે કે તેમનો કોઈ વિદ્વાન્ મિત્ર તે પુસ્તક પૂરૂં લખી પ્રકટ કરશે. ન્યા. રાનડેને ઇતિહાસ અને અર્થશાસ્ત્રનાં પુસ્તકો વાંચવાનો ઘણો શોખ હતો, અને તે વિષયોનું ખાસ અધ્યયન કરીને તેમણે ઘણુંજ ઉંડું જ્ઞાન સંપાદન કર્યું હતું. ઇતિહાસ સંબંધી તેમના અગાધ જ્ઞાનની સાબિતી તો તેમના 'મરાઠી સત્તાનો ઉદય' નામના પુસ્તકના ઉપર આપેલા અવલોકન પરથી અને તે કરતાં વિશેષ તે પુસ્તક જાતે વાંચનારને તેના વાંચનથી મળે તેમ છે. અર્થશાસ્ત્રના વિષયમાં 'ઇન્ડિયન ઇકૉનૉમિક્સ' અથવા 'હિંદુસ્થાનનું અર્થશાસ્ત્ર' એ નામનો તેમના ૧૨ ઉત્તમ નિબંધોનો ગ્રંથ ઈ. સ. ૧૮૯૯માં પ્રકટ થયો હતો. તેમના આ પુસ્તક પરથી જણાય છે એક અર્થશાસ્ત્રી તરીકે તેઓ તેમના સમકાલીન વિદ્વાન્ મિત્રોમાં ઘણે ભાગે શ્રેષ્ઠ પદવી ભોગવતા હતા, અને હિંદુસ્થાનના મહેસુલ ખાતાં સંબંધી તેમના જેટલી ઉંડી માહિતી બીજો કોઇ હિંદુસ્થાનનો વતની ભાગ્યેજ ધરાવતો હશે. આ ગ્રંથની શરૂઆત એમણે ઇ. સ. ૧૮૯૨ માં 'ડેક્કન કૉલેજ યુનિયન' સમક્ષ 'ઇન્ડિયન પોલિટિકલ ઇકૉનૉમિ' અથવા 'હિંદુસ્થાનનું અર્થશાસ્ત્ર' એ વિષય પર આપેલા ભાષણથી કરી છે. ગ્રંથના

પ્રકટકર્તાએ પોતાની પ્રસ્તાવનામાં જણાવ્યું છે તેમ, આ ભાષણરૂપ નિબંધ પુસ્તકમાંના બીજા જૂદા જૂદા વિષયોના નિબંધોની કૂંચી રૂપ છે. એટલે તે વડે તેમના મુખ્ય ઉદ્દેશો સમજી શકાય છે અને તે સાથે તેમના લેખકની અનેક વિષયો પર સરળતાથી લેખો લખવાની શક્તિનો અને અર્થશાસ્ત્રની જૂદી જૂદી શાખાઓને લગતા તેમના વિશાળ જ્ઞાનનો સહજ ખ્યાલ આવી શકે છે.

આ નિબંધોમાંના કેટલાક, લેખકે પૂનામાં બીજી કેટલીક સંસ્થાઓ સાથે સ્થાપેલી 'ઔદ્યોગિક કૉન્ફરન્સ' સન્મુખ ભાષણ રૂપે વાંચ્યા હતા, અને કેટલાક તેમની તરફથી સાર્વજનિક સભાના પત્ર દ્વારા કે ઇલાયદા પ્રકટ થયા હતા. આ પુસ્તક પરથી ન્યા. રાનડેના અર્થશાસ્ત્ર સંબંધી વિચારો કેવા વિવેકયુક્ત, પુખ્ત અને માનનીય હતા એ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. તેનાં નામાંકિત વર્તમાનપત્રોએ બહુ સારાં વખાણ કર્યાં હતાં. લંડન ટાઇમ્સે જણાવ્યું હતું કે, "જેના પર હિંદુસ્થાનની આબાદીનો આધાર રહેલો છે એવી ચોક્કસ યોજનાઓ તેમાં આપેલી છે." ટાઇમ્સ ઑફ ઇન્ડિયા, મુંબઇ ગેઝેટ, પાયોનિયર, મદ્રાસ મેલ, વગેરે પત્રોએ ઘણા ઉંચા અભિપ્રાયો દર્શાવ્યા હતા. મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાના વડાએ તે વર્ષમાં પ્રકટ થયેલાં પુસ્તકો વિષેના પોતાના રિપોર્ટમાં વિવેચન કરતાં જણાવ્યું હતું કે, "મિ. રાનડેનું 'ઇન્ડિયન ઇકૉનૉમિક્સ' નું પુસ્તક, તેમાં જણાઇ આવતા રાજ્યનીતિજ્ઞતાના ઊંચા પ્રકારના ધોરણને લીધે, અને પ્રમાણિક તથા નિષ્પક્ષપાતી વિવેચન કરવાના સ્વાભાવિક યત્નને લીધે, હિંદુસ્થાનના રાજ્યનીતિજ્ઞ પુરૂષને માટે એક નમૂના રૂપ છે." ન્યા રાનડેનું આ પુસ્તક પણ કેળવણીખાતા તરફથી 'સેકન્ડરી

સ્કૂલોની લાઇબ્રેરીમાં રાખવા લાયક પુસ્તક' તરીકે મંજૂર થયેલું છે.

આ ઉપરાંત 'હિંદુ વિધવાઓનાં પુનર્લગ્ન માટે હિંદુધર્મશાસ્ત્રનાં પ્રમાણો' એ નામનો તેમનો લેખ ઈ. સ. ૧૮૬૯ માં મર્હુમ રા. વિષ્ણુ શાસ્ત્રી પંડિત, રાનડે, અને બીજાઓની આગેવાની નીચે થયેલા પહેલા પુનર્લગ્નના સંબંધમાં ઉભી થયેલી ચર્ચાના પરિણામમાં તેમની તરફથી ઇ. સ. ૧૮૭૦ માં પ્રકટ થયો હતો, અને તે પાછળથી રા. દયારામ ગિદુમલના 'હિંદુસ્થાનની સ્ત્રીઓની સ્થિતિ' ની પુરવણી તરીકે પ્રકટ કરવામાં આવ્યો છે. તેમાં કલિયુગમાં પ્રમાણભૂત ગણાતી પરાશર સ્મૃતિમાં પુનર્લગ્ન માટે છૂટ આપેલી છે, અને બીજા શાસ્ત્રોનો બાજબી રીતે અથવા ઉદારવૃત્તિથી અર્થ કરવામાં આવે તો તેમાં લગ્નો માટે નિષેધ કરેલો નથી એવી મતલબનું લખાણ છે.

આ ઉપરાંત, ઇ. સ. ૧૮૭૧ માં મુંબઈ ઇલાકામાં અપાતા દિવાની ઇન્સાફને લગતી હકીકતનું વિવેચન; ઇ. સ. ૧૮૭૨ માં એક સેશ્વરવાદીની ધર્મ સંબંધી કબૂલત, અને મરાઠીમાં આપેલાં હિંદુસ્થાનના વ્યાપાર વિષેનાં બે ભાષણો; ઈ. સ. ૧૮૬૮ સુધીમાં પ્રકટ થયેલા મરાઠી ભાષાના સાહિત્યની સ્થિતિનું અવલોકન; ઈ. સ. ૧૮૭૪ માં મુંબઇ ઇલાકામાં અપાતા ફોજદારી ઇન્સાફને લગતી હકીકતનું વિવેચન; ઇ. સ. ૧૮૭૭ માં હિંદુસ્થાનના બ્રિટિશ સામ્રાજ્યના મુલકી ખાતાનું પુસ્તક; અને પંડિત વિષ્ણુ પરશુરામ શાસ્ત્રીનું ટૂંક જીવનવૃત્તાંત, એ વગેરે લેખો અને ચોપાનિયાં ન્યા. રાનડે તરફથી પ્રકટ થયાં હતાં. આ સઘળાની નવી આવૃત્તિ હાલમાં છપાતી નથી.

આમાંના દિવાની અને ફોજદારી ઇન્સાફને લગતી હકીકતના વિવેચનના બે જૂદાં જૂદાં ચોપાનિયામાં મુંબઈ ઇલાકાંના તે ખાતાઓની વ્યવસ્થા અને ન્યાયપદ્ધતિનું વર્ણન આપેલું છે, અને તેમાં કરવા યોગ્ય સુધારાઓનું સૂચન કરેલું છે. ફોજદારી ન્યાયના ચોપાનિયામાં આ ઉપરાંત ઑ. મિ. ફિટઝ્–જેમ્સ સ્ટીવનના તે સંબંધી લખાણ ઉપર રાનડેએ પોતાની વિચારવંત ટીકાઓ આપી છે. આ બેઉ ચોપાનિયાં ઉપયોગી થઇ પડે તેવાં છે, અને તેમાંની કેટલીક હકીકત 'ટાઇમ્સ્ ઑફ ઇન્ડિયા' પત્ર દ્વારા અગાઉ આર્ટિકલ રૂપે પ્રસિદ્ધ થઇ હતી.

'એક સેશ્વરવાદીની ધર્મ સંબંધી કબૂલત' નામના ચોપાનિયામાં મુંબઇની પ્રાર્થનાસમાજના સેશ્વરવાદને લગતા મુખ્ય સિદ્ધાંતો વર્ણવેલા છે.

'હિંદુસ્થાનના બ્રિટિશ સામ્રાજ્યના મુલકી ખાતાના પુસ્તક' માં હિંદુસ્થાનના મહેસુલી ખાતા સંબંધી તપાસ ચલાવવા આમની સભાએ નીમેલી કમિટી રૂબરૂ રજુ થયેલા પુરાવાનો સારસંગ્રહ આપેલો છે, અને તે સાથે ઍડ્મિનિસ્ટ્રેશન રિપોર્ટોમાં અપાયલી હકીકત પુરવણી રૂપે આપેલી છે. વસુલાત ખાતાને લગતી ઉપયોગી હકીકતથી ભરપૂર એવા આ પુસ્તકની અગત્ય તે પ્રકટ થયું ત્યારે સઘળાં જાહેર વર્તમાનપત્રોએ સ્વીકારી હતી. કલકત્તાના 'ઇંગ્લિશમૅન' પત્રે તેના તા. ૧૮ મી એપ્રિલ ૧૮૭૭ ના અંકમાં જણાવ્યું હતું કે, "મિ. રાનડેનું પુસ્તક જેઓને હિંદુસ્થાનની રેવન્યુ આવકનાં મુખ્ય સાધનો અને તેની વ્યવસ્થાનું જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તેમને માટે પૂર્ણ રીતે ઉપયોગી છે." આ સિવાય 'હિંદુ પેટ્રિઅટ,' 'ટાઇમ્સ

ઑફ ઇન્ડિયા ' વગેરે નામીચાં પત્રોએ આ પુસ્તક સંબંધે ઘણા ઉંચા અભિપ્રાયો જાહેર કર્યા હતા.

હિંદી વ્યાપાર વિષે બે ભાષણો, મરાઠી સાહિત્યની સ્થિતિનું અવલોકન, અને વિષ્ણુ શાસ્ત્રીનું ચરિત્ર, એ ચોપાનિયાંની નવી આવૃત્તિ છપાતી નથી એટલુંજ નહિ, પણ તેની એક પણ જૂની નકલ મળી શકતી નથી, તેથી તે સંબંધી કાંઇ વિવેચન આપી શકાય તેમ નથી.

હવે આપણે ન્યા. રાનડેએ બજાવેલી મુંબઇ યુનિવર્સિટિની સેવાનું ટૂંક અવલોકન કરી જઇએ. જોકે તેઓ ઇ. સ. ૧૮૬૫ માં મુંબઇની યુનિવર્સિટિના પહેલવહેલા ' ફેલો ' નીમાયા હતા, તોપણ તેમને પોતાની નોકરીને અંગે બહારગામ જીલ્લાઓમાં નિવાસ કરવો પડયો હોવાથી તેઓ પૂર્વાવસ્થામાં પોતાની યુનિવર્સિટિની સેવા બજાવી શકયા નહોતા. એમ છતાં ઇ. સ. ૧૮૯૩ માં મુંબઇની હાઇકોર્ટના જજ્જ તરીકે નીમાતાં તેમનું મુંબઇ આવવું થયું ત્યારથી તે લાભ પણ તેમને મળી શકયો હતો. મુંબઇમાં તેમને પોતાના અનેક તરેહના વ્યવસાયની સાથે, તેમના મોટા ઓદ્ધાને લીધે કેટલીક શાળાઓના ઇનામના મેળાવડાઓમાં અને કેળવણીને લગતી તથા બીજી અનેક ઉપયોગી સંસ્થાઓની સભાઓમાં પ્રમુખ તરીકે અથવા તો બીજી રીતે હાજર રહેવાનાં આમંત્રણ થતાં. આ સઘળે પ્રસંગે હાજર રહી પોતાનાથી બનતી કેળવણીની દરેક સેવા બજાવવા ઉપરાંત યુનિવર્સિટિ, જે આખા મુંબઇ ઇલાકાના લોકોની ઉંચા દરજ્જાની કેળવણીનું મુખ્ય સ્થાન છે, તેના કાર્યભારમાં તેઓ પ્રસંગોપાત્ત ઘણા ઉમંગથી અગત્યનો ભાગ લેતા. યુનિવર્સિટિના કાર્યભારને લગતા ઘણા અગત્ય-

ના સવાલો સંબંધે તેમની સલાહ પુછવામાં આવતી. કોઇ બાબતને લગતી દરખાસ્ત કે યોજના ઘડી કાઢવી હોય અથવા તો સરકારને મોકલવાનું અરજપત્ર સુધારવાનું હોય તો તે માટે સર્વે સભાસદો તરફથી તેમને પસંદ કરવામાં આવતા. તેમને ઇ. સ. ૧૮૯૮ માં 'લૉ' (કાયદા) ની ફૅકલ્ટિના 'ડીન' નીમવામાં આવ્યા હતા. એક દેશી ગૃહસ્થ તરીકે એવું માન મેળવનાર તો તેઓ પહેલાજ હતા. આપણી યુનિવર્સિટિને લગતાં તેમણે બજાવેલાં અનેક કામોમાંથી એક બેની અત્રે નોંધ લઇએ.

યુનિવર્સિટિના અભ્યાસક્રમમાં વિસારે પાડી દેવામાં આવેલી દેશી ભાષાઓ ફરીથી દાખલ કરાવવા તેમણે પોતાના તે મંડળ સાથેના સંબંધ દરમિયાન અનેક વખત યત્નો કર્યા હતા. ઇ. સ. ૧૮૫૯ માં યુનિવર્સિટિ તરફથી પરીક્ષાઓ લેવાનું કામ પહેલવહેલું શરૂ થયું, ત્યારે આ ઇલાકાની દેશી ભાષાઓને ઉંચા દરજ્જાની પરીક્ષાઓ માટે ઠરાવેલી બીજી ભાષાઓ ( Second Languages) ની યાદીમાં દાખલ કરાવવામાં આવી હતી. આથી તે વખતે હરકોઇ ઉમેદવાર અંગ્રેજી ભાષા સાથે પોતાની દેશી ભાષાનો અભ્યાસ કરી પરીક્ષા આપી શકતો. પણ ઇ. સ. ૧૮૭૦ માં યુનુવર્સિટિના કાર્યભારી મંડળમાં સર ઍલેકઝાન્ડર ગ્રાન્ટ, વાર્ડનેટ, જેવા ઑક્સફર્ડ યુનુવર્સિટિમાં પસાર થઇ આવેલા પ્રોફેસરોની સંખ્યા ઘણી વધી પડવાથી દેશી ભાષાઓને બીજી ભાષાઓની યાદીમાંથી બાતલ કરવામાં આવી હતી. આ ઑક્ઝોનિયન પ્રોફેસરોનો મત એવો હતો કે, કાં તો એશિયાની કે યૂરોપની એકાદી પ્રાચીન ભાષાના પૂર્ણ જ્ઞાન વગર કેળવણી પરિપૂર્ણ થઇ કહેવાય નહિ, કેમકે દેશની દેશી ભાષાઓમાંની એક પણ પ્રાચીન

ભાષાની બરોબરી કરી શકે તેવા ઉંચા દરજ્જાની નથી. આ વખતે અમુક દેશી ભાષાઓનું સારૂં જ્ઞાન ધરાવનાર પશ્ચિમ હિંદુસ્થાનમાં પ્રખ્યાત થયેલા ખ્રિસ્તિ ધર્મગુરૂ મર્હુમ ડા. વિલ્સન અને હાઇકોર્ટના એક જજ્જ અને પાછળથી નામદાર ગવર્નરની કાઉન્સિલના એક નામાંકિત સભાસદ સર રાયમંડ વેસ્ટ જેવા ગૃહસ્થોએ દેશી ભાષાઓને યુનિવર્સિટિના અભ્યાસક્રમમાંથી આમ કાઢી નાંખવાની વિરૂદ્ધમાં પોતાનો મત મજબૂત રીતે જાહેર કર્યા છતાં તેની તરફ ધ્યાન આપવામાં આવ્યું નહોતું. યુનિવર્સિટિએ દેશી ભાષાઓ તરફ આમ બેદરકારી બતાવ્યાથી વિદ્યાર્થીઓએ તેમને એટલે બધે દરજ્જે વિસારી મૂકી, કે ગ્રૅજ્યુએટો અને અન્ડર-ગ્રૅજ્યુએટો, જોકે પોતે અંગ્રેજી ભાષામાં બહુ સારી સરળતાથી બોલી તથા લખી શકતા, તોપણ પોતાની માતૃભાષા-દેશી ભાષામાં શુદ્ધ અને સ્પષ્ટ રીતે પોતાના વિચારો દર્શાવવાને અશક્ત માલુમ પડવા માંડયા, અને દેશી ભાષામાં પ્રકટ થતાં પુસ્તકો, ચોપાનિયાં, વગેરેના કર્તાઓમાં તેમાંના ઘણા થોડાનાં નામ નજરે પડવા લાગ્યાં. જેઓની તરફથી પાશ્ચાત્ય વિદ્યા અને કેળવણીના સાધન વડે અનેક જાતનાં વિદ્વત્તાવાળાં પુસ્તકો રચી પોતાની દેશી ભાષાના સાહિત્યને ભરપૂર કરવાની આશા રાખવામાં આવતી હતી, તેઓ પોતાની સ્વભાષાને આમ વિસારી દીધાથી તે કાર્યને માટે, એક સામાન્ય નિયમ તરીકે, (કેમકે કેટલાક વખાણવા લાયક અપવાદ રૂપ ગૃહસ્થો છે) અશક્ત જણાવા લાગ્યા. આમ થવાથી લોકોમાં સામાન્ય રીતે એવો વિચાર ઉત્પન્ન થયો કે, યુનિવર્સિટિના કર્તવ્ય સંબંધે ગમે તેવા પાશ્ચાત્ય વિદ્વાનોના વિચારો હોય, તોપણ હિંદુસ્થાનમાં તો એક

યુનિવર્સિટિ જેવા વિદ્વાન્ મંડળે પોતાના અભ્યાસક્રમમાં દેશી ભાષાઓને દાખલ કરી તેમને ખીલવવાની જરૂર છે. કેટલાક સમય પછી હિંદુસ્થાનના પ્રધાન પણ આ દેશી ભાષાઓની વ્હારે આવ્યા, અને ઈ. સ. ૧૮૯૭ માં મુંબઈ સરકારને લખેલા એક પત્રમાં તેમણે દેશી ભાષાઓ ખીલવવા માટે તેમને યુનિવર્સિટિના અભ્યાસક્રમમાં દાખલ કરવાની ઘણી અગત્ય જણાવી હતી એમ કહેવાય છે. આ ઉપરથી યુનિવર્સિટિના સત્તાવાળાઓએ આ સૂચનાનો અમલ કરવાના હેતુથી સેનેટ ( યુનિવર્સિટિની વડી સભા ) આગળ એવી દરખાસ્ત બે વખત રજુ કરી કે, 'પ્રીવિયસ' પરીક્ષામાં દરેક ઉમેદવાર પાસે તેની દેશી ભાષામાં એક નિબંધ લખાવવો. પરંતુ વિદ્યાર્થીઓનો બોજો વધી પડે એમ જણાવી આ દરખાસ્ત નામંજૂર કરવામાં આવી. આમ દેશી ભાષાઓને દાખલ કરવા સંબંધી કોઇ પણ પ્રકારની દરખાસ્ત બે ત્રણ વખત સુધી નામંજૂર થયા છતાં, જરા પણ ડગ્યા વગર રાનડેએ પોતાનો પ્રયત્ન એવી રીતે જારી રાખ્યો કે છેવટે તે, અમુક હદમાં પણ, ફતેહમંદ નીવડયો. પ્રથમ તો ૫૪ ફેલોઝને પોતાના પક્ષમાં લઇ તેમની સહીઓ સાથે બી. એ. અને એમ્. એ. ની પરીક્ષાઓ માટે ઠરાવેલી ઐચ્છિક ભાષાઓના સમુદાયમાં દેશી ભાષાઓને દાખલ કરવી એવી મતલબની એક અરજી તેમણે સિન્ડિકેટ (યુનિવર્સિટિનું વ્યવસ્થાપક મંડળ ) પર મોકલી આપી; અને 'આર્ટ્સ' વિભાગની સભા મળતાં તેની સન્મુખ રાનડેએ આ સંબંધી દરખાસ્ત એક વિદ્ત્તાભરેલા ભાષણ સાથે રજુ કરી. દરખાસ્ત ઉપર મત લેવાતાં બેઉ બાજુએ સરખા મત પડયા. આમ થતાં ચૅરમૅન ( અધ્યક્ષ ) દરખાસ્તની વિરૂદ્ધ પડ-

વાથી તે ઉઠી ગઇ. એમ કહેવાય છે કે આ પ્રસંગે રાનડેએ જણાવ્યું હતું કે, હાલ આ સવાલ જોકે પડતો મૂકવામાં આવે છે તોપણ જેમ બ્રિટિશ પાર્લમેન્ટમાં આયર્લાંડને 'હોમ રૂલ' આપવાનો સવાલ ફરી ફરીને લાવવામાં આવે છે તેમ તેને ફરીથી લાવવામાં આવશે. તે સભામાં તેમને એવી સૂચના થઈ હતી કે જો માત્ર એમ. એ. ની પરીક્ષા માટે દેશી ભાષાઓ દાખલ કરવાની માગણી થશે તો સેનેટ તે પર ધ્યાન આપશે. આ સૂચના ઉપરથી ન્યા. રાનડેએ મરાઠી સાહિત્યની અભિવૃદ્ધિ વિષે એક નિબંધ તૈયાર કર્યો હતો. તેમાં તેમણે દર્શાવ્યું હતું કે મરાઠી ભાષા ખેડાયલી અને સુધરેલી ભાષા છે, અને તેમાં ગદ્યપદ્યના ઉત્તમ ગ્રંથોની ખોટ નથી. છેવટે એમનીજ સૂચના પરથી એમ. એ. ની પરીક્ષા માટે ઠરાવેલા અભ્યાસક્રમમાં મરાઠી અને ગુજરાતી ભાષાઓ દાખલ કરી શકાય કે કેમ તે સંબંધે વિચાર ચલાવી રિપોર્ટ કરવા સિન્ડિકેટે ડૉ. મૅકિકન, ઑાન. મિ. (પાછળથી સર) પી. એમ. મહેતા અને ત્રીજા ન્યા. રાનડે પોતે, એમ ત્રણ જણની કમિટી નીમી. કમિટીએ પૂર્ણ વિચાર ચલાવી આ બે દેશી ભાષાઓને એમ. એ. ની પરીક્ષાના ભાષાના વિષયમાં દાખલ કરવાની તરફેણમાં એક યોજના સાથે પોતાના અભિપ્રાય સિન્ડિકેટ પર મોકલી આપ્યા. સ્વાભાવિક રીતે ધારી શકાય તેમ આ રિપોર્ટ કમિટીની અનુમતિથી દેશી ભાષાઓ માટે ખંતથી લડત ચલાવનાર ન્યા. રાનડેએ પોતે ઘડી કાઢયો હતો. આ દેશી ભાષાઓ હયાત ભાષાઓ છે, અને તેમનો આમ અભ્યાસ કરવાથી કેળવાયલી અંગ્રેજી ભાષાના સાહિત્યની મદદ વડે તેમના સાહિત્યમાં ઘણો અગત્યનો સુધારોવધારો કરી શકાશે, એ વગેરે

હકીકત તે રિપોર્ટમાં જણાવી તે સંબંધમાં તેમણે ઘણી હિમાયત કરી હતી. આ રિપોર્ટ દેશી ભાષાઓ માટેની લડતના સંબંધમાં શ્રીમાન્ રાનડેનો છેલ્લો યત્ન હતો. કેમકે સેનેટ આગળ તકરાર માટે તે રજુ થતા અગાઉ તેમનું મરણ નીપજ્યું હતું. એમ છતાં તેમના મરણ પછી તા. ૨૯ મી જાન્યુઆરી ૧૯૦૧ ના રોજ સેનેટે લગભગ એકમતે તે રિપોર્ટ બહાલ રાખ્યો, અને મરાઠી તથા ગુજરાતી સાથે કાનડી ભાષા ઉમેરી. છેવટે સેનેટના આ ઠરાવને સરકારની મંજૂરી મળતાં તે પસાર થયો, અને રાનડેનો સતત યત્ન આમ, જો કે તેમના મરણ પછી પણ, ફળીભૂત થવા પામ્યો. આપણે ઇચ્છીશું કે ન્યા. રાનડેને પગલે ચાલી યુનિવર્સિટિનો કોઇ ફેલો તેના અભ્યાસક્રમમાં દેશી ભાષાઓનો વધુ પ્રસાર કરાવવા અને તે દ્વારા તેમનો ઉદ્ધાર કરવાનો યત્ન કરશે. ન્યા. રાનડેનું લક્ષ જે બીજા અગત્યના સવાલમાં રોકાયું હતું તે એકઝામિનેશન બાય કમ્પાર્ટમેન્ટસ—કકડે કકડે પરીક્ષા લેવાની પદ્ધતિ—દાખલ કરવાને લગતો હતો. આ પદ્ધતિની મતલબ એવી હતી કે એક ઉમેદવાર અમુક પરીક્ષાના અમુક વિષયમાં અમુક હદ ઉપરાંત સારા માર્ક મેળવીને પાસ થયો હોય, અને અમુક બીજા કોઇ વિષયમાં નાપાસ થયો હોય તો, ફરીથી જ્યારે તે તે પરીક્ષા આપવા હાજર થાય ત્યારે આગલે વર્ષે જે વિષયમાં તે પાસ થયો હોય તે વિષયની ફરીથી પરીક્ષા આપવાની ફરજમાંથી તેને મુક્ત કરવો. આના સંબંધમાં રાનડેનું કહેવું એવું હતું કે, જે વિષયમાં એક વિદ્યાર્થી મહેનત કરીને પાસ થયો હોય તેજ વિષયનો ફરીથી અભ્યાસ કરવાની તેને શા માટે ફરજ પાડવી જોઇએ ? અને તેથી તેને પોતાના અઘરા વિષયનો

પાકો અભ્યાસ કરવામાં કચાશ રહેવા દેવાનું કારણ શા માટે આપવું જોઇએ ? તેના તેજ વિષયોમાં ફરીથી પાસ થવાની ફરજ પાડવાથી વિદ્યાર્થીઓનો બોજો વધી પડે છે, અને જૂદી જૂદી પરીક્ષાઓ માટે વિવિધ વિષયો આ પ્રમાણે તૈયાર કરવામાં તેમને એટલો બધો શ્રમ લેવો પડે છે કે તેની અસર તેમાંના ઘણાઓથી સહન થઇ શકતી નથી, અને તેથી તેમાંના સંખ્યાબંધ કાચી ઉમ્મરે મૃત્યુશરણ થતા જાણવામાં આવે છે. આ દરખાસ્તના સંબંધમાં નવાઇ પામવા જેવું એ બન્યું હતું કે વિદ્યાર્થીઓનો બોજો વધી પડે એમ જણાવી દેશી ભાષા દાખલ કરવાની વિરૂદ્ધ જેઓ એક વખતે પડયા હતા, તેઓ યુનિવર્સિટિનો દરજ્જો હલકો પડે એમ જણાવી આ વખતે વિદ્યાર્થીઓનો બોજો ઘટાડનારી આ દરખાસ્તની પણ વિરૂદ્ધ પડયા. પણ રાનડેની દરખાસ્તમાં સૂચવેલા ધોરણનો કેટલીક ઇંગ્લાંડની અને સ્કૉટલાંડની યુનિવર્સિટિઓએ તેમજ મદ્રાસની યુનિવર્સિટિઓએ સ્વીકાર કર્યો છે; અને વળી મુંબઇની યુનિવર્સિટિએ પોતે પણ તેના કેટલાક નિયમોનો તેનો અમલ કર્યો છે, અને હજુ તેમ કર્યાં જાય છે. ન્યા. રાનડે સેનેટને સમજાવીને આ દરખાસ્તને લગતો એક ઠરાવ પસાર કરી શકયા હતા, પરંતુ તે સમયના મુંબઇના નામદાર ગવર્નરે યુનિવર્સિટિના ચાન્સેલર તરીકે પોતાના ઓદ્દાની રૂએ તે ઠરાવ નામંજૂર કર્યો હતો.

યુનિવર્સિટિની જૂદી જૂદી પરીક્ષાઓને લગતા જૂદા જૂદા વિષયોના અભ્યાસના બોજાથી કેવી રીતે વિદ્યાર્થીઓ નાની વયમાં રોગનો ભોગ થઇ મૃત્યુને શરણ થાય છે, એ બાબતનો ચિતાર ન્યા. રાનડેએ તા. ૧૫ મી એપ્રિલ ૧૮૯૪ ને રોજ મુંબઇની

'ગ્રૅન્જ્યુએટસ ઍસોસિએશન' સન્મુખ આપેલા ભાષણમાં ઉત્તમ રીતે દર્શાવ્યો હતો. આ ભાષણ ડૉ. ભાંડારકરે યુનિવર્સિટિના વાઈસ-ચાન્સેલર તરીકે ઈ. સ. ૧૮૯૪ ના કૉન્વોકેશન વખતે આપેલા ભાષણના પ્રત્યુત્તર રૂપે છે. પોતાના ભાષણમાં તે વિદ્વાન્ ડૉકટરે જણાવ્યું હતું કે, પારસી ગ્રૅન્જ્યુએટોમાં સેંકડે ૧૬½ અને ૯½ ટકાના કાચી ઉમ્મરે થતાં મરણોના પ્રમાણ કરતાં હિંદુ ગ્રૅન્જ્યુએટોમાં સેંકડે ૪૨ અને ૨૨ ટકાનું પ્રમાણ ઘણું વધારે છે એ ખરી વાત છે, તોપણ તે સઘળાનું કારણ તેમના ખરાબ સાંસારિક રિવાજો, તેમની બહુ વખત સુધી બેસી રહેવાની ટેવ, અને તેમને મળતો હલકા પ્રકારનો ખોરાક છે; અને યુનિવર્સિટિના અભ્યાસના બોજાને લીધે કાંઈ મરણનું પ્રમાણ આટલું બધું વધારે આવતું નથી. આ હકીકત ડૉ. ભાંડારકરે યુનિવર્સિટિ સ્થપાયા પછીનાં માત્ર ૧૮ વર્ષના આંકડાઓ ઉપરથી અને તે પણ માત્ર 'આર્ટસ'ના ગ્રૅન્જ્યુએટોના વર્ગને લગતા આંકડાઓ ઉપરથી તૈયાર કરીને જણાવી હતી. પરંતુ ન્યા. રાનડેએ યુનિવર્સિટિ તરફથી ગ્રૅન્જ્યુએટો નીકળવા માંડયા ત્યારથી એટલે ઇ. સ. ૧૮૬૨ થી ૧૮૯૩ ના અંત સુધીના લગભગ ૩૦ વર્ષ માટેના સઘળી જાતના ગ્રૅન્જ્યુએટોને લગતા આંકડાઓ તપાસી ખોળી કાઢયું હતું કે મરણનું પ્રમાણ મરાઠા ગ્રૅન્જ્યુએટોમાં સૌથી વધારે એટલે એલ્. સી. ઇ. માં સેંકડે ૪ થી એમ. એ. સુધીમાં સેંકડે ૨૧નું આવે છે, જ્યારે ગુજરાતીઓમાં સૌથી ઓછું એટલે એલ્. સી. ઇ. માં ૨ થી એલ. એમ. ઍન્ડ એસ. માં ૮ સુધીનું છે; અને પારસીઓમાં તે પ્રમાણ વચલા નંબરે આવે છે કેમકે એલ. એમ. ઍન્ડ એસ. માં ૨½ થી એમ. એ. સુધીમાં ૧૨½ નું માલૂમ

પડે છે. હવે ગુજરાતીઓ અને મરાઠાઓમાં એકજ જાતના સાંસારિક રિવાજો હયાતિ ધરાવે છે, તેથી સાંસારિક રિવાજોને લીધે વધુ મરણ થાય છે એમ કહેવાય નહિ. વળી મરાઠાઓ ગુજરાતીઓ કરતાં વધારે આળસુ અને બેસી રહેવાની ટેવવાળા છે એમ કહેવાય નહિ, કેમકે સામાન્ય રીતે મરાઠાઓ, ગુજરાતીઓ કે પારસીઓ કરતાં વધારે ગરીબ સ્થિતિના છે. ગરીબાઇને લીધે મરાઠીઓમાં વધારે મરણ થાય છે એમ કેટલેક અંશે કહી શકાય. પણ આમ વધારે પ્રમાણ આવવાનું માત્ર તે એકલુંજ કારણ છે એમ પણ કહેવાય નહિ, કેમકે પારસીઓ જેઓ ગુજરાતીઓ કરતાં કંઈક વધારે દોલતવાળા કહી શકાય તેમનામાં એમ્ એ. માં આવતું ૧૨$\frac{1}{2}$ ટકા જેટલું એટલે હજારે ૧૨૦ નું મરણનું પ્રમાણ ઘણું ભારે કહેવાય. આ સઘળા પરથી ન્યા. રાનડેનું કહેવું એવું હતું કે, ગ્રૅજ્યુએટોમાં મરણનો ત્રાસ વધારે પ્રમાણમાં માત્ર પરીક્ષાઓના અભ્યાસના બોજાને લીધેજ જોવામાં આવે છે, જેની અસરને લીધે કોલુમાંથી પીલાઇને નીકળેલા રસ વગરના, નિરૂપયોગી અને કદરૂપા દેખાવના શેરડીના રાડાના જેવી ગ્રૅજ્યુએટોના શરીરની સ્થિતિ ઘણે ભાગે માલુમ પડે છે.

મુંબઇના સુપ્રસિદ્ધ શેઠ અને પહેલા ગુજરાતી નાઇટ્ મર્હુમ સર મંગળદાસ નથ્થુભાઇ પોતાના મરણસમયે ધર્માદા તરીકે એક મોટી રકમ વારસામાં મૂકી ગયા હતા. તે રકમનો એક મોટો ભાગ કાંઇ પણ કાયદેસર પગલાં ભર્યા વગર યુનિવર્સિટિને ન્યા. રાનડેએ મેળવી આપી તેની ભારે સેવા બજાવી છે. તે વણિક્ નાઇટ્ ગૃહસ્થે કરેલી આ મોટી બક્ષિસ સંબંધે કેટલાક

કારણોને લીધે તેમના વારસો વચ્ચે વાંધો ઉઠયો હતો. જોકે આ કારણો ચાલી શકે એવાં નહોતાં, તોપણ તેઓ દાવો કરીને પોતાનો હક્ક સાબિત કરવાનું કહેતા હતા. પરંતુ ન્યા. રાનડેએ પોતાની સલાહકારક વૃત્તિ અને ચતુરાઇનો આ કામમાં ખાસ કરીને ઉપયોગ કીધો, અને સર મંગળદાસના વારસો તેમની સમજુત અને લાગવગથી પોતાના બાપે બક્ષિસ કરેલી સાડા ત્રણ લાખ રૂપીઆની મોટી રકમ યુનિવર્સિટિને સોંપી દેવાને તૈયાર થયા. આ નાણાંનો ઉપયોગ યુનિવર્સિટિ તરફથી હુન્નર અને ઉદ્યોગની કેળવણી સંબંધી અભ્યાસ વધારવા યૂરોપ જનાર વિદ્યાર્થીઓને આપવાની સ્કૉલરશિપો સ્થાપવામાં કરવામાં આવ્યો છે.

મર્હુમ મિ. જમશેદજી ટાટાની 'રીસર્ચ યુનિવર્સિટિ' સ્થાપવાની યોજનાને ન્યા. રાનડે ખરા દિલથી ટેકો આપતા હતા. આ સખી અને અતિ ધનવાન્ પારસી વ્યાપારી ગૃહસ્થે એક બાદશાહને છાજે એવી ૩૦ લાખ રૂપીઆની મોટી રકમ આપવા જણાવી એક રીસર્ચ—એટલે શોધખોળ ચલાવનારી યુનિવર્સિટિ સ્થાપવા પોતાની ઇચ્છા દર્શાવી છે. આવી યુનિવર્સિટિ સ્થાપવામાં મિ. ટાટાનો હેતુ એ છે કે, તે વડે ગ્રૅજ્યુએટ થયેલા ગૃહસ્થોને જૂદાં જૂદાં જ્ઞાન અને શાસ્ત્રોની જૂદી જૂદી શાખાઓની અંદર શોધો ચલાવવામાં પોતાનું ધ્યાન રોકીને પોતે મેળવેલા જ્ઞાનનો ઉપયોગ કરવાનું બની આવે. આ યોજના માટે મિ. ટાટાએ કાઢેલી રકમ ઘણી મોટી છે, તોપણ કહેવાય છે કે બીજાં સ્થળોએથી ઘટતી મદદ મળ્યા સિવાય તે યોજના પૂર્ણ રીતે અમલમાં મૂકવાને જોઇએ તેટલી તે પૂરતી નથી. ન્યા. રાનડે, જેઓ સાર્વજનિક હિતના કોઇ પણ કામને ટેકો આપવા હમેશાં તૈયારજ

રહેતા, તેમણે આ યોજનાને ઘણા ઉત્સાહથી સબળ ટેકો આપ્યો હતો. ઇ. સ. ૧૯૦૦ ના મે માસમાં લોનાવલા મુકામે એમણે તેમના મિત્ર રા. બ. મ્રાનકરને બતાવેલા આ સંબંધના કેટલાક પત્રો ઉપરથી તેઓ જણાવે છે કે, આ યોજનાને અમલમાં મુકાયલી જોવાને મિ. ટાટા અને તેમના અતિ મહેનતુ સેક્રેટરી મિ. પાદશાહ સિવાય જો બીજો કોઇ ગૃહસ્થ મથન કરનાર હોય તો તે ન્યા. રાનડે એકલાજ હતા. જોકે ન્યા. રાનડે અને મિ. ટાટા પોતે પણ આ યોજના અમલમાં મૂકાવા સંબંધી પોતાની ધારણા પાર પડેલી જોવાને જીવી શક્યા નથી, તોપણ તે સંબંધે એટલે સુધી તજવીજ હાલમાં થઇ ગઇ છે કે તેને ઘણાજ ટૂંકા વખતમાં અમલમાં આવેલી જોવા આપણે શક્તિમાન થઇશું. *

આવી અનેક રીતે શ્રીમાન્ રાનડેએ આપણી યુનિવર્સિટિની ભારે સેવા બજાવી છે. તેમના જેવા યુનિવર્સિટિના પહેલવહેલા નામીચા ગ્રૅજયુએટને તેમની અસાધારણ વિદ્વત્તાની, સાહિત્યસેવાની અને યુનિવર્સિટિની પોતાની વિવિધ સેવાઓની કદર તરીકે એલ્. એલ્. ડી. ની માનસૂચક પદવી તે મંડળ તરફથી અપાવી જોઇતી હતી. તેઓ ખરેખર આ માનને પાત્ર હતા, એમ યુનિવર્સિટિના માજી વિદ્વાન્ વાઇસ-ચાન્સેલર ડૅા. મૅકિકને પણ કેટલાક વખત ઉપર આપેલા એક જાહેર ભાષણમાં જણાવ્યું હતું, પરંતુ આવું માન મેળવવાને તેઓ વધુ વખત જીવ્યા નથી એ ખેદની વાર્તા છે.

---

* આ યોજનાને અંગે મ્હૈસૂર સ્ટેટમાં આવેલા બૅન્ગલોરમાં એક 'રીસર્ચ ઇન્સ્ટિટયુટ' ક્યારનું સ્થાપન થયું છે.

# પ્રકરણ ૮ મું.

## ઔદ્યોગિક પ્રવૃત્તિ અને અર્થશાસ્ત્ર.



આ ત્યારસુધીમાં વર્ણવેલી વિવિધ પ્રકારની સેવાઓ ઉપરાંત, શ્રીમાન્ રાનડે દેશના હુન્નરો, અને ઉદ્યોગોના પુનરુદ્ધાર અર્થે તથા તેની સાંપત્તિક—આર્થિક સ્થિતિ સુધારવા અર્થે પોતાનાથી બનતા પ્રયત્નો કરવા ચૂક્યા નથી. તેઓ સારી રીતે જાણતા હતા કે દેશના કલાકૌશલ્યની બરાબર અભિવૃદ્ધિ થયા વગર તેની હાલની સાંપતિક સ્થિતિમાં કાંઇ પણ સુધારો થવો તદ્દન અશક્ય છે. તેમણે પોતાના એક ભાષણમાં સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે, "હિંદુસ્થાનના ઉદ્યોગો અને વ્યાપારની અભિવૃદ્ધિ—એજ માત્ર હિંદુસ્થાનનું શ્રેય કરવાનો કાયમનો ઉપાય છે. તે સિવાયના બીજા ઉપાયો હિંદુસ્થાનના રોગને ક્ષણભર શાન્ત કરવા ઉપરાંત વિશેષ કાંઇ કરી શકશે નહિ." આ પ્રમાણે પોતે પ્રથમથીજ નિશ્ચયપૂર્વક માનતા હોવાથી, 'હિંદુસ્થાનનો વ્યાપાર' એ વિષય પર લાગલાગટ ચાર વ્યાખ્યાનો આપીને છેક ઇ. સ. ૧૮૭૨—૭૩ માં તેમણે આ સંબંધમાં પોતાની પ્રવૃત્તિનો પ્રારંભ કર્યો હતો. તેમનાં આ છટાદાર ભાષણોથી મહારાષ્ટ્રમાં એક જાતની પ્રજાકીય લાગણી જાગૃત થઇ હતી. ન્યા. રાનડે કેટલેક દરજ્જે 'રક્ષિત વ્યાપાર' ની નીતિના

હિમાયતી હતા. તેમનાં આ જુસ્સાભરેલાં ભાષણોની એવી ભારે અસર થઇ હતી કે તે પરથી દેશી બનાવટનું કાપડ વેચવાની દુકાનો ઉઘાડવામાં આવી હતી. આ હીલચાલ આગળ જતાં કેટલાક વખત સુધી મજબૂત રૂપ પકડતી ગઇ. તે સમયે પૂનામાં પરદેશી કાપડને બદલે 'ખાદી' નો ડગલો અને 'ફેંટી' ની પાઘડી પહેરનારાઓમાં મહુંમ- રા. ગણેશ વાસુદેવ જોશી, જેઓ સાર્વજનિક સભા સાથેના તેમના સંબંધને લીધે 'સાર્વજનિક કાકા, કહેવાતા હતા, તેઓ આગળ પડતા જણાતા હતા. રાનડેના ઉપર જણાવેલાં વ્યાખ્યાનો મરાઠી ભાષામાં અપાયાં હતાં તેથી તેની મતલબ વ્યાપારી અને કારીગર જેવા સાધારણ લોકોના સમજ્યામાં આવી હતી, અને તે ઉપરથી તે સઘળા લોકોની દિલસોજી આ હીલચાલ તરફ સ્વાભાવિક રીતે વળી હતી. અને આ પ્રમાણે આ ભાષણોથી દેશના ઉદ્યોગોની અભિવૃદ્ધિને લગતી ઔદ્યોગિક કૉન્ફરન્સો અને પ્રદર્શનો જેવી ભવિષ્યની હીલચાલોનુ તથા જેને હાલમાં 'સ્વદેશી' કહે છે એવી હીલચાલનું, તેવું કાંઇ પણ ચોક્કસ નામ અપાયા વગર, આજથી ૩૫—૪૦ વર્ષ ઉપર તેમના જેવા પુરૂષના હાથે શાન્ત પણ ચોક્કસ રીતે બીજ રોપાયું હતું.

આ પછી શ્રીમાન્ રાનડે તરફથી આ સંબંધમાં પ્રસંગોપાત્ત કેટલાંક લખાણો અને પ્રયત્નો કરવામાં આવ્યા હતા. પોતાને મળતા હરેક યોગ્ય પ્રસંગનો લાભ લઇ તેઓ દેશની વધતી જતી નિર્ધનતા દૂર કરવા માટે તેના ઉદ્યોગોને જાગૃત કરી તેમની ખીલવણી કરવાના સંબંધમાં પોતાના દેશી ભાઇઓને ઉપદેશ આપ્યા વગર રહ્યા નથી. તેમના જેવા દેશહિતેચ્છુ પુરૂષોના પ્ર-

યત્નોથી દેશની આર્થિક મુશ્કેલીઓ અને નિર્ધનતા તરફ નામદાર સરકારનું પણ વખત જતાં ધ્યાન ખેંચાતું ગયું. આ સંબંધમાં કંઇ યોગ્ય હીલચાલ થવાની ખાસ જરૂર જણાયાથી હિંદુસ્થાનના માજી વાઇસરૉય નામદાર લૉર્ડ ડફ્રિને આ દેશમાંથી વિદાય થતી વખતે કલકત્તામાં સેન્ટ ઍન્ડ્રયુના ખાણા ઉપર આપેલા પ્રખ્યાત ભાષણમાં, દેશની ભારે આર્થિક મુશ્કેલીઓની સામે કોઇની સહાય વિના એકલાએકલી થવા માટે સરકારની અશક્તિ દર્શાવીને સમૂહના યત્નોથીજ થઇ શકે એવું કાર્ય સિદ્ધ કરવા માટે આ અગત્યના સવાલ તરફ ઇન્ડિયન નેશનલ કૉન્ગ્રેસને પોતાનું ધ્યાન પહોંચાડવાની અસરકારક ભાષામાં સૂચના કરી હતી. આ સૂચના તરફ ઘણાજ થોડા દેશહિતેચ્છુ જનોનું લક્ષ ખેંચાયું હતું. આ થોડા મનુષ્યોમાં આપણી બાજુ તરફ રાનડે અગ્રેસર હોઇ, દર વર્ષે ડીસેમ્બર માસ આખરે નેશનલ કૉન્ગ્રેસની બેઠકો પૂરી થતાં સાથે સાથે 'ઇન્ડસ્ટ્રિયલ્ કૉન્ફરન્સ' ( ઔદ્યોગિક પરિષદ્ ) ભરવાની આવશ્યકતા તેમણે તે રાષ્ટ્રીય મહામંડળના આગેવાનોને આગ્રહપૂર્વક દર્શાવી આપી હતી.

કૉન્ગ્રેસના આગેવાનો આવી સૂચના તરફ દિલસોજી અને પસંદગી ધરાવતા હતા તોપણ રાજ્યદ્વારી સવાલોમાં તેમનું લગભગ સઘળું લક્ષ રોકાતું હોવાથી તેઓ આ સૂચનાનો યોગ્ય અમલ કરી શકયા નહિ. પરંતુ શ્રીમાન્ રાનડેને આ ઔદ્યોગિક ઉન્નતિના મહત્ત્વના સવાલ વિષે બારીક તપાસ કરવાની અને ચર્ચા ચલાવવાની અતિશય અગત્ય જણાયાથી, તેમણે તે ઉપાડી લીધો અને કૉન્ગ્રેસવાળા કૉન્ગ્રેસ સાથે ઔદ્યોગિક કૉન્ફરન્સ ભરવાનું નક્કી કરે તે પહેલાં પ્રજાનું ધ્યાન તે સવાલ તરફ પૂરતી રીતે

આકર્ષવા તેમણે બીજા કેટલાક ઉત્સાહી સહાયકો સાથે મળીને ઇ. સ. ૧૮૯૦ ના મે મહિનામાં પૂનામાં એક 'ઇન્ડસ્ટ્રિયલ્ એ-સોસિએશન' ની સ્થાપના કરી. આ પછી કેટલાંક વર્ષ સુધી દર વર્ષે ચોમાસાની ઋતુમાં તેની પરિષદ્ ( Conference ) ભરવામાં આવતી. તેમાં અર્થશાસ્ત્ર તથા ઉદ્યોગોની અભિવૃદ્ધિને લગતી બાબતો વિષે નિબંધો વાંચવામાં આવતા, અને તે સાથે ત્યાંની દેશી બનાવટો અને હુન્નરના નમુનાઓનું પ્રદર્શન પણ ભ-રવામાં આવતું.

ન્યા. રાનડેએ દેશની ઔદ્યોગિક અને આર્થિક ઉન્નતિના વિષય ઉપર કેટલાક ઉત્તમ પ્રતિના લેખો લખ્યા છે, અને વ્યા-ખ્યાનો આપ્યાં છે. આમાંનાં ઘણાંખરાં સાર્વજનિક સભાના પ-ત્રમાં પ્રકટ થયેલાં છે. 'ઔદ્યોગિક કૉન્ફરન્સ' વિષેનો તેમનો એક ઉત્કૃષ્ટ અને વિદ્વત્તાભરેલો લાંબો લેખ તે સભાના પત્રના જાન્યુઆરી ૧૮૯૦ ના અંકમાં પ્રકટ થયો હતો. તેમાં તેમણે, પરદેશી બનાવટોની ભારે હરીફાઇને લીધે હિંદુસ્થાનના ઉદ્યોગો કેવી હલકી સ્થિતિમાં આવી પડયા છે, સરકાર તરફથી તે સંબંધે કેટલું લક્ષ અપાવું જોઇએ છે, લોકો પોતાની પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરવા કેવા અશક્ત છે, અને આવી સ્થિતિ સુધારવા કેવા ઉપાયો લેવાની જરૂર છે' એ સઘળું વિગતવાર જૂદા જૂદા દેશોને લગતા આંકડાઓ સહિત દર્શાવી આપ્યું હતું. આ લેખનો આરંભ કરતાં તેમણે હિંદુસ્થાનની આર્થિક સ્થિતિનું નીચે પ્રમાણે દિગ્દર્શન કરાવ્યું હતું:—

"ચાલતા જમાનાના રાજ્યકીય અને લશ્કરી ખાતાને લગતા સવાલોથી, જો કોઇ રીતે તેને ઉતરતો ગણવામાં આવતો હોય

તો, ઉતરતો બીજો અગત્યનો સવાલ, જે હાલમાં સઘળા વિચારશીલ પુરૂષોનું ધ્યાન ખેંચતો જાય છે, તે ઔદ્યોગિક સુધારાને લગતો છે. જોકે અન્ય દેશમાં સમાન ખળવાળા મળે તોપણ આ હિંદુસ્થાન દેશ કરતાં ચઢીઆતાં તો નહિજ,—એવાં અનુપમ અને અખૂટ સંપત્તિજનક સાધનો રૂપી દ્રવ્ય કુદરતી અનુકૂળતાથી પ્રાપ્ત થયા છતાં, અને ઇશ્વરી કૃપાથી સાંપત્તિક ઉન્નતિને માટે અતિ અનુકૂળ પરિસ્થિતિમાં મૂકાયા છતાં, બ્રિટિશ સત્તા નીચે હિંદુસ્થાનની આર્થિક સ્થિતિ જેવી ન હોવી જોઈએ તેવી છે અને તે દિવસે દિવસે ઉતરતી પંકિતની થતી જાય છે, એ વિચાર ઘણો દુઃખદાયક છે. આખા દેશમાં વધારે અને વધારે નિર્ધનતા કદી દુનિયામાં આવા મોટા પ્રમાણમાં ન જણાઇ હોય એવી, પથરાતી જાય છે. સારાં વર્ષોમાં બહાર જેવા ભરચક વસ્તીવાળા મુલક સિવાય અન્ય સ્થળોમાં ખરેખરી તંગી દુઃખ કે નાચાર સ્થિતિ હોતી નથી. પરંતુ લાગલાગટ સારાં વર્ષો આવવાની ખાતરી રખાય નહિ, અને પહેલાં કરતાં દુષ્કાળ અને મોંઘવારી વધારે ઉપરાઉપરી આવ્યાં જાય છે, તેથી દેશના કોઇ ને કોઇ ભાગમાંના બહોળા પ્રદેશોમાં વસનારા લોકોને વરસાદની અછતને લીધે લગભગ ભૂખમરાની અને સંકટની હાલતમાં આવી પડવાનો ભય હમેશાં હોય છે."

ન્યા. રાનડેએ પોતાના આ લેખોમાં હિંદુસ્થાનની આર્થિક સ્થિતિનાં મુખ્ય લક્ષણો આ પ્રમાણે દર્શાવ્યાં છે. "(૧) અતિ દુઃખદ, બહોળા વિસ્તારવાળી અને દેશમાં સર્વત્ર વધતી જતી નિર્ધનતા, (૨) હલકા વર્ગનાં માણસોમાં વધતું જતું સખત

સંકટ, અને (૩) સામાન્ય જનસમૂહમાં અર્થશાસ્ત્રની પદ્ધતિથી સંકટનું નિવારણ કરવાની શક્તિનો અભાવ."

આ પ્રમાણે દેશની આર્થિક સ્થિતિનાં લક્ષણો બતાવી તે સંબંધમાં વધુ વિવેચન આપતા પહેલાં, આ દેશમાંના અને ઈંગ્લાંડમાંના કેટલાક ઉદયદર્શી અંગ્રેજ લેખકો અને વક્તાઓ તરફથી દેશની સમૃદ્ધિ દિન પર દિન વધતી જાય છે એવી મતલબના દર્શાવાયલા અભિપ્રાયો વાસ્તવિક નથી એમ રાનડેએ દેખાડી આપ્યું છે. આગળ જતાં, દેશની આર્થિક સ્થિતિનું વર્ણન આપતાં તેમણે બતાવી આપ્યું છે કે, જેને માટે હિંદુસ્થાન એક વખતે દુનિયામાં પ્રખ્યાતિ પામ્યું હતું એવા દેશના પ્રાચીન હુન્નરો અને ઉદ્યોગો યાંત્રિક સહાય વડે શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે કામ કરતાં યૂરોપીઅન કારખાનાંઓની સાથે સ્પર્દ્ધા કરવાને તદન અશક્ત હોઈ એક પછી એક મંદ પડતા જણાય છે; આવી ઔદ્યોગિક મંદતાના પરિણામે દેશની વસ્તીના ઘણા મોટા ભાગને સામાન્ય ખેડુતવર્ગ કે મજૂરની સ્થિતિમાં આવી પડવાનું થયું છે; અને તેની સરેરાશ પેદાશ દર માણસે મિ. દાદાભાઈ નવરોજજીની ગણત્રી પ્રમાણે માત્ર રૂા. ૨૦ અથવા સર ઇ. બેરિંગ અને હાલમાં લૉર્ડ ક્રોમરનું નામ ધરાવતા હિંદુસ્થાનના એક માજી મહેસુલી પ્રધાનની ગણત્રી પ્રમાણે રૂ. ૨૭ ની થાય છે, જે દુનિયાના બીજા દેશો સાથે સરખાવતાં ઘણીજ ઓછી હોઈ ગુજરાન માટે પણ પૂરતી નથી, અને તેથી દર વર્ષે ઘણીજ જૂજ બચત થાય છે. આ સંબંધમાં દુનિયાના બીજા દેશોને લગતા અનેક પ્રકારના દાખલાઓ અને આંકડાઓ સાથે પૂરતી હકીકત જણાવી દેશની સ્થિતિ સુધારવા માટે પ્ર-

બાવર્ગે પોતાની મેળે યોજવાના ઉપાયોનું અને સરકાર તરફથી થવા જોઇતા પ્રયત્નોનું રાનડેએ યોગ્ય દર્શન કરાવ્યું છે.

ઉપર કહેલી ઔદ્યોગિક કૉન્ફરન્સની લગભગ દરેક પરિષદ્‌માં શ્રી. રાનડે ઘણું અગત્યનું અને બોધદાયક ભાષણ આપતા. તેની પહેલી બેઠક વખતે તેમના પ્રાસ્તાવિક ભાષણમાં તેમણે જે બાબતો તરફ કૉન્ફરન્સને લક્ષ આપવાની જરૂર હતી તે બાબતો સ્પષ્ટ રીતે દર્શાવી હતી. આપણી ખરેખરી સ્થિતિનું એટલે-(૧) આપણી આશ્ચર્યજનક નિર્ધનતાનું અને (૨) માત્ર ખેતીવાડીનાં અનિશ્ચિત સાધન ઉપર નિરુપાયે આધાર રાખવાની વધતી જતી જરૂરનું પોતાના શ્રોતૃવર્ગને ભાન કરાવીને તેઓ બોલ્યા હતા કેઃ—" આપણે તેમાં સુધારો કરવાને યત્ન કરવો જોઇએ અને તે સાથે પૂર્ણ રીતે સમજવું જોઇએ કે, જે સઘળું આપણે ઇચ્છીએ છીએ તે એકાદ વર્ષ કે દશકામાં કરી શકીશું નહિ. ઘણું કરીએ તો, આપણે તે સંબંધી લાગણી અને વલણ ઉત્પન્ન કરી ( હાલની સ્થિતિમાં ) ઘટતો ફેરફાર કરવાને લગતી હીલચાલ માત્ર શરૂ કરી શકીશું. આપણે જે કામ કરવાનું છે તે એ છે કે ખેતીવાડીથી નીપજતા કાચા માલની જથ્થાબંધ પેદાશ, અને તેમાંથી થતા તૈયાર માલની ઘણી થોડી પેદાશ અને બનાવટ, એ બેની વચ્ચે રહેલા વિષમ પ્રમાણમાં સુધારો કરવો—અર્થાત્ કાચા માલની નીપજના પ્રમાણમાં પાકો માલ તૈયાર થાય એવી યોજના કરવી જોઇએ."

આપણા પડી ભાગતા ઉદ્યોગોનો પુનરુદ્ધાર કરવાની અથવા નવાઓને ઉત્તેજન આપવાની બાબતમાં સરકાર શું કરી શકે તે સંબંધમાં રાનડેનો અભિપ્રાય એવો હતો કે, " નાણાં જમા

મૂકવાની ડીપૉઝીટ અને મહેસુલી બેંકો* (શરાફી પેઢીઓ) સ્થાપન કરવામાં સહાય કરીને, તેમની તરફથી ધીરાતાં નાણાં પાછાં મેળવવાની સગવડ કરી આપીને, જામીનગીરીથી તથા નાણાંની મદદ વડે અથવા ઓછે વ્યાજે નાણાં ધીરી નવા ઉદ્યોગોને ઉત્તેજન આપીને, નવાં સાહસ કામો માટે માર્ગ દેખાડી આપીને અને પરદેશમાં જઇ વસનાર અને અન્ય દેશથી આ દેશમાં આવી વસનારને સરળતા કરી આપીને, હુન્નરશાળાઓ સ્થાપીને, અને પો-

---

* પરસ્પર મદદ કરવાનો તથા કરકસરનો ગુણ ખેડુતવર્ગ શીખે તેટલા માટે નામદાર સરકારે Co-operative Credit Societies (કોઑપરેટિવ ક્રેડિટ સોસાઇટિઝ–પરસ્પર સહાયઅર્થે ધીરધાર કરનાર મંડળીઓ) નો કાયદો કેટલાક સમય ઉપર પસાર કર્યો છે. આ પ્રયત્ન સ્તુત્ય છે. આ કાયદો પસાર થયા પછી હિંદુસ્થાનમાં અને મુંબઇ ઇલાકામાં આવી સહાયક મંડળીઓની સંખ્યામાં પ્રતિવર્ષ વધારો થયાં જાય છે; ખેડુતો તે મંડળીઓમાં હળીમળીને કામ કરતા જણાયા છે; અને નાની ખેડુતોની (Rural) મંડળીઓને નાણાંની મદદ કરવાને Urban અને Central સોસાઇટિઓ સ્થપાવા લાગી છે. સને ૧૯૦૮ ની આખરે મુંબઇમાં નામદાર ગવર્નર સર જ્યૉર્જ ક્લાર્કના પ્રમુખપણા નીચે જે કૉન્ફરન્સ મળ્યું હતું તેના વિચારોના પરિણામમાં ખેડુતોનાં મંડળો જામવામાં, તેમની શાખ વધવામાં, અને તેમનાં ધીરેલાં નાણાં વગર ખરચે સરળતાથી વસુલ થવામાં જે સુગમતા થવી જોઇએ તે બાબતમાં નામદાર સરકાર તરફથી યોગ્ય તજવીજ થતી રહેશે એવી આશા રખાય છે.

તાને આ દેશમાં જોઇતો માલ વધારે જથ્થામાં ખરીદીને અને ઘણી વખતે પોતાને જોઇતો સામાન પોતે તૈયાર કરાવીને, આપણા સહાયકારી યત્નોને યોગ્ય માર્ગે ચઢાવવામાં સરકારે મદદ કરવી જોઇએ."

રાનડેના ભાષણના ઉપરના ફકરામાં જણાવેલા માર્ગો પૈકી, રેલ્વે કંપનીઓને ઓછામાં ઓછે વ્યાજે નાણાં ધીરીને, લોઢા અને કોયલાની ખાણોના ઉદ્યોગોને ઉત્તેજન આપીને, ચ્હા, કૉફી અને સિંકોના ( ક્વિનાઇનનો છોડવો ) નાં વાવેતરને ખીલવીને અને તેવી કેટલીક રીતે દેશી ઉદ્યોગોની અભિવૃદ્ધિ કરવાનું સરકારે લક્ષમાં લીધું છે, તે પરથી જણાય છે કે સરકાર તે સંબંધી બીજી કેટલીક બાબતોમાં પણ સારી સહાય કરી શકે ખરી. આપણા દેશમાં સરકાર સર્વ પ્રજાના પિતા રૂપ હોઇ સર્વોપરિ સત્તા ધરાવે છે, તેથી તે પ્રજાના મોટા ભાગની નિર્ધન સ્થિતિ તરફ લક્ષ આપી તેની ઉન્નતિ અર્થે કલાકૌશલ્યની વધુ ખીલવણી કરવાનું કાર્ય હાથમાં ધરશે તો ખરેખર રાજ્યને અને પ્રજા ઉભયને તે ઘણું લાભપ્રદ થશે.

ઉપર જણાવ્યા પ્રમાણે ન્યા. રાનડેએ હરેક રીતે દેશના હુન્નરો અને ઉદ્યોગોના પુનરુદ્ધાર માટે ભારે પ્રયાસ કર્યો હતો. તેમના આ સંબંધી પ્રયત્નોના પરિણામમાં પૂનામાં દેશી કારીગીરીને ઉત્તેજન આપવાની ખાતરજ દેશી બનાવટની વસ્તુઓ બનતા સુધી વાપરવાના ઉત્પન્ન થયેલા વલણને ઘણા કેળવાયલા ગૃહસ્થો તરફથી સારો ટેકો મળતો ગયો હતો, અને તે પ્રમાણે તેમાંના ઘણા હજુ વર્તે છે. વળી આવી આરંભની હીલચાલ ઉપરથીજ દેશના ઘણા ભાગોમાં લોકો ધીમે ધીમે દેશી કારીગીરીને

ઉત્તેજન આપવાની જરૂર સમજતા થયા છે, અને તે સંબંધે હાલમાં યોગ્ય જાગૃતિ ફેલાઇ બનતા પ્રયત્નો થવા માંડ્યા છે.*

આ પ્રમાણે ઉદ્યોગોના પુનરુદ્ધાર અર્થે પ્રયત્નો કરવા ઉપરાંત, રાનડે કેટલાંક હુન્નર ઉદ્યોગનાં કારખાનાંઓને પોતાની કિંમતી સલાહ અને મદદનો લાભ આપતા રહી તેમને યોગ્ય રસ્તે ચઢાવવા ચૂકતા નહિ. પૂનાનાં આવાં કારખાનાંઓ તેમનાં કેવાં આભારી હતાં તે આપણે પાછળ જોઈ ગયા છીએ. ઑા. મિ. ગોખલે આ સંબંધમાં જણાવે છે કેઃ—" જે ઔદ્યોગિક પરિષદ્ પૂનામાં કેટલાંક વર્ષ પર્યંત મળતી તેના અને નામદાર લૉર્ડ રેના સમયમાં પૂનામાં જે ઔદ્યોગિક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તેના તેઓ એક મુખ્ય પ્રયોજક હતા. પૂનામાં છેલ્લાં ૨૦ વર્ષમાં જે ઔદ્યોગિક અને વ્યાપારી કારખાનાંઓ ઉભાં થયાં છે તેમાંનાં ઘણાંખરાં પોતાની ઉત્પત્તિ માટે કે તેમની તરફથી મળતી સલાહ કે મદદ માટે તેમનાં ઘણાંજ આભારી છે. "

---

* એ સંતોષની વાત છે કે કેટલાક સમયથી રાજ્ય અને પ્રજા ઉભય તરફથી વિવિધ પ્રકારની ઔદ્યોગિક જાગૃતિ સર્વત્ર માલૂમ પડે છે. તેના પરિણામમાં કેટલાંક વર્ષથી મુંબઇની 'વિક્ટોરિયા જ્યુબિલી ટેક્નિકલ ઇન્સ્ટિટ્યૂટ' અને વડોદરાના શ્રીમંત ગાયકવાડ સરકારે સ્થાપેલા 'કલાભવન જેવી શાળાઓ હુન્નરની કેળવણી માટે દેશમાં કેટલેક સ્થળે સરકાર તરફથી અથવા પ્રજાકીય મંડળો તરફથી સ્થપાઇ છે અને સ્થપાતી જાય છે. સને ૧૯૦૩ની શરૂઆતમાં ભરાયલા દિલ્હી દરબાર સાથે નામદાર સરકાર તરફથી હુન્નરઉદ્યોગનું મોટું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. સરકાર

પાછલા પ્રકરણમાં જણાવી ગયા છીએ કે શ્રીમાન્ રાનડે અર્થ-શાસ્ત્રનું ઉંડું જ્ઞાન ધરાવતા હતા, અને તેના પરિણામ તરીકે તે-મની તરફથી 'ઇન્ડિયન ઇકૉનૉમિક્સ્' *નામનો ગ્રંથ રચાઇને પ્ર-કટ થયો હતો. મિ. વાચ્છા જણાવે છે તેમ, તેમણે મહાન્ પા-શ્ચાત્ય વિદ્વાનોના ગ્રંથોનું ઘણી ખંતથી સારી રીતે વાંચન અને મનન કીધું હતું, અને તેમાં દર્શાવાયલા અભિપ્રાયો કેટલે અંશે આ દેશને લાગુ પડે છે અથવા તો લાગુ પડતા નથી તે વિષે ઘણો ઉંડો વિચાર ચલાવ્યો હતો. આવા સંભાળપૂર્વક વાંચનના પરિણામ તરીકે તેમણે જૂદે જૂદે પ્રસંગે અર્થશાસ્ત્રને અને દેશના ઉદ્યોગોના પુનરુદ્ધારને લગતા વિષયો ઉપર આપેલાં વ્યાખ્યાનો અને લખેલા નિબંધો પૈકી ઉત્તમ ૧૨ ચૂંટી કાઢી તેમનો સંગ્રહ આ ગ્રંથમાં પ્રકટ કરવામાં આવ્યો છે. આ નિબંધો દેશની ઔ-દ્યોગિક અને સાંપત્તિક સ્થિતિ જાણવા માટે ઘણા અગત્યના ગ-ણાય છે. તેમાં ધીરધાર કરનાર મંડળો ઉભાં થવાની અને ખેતી-

---

તરફથી હુન્નરઉદ્યોગની કેળવણી લેવા યૂરોપ જનાર વિદ્યાર્થીઓ માટે સ્કૉલરશિપો સ્થાપવામાં આવી છે અને આવે છે. તે ઉપ-રાંત હમણાં છેલ્લાં કેટલાંક વર્ષથી નેશનલ કૉન્ગ્રેસ તથા કૉન્ફરન્સ જેવાં મંડળો સાથે કુળાકૌશલ્યનાં પ્રદર્શન ઘણે ભાગે દર વર્ષે ભર-વામાં આવે છે, અને નામદાર સરકાર અને દેશી રાજ્યો તરફથી તથા સુજ્ઞ બ્રિટિશ અમલદારો તરફથી તેને દરેક પ્રકારે યોગ્ય સહાય આપવામાં આવે છે.

* આ ગ્રંથની દ્વિતીય આવૃત્તિ હાલમાં મદ્રાસની જી. એ. નાટીસનની કંપનિ તરફથી પ્રસિદ્ધ થઇ છે.

વાડી તથા ઉદ્યોગોને સરકાર તરફનું ઉત્તેજન મળવાની આવશ્યકતા, પરદેશમાં જઇ સંસ્થાનો સ્થાપવાની જરૂર, સ્થાનિક સ્વરાજ્ય, ખેડુતવર્ગનાં સંકટોનું નિવારણ, વગેરે ઉપયોગી વિષયો ઉપર તેમણે પોતાના વિચારો પૂર્ણ કુશળતાથી દર્શાવ્યા છે. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સત્ય માર્ગ શોધી કાઢવાને તેમણે વિષયની બન્ને બાજુઓનો પૂરતો અભ્યાસ કર્યો હતો, અને ઉપર કહ્યા મુજબ અર્થશાસ્ત્રને લગતા સર્વ ગ્રંથોનું સારી રીતે વાંચન અને મનન કરીને આ દેશની પરિસ્થિતિનો સર્વ રીતે વિચાર કરતાં તેમાં થવા જોઇતા સુધારાઓ માટે તેમણે પોતાનાં તે વ્યાખ્યાનોમાં પ્રસંગોપાત્ત યોગ્ય સૂચનાઓ સાથે માર્ગો દર્શાવ્યા છે; તથા તે સાથે તેઓ બ્રિટિશ રાજ્યથી થયેલા અને થતા લાભોનો પ્રમાણિકપણે અને છૂટથી સ્વીકાર કરતા રહ્યા છે. સ્થળે સ્થળે પોતાના વિચારોની પુષ્ટિ અર્થે તેમણે દેશપરદેશના દાખલાદલીલો અને આંકડાઓ સાથે પૂરતાં પ્રમાણો આપ્યાં છે. આમાં 'ઇન્ડિયન પોલિટિકલ ઇકોનોમિ' એટલે હિંદુસ્થાનનું અર્થશાસ્ત્ર,' હિંદુસ્થાનના હુન્નરોની હાલની સ્થિતિ અને તેમનું ભવિષ્યનું સ્વરૂપ' 'નેધર્લેન્ડ્સ ઇન્ડિયા અને કલ્ચર સિસ્ટમ' અર્થાત્ હિંદુસ્થાનને લગતો નેધર્લેંડના તાબાનો મુલક (જાવા વગેરે) અને ત્યાંની ખેતીવાડી વગેરેના સુધારાની યોજના' અને 'ઔદ્યોગિક કૉન્ફરન્સ—' એ નામનાં તેમનાં વ્યાખ્યાનો અને નિબંધો ઉપરથી તેમના આ વિષયને લગતા વિચારો મુખ્યત્વે કરીને સારી રીતે જાણી શકાય તેમ છે. આ સઘળાં વ્યાખ્યાનો અને નિબંધોનું અવલોકન અત્રે આપી શકાયં તેમ નથી. એમ છતાં જે ઉપરથી ન્ય.. રાનડેના અર્થશાસ્ત્રને લગતા વિચારોનું કંઇક દિગ્દર્શન થઇ શકે એવા એકાદ નિબંધનું વિવેચન આપવું અત્રે યોગ્ય ગણાશે.

'ઇન્ડિયન પોલિટિકલ ઇકોનોમિ' અથવા હિંદુસ્થાનનું અર્થ-શાસ્ત્ર' એ વિષય ઉપર પૂનાની ડેક્કન કૉલેજના યુનિયન સમક્ષ શ્રી રાનડેએ તા. ૩૦ જુલાઇ ૧૮૯૨ ને રોજ એક ભાષણ આપ્યું હતું. આ ભાષણને તેમના ઉપર જણાવેલા ગ્રંથમાં પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે, કેમકે આગળ જણાવ્યા પ્રમાણે, તેમનાં પ્રસ્તુત વિષયને લગતાં સઘળાં વ્યાખ્યાનો અને નિબંધોમાં ઉત્તમ અને નમૂના રૂપ હોઇ તે સઘળાંની કૂંચી જેવું છે. આથી કરીને તે ભાષણમાં તેમણે દર્શાવેલા વિચારોનું આપણે સંક્ષેપમાં અવલોકન કરી જઇએ.

આ ભાષણ ધ્યાનમાં લેતાં પ્રથમ તો કદાચ એવું જણાશે કે શ્રીમાન્ રાનડેના અર્થશાસ્ત્ર સંબંધી વિચારો 'રક્ષિત વ્યાપાર ની નીતિના હિમાયતી (Protectionist) ના જેવા હતા, પરંતુ ખરી રીતે જોતાં, તે શબ્દનો સામાન્ય રીતે જે અર્થ થઇ શકે તેવા પ્રકારના તેઓ 'રક્ષિત વ્યાપાર' ની નીતિના હિમાયતી નહોતા. તેમના આ વ્યાખ્યાન દ્વારા તેઓ દૃઢતાથી જણાવે છે કે, અર્થશાસ્ત્ર અમુક અનુમાનો પર રચાયલું શાસ્ત્ર હોવાથી તેના સિદ્ધાંતો ભૂમિતિના સિદ્ધાંતોની માફક સ્વતઃસિદ્ધ નિયમો અથવા સત્યો પર રચાયલા નથી, અને ભૂમિતિના સિદ્ધાંતો જેમ સઘળા દેશોમાં અને સઘળે વખતે એકસરખી રીતે છૂટથી લાગુ પડે છે તેમ લાગુ પડી શકતા નથી. તે શાસ્ત્ર સંભાવનાશ્રિત એટલે અમુક સ્વીકૃતપક્ષો પર રચાયલું હોવાથી તે સ્વીકૃતપક્ષો જ્યાં જ્યાં લાગુ પડી શકે ત્યાં ત્યાંજ તેમના ઉપરથી બંધાયલા છેવટના નિશ્ચયો અનુકૂળ અને ખરા પડે છે. આમ હોવાથી, અર્થશાસ્ત્રના સિદ્ધાંતો જે જનસમૂહની પરિસ્થિતિને લાગુ પડી શકે

નહિ અથવા માત્ર કેટલાક અંશમાંજ લાગુ પડી શકે તેને એકસામટા લાગુ પાડવામાં આવે તો તે સિદ્ધાંતો તે જનસમૂહની સાંપત્તિક ઉન્નતિ અને હિતને નુકસાન કર્યાં વગર રહે નહિ. આ મુખ્ય મુદ્દા ઉપર રાનડેએ ઉપર જણાવેલા ભાષણમાં પોતાના વિચારો દર્શાવ્યા છે. કેવી કુશળતાથી તેમણે પોતાના વિચારોનું સમર્થન કર્યું છે તે હવે આપણે કંઈક વિસ્તારપૂર્વક જોઇએ, કેમકે તે વિચારો હિંદુસ્થાનની સાંપત્તિક ઉન્નતિ સાથે સંબંધ ધરાવે છે.

મુંબઇ ઇલાકાના એક નામીચા માજી સિવિલ્ સર્વન્ટ અને હાલમાં પેન્શન લઇ ઇંગ્લાંડ ગયેલા અને ત્યાં ઇન્ડિયા ઑફિસના સેક્રેટરીનો અગત્યનો ઓદ્ધો ધરાવતા સર ડબલ્યુ લીવૉર્ને ' હિંદુસ્થાનના સાહિત્ય અને રાજ્યનીતિ શાસ્ત્ર પર કુદરતની અસર ' એ વિષય ઉપર એક ભાષણ આપ્યું હતું. તે ભાષણમાં તેમણે જણાવ્યું હતું કે, માનુષિક પ્રવૃત્તિની કોઇ પણ શાખામાં " આપણી ઉન્નતિ માત્ર આપણા સ્વાભાવિક ગુણો અને પરિસ્થિતિઓ એટલે આસપાસના સંજોગોને અનુસરીનેજ થઈ શકે; અને આપણે એકદમ અવિચારી ધાંધળ કરતાં અને લાગણી ઉશ્કેરે એવી કેળવણી–બોધ, જેથી કદી પણ ફાયદાકારક પરિણામ આવી શકતું નથી, તે આપતાં સંભાળવું જોઇએ." આ સૂચનાને આગળ ધરી રાનડેએ જણાવ્યું હતું કે, જ્યારે રાજ્યનીતિશાસ્ત્ર અને સામાજિક શાસ્ત્રને દેશકાળ ધ્યાનમાં રાખી નિર્ણય કરવાનો સાપેક્ષ સિદ્ધાંત ( Doctrine of Relativity ) સામાન્ય રીતે લાગુ પડે છે ત્યારે તે અર્થશાસ્ત્ર જેવાં બીજાં શાસ્ત્રોને પણ લાગુ પડવો જોઇએ, પરંતુ આપણી

રાજ્યકીય આકાંક્ષાઓના અમુક વલણોની સામે ચેતવણી આપનારા આપણા ઉપદેશકો અને રાજ્યનીતિજ્ઞ પુરૂષો અર્થશાસ્ત્રના સિદ્ધાંતો હિંદુસ્થાનને લાગુ પાડતી વખતે ઉપરનો ઉપદેશ પોતાના ધ્યાનમાં રાખવાનું ભૂલી જાય છે. તેઓ એવું ધારતા જણાય છે કે અર્થશાસ્ત્રનાં સત્યો, ઈંગ્લાંડના નામીચા ગ્રંથોમાં વર્ણવ્યા પ્રમાણે, સર્વત્ર કંઇ પણ ફેરફાર વગર તદ્દન ખરાં પડે છે, અને સઘળે વખતે અને સ્થળે તેમનો અમલ થવોજ જોઇએ. આ સંબંધમાં કેટલાક દાખલા આપીને રાનડેએ જણાવ્યું હતું કે, "અલબત, અર્થશાસ્ત્ર જો પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર અથવા ખગોળવિદ્યાની પેઠે, સામાન્ય અને અવ્યભિચારી અર્થાત્ કોઇ પણ દેશકાલમાં ન બદલાય એવાં સત્યો ઉપર રચાયલું શાસ્ત્ર હોય તો તેના સિદ્ધાંતો ઉપરથી નીકળતાં તર્કસિદ્ધ અનુમાનો સઘળે સ્થળે અને સમયે બંધબેસતાં માની લેવાનું ઉપર જણાવેલું વલણ, જોકે કેટલાક અંગ્રેજ રાજ્યદ્વારીઓ એ સિદ્ધાંતોને વ્યાવહારિક રીતે લાગુ પાડતાં આચકો ખાય છે તોપણ, કંઇક બુદ્ધિથી ગ્રહણ કરી શકાય અને ડહાપણભરેલું પણ કહેવાય. જેઓ આ સિદ્ધાંતોની હિમાયત કરે છે તેઓ તો પ્રમાણિક રીતે અર્થશાસ્ત્રને લગતાં છેવટનાં અનુમાનોને શાસ્ત્રીય રીતે બંધાયલાં અને સંપૂર્ણ અથવા અવ્યભિચારી માને છે. પરંતુ આ મત ચોક્કસ પાયા ઉપર રચાયલો છે કે કેમ એ ખરેખર વિચારવા જેવી બાબત છે. જો રાજ્યનીતિશાસ્ત્ર અને સામાજિક શાસ્ત્રમાં સમય અને સ્થળ તથા આજુબાજુના સંજોગો, મનુષ્યોની કુદરતી બક્ષિસો અને સ્વાભાવિક ગુણો, તેમની ટેવો અને રીવાજ, તેમના કાયદા અને નિયમો, અને તેમનો પાછલો ઇતિહાસ ધ્યાનમાં લેવામાં આવે છે

તો આપણા જીવનની આર્થિક સ્થિતિની બાબતમાં અમુક સામાન્ય નિયમો સઘળે સમયે અને સ્થળે તથા પ્રજાની ઉન્નતિના ક્રમની જૂદી જૂદી ભૂમિકાઓમાં સર્વત્ર એકસરખી રીતે લાગુ પડે એ ખરેખર નવાઇ જેવું છે." વળી તેમણે જણાવ્યું હતું કે જો અર્થશાસ્ત્રના સિદ્ધાંતો એકસરખી રીતે અને સર્વાંશે ખરા હોત તો દુનિયાના કંઇ નહિ તો સઘળા સુધરેલા દેશોએ આતુરતાથી તેમનો સ્વીકાર કર્યો હોત. પરંતુ તેમ થયું નથી, કેમકે યૂરોપના લગભગ સઘળા સુધરેલા દેશોમાં, અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં અને બ્રિટિશ સંસ્થાનોમાં પણ 'અબાધિત વ્યાપાર' (Free trade) ના સિદ્ધાંતો સામે એકસરખો અવાજ ઉઠાવવામાં આવ્યો છે; ઇ.ને આ પ્રમાણે પોતાના 'અબાધિત વ્યાપાર' ના સિદ્ધાંતો સઘળી સુધરેલી દુનિયા સ્વીકારશે એવા જૂના અંગ્રેજ અર્થશાસ્ત્રીઓ જેમ્સ મિલ અને રિકાર્ડો તથા બ્રાઇટ અને કૉબ્ડનના વિચારો સત્ય ઠર્યા નથી. જેમ જૂના અર્થશાસ્ત્રીઓ માનતા હતા તેમ, યાંત્રિકશાસ્ત્ર કે પદાર્થવિજ્ઞાનશાસ્ત્રની પેઠે તે શાસ્ત્ર સ્થાપિત અને અવિકારી સિદ્ધાંતોનું નથી, પરંતુ તે સંભાવના ઉપર રચાયલું શાસ્ત્ર છે એમ દર્શાવવા તેમણે મેસર્સ જૉન સ્ટુઅર્ટ મિલ અને કૅન્સના ગ્રંથોમાંથી આધારો આપ્યા હતા. તે પછી જે સ્વીકૃતપક્ષો ઉપર પાશ્ચાત્ય અર્થશાસ્ત્રના સિદ્ધાંતો રચાયલા છે તેમાંના લગભગ સઘળા આપણા દેશને લાગુ પડતા નથી એ દેખાડી આપવા રાનડેએ તે સ્વીકૃતપક્ષો સંક્ષેપમાં કહી બતાવ્યા હતા- તે આ પ્રમાણે છે—"(૧) [illegible] પ્રજાની આર્થિક સ્થિતિ વ્યક્તિની આર્થિક સ્થિતિ ઉપરજ [illegible] છે; પ્રજાની જૂદી સામુદાયિક આર્થિક સ્થિતિ કોઇ નથી. (૨) અર્થ-

કાર્યમાં નિપુણ વ્યક્તિ—મનુષ્ય પોતાની આબાદીને વધારવા સિવાય અન્ય ઇચ્છા ધરાવતો નથી, અથવા કંઇ નહિ તો, તે સ્વાર્થસિદ્ધિની ઇચ્છાથીજ મુખ્યત્વે કરીને પ્રવૃત્ત થાય છે. (૩) આ સ્વાર્થસિદ્ધિ ઓછામાં ઓછા શ્રમથી વધારેમાં વધારે કિમતી પદાર્થો મેળવવા રૂપ દ્રવ્યની પ્રાપ્તિમાં રહેલી છે. (૪) આ પ્રકારનો દરેક વ્યક્તિનો આર્થિક ઉન્નતિ સંબંધી પ્રયાસ પરિણામે દેશનો આર્થિક અભ્યુદય—આબાદી કરે છે. (૫) જીવનપ્રવૃત્તિના ઝઘડામાં આ વ્યક્તિઓના સ્વાર્થસિદ્ધિ કરવાના પ્રયત્ન ઉપર જો કોઇ નિર્ણય અને સ્વાભાવિક અંકુશ હોય તો તે વ્યક્તિઓની સ્વતંત્ર અને અમર્યાદ હરીફાઇ છે—અર્થાત્ હરીફાઇને લીધેજ અમુક વ્યક્તિ દ્રવ્યનો સમગ્ર સંચય કરી શકતી નથી, પરંતુ અન્યને અર્થસંચય કરવાનો અવકાશ આપે છે. (૬) રાજ્યના કાયદા તથા પરંપરાથી રચાયલા વહીવટના નિયમો વ્યાપારને લાગુ પાડવા એ એક જાતનો સ્વભાવજન્ય સ્વતંત્રતા ઉપર તરાપ અથવા પગપેસારો છે. (૭) દરેક વ્યક્તિને પોતાનો સ્વાર્થ શામાં રહ્યો છે તેનું સર્વોત્તમ જ્ઞાન હોય છે, અને તે જ્ઞાન પ્રમાણે અર્થસિદ્ધિ કરવા તેનામાં શકિત અને ઇચ્છા હોય છે. (૮) વ્યક્તિઓને પરસ્પર કરાર કરવાના સંબંધમાં સરખા હક્ક અને સ્વતંત્રતા છે. (૯) જ્યાં વધારે બદલો મળવા સંભવ હોય તેવા ઉદ્યોગ પ્રતિ મૂડી અને મજૂરીનું વહેણ વળે છે. (૧૦) જેમ પાણી સમાન સપાટીને શોધે છે તેમ ઉદ્યોગમાંથી પ્રાપ્ત થતો નફો અને મજૂરીના દર સમાન સપાટી ઉપર આવવા પ્રયત્ન કરે છે. )૧૧) ભરણપોષણનાં સાધનો કરતાં પ્રજાની વૃદ્ધિ

વધારે થાય છે. ( ૧૨ ) અને માગણી અને પૂર્તિ હમેશાં પરસ્પરને સમાન સ્થિતિ ઉપર લાવી મૂકે છે."

શ્રીમાન્ રાનડેએ જણાવ્યું હતું કે, આ સર્વાકૂતપક્ષો કોઇ પણ દેશના સંબંધમાં સર્વાંશે સત્ય ઠરતા નથી, અને તે દુનિયાની સૌથી વધારે સુધરેલી પ્રજાઓના સંબંધમાં પણ સંપૂર્ણ રીતે લાગુ પડતા નથી, ત્યારે તેમને આપણા હિંદુસ્થાનમાં સત્ય કરતા માની લઇ લાગુ પાડી શકાયજ નહિ. કેમકે તે વિષે વિચાર કરતાં જણાય છે કે, આપણા દેશમાં, અર્થશાસ્ત્રમાં નિપુણ–કરકસરના વાસ્તવિક સ્વરૂપને સમજનાર સ્વતંત્ર મનુષ્યને બદલે એવી વ્યકિત હોય છે કે જેનું જીવન કુટુંબ અને જ્ઞાતિના બંધનોથી નિયંત્રિત થયેલું હોય છે, એટલે કે કુટુંબના અવિભક્તપણાને લીધે તે વ્યક્તિથી કુટુંબી જનોની સંમતિ વગર સ્વાર્થસિદ્ધિની ઇચ્છાથી કોઈ પણ વ્યાપારમાં પ્રવૃત થવાતું નથી; દ્રવ્યપ્રાપ્તિ એ માત્ર જીવનનો સર્વોત્તમ હેતુ ગણાતો નથી, હરીફાઇ કરતાં પરંપરાથી ચાલતા આવેલા વહીવટના નિયમોને વધારે પ્રમાણમાં અધીન રહેવામાં આવે છે; મૂડી અને મજૂરીનો ગમે તે ધંધામાં છૂટથી ઉપયોગ થતો નથી એટલે સઘળા મનુષ્યો પોતાને પસંદ પડતો ધંધો કરી શકતા નથી. મજૂરીના દર અને નફો લગભગ એટલા બધા નક્કી થયેલા જેવા છે કે આજુબાજુના સંજોગોમાં થતા ફેરફારને લીધે તેમાં ઝાઝો ફેર પડતો નથી; જેમ સ્વાર્થકુશળ શાહુકારો કે નાણાં ધીરનારાઓની સાથેના વ્યવહારમાં અભણ ખેડુતોને ખમવું પડે છે, તેમ બીજા ધંધામાં પણ બનતું હોવાને લીધે પરસ્પર કરાર કરવાની સ્વતંત્રતાનો બેમાંથી એક પક્ષની તદન અજ્ઞાનતા અને અસમર્થતાને લીધે પૂરતી રીતે અમલ થતો નથી; પ્રજાની

વૃદ્ધિમાં દુષ્કાળ અને ખરાબ હવાથી થતી વ્યાધિઓને લીધે અ-ટકાવ થાય છે; અને પેદાશ કાયમ જેવી છે એટલે કે તેમાં બહુ વધારો ઘટાડો થતો નથી, વગેરે.

અર્થશાસ્ત્રનું સઘળું બંધારણ સંભાવનાશ્રિત છે, તેના સિદ્ધાંતો ઇંગ્લાંડ સિવાય બીજા દેશોને લાગુ પડતા નથી, અને રિકાર્ડોના તે જૂના સિદ્ધાંતો સામે ઇંગ્લાંડમાં પણ ક્યારનો પ્રત્યાઘાત શરૂ થયો છે એમ દર્શાવવા જે. એસ્. મિલ અને કૅર્ન્સના આધારો ઉપરાંત આધુનિક સમયના વિદ્વાનો મેશર્સ બૅગેહૉટ, સિજિવક, ક્લિફ લેસ્લિ, અને પ્રો. જીવન્સના આધારો પણ રાનડેએ ટાંકી બતાવ્યાં છે. આમ સો વર્ષની અંદર અર્થશાસ્ત્રને લગતા વિચારોમાં ફેરફાર શી રીતે થવા પામ્યો તે દર્શાવવા માટે પશ્ચિમ યૂરોપમાં છેલ્લાં ૨૦૦—૩૦૦ વર્ષમાં તે શા-સ્ત્રના થયેલા ફેલાવાનું પુનરવલોકન કરાવતાં રાનડેએ જ-ણાવ્યું હતું કે, ૧૫ મા સૈકામાં થયેલી દેશોની નવી શોધોથી વ્યાપારની વૃદ્ધિ કરવાને અને સંસ્થાનો વસાવવાને ઉત્પન્ન થયેલી ઉલટને લીધે યૂરોપમાં ભારે પ્રવૃત્તિ ચાલી રહી હતી, અને તેના પરિણામમાં અર્થશાસ્ત્રને લગતા નિયમો યોજવાની જરૂર જણાતાં 'મર્કન્ટાઇલ થીઅરિ' નામની યોજના યોજવામાં આવી હતી. તેનાથી ખેતીવાડી કરતાં વ્યાપાર અને ઉદ્યોગના, તથા સ્વદેશ કરતાં પર-દેશના વ્યાપારની ઉપયોગિતા વધારે લેખવામાં આવતી, અને તેમાં રાજ્યસત્તાના અંકુશનો અવકાશ રહેતો. તે યોજના સ્થપાયા પ-છીના સૈકામાં તેની સામે પ્રત્યાઘાત શરૂ થવા માંડયો, તથા હૉબ્સ અને લૉકના ઉપદેશથી ઇંગ્લાંડમાં તેની શરૂઆત થઈ. અને જૂની યોજનાના સિદ્ધાંતોમાંથી રાજ્યસત્તાના અંકુશને લીધે સ્વાભાવિક

સ્વતંત્રતાનો નાશ થાય છે એમ જણાવી તેમાં દર્શાવેલાં સઘળાં બંધનો દૂર કરી 'અબાધિત વ્યાપાર' (Free trade) ના સિદ્ધાંતો સ્થાપવાની હીલચાલ ઉભી કરવામાં આવી. આવી હીલચાલ રાજ્યકીય સ્વતંત્રતા માટે ફ્રાન્સમાં 'રેવોલ્યુશન'ને નામે થયેલી ઊથલપાથલના એક વિભાગ રૂપ હતી, અને તેના હિમાયતીઓ ક્વેઝની, ગુર્ની, અને ટરગૉટ હતા. ઈંગ્લાંડમાં આ હીલચાલના મુખ્ય હિમાયતિઓ રિકાર્ડો, માલ્થસ, સીનિયર, જેમ્સ મિલ, ટોરેન્સ, મૅકક્યુલૉક વગેરે હતા. પાછળથી આ 'અબાધિત વ્યાપારની નીતિ સામે પણ પ્રત્યાઘાત શરૂ થતાં ઈંગ્લાંડમાં તેને પુષ્ટિ આપનાર કોણ કોણ વિદ્વાનો હતા તે ઉપર જણાવવામાં આવ્યું છે. ફ્રેન્ચ વિદ્વાન્ ઑગસ્ટ કુમ્ટે તેની શરૂઆત કરતાં તેની સૂચનાઓ જર્મન અને અંગ્રેજ વિચારકોએ ઉપાડી લીધી હતી એમ જણાવી, બીજા ફ્રેન્ચ વિદ્વાનો સિસમૉન્ડિ અને ડુનોયર, અમેરિકન વિચારકો હૅમિલ્ટન અને કૅરી, હેઇલીબરિ પ્રોફેસર જોન્સ, ઈટાલિયન અર્થશાસ્ત્રીઓ જિયોગા અને લ્યુડોવિકો, તથા પાછળથી થયેલા જર્મન પ્રોફેસરો મુલર, રૌ, નીઝ, રૉશ્યર, હિલ્ડરબ્રેન્ડ અને વૅગ્નર વગેરે વિદ્વાનોએ તે સંબંધમાં કેવું કાર્ય કર્યું હતું અને તેઓ કેવા મત ધરાવતા હતા તે ન્યા. રાનડેએ દર્શાવ્યું છે. આ વિદ્વાનોના અભિપ્રાયોથી અંગ્રેજ અર્થશાસ્ત્રીઓ લેસ્લિ અને જીવન્સને સારી અસર થઇ હતી. તેમનું કહેવું એવું હતું કે અર્થશાસ્ત્ર સામાજિકશાસ્ત્રની એક શાખા છે, અને તેનો શાસ્ત્રીય અને વ્યવહારિક રીતે અભ્યાસ કરવો જોઇએ, તથા જૂની પદ્ધતિના સિદ્ધાંતો સઘળે સ્થળે અને સમયે લાગુ પાડવાના નિયમો તદ્દન અશાસ્ત્રીય અને ખોટા છે.

યૂરોપના જૂદા જૂદા દેશોમાં અને અમેરિકામાં થયેલી અર્થ શાસ્ત્રની ઉત્પત્તિને લગતા ભૂતકાળના અને ચાલતા જમાનાના ઇતિહાસનું આમ દિગ્દર્શન કરાવીને, અર્વાચીન યૂરોપના વિચારકો રિકાર્ડોના અર્થશાસ્ત્રના સિદ્ધાંતોને બિલકુલ પસંદ કરતા નથી એમ જણાવતાં રાનડેએ અર્થશાસ્ત્રના જૂના સિદ્ધાંતોનું તથા તેમને એકસરખી રીતે સઘળા દેશોમાં લાગુ પડતા માની લેવાના ધોરણનું અવાસ્તવિકપણું બતાવી આપ્યું છે. આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે અમેરિકા, ફ્રાન્સ, જર્મની અને ઇટાલિમાંજ નહિ, પરંતુ ખુદ ઇંગ્લાંડમાં પણ અર્થશાસ્ત્રને લગતા રિકાર્ડોના મત સામે પ્રત્યાઘાત થવા લાગ્યો છે. અર્થશાસ્ત્રીઓના વિચારોમાં થયેલા આ ફેરફારનું પરિણામ એ આવ્યું છે કે. તેઓ અર્થશાસ્ત્રીને લગતી બાબતો વિષે વિચાર કરવામાં આનુમાનિક (deductive) પદ્ધતિને બાજુ પર મૂકીને ઐતિહાસિક (historical) પદ્ધતિને સ્વીકારતા થયા છે, જેથી રાષ્ટ્રીય દ્રવ્ય (national wealth) નો સિદ્ધાંત અમુક વ્યક્તિના જાતિહિત પર મુખ્ય આધાર ન રાખતાં, જે મંડળની તે વ્યક્તિ હોય તે મંડળના સર્વ પ્રકારના હિત રૂપી પાયા ઉપર રચાય છે, અને સાપેક્ષ સિદ્ધાંત (Doctrine of Relativity) ને અનુસરીને તે મંડળના સઘળા આજુબાજુના સંજોગોને ધ્યાનમાં રાખી તેના ભવિષ્યનો દૂરદર્શીપણાથી વિચાર કરવામાં આવે છે.

આ પછી ન્યા. રાનડેએ અર્થશાસ્ત્રીના સ્વરૂપની વિશાળ ભૂમિકાનો હિંદુસ્થાનની બાજુને લગતો વિચાર કરવાનો યત્ન કર્યો છે. તેમાં દર્શાવેલાં આપણા સામાજિક જીવનનાં લક્ષણો ધ્યાનમાં લેતાં જણાય છે કે, આ દેશમાં ધંધામાં જોડાવાના કરાર

કરવાની વૃત્તિને બદલે એકલા ‘ અઠે દ્વારકાં ’ કરી પડી રહેવાની વૃત્તિનું બળ વધારે છે; શુદ્ધ હરીફાઇને બદલે પારકા ઉદ્યોગને ગમે તે પ્રકારે તોડી પાડવામાં એકત્ર થવાનું વધારે બને છે; અને ઉદાર દૃષ્ટિના વિચારો અર્થાત્ ઉન્નતિ થાય એવા વિચારો કરવાની ટેવ ઉપર સાંકડા વિચારોની સત્તાનું પ્રાબલ્ય વધારે છે. દેશની માફકસર ગરમ હવાને લીધે કાચા માલની ઉત્પત્તિને સ્વાભાવિક રીતે ખાસ અનુકૂળતા છે. વસ્તીનો વધારાનો ભાગ થોડે દરે મજૂરોની જોઇએ તેટલી સંખ્યા પૂરી પાડી શકે છે. પરંતુ લોકોની આળસુ ટેવો અને સામાન્ય અજ્ઞાનતાને લીધે તેમની મહેનત ફળદાયક, ચતુરાઇભરેલી, કરકસરવાળી અને કાયમી નીવડી શકતી નથી. ગરીબાઇ, અસાહસિક વર્તન, અને સાંકડા વિચારોની ટેવોને લીધે તેઓ ઉદ્યોગો ઉભા કરવા માટે જોઇએ તે કરતાં ઘણીજ થોડી મુડી બચાવી શકે છે, તેમજ એકઠા મળીને મુડી કે મહેનતનો ઉપયોગ કરવાની વૃત્તિ પણ તેમનામાં નહિજ જોવામાં આવતી. તે સાથે યૂરોપના દેશોની ભારે હરીફાઇથી અને અબાધિત વ્યાપારના સિદ્ધાંતો અમલમાં મુકાયાથી દેશના પ્રાચીન ઉદ્યોગો નાશ પામતાં તેની વસ્તીના ઘણા મોટા ભાગને મુખ્યત્વે કરીને ખેતીના ધંધાનો આશ્રય લેવો પડયો છે. પણ તે ધંધાને અનિશ્ચિત વરસાદ ઉપર આધાર રાખવો પડતો હોવાથી તે મહેનતનો પૂરતો બદલો આપી શકતો નથી. મોટા પાયા ઉપર વ્યાપાર અને બનાવટનાં કારખાનાંની હમણાંજ શરૂઆત થઇ છે, અને દેશમાં સઘળો ઉદ્યોગ માત્ર થોડી ઘણી ખેતીવાડી, છૂટક વ્યાપાર, અને પરચુરણ ઉધડ કામ કરવાનો છે. દેશમાં જમીનદાર ગૃહસ્થવર્ગ અથવા તો ધનવાન મધ્યમ વર્ગની ગેરહાજરી હોવા સાથે, લોકો

દ્રવ્યસંચય માટે તીવ્ર ઇચ્છાવાળા નથી. તેમના રિવાજો, ધારાઓ અને ધાર્મિક ભાવનાઓને લીધે, તેઓ અત્યંત ગરીબાઇ અને સાદાઇવાળું જીવનનું ધોરણ રાખવાને ટેવાયલા છે, ને મિલકતના અતિ નાના ભાગો પાડવાનું પસંદ કરે છે, અને દ્રવ્યની પ્રાપ્તિની અને મુડીના સંચયની તીવ્ર ઇચ્છા મંદ પડી ગઇ છે. દેશની આવી સ્થિતિના પરિણામમાં જડતા, નિરુત્સાહ, અને નિર્ધનતા ઉદ્દભવેલી છે. આ પ્રમાણે દેશની સ્થિતિનું દર્શન કરાવી રાનડેએ એવી મતલબની હકીકત જણાવી હતી કે આમ છતાં જે પ્રજાએ આપણા દેશને આખી દુનિયા સાથે વ્યાપારના માર્ગો દેખાડી આપ્યા છે, જેણે પોતાના કલાકૌશલ્યથી પરસ્પરના વ્યવહાર માટે સર્વ પ્રકારની અનુકૂળતા કરી આપી છે, જેના હસ્તક આપણા દેશનો કારભાર ચાલે છે, અને જે સર્વ રીતે આપણામાં દેખાતા દોષોથી રહિત હોય, વ્યાપાર, ઉદ્યોગો અને મુડીની બાબતમાં તથા કરારની સ્વતંત્રતા, સ્પર્દ્ધા અને એક સંપથી કાર્ય કરવાની તથા યોજનાઓ યોજી કાઢવાની શક્તિની બાબતમાં સર્વોપરિપણું ધરાવે છે એવી બ્રિટિશ પ્રજા સાથેનો આપણો નિરંકુશ સંબંધ આ ચાલતા અંધકારમાં અજવાળું પાડવાનું એકલું પ્રકાશનું કિરણ છે, એ આપણે ભૂલવું જોઈએ નહિ.

શ્રીમાન્ રાનડેએ આ પછી અર્થશાસ્ત્રના જૂના અને ઉપર સૂચવેલા નવીન વધારે સુધરેલા અને વિશાળ દૃષ્ટિના વિચારો વચ્ચેના તફાવતનાં લક્ષણો બતાવ્યાં હતાં. જૂના સિદ્ધાંત પ્રમાણે ઉષ્ણ કટિબંધના રહેવાસીઓનું કામ કાચો માલ ઉત્પન્ન કરવાનું છે, અને સમશીતોષ્ણ કટિબંધના રહેવાસીઓનું કામ તે કાચા માલમાંથી ઉપયોગી બનાવટો બનાવવાનું છે. પરંતુ રાનડેના

મત પ્રમાણે, ઉષ્ણ કટિબંધવાળા લોકોએ માત્ર કાચી પેદાશ નીપજાવીનેજ બેસી રહેવાની કંઇ ખાસ જરૂર જણાતી નથી, કેમકે ઉષ્ણ કટિબંધમાં વસતા લોકોના પ્રાચીન ઇતિહાસ તરફ દૃષ્ટિ કરતાં જણાય છે કે, પહેલાં તેમની ચતુરાઇભરેલી કારીગીરી વખાણાતી હોવાથી અને તેનાં વણાટકામ પોતાની ઝીણવટ અને કુમાસને માટે અનુપમ ગણાતાં હોવાથી સમશીતોષ્ણ કટિબંધના દેશોમાં તેમની ઘણી ખપત થતી, અને તેથી પ્રાચીન રોમમાં અને મધ્ય યુગના યૂરોપમાં તે માટે એટલી બધી ઈર્ષ્યા ઉત્પન્ન થઇ હતી કે અત્રેની બનાવટનું કાપડ ન વાપરવાના કાયદાઓ પસાર કરવાની તે દેશોને જરૂર પડી હતી. * કાચી પેદાશમાંથી તેની ઉત્પત્તિના દેશમાંજ માલ બનાવવો એ કંઇ સ્વાભાવિક રીતે અયોગ્ય નથી. તેથી ઉલટું, તેમ થવાથી તેવી પેદાશની ઉત્પત્તિવાળા દેશને ફાયદો થયા વગર રહે નહિ, કેમકે તેથી આવક જાવકનું એટલે કાચી પેદાશ આ દેશથી બીજે દેશ મોકલવાનું અને ત્યાં થતો તૈયાર માલ અત્રે મંગાવવાનું બેવડું ખર્ચ બચે, તેની વસ્તીમાંના મજૂરવર્ગને તેથી વધારે રોજગાર મળે અને તેવા માલની દેશમાં માગણી હોવાથી તેની બનાવટના ઉદ્યોગમાં રોક-

---

* દાખલા તરીકે, હિંદુસ્થાનમાં ડાકાની મલમલ રોમના નૃપતિઓની સ્ત્રીઓને વસ્ત્રના શણગાર રૂપ થઇ પડતી. કાસ્મીરની શાલો અને ગાલીચા સર્વ યૂરોપમાં પ્રખ્યાત થયા હતા. આ ઉપરાંત હિંદુસ્થાનના કલાકૌશલ્ય અને શિલ્પકામનાં અનેક પ્રસિદ્ધ પાશ્ચાત્ય વિદ્વાનોએ ઘણાંજ વખાણ કર્યા છે ખરે, તે પ્રાચીન કારીગરી તેવીજ પ્રશંસનીય હતી એ નિર્વિવાદ છે. ( જુઓ શેઠ પુરૂષોત્તમ વિ. માવજી જે. પી. સાહિત્યમાળા, અંક ૨. )

લી મૂડીનો નફો તેને મળી શકે. સમશીતોષ્ણ કટિબંધના દેશોમાં અને ખાસ કરીને ઇંગ્લાંડમાં વરાળયંત્ર અને લોઢાના તથા કોયલાના મોટા જથ્થાને લીધે, બનાવટના ઉદ્યોગોને અર્વાચીન સમયમાં ખાસ સગવડ મળે છે એ ખરી વાત છે. પણ હિંદુસ્થાન જેવા કાચી પેદાશની પાકવાળા અને તે સાથે અમુક હદમાં કોયલા અને લોઢાની ખાણોવાળા મુલકમાં આવી સગવડ થવી અશક્ય નથી, અને તેથી તેને નવીન સિદ્ધાંતોના અનુભવનો લાભ મળવો જોઇએ. જો દેશનાં સાધનોને ખીલવીને નવીન ઉદ્યોગોની ઉત્પત્તિ કરવી હોય તો તે કામને લગતી મુશ્કેલીઓના ઉપાયો યોજવા જોઇએ. આવા હેતુની સિદ્ધિ માટે મિ. જે. એસ. મિલ જેવા જૂના અર્થશાસ્ત્રીઓનો પણ એવો મત જણાય છે કે, અબાધિત વ્યાપારના નિયમોને થોડો સમય બંધ કરવા જોઇએ. કેમકે જે દેશમાં પારકા દેશના હુન્નરની ખીલવણી કરવી હોય તે દેશમાં પરદેશથી આવતા તૈયાર માલ ઉપર જકાત મૂકી, 'રક્ષિત વ્યાપાર' નું ધોરણ અમુક સમયને માટે દાખલ કર્યું હોય તો તે બહુ બાધકારક ગણાય નહિ એમ મિ. મિલનું માનવું છે.

વળી જો ઉષ્ણ કટિબંધના દેશોમાં માત્ર કાચો માલ ઉપજાવવાનું કામ થાય તો તેથી ત્યાંની વધતી જતી વસ્તીને જથુકની નિર્ધનતા ભોગવવી પડે, કેમકે તેથી ખેતીવાડીના અનિશ્ચિત ધંધામાં તેમનો ઘણો ભાગ રોકાતાં વારંવાર પડતા દુષ્કાળને લીધે, અને તેને વધારે ખેડાણવાળી જમીનમાંથી પ્રતિ વર્ષ ઓછો લાભ મળવાનો નિયમ લાગુ પડતો હોવાથી, તેમાંથી પૂરતો નફો મળી શકે નહિ. રાનડે જણાવે છે તેમ, આવા દુષ્કાળોની અસર બીજા કેટલાક ઉપાયો ઉપરાંત, જેથી સંખ્યાબંધ મનુષ્યોને

ધંધો મળે અને તેમની સાંપત્તિક આબાદીમાં વૃદ્ધિ થાય એવા વિવિધ પ્રકારના ઉદ્યોગોની પ્રવૃત્તિથી કેટલેક સમયે પણ દૂર કરી શકાય.

આ પછી ન્યા. રાનડેએ મિ. મિલના ગ્રંથમનો એવી મતલબનો એક ફકરો ટાંકી બતાવ્યો હતો કે, ખેતીવાડીનો ધંધો ખરી રીતે લાભકારક ત્યારેજ નીવડે કે જ્યારે ખેતીવાડીવાળા દેશની નજીકમાં પૈસાદાર લોકોથી ભરચક શહેરો અને ગામોવાળા મુલકમાં તેવા માલની ખપતી થાય એવાં બજારો હોય; અને આવાં પાસેનાં બજારના અભાવે, પરદેશ સાથેનો બહોળો વેપાર એ ખેતીવાડીનાજ મુખ્ય ઉદ્યોગવાળા દેશનું હિત સાધનારૂં બીજી પંક્તિનું સાધન છે. પરંતુ મિ. મિલે જણાવેલું પરદેશ સાથેના વ્યાપારનું કામચલાઉ સાધન હિંદુસ્થાનની તંગી ભાગ્યેજ પૂરી પાડી શકે. રાનડે કહે છે કે હિંદુસ્થાનમાં કેવળ ખેતીના ધંધાનો ફેલાવો ( Ruralization ) એ "સત્તાના, બુદ્ધિના અને સ્વાશ્રયના નાશ રૂપ હોઇ, એક દેખીતી રીતે પછાત પાડનારી યોજના છે." આવી યોજનાની અસર બંદરોની અને નાનાં લશ્કરી કે રેલ્વે સ્થળોની આબાદીથી જોઇએ તેટલી નિવારી શકાય નહિ. જ્યાંસુધી ગામડામાં રહેનારી પ્રજાના પ્રમાણમાં શહેરમાં વસનારી પ્રજાનો વધારો ન થાય ત્યાંસુધી દેશની સાંપત્તિક—આર્થિક આબાદી ઉપર સારી અસર થવી સંભવતી નથી, કેમકે ગામડાંની પ્રજા જ્યારે કાચો માલ પેદા કરે છે ત્યારે શહેરની પ્રજા તે માલને વિવિધ હુન્નરો દ્વારા ઉપયોગી રૂપ આપે છે, અને તે ઉપયોગી રૂપ થયા વિના દેશની આબાદીની વધતી નથી. પરંતુ હિંદુસ્થાનમાં આ પ્રકારની હકીકત નથી, કેમકે દરેક

જાતના કારીગરોને પાશ્ચાત્ય હરીફાઇને લીધે પોતાનો બનાવટના ઉદ્યોગોને તજી દઇ ખેતીનો ધંધો સ્વીકારવાની, અને શહેરો છોડી ગામડામાં જઇ વસવાની ફરજ પડે છે; અને તેમને દુષ્કાળ તથા મોંઘવારીના સંકટ સહન ન કરી શકે એવાં નિરાધાર મનુષ્યોની સ્થિતિમાં આવી પડવું પડે છે.

રાનડે જણાવે છે કે, લોકોની સ્થિતિમાં જણાતા આવા તાત્કાલિક ફેરફારથી ઉંચામાં ઉંચા રાજ્યનીતિજ્ઞ પુરૂષોને ખેદ થાય એમ છે, અને હું જાણું છું હિંદુસ્થાનના બ્રિટિશ રાજ્યના મોટા અમલદારોને આ ભારે વિચારની વાત થઈ પડી છે. પરંતુ પ્રજાના મોટા લાભો જાળવવા માટે સરકારે હાલમાં ચાલતી ' અબાધિત વ્યાપાર'ની સામાન્ય નીતિ ત્યજી દેવાની, ગીચ વસ્તીવાળા ભાગોમાંથી આછી વસ્તીવાળા નવા મુલકમાં લોકોને વસાવવાની, અને તે સંબંધમાં દેશના પ્રાચીન રાજ્યકર્તાઓ, જેઓએ વસ્તીવાળા મુલકમાં લોકોને ખાસ ઉદારતા ભરેલી સગવડો કરી આપીને ઉજડ મુલકમાં શહેરો વસાવ્યાં હતાં તેમનો દાખલો લેવાની ઘણી જરૂર છે. દેશો જીતવાનાં, રાજ્યને દઢ-મજબૂત કરવાનાં, અને સમાધાની ફેલાવવાનાં કામોની સારી અસર થઇ ચૂકી છે. હવે જે કરવાનું છે તે એ છે કે, વધારાની વસ્તી સારૂ સંસ્થાનો સ્થાપવાં અને જૂદા જૂદા પ્રકારના ઉદ્યોગોની વૃદ્ધિ કરવી. જો આપણી વસ્તીમાંના ફાલતુ લોકો, આફ્રિકા, ઑસ્ટ્રેલિઆ, વેસ્ટ ઇન્ડિઝ, બ્રહ્મદેશ, વગેરે દેશોમાં મજૂરોની ઘણી જરૂર જણાતી હોવાથી તેનો લાભ લે તો વખતોવખત પડતા દુષ્કાળોથી અને કામ ન મળવાથી હજારો અને લાખો મનુષ્યો નાશ પામતાં બચે. જો રાજ્યસત્તા રેલ્વેની સડકો અને નહેરો

બંધાવવાનાં, અથવા તો નાણાં ધીરીને તેવાં બાંધકામો બીજી મંડ-
ળીઓ પાસે કરાવવાનાં, અને યૂરોપીઅન વસનારાઓને ટેકરાઓ-
વાળી પડતર જમીન ઓછે દરે આપવાનાં કામ માથે લે તો
બેશક નવીન પદ્ધતિ પર થતા તેવા ઔદ્યોગિક યત્નો વધારે ફળી
ભૂત થઈ શકે; અને હોલાંડની વલંદા સરકારે જાવામાં સ્વીકારેલી
પદ્ધતિ પ્રમાણે, ખેતીવાડીને મળતા તેલ પીલવાના, ખાંડ શુદ્ધ કર-
વાના અને તમાકુ સાફ કરવાના, અને તેવા બીજા ઉદ્યોગોને ખી-
લવવાના સંબંધમાં સંભાળથી અજમાયશ કરવામાં આવે તો
તેથી વિશેષ ફાયદો થાય ખરો.

આ પછી રાનડે જણાવે છે કે, વિના શ્રમે પ્રાપ્ત ક-
રેલા દ્રવ્યના વધારા ( Unearned Increments ) નો અર્થ-
શાસ્ત્રનો નિયમ હિંદુસ્થાનમાં ચાલતા ગણોત અથવા સાંથના
નિયમને અનુસરતો નથી. તે ઇંગ્લાંડ જેવા જનસમાજને લાગુ
પડે, કેમકે ત્યાં વડીલ પુત્રના વંશમાં મિલ્કત ઉતરવાના, વંશપ-
રંપરાને માટે—એટલે બીજા કુટુંબમાં ન જાય એવા અંકુશ સાથે—
મિલ્કત આપવાના અને તેની વ્યવસ્થાના ધારાને લીધે, જાગીરો
પેઢી દર પેઢી એકજ કુટુંબના કબજામાં રહે છે, અને છે, અને
તેથી તે જમીનને ખેડુતો પાસે ખેડાવી સાંથ લેનાર જમીનદાર
વિના શ્રમે દ્રવ્યનો વધારો કરનાર ગણાય. પરંતુ આપણા હિં-
દુસ્થાનમાં વડીલોપાર્જિત મિલ્કતના ઉપરાઉપરી ભાગો અને વિ-
ભાગો પડતા હોવાથી અને જમીનના વેચાણની બાબતમાં કોઇ
પણ જાતનો અંકુશ નહિ હોવાથી આવી મિલ્કતનો કબજો વારં
વાર જૂદા જૂદા મનુષ્યોના હાથમાં જાય છે, જેથી તે નિયમ આ
દેશમાં લાગુ પડે નહિ. અને આમ મિલ્કતોની પૂરેપૂરી કિમ્મત

આપીને તેમને વેચાતી રાખનારાઓને તે જમીનમાંથી સાંથ વગેરે મળે તો તે વિના શ્રમે પ્રાપ્ત કરેલો વધારો ગણાય, કારણ કે મિલ્કત એક હાથથી બીજા હાથ ઉપર જતાં તેના સુધારા વધારાના પ્રમાણમાં વેચાણ રાખનારને ક્રમથી વધારે કિમ્મત આપવી પડે છે, અને વધારાની કિમ્મત તેઓએ શ્રમથી પ્રાપ્ત કરેલી હોવાથી ગણોતની પેદાશ વગર શ્રમની ગણવી એ ભૂલભરેલું છે. આ પછી ગણોત કિમ્મતમાં ગણાય નહિ, એ બાબતનો રિકાર્ડોનો સિદ્ધાંત આ દેશને લાગુ પડતો નથી, અને જમીનના ભોગવટાની મુદત નક્કી ઠરાવી ખેડૂતોમાં થતી નકામી સ્પર્દ્ધાનો અટકાવ કરવાના સંબંધમાં અર્વાચીન વિચારકવર્ગથી સ્થપાયેલો સુધરેલો સિદ્ધાંત વ્યાજબી છે એમ કહી તે સંબંધે તેમણે પોતાના વિચારો જણાવ્યા હતા.

છેવટે, જે કામોમાં લોકો પોતાને માટે ઘટતી તજવીજ ન કરી શકે તેવાં કામોમાં રાજ્યસત્તાને વચ્ચે પડવાની જરૂર વિષે પોતાના વિચાર ન્યા. રાનડેએ દર્શાવ્યા હતા. તે પરથી જણાય છે કે હાલના સમયમાં ચાલતી અબાધિત વ્યવહારનીતિ અથવા કોઇ પણ પ્રકારના અંકુશ વિનાનું ધંધારોજગારનું ધોરણ ગયા સૈકામાં ચાલતી 'મર્કન્ટાઇલ સિસ્ટમ' Mercantile System ) નામની વ્યાપારનીતિની સામે એક પ્રત્યાઘાત રૂપ છે. કારણ કે જ્યારે ગયા સૈકાની રાજ્યની વ્યાપાર સંબંધી નીતિથી મનુષ્યોને પોતાની સ્વાભાવિક સ્વતંત્રતા અને સમજશક્તિનો ઉપયોગ કરવા દીધાથી નુકસાન ન થાય તેવા કામોમાં પણ રાજ્યસત્તાનો અંકુશ રહેતો, ત્યારે હાલની વ્યાપારી રાજ્યનીતિ ધંધારોજગારમાં પ્રજાને પોતાની મરજીમાં આવે તે પ્રમાણે વર્તવા

દે છે, અને પરરાજ્યની વ્યાપારનીતિથી થતાં નુકસાનને અટકા-
વવા સ્વરાજ્યમાં કંઇ પગલાં ભરતી નથી. વ્યક્તિની સ્વતંત્રતા
અને સમજશક્તિની બાબતમાં હદ ઉપરાંત દરમિયાનગીરી કરવી
એ નુકસાનકારક છે, તેમજ અમુક બાબતોમાં મનુષ્યો ગમે તેમ
વર્તે એ સંબંધે છેક આંખ આડા કાન કરવા એ પણ નુકસાન-
કારક કહેવાય. આથી ઉત્તમ વચલો માર્ગ ખોળી કાઢી તે ગ્રહણ
કરવો જોઇએ. અબાધિત વ્યવહારની નીતિ સામે યૂરોપમાં સ્પષ્ટ
રીતે પ્રત્યાઘાત થયો છે. ઇંગ્લાંડમાં અબાધિત વ્યાપારની નીતિનો
છેક છેલ્લી હદ સુધી ઉપયોગ ગઇ ચૂક્યો છે, મનુષ્યો હવે પ્રશ્ન
કરવા લાગ્યા છે કે આવી અબાધિત પદ્ધતિ સઘળે સમયે ચલા-
વવાથી ફાયદો છે કે નહિ, અને અમુક વર્ગના લોકોના હિતની
ખાતર કેટલેક અંશે રાજ્યસત્તાના અંકુશ અને કાયદાની દરમિ-
યાનગીરીને લગતો ફેરફાર તેમાં કરવાની જરૂર છે કે નહિ? ઇંગ્લાં-
ડમાં આ સંબંધી બદલાયલા વિચારના પરિણામમાં, ન્યા. રાનડે
દાખલા તરીકે, વ્યાપારી મંડળને લગતો કાયદો ( Factory
Legislation ), અનાશ્રિત ગરીબોને લગતો કાયદો ( Poor
Law System, ) વ્યાપારી મંડળોને કાયદેસર કબૂલ રાખવાનું
ધોરણ, અને આયર્લાંડની જમાબંધીની પદ્ધતિ, અમલમાં આ-
વ્યાનું જણાવે છે. જ્યારે ઇંગ્લાંડમાં પણ અબાધિત વ્યવહારનું
ધોરણ સર્વાંશે, અથવા કોઇ ને કોઇ બાબતમાં અમુક ફેરફાર કર્યા
વગર, અમલમાં મુકાતું નથી, ત્યારે હિંદુસ્થાન, જે ઔદ્યોગિક
ઉન્નતિની બાબતમાં હજુ પ્રથમ અવસ્થામાંજ છે ત્યાં તો તેનો
સર્વાંશે અમલ શી રીતે થઇ શકે? રાનડેએ જે બાબત ઉપર
ભાર મૂકીને કહ્યું હતું તે એ છે કે, યૂરોપમાં પ્રથમ ચાલતી

" મર્કન્ટાઈલ સિસ્ટમ " નામની પદ્ધતિના સારા મુદ્દાઓ સ્વીકારી તેની ખામીઓને બાજુ પર રાખવી જોઈએ—એટલે કે રાજ્યસત્તાની દરમિયાનગીરીની હદ વધારવી જોઈએ; જેથી કરીને કેળવણી, પોસ્ટ ઑફિસ અને ટેલિગ્રાફ ( તાર ) જેવાં અને બીજાં નવાં સાહસ કામોની પહેલ કાઢવાનાં, જોખમભરેલાં કામો અથવા ઉદ્યોગોના વીમો ઉતારવાનાં વગેરે કામો જેમાં સરકારના યત્નોથી જેવું પરિણામ આવી શકે તેવું વ્યક્તિના યત્નોથી આવી શકે નહિ, તેમાં રાજ્યસત્તાની મદદ મળે. રાનડે જણાવે છે કે, આપણા દેશમાં સરકાર પોતે પોતાની આવી ફરજો દેશને ફાયદા થાય એવી રીતે અદા કરે છે; અને બીજા દેશો કરતાં હિંદુસ્થાનની સરકારે આવી ફરજો પોતાને માથે લેવાનું વધારે જરૂરનું છે, કેમકે તે આ દેશમાં માત્ર એકલી જમીનદાર છે એટલુંજ નહિ, પણ સૌથી વધારે મોટી મૂડી ધરાવે છે, અને દુનિયામાં સૌથી વધારે સુધરેલી અને આગળ વધેલી એક પ્રજાના પ્રતિનિધિ રૂપ છે, અને તેથી આપણા અટકી પડેલા અને પડી ભાગતા સુધારામાં ઉન્નતિનો જુસ્સો પ્રેરવાને અને માનુષિક પ્રવૃત્તિની વિવિધ શાખાઓમાં આપણો પુનરુદ્ધાર કરવાને શક્તિમાન્ છે. આપણે આભાર સહિત કબૂલ કરવું જોઈએ કે, માત્ર જૂદા જૂદા પ્રકારની કેળવણીની બાબતમાંજ નહિ, પરંતુ કોયલા અને લોઢાની ખાણો ખોદવાના, ચહા, અને કૉફીના બગીચાઓના અને જૂદી જૂદી જાતના કપાસ વગેરેને ઉછેરવાના કામને આશ્રય આપીને દેશનાં આર્થિક સાધનોની ખીલવણીની બાબતમાં સરકારે ઘણું કર્યું છે, તોપણ ઔદ્યોગિક સાહસ કામોને આશ્રય આપીને અને રસ્તો બતાવીને તેમને ઉભાં કરવાનું માત્ર રાજ્યનીજ નહિ પરંતુ પ્રજાની શાખ પણ બહો-

બા પાયા ઉપર બાંધવાનું, અને તે વડે અનેક શાખાઓવાળી બૅન્ક જેવી શરાફી પેઢીની યોજનાનો પ્રજાને લાભ લેતી કરવાનું—એટલે રાજ્યની શાખ ઉપર જેવી રીતે નાણું ઉભાં થાય છે તેવી રીતે પ્રજાને પોતાની સામુદાયિક આબરૂ ઉપર નાણાંની લેવડદેવડ બીજી પ્રજા સાથે કરવાની સુગમતા કરી આપવાનું, દેશનાં સાધનોને ઉપયોગમાં લેવાનું અને સરકારનાં જૂદાં જૂદાં ખાતાંમાં સંગ્રહ માટે જોઇતી સઘળી ચતુરાઈભરેલી બનાવટી વસ્તુઓ રાજ્યનાં કારખાનામાં બનાવી શકાય એવી રીતે તે સાધનોને તૈયાર કરાવવાનું વગેરે કામોની બાબતમાં હજી ઘણું કરવાનું બાકી રહે છે. અંતમાં ન્યા. રાનડે કહે છે કે, હુંડીઆમણ અને સરહદને લગતા સવાલો કરતાં જેમાં ઉંચામાં ઉંચી રાજ્યનીતિજ્ઞતાવાળા મનુષ્યને પણ વિચાર તથા કાર્યને માટે પૂરતો અવકાશ મળી શકે એવી ઘણી બાબતોમાંથી આ ફક્ત થોડીકજ જણાવી છે. અવ્યભિચરિત એટલે સર્વ દેશોમાં એકસરખી રીતે લાગુ પડતા માની લીધેલા અર્થશાસ્ત્રનાં નીતિસૂત્રોનો ભંગ થવાની બ્હીક રાજ્યકર્તાઓના મનમાંથી ખસી જાય તો ખરેખર તે બાબતો ઉપર આવું લક્ષ અપાય. હિંદુસ્થાનનાં સાધનો કેળવવાની તથા લોકોની સાંપત્તિક અને આર્થિક સ્થિતિ સુધારવાની બાબતમાં આપણા રાજ્યકર્તાઓને પોતાની બુદ્ધિ અને ઉત્સાહનો ઉપયોગ કરવાનાં કેટલાંક દ્વારો આ પ્રમાણે બતાવીને, આપણા દેશમાં ચાલતી અબાધિત વ્યવહારની નીતિની અવાસ્તવિકતા સંબંધે પોતે દર્શાવેલા વિચારોની પુષ્ટિ અર્થે રાનડેએ પ્રખ્યાત એન્ગ્લો ઇન્ડિયન વિચારકો—હિંદુસ્થાનની સરકારના કેટલાક સમયને માટે નીમાયલા એક મહેસુલી પ્રધાન મિ. એસ.

લેઇંગ, સર વિલિયમ વિલ્સન હંટર, અને મુંબઈના ગવર્નરની ધારાસભાના વડા સભાસદ મર્હુમ સર મૅકસ્વેલ મેલ્વિલના અભિપ્રાયો ટાંકી બતાવીને પોતાનું વિદ્વત્તાભરેલું ભાષણ પૂરૂં કર્યું હતું. આ વિચારકોના અભિપ્રાયો ઉપરથી જણાય છે કે, અબાધિત વ્યાપારની નીતિ સઘળા દેશોમાં એકસરખી રીતે લાગુ પડતી નથી એ મતલબના ન્યા. રાનડેના મુદ્દાને તેઓ ટેકો આપે છે. મિ. એસ. લેઇંગનો અભિપ્રાય આ પ્રમાણે હતોઃ—"જ્યારે શુમારે ૪૦ વર્ષ ઉપર, રિચર્ડ કૉબ્ડનના સરળ વાક્ચાતુર્યને લીધે પોતાનો મત ફેરવ્યાનું સર રોબર્ટ પીલે જાહેર કર્યું હતું, અને 'અબાધિત વ્યાપાર' ની નીતિ દાખલ કરવામાં આવી હતી તથા તેના પરિણામ પૂર્ણ રીતે સફળ ઉતર્યાં હતાં, ત્યારે દરેક મનુષ્ય ધારતો હતો કે દુનિયાના બાકીના ભાગને પોતાનો મત બદલવાને માત્ર કંઇક વખત જોઇશે અને તે પણ ઘણોજ થોડો. ઘણાજ થોડા મનુષ્ય એવું ભવિષ્ય ભાખવાને હિમ્મતવાન જણાયા હશે કે, ૪૦ વર્ષ પછી દુનિયામાં અબાધિત વ્યાપારના 'નિયમોને વળગી રહેવામાં ઇંગ્લાંડ લગભગ એકલું પડી જશે, 'રક્ષિત વ્યાપાર' ની ખોટી ગણાતી નીતિ મજબૂત થશે, અને યૂરોપખંડની ફ્રાન્સ અને જર્મનિ જેવા દેશોની પ્રજાઓ તેને મંજૂર રાખશે એટલુંજ નહિ, પણ યુનાઇટેડ સ્ટેટ્સ, કાનડા, અને ઑસ્ટ્રેલિયાની તથા અંગ્રેજી ભાષા બોલનારી બીજી પ્રજાઓની મોટી અને વધતી જતી સંખ્યા વાસ્તવિક રીતે તેને સ્વીકારશે. એમ છતાં હાલના સમયમાં ખરી હકીકત એવીજ જણાય છે. કૉબ્ડન ક્લબની હયાતિ છતાં અને સામાન્યતઃ દરેક અંગ્રેજના મનને અનિવાર્ય જણાય એવી દલીલો તેની તરફેણમાં છતાં, અબાધિત વ્યાપારની નીતિ

છેલ્લાં ૨૦ વર્ષથી જોસભેર મંદ પડતી જાય છે, અને એક પછી એક પ્રજા અને એક પછી એક સંસ્થાનને પોતાનામાં રક્ષિત નીતિના હિમાયતીઓની સંખ્યા વધતી જતી અને અબાધિત નીતિના હિમાયતીઓની સંખ્યા ઘટતી જણાય છે."

'હિંદુસ્થાનની હાલની બનાવટો અને તેમનું ભાવી સ્વરૂપ' એ વિષય ઉપર ઇ. સ. ૧૮૯૩ ની 'ઔદ્યોગિક કૉન્ફરન્સ' સમક્ષ આપેલા વ્યાખ્યાનમાં, હિંદુસ્થાનની સરકારના નિકાસખાતાના રિપોર્ટર ડૉ. વૉટ્સે સરકારને કરેલા રિપોર્ટના આધારે, દેશમાં ઇલાકાવાર રૂ, રેશમ, ઊન, કાગળ, ચામડાં, દારૂ, સાબુ, દોરડાં, ખાંડ, આટો વગેરેનાં કારખાનાં કેટલાં છે; ચા, કૉફી અને ગળી વગેરે કેટલા જથ્થામાં ઉગાડવામાં આવે છે, તથા પરદેશ મોકલવામાં આવે છે; સોનું, રૂપું, કોયલા. લોઢું વગેરે ખનીજોની નીપજ તથા આવક જાવક કેટલી છે; તથા દેશમાં બીજા પ્રકારના કારીગરો અને ઉંચા નીચા ધંધાવાળાઓની દરેકની સંખ્યા વસ્તીના પ્રમાણમાં કેટલી છે એ વગેરે પુષ્કળ જાણવા યોગ્ય હકીકત ન્યા. રાનડેએ પૂર્ણ કુશળતાથી દર્શાવી છે. આ વ્યાખ્યાનને અંતે, આપણી હાલની ઔદ્યોગિક અણઘડ સ્થિતિ ઘણાજ લાંબા વખતથી ચાલતી હોવાથી તેમાં હવે ત્વરાથી ફેરફાર કરવાનો યત્ન કરવાની જરૂર જણાવી નીચે પ્રમાણે તેમણે અતિ બોધક સૂચન કર્યું હતું:

"કુદરતી અનુકૂળતાઓ, અને નહિ કેળવાયેલાં પરંતુ અખૂટ સાધનોના, શાન્તિ અને યોગ્ય વ્યવસ્થાના તથા આખી દુનિયાની સાથે વ્યવહારના માર્ગો ખુલ્લા થયાના, અને સઘળા એશિયાના મુખ્ય બજાર તરીકેની આપણા દેશની અદ્ભુત કુદરતી

સ્થિતિના અમૂલ્ય લાભોથી, સતત યત્ન કરીને જો ફતેહને માટે લાયક થવાને પ્રયત્તવાન્ રહીએ, તો આપણને ફતેહ મળશેજ."

ન્યા. રાનડેએ આવા અનેક નિબંધો લખીને તથા પોતાનાથી બનતી હરેક રીતે દેશની ઔદ્યોગિક ઉન્નતિ અર્થે ઘણોજ શ્રમ લીધો હતો. પોતાના વિચારોની પુષ્ટિ અર્થે હરેક બાબત વિષે પૂરતી હકીકત અને વિવિધ પ્રકારના આંકડાઓ સહિત પ્રમાણો આપવામાં ઉત્તમ પ્રકારની કુશળતા તેઓ ધરાવતા હતા એમ સર્વ તરફથી કહેવામાં આવે છે: અને તે સંબંધે તેમનાં લખાણો પરથી પણ પૂરતી સાબિતી મળે છે. એમના આ વિષયને લગતા એક લેખના સંબંધમાં—અને ઘણે ભાગે ઉપર સૂચવેલા 'ઔદ્યોગિક કૉન્ફરન્સ' વિષેના તેમના લેખના સંબંધમાંજ—મુંબઇના 'ટાઇમ્સ ઑફ ઇંન્ડિયા' પત્રે તેમના મૃત્યુની નોંધ લેતાં વ્યાજબી રીતે જણાવ્યું હતું કે, "એક સમયે તેમણે હિંદુસ્થાનના ઔદ્યોગિક પુનરુદ્ધાર માટે એક યોજનાનો મુસદ્દો પૂનાની સાર્વજનિક સભાના ત્રિમાસિક પત્રમાં પ્રકટ કર્યો હતો; અને તે લેખમાં દર્શાવાયલા બહુવિષયગ્રાહીપણા માટે અને વિષયને લગતી સવિસ્તર હકીકત અને મુદ્દાઓનો આશ્ચર્યકારક રીતે સંગ્રહ કરવાની તેમની શક્તિ માટે હિંદુસ્થાનનાં સઘળાં વર્તમાનપત્રો તરફથી આશ્ચર્ય અને બેહદ પ્રશંસાના ઉદ્ગારો કાઢવામાં આવ્યા હતા."

# પ્રકરણ ૯ મું.

## ગૃહસંસાર.



આ પ્રકરણમાં ન્યા. રાનડેનાં કુટુંબીઓ, તેમનું સાંસારિક જીવન, તેમને બાળપણમાં થયેલો અકસ્માત, તેમની જૂદે જૂદે વખતે માંદગી, અને તેમના મુખ્ય સહાધ્યાયીઓ–વગેરે જાણવા યોગ્ય ખાનગી અને અંગત બાબતો વિષે કેટલીક હકીકત આપવા ધાર્યું છે.

પ્રથમ પ્રકરણમાં આપણે વાંચી ગયા છીએ કે શ્રીમાન્ રાનડેને માત્ર ૧૧ વર્ષના મૂકી, તેમનાં માતુશ્રી ગોપિકાબાઇએ સ્વર્ગવાસ કીધો હતો. તેમની માતાના મરણને સોળમે દિવસેજ તેમના પિતાએ ફરીથી લગ્ન કર્યું હતું. તે પછી બીજે વર્ષે ઇ. સ. ૧૮૫૪–૫૫ માં શ્રી રાનડેનાં લગ્ન વાઇના દાંડેકરની દીકરી અને ઇચલકરંજી સંસ્થાનના તે વખતના રાજ્યકર્તાની સ્ત્રી યશોદાબાઇની બ્હેન સકુબાઇની સાથે કરવામાં આવ્યાં હતાં. આ પ્રમાણે રાનડેનાં અપરમાતા (ઓરમાન મા), તેમનાં પત્ની, અને તેમની ન્હાની બ્હેન દુર્ગા અક્કા ત્રણે લગભગ એકસરખી વયનાં હોવાથી તેઓ એકસરખું શિક્ષણ મેળવીને નાનાંથી મોટાં થયાં હતાં. એમના પિતા બહુ સુધરેલા વિચારના નહોતા, અને બાળલગ્ન સંબંધી તે સમયે ચાલતી રૂઢિઓને અનુસરતા, તોપણ

સ્ત્રીકેળવણી સંબંધે તેઓ ઘણા ઉદાર વિચાર ધરાવતા હતા. આથી તેમણે પોતાની પત્નીને, પુત્રવધૂને, અને પુત્રીને તે સમયે કોલ્હાપુરમાં બની શકી તેટલી કેળવણી આપીને, તેમને દરેકને ' ગૃહિણી ' તરીકે પોતાનું કર્તવ્ય સારી રીતે સમજતી કરી હતી.

રાનડેનાં પત્ની સકુબાઇ આનંદી, સુશીલ, આજ્ઞાંકિત અને પતિભક્ત હોવાથી તે પોતાના પતિને થોડાજ વખતમાં એક લાયક મિત્ર રૂપ થઇ પડયાં હતાં, પરંતુ દુર્દૈવને લીધે તેમને ક્ષયરોગ લાગુ પડતાં ઇ. સ. ૧૮૭૩ ના ઑક્ટોબરની ૩ જી તારીખે પૂનામાં તેમનો કાળ થયો હતો. પોતાની આ સદ્દગુણી પ્રિય પત્નીના મંદવાડમાં રાનડેએ પોતે તેમની સારવાર અર્થે ઘણી મહેનત અને ઉજાગરા વેઠયા હતા. તેમના અકાળ મૃત્યુથી તેમને ઘણીજ લાગણી થઇ હતી,* એમ તેમણે પોતે રા. બ. માનકરને તેમના પર તે અરસામાં આવી પડેલી તેવી અતિ શોકજનક કૌટુંબિક આપત્તિ માટે દિલાસો આપવા લખેલા પત્રમાં તે સંબંધે કરેલા ઇસારા પરથી જણાઇ આવે છે. રાનડેએ લખ્યું હતું કઃ—" મારા પોતાના ઉપર આવી પડેલી આપત્તિ

* આ સંબંધમાં શ્રીમતી રમાબાઇ રાનડે પોતાના પુસ્તકમાં જણાવે છે કે, " તેમના મરણ પછી એક વરસ સુધી પોતાને અતિશય દુઃખ થયું. એમને સારૂ આંખમાં પાણી આવ્યા વગર એક દિવસ પણ ગયો નહિ. રાત્રે જમ્યા પછી નિદ્રા આવે ત્યાં સુધી તુકારામના અભંગોનું વાંચન ચાલતું. કોઇ અભંગ કરૂણારસથી અને પ્રેમરસથી ભરેલા આવે તો તે બબ્બે ચાર ચાર વખત ફરી વાંચવાનું કહેતા, અને ગળગળા થઇ જતા."

પણ તેવીજ દુઃખદાયક છે, અને કોઈ કોઈ વખત આવી આપત્તિઓ મનુષ્યની બુદ્ધિને એવા ગુંચવાડામાં નાખી દે છે કે અતિ ધાર્મિક મનુષ્યો પણ અપવિત્ર નિરાશામાં પડી જાય છે, અને પરમેશ્વરની વાસ્તવિક આજ્ઞાઓની સામે થવાને દોરવાય છે. હાલમાં તમારા હૃદયને જે ધક્કો લાગ્યો છે તે ગમે તેવો હો, તો પણ તમે એવા સદ્‌ગુણી અને દૃઢ આસ્થાવાળા છો કે તેથી તમારી શ્રદ્ધામાં કાયમનો ફેરફાર થાય તેમ નથી. આ પ્રકારનું આશ્વાસન હમેશા મિત્રો આપ્યાં કરે તો તે રુચિકર થઇ પડે નહિ. જ્યારે પોતાના પ્રિય પદાર્થના વિયોગથી શોકાર્ત થયેલું અંતઃકરણ, સંસાર ગુલાબની વાડી જેવો અખંડ સુખ રૂપ નીવડવા સારૂ નિર્માણ થયો નથી—એવા સત્યને અનુભવે છે ત્યારેજ આવું આશ્વાસન આપણને રુચે છે."

આ પછી એક માસ વીત્યા બાદ શ્રી. રાનડેનું દ્વિતીય લગ્ન દેવરાષ્ટ્રના ચિપલૂનકર અથવા કુરલેકરની દીકરી સાથે થયું હતું. તેમનાં આ પત્ની શ્રીમતી રમાબાઇ પણ ઘણાં સુશીલ, સદ્‌ગુણી, સમજુ અને પતિભક્તિપરાયણ હોવાથી તેમને જે કુટુંબ સુખ જોઇતું હતું તે પ્રાપ્ત થઇ શક્યું હતું. પોતાની પ્રથમ પત્નીનો દેહાંત થતાં રાનડેએ એક વિધવા સાથે પુનર્લગ્ન કેમ ન કર્યું તે સંબંધે તે અરસામાં ઘણીજ ચર્ચા ઉઠી હતી, જેના પરિણામમાં તેમનું મન અતિશય ગુંચવાડામાં અને ઉદ્વેગમાં રહેતું હતું. આવા સમયે આ તેમનાં દ્વિતીય પત્ની તેમના અનેક સદ્‌ગુણોને લીધે તેમને મોટા દિલાસા રૂપ થઇ પડયાં હતાં.

પોતાનાં આ પત્ની પોતાને સર્વ રીતે સહાયભૂત થઇ પડે તેટલા માટે રાનડેએ તેમને ચાલતા જમાનાને અનુસરતું

શિક્ષણ આપવાની તુરતજ સઘળી તજવીજ કરવા માંડી. જોઇએ તેટલું મરાઠી શિક્ષણ આપ્યા બાદ અંગ્રેજી ભાષાનું શિક્ષણ પણ પણ તેમને આપવામાં આવ્યું. આ કામ ઘણે ભાગે રાનડે જાતે કરતા અને તેથી તેમાં તેઓ ખંતથી એવી ચાલાકી અને યુક્તિ વાપરતા કે તેમનાં પત્ની, જે લગ્ન થયું તે વખતે લખવા વાંચવાનું બિલકુલ જાણતાં નહોતાં, પરંતુ જાતે બુદ્ધિમાન્ અને વિદ્યાભ્યાસ કરી પોતાના વિદ્વાન્ પતિની યોગ્ય સહચારિણી થઇ પડવાને ઉત્સુક હતાં, તેઓ પોતાના પતિ તરફથી મળતા શિક્ષણનું સાર્થક્ય કરી એવાં નિપુણ બન્યાં કે તેમનું નામ થોડાજ સમયમાં મહારાષ્ટ્રની વિદુષી અને કુલીન સ્ત્રીઓમાં અગ્રભાગે ગણાવા લાગ્યું,* તેઓ પોતાના પતિને મરાઠી લેખન વાંચનના કાર્યમાં યોગ્ય મદદગાર થઇ પડતાં, અને તે સાથે પોતાનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ વધારતાં જતાં. તેમનું મરાઠી ભાષાનું જ્ઞાન કેયા ઉંચા પ્રકારનું છે તે તેમણે પોતાના પતિના મૃત્યુ બાદ

---

* પોતાને મળેલા શિક્ષણનું સવિસ્તર વર્ણન આ બાઇએ પોતાના પુસ્તકમાં સ્થળે સ્થળે ઘણી રસિક રીતે આપેલું છે, જે પરથી સ્ત્રીઓને સારો બોધપાઠ પોતાના શિક્ષણને માટે મળે તેમ છે. તેમના લખવાથી જણાય છે કે, મરાઠી, અને અંગ્રેજી ભાષા શિખવા ઉપરાંત કલકત્તાના ટૂંક સમયના પોતાના નિવાસ દરમિયાન શ્રી. રાનડેએ પોતે બંગાળી ભાષા શીખીને તેમને પોતાને પણ શીખવી હતી, અને નાની મોટી સભાઓમાં હાજર રહેવા અને ભાષણો કરવા એક પ્રકારની તેમને ફરજ પાડીને છેવટે તેમને એક ઉત્કૃષ્ટ વક્તા બનાવી શક્યા હતા.

તેમની તરફના પોતાના પૂજ્યભાવની નિશાની તરીકે તેમનાં ધાર્મિક વ્યાખ્યાનોનું જે પુસ્તક પ્રકટ કર્યું છે, તેની પ્રસ્તાવના પરથી તથા પાછળથી પોતે **आमच्या आयुष्यांतील कांहीं आठवणी** ( અમારા જીવનમાંની કેટલીએક યાદગીરીઓ ) નામના મરાઠી ભાષામાં સ્વહસ્તે લખી પ્રકટ કરેલા પુસ્તક પરથી અને તે પુસ્તકની સર્વત્ર થએલી પ્રશંસા પરથી પૂર્ણ રીતે જણાઈ આવ્યું છે. વળી મુંબઈના માજી ગવર્નર નામદાર લૉર્ડ રે સાહેબના પ્રમુખપણા નીચે થયેલા પુના ફીમેલ ટ્રેનિંગ હાઇ સ્કૂલના પહેલા વર્ષના ઇનામસમારંભ વખતે શ્રીમતી રમાબાઈ રાનડેએ અંગ્રેજીમાં આપેલું ભાષણ જેમણે સાંભળ્યું હશે તેઓના જાણવામાં આવ્યું હશે કે તેમનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ સારું છે. ન્યા. રાનડે ઘણાં વર્ષ સુધી દક્ષિણા પ્રાઇઝ કમિટીના સભાસદ હતા, તેથી તે કમિટી તરફથી તેમના તરફ અભિપ્રાય અર્થે અનેક પુસ્તકો આવતાં. તેમ અન્ય લેખકો પણ પોતાનાં પુસ્તકો તેમના જેવા અતિ સમર્થ વિદ્વાનનો અભિપ્રાય મેળવવાની ઇચ્છાથી મોકલી આપતા. આ સઘળાં પુસ્તકો રમાબાઇ પોતાના પતિને વાંચી સંભળાવતાં, અને તે પરથી તેઓ પોતાના અભિપ્રાય તેમને જણાવતા. તે સર્વ અભિપ્રાયો બાઈ પોતે લખી કાઢતાં, અને પોતાને તે પસંદ પડતાં તે પર ન્યા. રાનડે સહી કરી મોકલી આપતા. આ ઉપરાંત પોતાના પતિને વર્તમાનપત્રો વાંચી સંભળાવવાનું કામ પણ ઘણી વખત તેઓ કરતાં. આ પ્રમાણે ન્યા. રાનડેએ પોતાનાં પત્નિને કેળવેલાં હોવાથી મુંબઇ ગયા પછી પોતાના ભાઇઓ, બ્હેન, વગેરે સંબંધીઓ તરફથી હરરોજ આવતા પત્રો તેમની પાસે વંચાવી સાંભળતા,

અને તેમના ઉત્તર પણ તેમની પાસે લખાવી મોકલતા. વળી તેમને ધાર્મિક જ્ઞાન આપવાના હેતુથી તેઓ મુંબઇમાં હતા ત્યારે તેમને પોતાની સાથે દર રવિવારે પ્રાર્થનાસમાજમાં લઈ જતા. જ્યારે બહારગામ હોય ત્યારે રાનડે પોતે તેમને ઉપદેશ આપતા. આવા ઉપદેશની તેમના મન પર થયેલી સચોટ અસરને લીધેજ તેઓ પોતાના પતિનાં ધાર્મિક વ્યાખ્યાનો તેમના મરણ પછી પુસ્તકના રૂપમાં પ્રકટ કરવાને પ્રેરાયલાં છે.

શ્રી. રાનડે સંસારસુધારાની ધાર્મિક અને અન્ય તેવીજ પ્રવૃત્તિઓમાં મચ્યા રહેતા ત્યારે તેમનીજ પ્રેરણાથી તેમનાં પત્ની વખતોવખત મળતા સ્ત્રીસમાજમાં ઘણો આગળ પડતો ભાલેતાં, અને તેમાં પોતે હાજર રહી સારા સારા વિષયો પર વિનયયુક્ત છટાથી ટૂંક પણ રસિક અને બોધક ભાષણો આપતાં. મુંબઇમાં કેટલાક વખતથી સ્થપાયલી 'હિંદુ લેડિઝ સોસ્યલ ક્લબ' નાં ઑનરરિ સેક્રેટરી તરીકે તેના કામકાજમાં તેઓ ઘણો આગેવાનીભરેલો ભાગ લેતાં, અને આવી રીતે મેળાવડાઓમ એકઠાં મળી સંસારસુધારો, સ્ત્રીકેળવણી વગેરે વિષયો સંબંધી પોતાના સદ્‌વિચારો આપ લે કરવામાં કુલીન હિંદુ સ્ત્રીઓને પોતે દ્દષ્ટાંત રૂપ બની ઘણુંજ ઉત્તેજન આપતાં. જ્યારે રાનડેને પોતે ફિનાન્સ કમિટીના સભાસદ નીમાયાથી તેને લગતા કામકાજ માટે આખા હિંદુસ્થાનમાં મદ્રાસથી પંજાબ સુધી પ્રવાસ કરવાની તક મળી હતી ત્યારે આ તેમનાં પત્ની પણ તેમની સાથે ફર્યાં હતાં, અને તેમના મન પર પોતાના પતિને મળેલા દેશવિદેશના અનુભવ અને જ્ઞાનના સારા સંસ્કાર થયા હતા. વળી તેઓ પોતાનાં સગાંસ્નેહીઓ પ્રતિ ઘણી મમતાવાળાં

અને વડીલ વર્ગ તરફ નમ્ર અને ભકિતમાન્ હોવાથી સર્વેની પ્રીતિ સંપાદન કરી શક્યાં હતાં. ટૂંકમાં શ્રીમતી રમાબાઈ રાનડે

**स्त्रीणां हि साहचर्याद्भवन्ति चेतांसि भर्तृसदृशानि ।** (સ્ત્રી-ઓનાં મન પણ સમાગમથી પોતાની પતિ જેવાંજ થાય છે.) એ વેણીસંહાર નાટકમાંની આર્યાના ચરણમાં કહ્યા પ્રમાણે સર્વ રીતે પોતાના પતિને મળતાં આવવાથી ન્યા. રાનડે સંપૂર્ણ રીતે કુટુંબસુખ પ્રાપ્ત કરી શકયા હતા એમાં કાંઇજ સંશય નથી.

તેમના અતિ પ્રિય અને દેશવિખ્યાત પતિનું મરણ થવાથી તે બાઇ ઉપર પ્રારબ્ધકર્માનુસાર વૈધવ્યનું જે અતિ અસહ્ય સંકટ આવી પડ્યું તેને માટે આખા દેશમાં સર્વત્ર દિલગીરી પથરાઇ રહી હતી, અને સર્વે તરફથી દિલસોજીની લાગણીઓ દ-ર્શાવવામાં આવી હતી, જેનું વર્ણન હવેના પ્રકરણમાં આવશે. મું-બઇના માજી ગવર્નર નામદાર લૉર્ડ નૉર્થકોટ સાહેબનાં પતિ નામદાર લેડી નૉર્થકોટે આ પ્રસંગે પોતાના માનવંત પતિ સાથે દિલાસો દર્શાવ્યો હતો એટલુંજ નહિ, પણ તેઓનું પૂને જવું થયું હતું ત્યારે શ્રીમતી રમાબાઇની મુલાકાત તેમના મકાન પર જઇને લીધી હતી.

શ્રીમતી રમાબાઈ અતિ પવિત્ર અને સુશીલ બાઇ હોઇ પોતાના પતિ તરફ અસાધારણ ભક્તિભાવ* ધરાવતા હતાં એ

---

* શ્રીમતી રમાબાઈ પોતાના અતિ પૂજ્ય અને દેશમાન્ય પતિ તરફ કેવો અને કેટલો બધો પૂજ્યભાવ ધરાવતાં હતાં એનો ઉત્તમ ચિતાર તેમણે પોતાનીજ લેખિની વડે પોતાના પુસ્તકમાં યથાસ્થિત રીતે આપેલો છે, જે વાંચવાથી તેની તાદૃશ કલ્પના આવવા સાથે આ લખાણ વિષે પૂરતી ખાતરી થશે.

કહેવાની જરૂર રહેતી નથી. તેમના છેલ્લા મંદવાડ વખતે તેઓએ તેમની કેવી સારવાર કરી હતી એ આપણે આ પછીના પ્રકરણમાં જોઈશું. તેમના અનેક સદ્‌ગુણોને લીધે તેમના તરફ સઘળાઓ તરફથી ઘણા પૂજ્યભાવથી જોવામાં આવે છે, અને તેમનું ચરિત્ર ખરેખર આધુનિક સ્ત્રીઓને અનુકરણીય છે એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ નથી. તેમના સંબંધમાં રાનડેના સ્મારક ફંડ માટે મળેલી સભામાં ન્યા. ચંદાવરકરે પોતાના ભાષણની અંદર અગત્યનું સૂચન કર્યું હતું. તેઓ બોલ્યા હતા કે, “બીજી કોઈ પણ વસ્તુ કરતાં જેથી તેઓ આપણી પ્રશંસાને વિશેષ પાત્ર થાય એવું કંઈ કાર્ય જો ન્યા. રાનડેએ કર્યું હોય તો તે એ છે કે, જેને માટે આખો દેશ સારી રીતે અભિમાન ધરાવી શકે એવી બાઇને તેઓ પોતાની પાછળ મુકી ગયા છે.”

આમ શ્રીમતી રમાબાઇ રાનડે આધુનિક સમયની કેળવાયલી સ્ત્રીઓમાં ઘણાં પૂજ્ય અને માનનીય ગણાતા હોવાથી અનેક નાના મોટા સ્ત્રીસમાજોમાં તેમની પ્રેરણા અનુસાર કામ થાય છે, અને ઘણે ભાગે પ્રમુખ પણ તેઓજ નીમાય છે. સન ૧૯૦૪ ની આખરે મુંબઈ મધ્યે નેશનલ સોશ્યલ કૉન્ફરન્સના મેળાવડા સાથે ભરવામાં આવેલા ‘ભારત મહિલા પરિષદ્’ નામના સ્ત્રીસમાજમાં તેમને પ્રમુખ નીમવામાં આવ્યાં હતાં. તે સમયે મરાઠીમાં અતિ બોધક અને મનોરંજક ભાષણ આપીને અને સમાજનું કામ પૂરતી કુશળતાથી ચલાવીને તેમણે પ્રમુખપદે થયેલી પોતાની ચુંટણી યોગ્યજ થઇ હતી એમ સિદ્ધ કરી આપ્યું હતું. વળી તેમની સર્વ પ્રકારની લાયકાત ધ્યાનમાં લઇને વરોડા સેન્ટ્રલ

જેલમાંની ઓરતોની મુલાકાત લેવાને માટે કેટલાક વખતથી નામદાર મુંબઇ સરકારે તેમને 'નૉનઑફિશિયલ વિઝિટર' નીમ્યાં છે. એક દેશી બાઈ તરીકે આવું માન મેળવનાર તેઓ પહેલાંજ છે. પોતાની આ નિમણૂકની રૂએ તેઓ તે જેલમાંની ઓરતોની પ્રસંગોપાત્ત મુલાકાત લે છે, અને તેમની ખબરઅંતર પૂછીને મરાઠી કવિઓના શ્લોકોથી તેમને સદુપદેશ આપતાં રહે છે.

પોતાના પૂજ્ય પતિના પગલે ચાલી શ્રીમતી રમાબાઈ શ્રમ વેઠીને જનહિત અને દેશહિતની દરેક હીલચાલમાં મજ્બૂજ આગળ પડતો ભાગ લે છે. મુંબઇ અને પૂનાના સેવાસદનના તેઓ એક મુખ્ય સ્તંભ રૂપ હોઇ દરરોજ પોતાનો અમુક વખત તેના કામકાજમાં ગાળે છે, અને દવાખાનાઓમાં દરદીઓની જાતે ખબર લઇ તેમની સારવારમાં ભાગ લે છે. છેલ્લા સન ૧૯૧૧ ના ચાસચારાના દુષ્કાળ સમયે પોતે અનેક સ્થળોની મુલાકાત લઇ પાલણપુર જેવા છેક દૂરના સ્થળે ગયાં હતાં, અને નાણાંની ઘણી સારી રકમ મુંગા પ્રાણીઓના રક્ષણ માટે એકઠી કરી હતી. સેવાસદનનાં વ્યવસ્થાપક તરીકે અને પૂનાના વિધવાશ્રમનાં જોઇન્ટ સેક્રેટરી તરીકેની તેમની આવી વિવિધ નિઃસ્વાર્થી જનસેવાઓની કદર તરીકે નામદાર સરકારે ૧ લી જાન્યુઆરી ૧૯૧૩ ને રોજ "કૈસરે હિંદનો" બીજા વર્ગનો મેડલ (ચાંદ) બક્ષ્યો છે. આવું માન મેળવનાર આંગળીના વેઢે ગણી શકાય એટલાં આર્ય ઓરત્નોમાં ‡

‡ સુપ્રસિદ્ધ રાજ્યકીય મહાત્મા શ્રી ગાંધીજીએ થોડા વખત ઉપર આ પવિત્ર આર્ય સ્ત્રીરત્નની તેમના મકાન પર જઇને મુ-

આ બાઈ છેક અગ્ર પદ ભોગવે છે, જે ખરેખર તેમના માટે અત્યંત શોભા રૂપ છે.

ન્યા. રાનડેની પેઠે તેમના પત્ની પણ પોતાના ચાકર, નોકર વગેરે તરફ ઘણી મમતાથી વર્તે છે. પોતાની એક સ્ત્રીનોકરને સન ૧૯૦૩ ની આખરે પ્લેગનો દુષ્ટ વ્યાધિ લાગુ પડયો હતો તે સમયે તેની સારવાર જરા પણ બીન્યા વગર પોતાની જાતે કરતાં, તેઓના પર તે વ્યાધિએ સખત હુમલો કર્યો હતો, પરંતુ સારે નસીબે તેઓ તેમાંથી બચી ગયાં હતાં.

શ્રીમતી રમાબાઇએ કેવાં પતિભક્ત હોઇ નિર્માની છે તે તેમણે ઉપર કહેલી ‘ ભારત મહિલા પરિષદ્ ’ના પ્રમુખપદ ઉપરથી આપેલા ભાષણમાં પોતાના પૂજ્ય પતિ સંબંધે કરેલા અપૂર્વ ભાવયુક્ત સૂચન ઉપરથી સંપૂર્ણ રીતે જણાઇ આવે છે. પોતાને પ્રાપ્ત થયેલી વૈધવ્યદશાને માટે સખેદ ઇસારો કરતાં તેઓ આ પ્રમાણે બોલ્યાં હતાં:—“ * ખરૂં છે કે જે ઉત્તમોત્તમ, પ્રેમમય, અને પવિત્ર સહવાસમાં મારાં ૨૭ વર્ષ સાર્થક થયાં છે, તેના પરિણામે મારે મારા મનની સ્થિતિનાં રોદણાં રડયાં કરવાં એ યોગ્ય નથી. દૈવેચ્છાથી જે સ્થિતિ પ્રાપ્ત થઇ તે સ્થિતિમાં રહી, તેજ ચરણકમળનું ચિન્તન કરી વિવેકથી દિવસો ગાળવા

---

લાકાત લઇને તેમને “ આદર્શ હિંદુ વિધવા ” તરીકે જણાવી તેમના માટે કેવો ઉંચો અભિપ્રાય દર્શાવ્યો છે તે સર્વને વિદિતજ હશે.

* ‘ સુન્દરી સુબોધ ’ માસિકના પુસ્તક ૨ જાના અંક ૫ મા માંથી.

અને આપણા કર્તવ્યમાં હરહમેશ તત્પર રહેવું એજ પરિણામ આવવું યોગ્ય હતું. પરંતુ અત્યંત ખેદ સહિત મારે કબૂલ કરવું પડે છે કે મારામાં તેટલું સામર્થ્ય નથી. નિરંતર પોતે બોધ કરતા, હતા કે, "સુખ દુઃખ એ દેહના ભોગ અથવા મનના વિકાર છે. તેમને મહત્ત્વ આપવું નહિ. અને દરેકે પોતાના પ્રાપ્ત કર્તવ્યમાં અત્યંત દક્ષ રહેવું. આ પ્રમાણે વર્તવાથીજ મનુષ્યજીવનનું સાર્થક્ય છે." વળી આ બોધ અનુસારજ નિત્ય વર્તન થતું. રાત્રિ ઉપર રાત્રિ નિદ્રાની શાન્તિ અનુભવ્યા સિવાય જાય અથવા છાતીમાં તીવ્ર વેદના થયાં કરે તોપણ કર્તવ્યમાં ગ્રસ્ત થવાથી મન તે સર્વ સંપૂર્ણ રીતે ભૂલી જતું. પોતે દેહી છે એમ સમજી દેહ સબંધી વિકાર પોતાને થયાં કરે એનું ભાન પણ ન રહે. આ પ્રમાણે પોતાને કર્તવ્યપરાયણતા અને ઉદ્યોગ ઉપર અત્યંત પ્રીતિ હતી. આવા સહવાસનો લાભ મને મળવા છતાં મારામાં તે સામર્થ્યનો—તે દૈવી ગુણનો—અલ્પ પણ અંશ નથી એ વાત મારે અત્યંત ખેદ સાથે કબૂલ કરવી પડે છે. નહિ તો જે મહાન્ કાર્ય પાછળ ગયાં અરાઢ વર્ષ પર્યંત તન મન અને ધન અર્પણ કરી અથાગ શ્રમ લીધો, તે અત્યંત પ્રીતિયુક્ત પ્રવૃત્તિમાં મારે પણ થોડો ઘણો ભાર વહેવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં આપની વતી મને આમંત્રણની જરૂર દર્શાવવા કિંવા આગ્રહ કરવા ગુરૂવર્ય ભાંડારકરને શ્રમ લેવો પડે એ ઠીક કહેવાય? ગમે તેમ હો. હું આજે આપની સમક્ષ ઉભી છું અને આપ સર્વેએ મને આજે જે અધ્યક્ષસ્થાન આપ્યું છે, તેનો શો મર્મ છે તે મારા સમજવામાં છે. હું કાંઇ ભણેલી ગણેલી વિદ્વાન્ છું તેથીજ આ ઉચ્ચ સ્થાન ઉપર મને સ્થાપી છે એમ નથી. દેવોના અ-

રણ કમળમાં જે પુષ્પમાળ અર્પણ કરવામાં આવે છે, તેની નિ-ર્માલ્ય અવસ્થામાં પણ તેની ઉપર આપણો એક પ્રકારનો આદર હોય છે, અને તે માળ પ્રતિ આપણે અમુક ભાવ:ધરીએ છીએ. આવા હેતુથી પ્રેરાઇ આજ આપે મને જે માન આપ્યું છે તે એક અસાધારણ ભૂષણ રૂપે મને લાગે છે. અને તે માટે હું આપ સર્વેની ઘણીજ આભારી છું."

ન્યા. રાનડેના પિતા સને ૧૮૭૭ માં કોલ્હાપુરમાં મરણ પામ્યા ત્યારથી તેમણે પોતાનાં ઓરમાન માતાને અને બે ઓ-રમાન ભાઇઓને પોતાની પાસે બોલાવીને રાખ્યાં હતાં. તેઓ તેમની ઉત્તમ પ્રકારે બરદાસ્ત લેતા, અને તેમને કોઇ રીતે ઓછું આવવા દેતા નહિ.* આ સંબંધમાં તેમના ભાઇ રા. નીલકંઠરાવ જણાવે છે કે ન્યા. રાનડે તે બે ભાઇઓની માત્ર એક ભાઇ તરીકે સંભાળ રાખતા એમ નહોતું, પરંતુ તેઓ

---

* આ સંબંધમાં પણ શ્રીમતી રમાબાઇએ પોતાના પુસ્ત-કમાં યથાસ્થિત હકીકત આપેલી છે, જે પરથી જણાય છે કે ગમે તેવી પ્રતિકૂળ પરિસ્થિતિઓ છતાં રાનડે સર્વને એક-સરખો સંતોષ આપી ઉત્તમ રીતે ગૃહસ્થાશ્રમ ચલાવનાર એક આદર્શ રૂપ પુરૂષ હતા, અને તે સાથે શ્રીમતી રમાબાઇ પણ ખરેખર આદર્શરૂપ પત્નીરત્ન તેમને મળ્યાં હતાં. પોતાના પતિથી પણ નાની વયનાં ઓરમાન સાસુ હોવા છતાં તેમની અને તે-મની નણંદ, વગેરે તરફ અત્યંત પૂજ્યભાવથી વર્તી અનેક ના-પસંદ પ્રસંગોમાં પણ ઘણી શાન્તિથી તેમને નારાજ થવા ન દેતાં પોતે સદા પૂરતી કાળજી રાખતાં હતાં.

એક પિતા સમાન પોતાના તે બે નાના ભાઇઓની તરફ મમતા અને લાગણી ધરાવતા હતા. તેમણે પોતાના બન્ને ભાઇઓને યોગ્ય કેળવણી આપી, તેમનાં બન્નેનાં અનુક્રમે પૂનાના પબ્લિક વર્કસ્ ખાતાના માજી એકાઉન્ટન્ટ રા. સા. દામોદર જનાર્દન ગોખલે અને મુંબઇની એલ્ફિન્સ્ટન્ હાઇસ્કૂલના માજી પ્રિન્સિપાલ રા. સા. વામન આબાજી મોડક એ બે કુલીન ગૃહસ્થોને ત્યાં લગ્ન કરેલાં છે. પોતાના બે ઓરમાન ભાઇઓમાં મોટા મિ. નીલકંઠરાવને તેમણે મૅટ્રિક્યુલેશન પરીક્ષા સુધી અંગ્રેજી અભ્યાસ કર્યા બાદ ન્યા. રાનડેએ સને ૧૮૮૬ માં રૂ. ૫૦૦૦ થાપણ મુકીને લશ્કરી ખાતામાં 'સેકન્ડ બૉમ્બે લેન્સર્સ' નામની પલટણમાં કમિશન્ડ ઓફીસર—જમાદારની જગો અપાવી હતી. પરંતુ તે ખાતામાં કાયમી જગો ઘણી મુદતે મળવાનો સંભવ જણાયાથી તેમણે તેમની પાસે તે નોકરી સને ૧૮૮૮ ના જુલાઇ માસમાં છોડાવી રૂ. ૫૦૦૦ સરકાર પાસેથી પાછા મેળવ્યા, અને તે પછી તુરતજ તેમને ઇંદોર સંસ્થાનમાં નોકરી અપાવી. નામદાર મહોરાજા હોલ્કરે તેમને પહેલવહેલી પોતાના બીજા નંબરના રિસાલામાં લેફ્ટેનન્ટ એજ્યુટન્ટની જગો આપી. અને તે પછી સને ૧૮૯૦ માં તેમને હકશી * કોર્ટના ન્યાયધીશ નીમ્યા. આ જગો પર સને ૧૮૯૪ સુધી કામ કર્યા બાદ તેમણે સ્પેશ્યલ જજ્જ તરીકે કેટલોક સમય કામ કર્યું હતું. તે પછી સને ૧૮૯૫ થી ઇંદોર શહેરની સ્મૉલ કૉઝ કોર્ટના જજ્જનો ઓદ્દો ભોગવી હમણાં થોડાજ વખતથી નિવૃત્ત થયા છે. વચગાળે

* સંસ્થાનની ન્યાય કોર્ટોએ કરેલાં હુકમનામાનો અમલ કરનારી કોર્ટ.

સને ૧૮૯૭ થી ૧૯૦૧ સુધીમાં કેટલાક સમયને માટે મહારાજા શિવાજીરાવ હોલ્કરે પૂના, પંઢરપુર, અને જેજોરી વગેરે સ્થળે ચાલેલા મુકરદમાને લગતી વ્યવસ્થા તથા દેખરેખ રાખવાના કામ પર તેમને મોકલ્યા હતા.

બીજા ભાઇ શ્રીપદરાવને તેમણે સારી કેળવણી આપી તૈયાર કર્યા છે. તેમણે મુંબઇની ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરી એલ્. એમ્. ઍન્ડ એસ. ની પદવી મેળવી છે. આ વૈદ્યક પદવી મેળવીને કેટલોક સમય કાઠિયાવાડમાં વઢવાણ, માંગરોળ અને પોરબંદર વગેરે દેશી રાજ્યોમાં સ્ટેટ સર્જન તરીકે નોકરી કર્યા પછી, ઇ. સ. ૧૯૦૦ માં દક્ષિણ આફ્રિકામાં ટ્રાન્સવાલના બોઅર લોકો સાથે અંગ્રેજ સરકારને લડાઇ ચાલતી હતી તે વખતે મુંબઇના પરોપકારી શેઠ દામોદરદાસ સુખડવાળાએ ત્યાં મોકલેલા બીજા ડૉકટરો સાથે, તેઓ પણ ત્યાં ગયા હતા. ત્યાંથી પોતાના પૂજ્ય વડીલ બંધુના મૃત્યુસમાચાર સાંભળીને તેઓ હિંદુસ્થાનમાં પાછા આવ્યા હતા. તે પછી તેઓ પોતાના કુટુંબ-સહિત યૂરોપ ગયા હતા. તેમણે સ્કૉટલાંડ જઇને એડિન્બરોની રૉયલ કોલેજની એલ. આર. સી. પી, એલ. આર. સી. એસ. અને ડી. પી. એચ., ની વૈદ્યક ડીગ્રીઓ મેળવી છે. અને લંડન શહેરની ટ્રૉપિકલ સ્કુલ (ઉષ્ણ દેશોના વ્યાધિ વિષે શિક્ષણ આપનારી શાળા ) ની પરીક્ષા પાસ કરી છે. હાલમાં તેઓ મુંબઇમાં પોતાનું ખાનગી દવાખાનું ચલાવે છે.

ઉપર કહ્યા પ્રમાણે, પોતાના આ બન્ને ઓરમાન ભાઈ તરફ ન્યા. રાનડે કોઈ પણ પ્રકારનો ભિન્ન ભાવ રાખ્યા વગર સગા ભાઇ કરતાં પણ વિશેષ પ્રેમ અને મમતાથી વર્તતા હોવા

થી આમ કેળવણી આપીને તેમણે તેમને ધંધે લગાડયા હતા એટલુંજ નહિ, પણ ભવિષ્યમાં તેમનું અધિક શ્રેય થાય તેને માટે તેઓ ઘણી કાળજી ધરાવતા અને પ્રસંગોપાત્ત બોધ આપ્યાં કરતા. પોતાના ભાંડુઓ પ્રતિ તેમને કેવી લાગણી હતી તે તેમણે રા. નીલકંઠરાવને તેઓ હકશી કોર્ટના ન્યાયાધીશ નીમાયા ત્યારે લખેલા નીચેના પત્ર પરથી બરાબર જણાઇ આવે છે:—

" તાસગાંવ, તા. ૯ મી નવેમ્બર ૧૮૯૦.

મારા વહાલા આબા,

ચાલતા માસની તા. ૫ મીનો તમારો પત્ર મને બરાબર પહોંચ્યો છે. નામદાર મહારાજા સાહેબે મહેરબાની કરીને તમને ઇંદોરની હકશી કોર્ટના ન્યાયાધીશ નીમ્યા તે માટે તેઓનો પૂરતી રીતે હું આભાર માની શકું તેમ નથી. આ પ્રસંગે હું તમને કંઇક શિખામણ આપવા ઇચ્છું છું. તમારા વડદાદા કર્ણાટકમાં નોકરી કરતા હતા, અને ૫૦૦૦ ઘોડેસ્વાર લશ્કરના ઉપરી હતા, અને તેમણે પોતાના ધણીના હિતને નુકસાન કરવાને બદલે સિંહગઢમાં કેદી તરીકે રહેવાનું પસંદ કર્યું હતું. તમારા દાદાએ મામલતદાર તરીકે ૪૦ વર્ષ પર્યંત નામદાર બ્રિટિશ સરકારની નોકરી કરીને પેન્શન મેળવ્યું હતું. તમારા પિતાએ કોલ્હાપુર સંસ્થાનની ૪૦ વર્ષ પર્યંત નોકરી કરીને સારૂં પેન્શન મેળવ્યું હતું. તમારા ભાઇએ પોતાની નોકરીનાં ૨૫ વર્ષ હમણાંજ પૂરાં કર્યાં છે. આ સઘળા ઉપરથી જણાશે કે તમારા વડીલોએ સારૂં નામ મેળવ્યું છે, અને દોલત મેળવી નથી. તમારા લશ્કરી ધંધાને લીધે તમે તમારૂં દિવાની કામ વધારે સારી રીતે બજાવી શકશો. ગમે તેમ કરીને તમે તમારા રાજાને, તમારા વડવાઓને, અને તમારી

પોતાની જાતને વફાદાર રહેજો. જે અવાજ તમારા કાને અથડાય છે તે તમને તમારૂં કામ કાળજીથી અને પ્રમાણિકપણે કરવાને સહાયભૂત થઇ પડશે. તમારા કામ સંબંધે અને તેમાં પડતી શંકાઓ સંબંધે તમારાથી બને તેટલી વખત મને લખતા રહેજો. હું બ્રાઉટનનો સિવિલ પ્રોસીજર કોડ તમને મોકલી આપું છું. જ્યારે જ્યારે કાયદા સંબંધી તકરાર તમારી આગળ આવે ત્યારે તે મુકરદમા સંબંધી મને ખુલાસા પૂછતા રહેજો. હું તમારી શંકાઓનું સમાધાન કરવા યત્ન કરીશ. નામદાર મહારાજા સાહેબે તમારા ઉપર અને તમારા દ્વારા અમારા સઘળા ઉપર જે મહેરબાનો કરી છે તેને માટે તેઓ સાહેબને મારી ભારે આભારની લાગણી જાહેર કરશો. આ મહિનાની આખરે હું સતારા જીલ્લાની મુસાફરી પૂરી કરવા ધારૂં છું.

સખુને ઓરી નીકળ્યાં છે, અને અમે આશા રાખીએ છીએ કે તે જલદી સારી થશે. તમારી પોતાની તબિયતની સંભાળ રાખશો. પુષ્કળ કસરત કરજો અને ગાડી ખરીદવાનો વિચાર રાખશો નહિ, કેમકે તેમ કરશો તો તમે ઘોડે બેસીને ફરવા જવાનું માંડી વાળશો. જો તમારી શક્તિ ટકાવી રાખવાની ઇચ્છા હોય તો તમારે ગાડી લેવી, પરંતુ તમારા ઉપયોગમાં તેને લેવી નહિ. તમારી સ્ત્રી તેનો ઉપયોગ કરે તો હરકત નથી.

લી૦

એમ. જી. રાનડેના

શુભ આશીર્વાદ."

વળી આ સંબંધમાં નીચેની બીના પણ જાણવા યોગ્ય ગણાશે. તા. ૧૩ જાન્યુઆરી ૧૮૯૬ ને રોજ રા. નીલકંઠરા-

વના હાથથી બંદૂક છૂટી જવાથી પાંચ છ માણસોને થોડી ઘણી ઇજા થઇ હતી. તે સમયે ન્યા. રાનડેને ઘણી ચિંતા થઇ હતી. આ પ્રસંગે મહારાજા હોલ્કરે આજ્ઞા કર્યા પ્રમાણે ન્યા. રાનડેએ તુરતજ ઇજા પામેલા મનુષ્યોને દરેકને રૂ. ૧૦૦ પ્રમાણે કુલે રૂ. ૬૦૦ આપીને પોતાના ભાઇ ઉપર આવેલું સંકટ દૂર કર્યું હતું.

નાના ભાઈ મિ. શ્રીપદરાવ બાબા પૂનાની ડેક્કન કૉલેજમાં અભ્યાસ કરતા હતા તેવામાં તેમને ત્યાંની નદીમાં તરવાનો અને હોડીમાં બેસી ફરવાનો નાદ લાગ્યો હતો. તેથી ન્યા. રાનડેએ એક હોડી ખરીદી આપી તેમની હોંશ પૂરી કરી હતી.

વળી શ્રીપદરાવ જ્યારે એલ. એમ. ઍન્ડ એસ્. ની પરીક્ષામાં પહેલી વખતે નાપાસ થયા ત્યારે તેમના મનને ઘણો ખેદ થવાથી તેઓ ઘેર આવ્યા નહોતા. આ વખતે ક્રોધમાં તેઓ કદાચ કંઇ અવિચારી પગલું ભરે એમ સમજી ન્યા. રાનડેએ ખાસ પોતાનાં પત્નીને કૉલેજમાં મોકલી તેમને સમજાવીને ઘેર બોલાવ્યા હતા, અને ઉત્તેજનાની ખાતર કેટલીક વાતો કરી પરીક્ષામાં નિષ્ફળ થયા બાબતનો તેમનો ખેદ દૂર કરવાનો યત્ન કર્યો હતો.

ન્યા. રાનડેનાં બહેન દુર્ગા અક્કા, જે તેમનાથી બે ત્રણ વર્ષ નાનાં છે અને નાની વયમાં વિધવા થયેલાં છે, તેમના પર પોતે ઘણો પ્રેમ રાખતા હતા. તેઓ તેમના પિતાના મરણ બાદ પૂનામાં ન્યા. રાનડેની જમીનજાગીર અને માલમિલકતની તથા ઘરની સઘળી વ્યવસ્થા ઘણી ચતુરાઇથી ચલાવતાં હતાં. ન્યા. રાનડે પોતે અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાં ગુંથાયલા રહેતા હોવાથી તેમના મોટા કુટુંબપરિવારની ખબરઅંતર લેવાનું અને

ગૃહવ્યવસ્થા ચલાવવાનું કાર્ય પોતાને માથે લઈ દુર્ગાબાઈ પોતાના વડીલ બંધુને એક ખરેખરાં સહાયક થઈ પડયાં હતાં. હાલમાં પણ તેઓ ન્યા. રાનડેની સઘળી મિલકતની વ્યવસ્થાના કામમાં તેમનાં ભોજાઈને ઘણી મદદ આપે છે.

આ ઉપરાંત ન્યા. રાનડેને ત્યાં કેટલાંક નજીકનાં સગાં, ચાકરનોકર, અને વિદ્યાર્થીઓ વગેરેની મોટી સંખ્યા રહેતી, અને તેથી હમેશા ઘરમાં એકાદા મંગળ ટાણા જેવી ગર્દી રહેતી. ઘરમાં મનુષ્યોની આટલી મોટી સંખ્યા રહેતી હોવા છતાં તેમની દરેક રી કુટુંબીજનો સારી બરદાસ્ત લેતાં એટલુંજ નહિ, પણ તેઓ પોતે સઘળાંની વખતોવખત કાળજીપૂર્વક ખબરઅંતર પૂછતા રહેતા હતા.

પોતે ઘરની વ્યવસ્થામાં કંઈ પણ ભાગ જાતે લેતા નહિ. પિતાના મરણ બાદ પગારનાં નાણાં અને તેનો હિસાબ વગેરે તેમનાં પત્ની પાસે રહેતું, અને તેઓ બરાબર હિસાબ રાખી સઘળી વ્યવસ્થા કરતાં. મોટાઈને લીધે નહિ, પરંતુ એકમાર્ગી સ્વભાવને લીધે પોતે આખી જીંદગી મધ્યે જાતે કોઈ ચીજ ખરીદતા નહિ. તેમણે પહેલીજવાર પોતાનાં પત્નીને બંગાળી શીખવવા માટે કલકત્તા ખાતે બંગાળી પુસ્તકોની જાતે ખરીદી કરી હતી એમ શ્રીમતી રમાબાઈ પોતે જણાવે છે.

શ્રી રાનડે પોતાનાં માતા, બ્હેન, અને ભાઈઓ પર જેટલો પ્રેમ રાખતા તેટલોજ પ્રેમ તેમનાં પત્ની પણ તેમના પર રાખતાં. તેમના કુટુંબનાં સઘળાં મનુષ્યોના વિવેકીપણાથી અને નિરભિમાનીપણાથી સર્વ કોઈને સંતોષ થયા વગર રહેતો નહિ. ટૂંકામાં આ પ્રમાણે ઇશ્વરે તેમને આપેલી વિદ્યા અને લ-

ક્ષ્મીની અનુકૂળતાને અનુસરતીજ તેમના કુટુંબની વ્યવસ્થા હોવાથી સર્વને આનંદ થાય તેવું હતું. પરંતુ સાંસારિક દૃષ્ટિથી જોતાં તેમને કાંઇ સંતતિ નથી એ જો કે ઘણા ખેદની વાત છે, તોપણ તેઓ પોતે આ સંબંધમાં કોઇ પણ સમયે ખિન્ન કે ચિંતાતુર જણાતા નહિ.

શ્રીમતી રમાબાઇને પોતાને કંઇપણ સંતાન ન થવાથી અખુબાઇ નામની તેમની એક માબાપ વગરની ભત્રિજીને તેનો ઇ. સ. ૧૮૯૦ માં જન્મ થયો ત્યારથી પોતાની પાસે રાખી ઉછેરી હતી, અને તેનું લગ્ન પણ પોતે કર્યું હતું. આ બાઇ એક પુત્ર મૂકીને ૭ એક વર્ષ ઉપર મરણ પામવાથી તેમને ઘણુંજ દુઃખ થયું હતું. તેને પોતાના પેટની પુત્રી તરીકે તેઓ ગણતાં હોવાથી "અમારા જીવનની યાદગીરીઓ" નામનું તેમનું પુસ્તક તે સ્વ૦ બાઇને પોતે અર્પણ કર્યું છે. ન્યા. રાનડેએ પોતાના ભાઇ રા. નીલકંઠરાવના પુત્રને દત્તક લેવાની ઇચ્છા દર્શાવી હતી. તે ઉપરથી તે પુત્રના નામાભિધાનને દિવસે તેને રા. નીલકંઠરાવે તેમને સ્વાધીન કર્યો હતો. તેના દત્તવિધાનની ક્રિયા તેને યજ્ઞોપવીત આપતા પહેલાં કરવાનો તેમનો વિચાર હતો. તેથી જો પોતે હયાત હોય તો તેને ઉપવીત આપતા પૂર્વે પોતે તે ક્રિયા કરી શકે, પરંતુ કદાચ પોતાનો દેહ તે સમયે ન હોય તો પોતાનાં પત્ની તે પ્રમાણે કરે એવી પોતાના મૃત્યુપત્ર (વિલ્) માં તેઓ આજ્ઞા કરી ગયા હતા. તેમની તે આજ્ઞાનું પાલન કરીને શ્રીમતી રમાબાઇએ રા. નીલકંઠરાવના પુત્ર ચિ. નાનું ઉર્ફે નારાયણરાવને તેની દશ વર્ષની વયે પોતાના મર્હુમ પતિ ન્યા. રાનડેના પુત્ર તરીકે તા. ૧૯ માર્ચ ૧૯૦૪ ને રોજ દત્તક લીધો

છે. શ્રીમતી રમાબાઇના સુસ્વભાવ અને સુશિક્ષણને લીધે તે પુત્ર પોતાના મર્હુમ પૂજ્ય અને દેશાવખ્યાત પિતાના ઉત્તમ ગુણોનું અનુકરણ કરી સારી કીર્તિ સંપાદન કરવાને લાયક અને શક્તિમાન્ થાઓ!

શ્રી રાનડે પોતે ચાકરનોકર વગેરેની ખબરઅંતર લેતા રહેતા એટલુંજ નહિ, પણ પ્રસંગોપાત્ત તેમની કસૂર થતી તોપણ પોતાના મોટા મનને લીધે તેમજ પોતાના ક્ષમાયુક્ત સ્વભાવને લીધે તે કસૂરોને જોઇ ન જોઈ કરી તે માટે તેમને કદી સખત ઠપકો આપતા નહિ કે નોકરીમાંથી કાઢી મૂકતા નહિ. છેલ્લા મંદવાડને લીધે જ્યારે તેમણે રજા લીધી ત્યારે સઘળા સિપાઇઓ ઘણીજ દિલગીરી સાથે રડતા રડતા જુદા પડયા હતા. ચોપદાર તો પગ ઉપર માથું મૂકી રડયો હતો. આથી તેમને પોતાને બહુ લાગણી થતાં આંખમાં આંસુ ભરાઈ આવ્યાં હતાં. તેમાંના કોનના મંદવાડ વખતે પોતે ઘણીજ ઇન્તેજારીથી એની ખબર અંતર જોતા, અને તેની સારવાર માટે બંદોબસ્ત કરતા. પ્લેગના સમયે તેમણે અનેક વખતે આ સંબંધે અત્યંત કાળજી દર્શાવેલી છે. આ સંબંધમાં તેમનાં પત્નીએ પોતાના પુસ્તકમાં એક મોટું પ્રકરણ લખી સવિસ્તર હકીકત આપેલી છે. ખરેખર ન્યા. રાનડે જેવા મોટા અમલદારમાં આ ગુણ ઘણો પ્રશંસનીય કહેવાય, અને તેથી તે સંબંધમાં બનેલા તેમનું અતિશય મોટું મન દર્શાવનારા કેટલાક પ્રસંગોનું વર્ણન અત્રે નિરૂપયોગી ગણાશે નહિ.

ઇ. સ. ૧૮૯૯ ના મે મહિનાની ગરમીની રજાઓમાં ન્યા. રાનડે પોતાનાં પત્ની, ભાઈ, બ્હેન, માતુશ્રી, બે નાની ભોજાઇઓ તથા તેમનાં નાનાં બાળકો સાથે મહાબળેશ્વરમાં આઇટ

કૉટેજ મધ્યે રહેતા હતા. એક દિવસ સવારના પહોરમાં નિયમ પ્રમાણે મિત્રમંડળ સાથે ફરીને આવતાં લુક લાગ્યાથી તેમની પ્રકૃતિ ઘણી બગડી આવી. તેમને બ્રેઇન ફીવર લાગુ થયો છે એટલે તાવ મગજમાં ચઢી ગયો છે એવું ડૅાક્ટરો કહેવા લાગ્યા. તે સમયે તેમની હાજરીમાં રહેલા નોકરો પૈકી ગણુ નામનો માણસ તેમના પગે ઘી ઘસવા બેઠો. ન્યા. રાનડેના પગે મોજાં હતાં તે વાત તે ચાકરના લક્ષમાં ન આવ્યાથી મોજાં ઉપરજ તે ઘી ઘસવા લાગ્યો. આ ઉપરથી તેમને પોતાને ગુસ્સો આવવાને બદલે ઘણું હસવું આવ્યું. તેમનાં પત્ની તેમના બિછાના આગળ બેઠાં બેઠાં વાંચતાં હતાં. પોતાના પતિ આવા માંદા હોવા છતાં એકાએક હસવા લાગ્યા તેથી તેમને આશ્ચર્ય અને ભય ઉત્પન્ન થયાં, અને બિછાનાની છેક પાસે જઇ ' શું થયું ? ' એમ પૂછવા લાગ્યાં. ન્યા. રાનડેને તે નોકરના બેદરકારીપણાથી ઘણું આશ્ચર્ય લાગ્યાથી હસવું બંધ રહ્યું નહિ, પરંતુ તેથી તેમના પત્નીને ઘણી ચિંતા થતી જણાયાથી પોતાને હસવું આવવાનું કારણ કહી બતાવ્યું. તે પરથી તે ચાકરે પગમાંથી મોજાં કાઢી ઘી ઘસવા માંડયું. આમ થયા છતાં તેમણે તે ચાકરને પાછળથી ઠપકો દીધો નહિ કે તેના પર ગુસ્સે થયા નહિ.

બાજાબા નામનો એક નોકર ૨૫ વર્ષ સુધી ન્યા. રાનડેની નોકરીમાં હતો અને હાલ પણ તેમની પત્ની પાસેજ છે. કેમકે તેમનો વિચાર પ્રમાણિક નોકરોને તેમની હયાતિ સુધી પોતાની પાસેથી ખસેડવાનો નથી. સન ૧૯૦૦ ના સપ્ટેમ્બર માસમાં ન્યા. રાનડે એક રાત્રીએ વાળુ કરતા પહેલાં દિશાએ જઇ આવીને પગ ધોવાની જગાએ ઉભા રહ્યા હતા. શેઠ પોતાના જતાં

પહેલાં પગ ધોવાની જગાએ જઇને ઉભા છે અને પોતાને મોડું થયું છે એવું જાણીને બજાબાએ ચૂલા ઉપરથી આધણનું તપેલું ઉંચકી આણ્યું. અને તેમાં સમોવણુ માટે ટાઢું પાણી રેડવાનું વીસરી જતાં આધણનું પાણી તેણે તેમના પગ પર રેડ્યું. આવા તેના બેદરકારીપણાને લીધે તેમના પગની ચામડી લાલ થઇ ગઇ અને તેથી કેટલાક દિવસ સુધી તેમને ઇજા વેઠવી પડી, તોપણ તેને માટે જરા પણ ક્રોધ કર્યા વગર તેમણે બજાબાને માત્ર એટલુંજ કહ્યું કે, "આટલી બધી શી ઉતાવળ? મારા પગ બળ્યા એવું ગાંડા જેવું શું કર્યું?"

શ્રીમાન્ રાનડેનાં પહેલાં પત્ની સાસરે આવ્યાં ત્યારે તેમની સાથે અણુવર તરીકે વામન પાંડુરંગ જોશી નામનો શખ્સ આઠ નવ વર્ષની વયે કોલ્હાપુર આવ્યો હતો, અને તેનો મરાઠી વિદ્યાભ્યાસ પણ ત્યાંજ થયો હતો. રાનડેના પિતા ગોવિંદરાવે તેને કોલ્હાપુર સંસ્થાનમાં નોકરી અપાવી હતી. પંઢરપુર વગેરે સ્થળે ઘણાં વર્ષ સુધી નોકરી કર્યા પછી પેન્શન લઇને તે વામનરાવ ન્યા. રાનડે લોનાવલે હતા ત્યારે તેમને મળવા નિમિત્તે ત્યાં ગયો હતો. વાતનો પ્રસંગ નીકળતાં તેમણે તેને પૂછ્યું કે: "કેમ, વામનરાવ; હવે તમે શું કરવા ધારો છો?" વામનરાવે ઉત્તર આપ્યો કે, "હવે મેં પેન્શન લીધું છે એટલે હું ચેન કરીશ." આવો ઉત્તર પોતાને ઠીક લાગ્યો નહિ, તેથી તેમણે તેને પોતાના ખાનગી દિવાન—કારભારી તરીકે ઘરનું સઘળું કામકાજ કરવાને નીમ્યો. પાછળથી પણ તે શખ્સને શ્રીમતી રમાબાઇએ પોતાની પાસેજ તેમના મુખ્ય કારભારી તરીકે નોકરીમાં ચાલુ રાખ્યો હતો.

આ ઉપરાંત પોતાના માણસો તરફ ન્યા. રાનડેએ દર્શાવેલી ક્ષમાના નોચેના બે દૃષ્ટાંત પણ જાણવા યોગ્ય છે.

તેમના એક બ્રાહ્મણ રસોઇઆને તેમના ઘરમાંની કેટલીએક વસ્તુઓ ચોરી જવાની ટેવ પડી હતી. તેની ચોરી કરવાની ટેવ લાંબા વખત સુધી ન પકડાયાથી તે નાનીથી મોટી વસ્તુઓ ચોરતો થયો હતો. એક વખતે તે લોઢાની ત્રીજોરીની પેટીની કૂંચીઓ લઈ તે ઉઘાડી તેમાંનાં ઘરેણાં ઉપાડી જવાનું કરતો હતો, તેવામાં ઘરમાંના ચાકરોએ તેને પકડયો. તેમણે તે વાત પોતાના શેઠને જાહેર કરતાં, તેમણે ( ન્યા. રાનડેએ ) શું કર્યું તે જાણી કોઇને સહજ આશ્ચર્ય થશે ! તેમની જગોએ બીજો કોઇ માણસ હોત તો તે શખસને પોલિસમાં મોકલ્યા વગર રહેત નહિ, પણ તે શાન્ત સ્વભાવના ગૃહસ્થે તેને તેવું કંઇ ન કરતાં કોકણમાં આવેલા તેના ગામ તરફ વિદાય કરી દીધો.

ઇ. સ. ૧૮૯૯ માં ઉનાળાની મોસમમાં જ્યારે કેટલોક વખત ન્યા. રાનડે લોનાવલામાં હતા ત્યારે એક દિવસ તેમણે પોતાના વાલીપણા નીચે મુકાયલા એક મોટી ઉમ્મરના છોકરાને ચાપેકર ભાઇઓએ કરેલા ખુનના એક મુકરદમાને લગતા પોતાના અને પોતાના સહન્યાયાધીશ મિ. જસ્ટીસ્ પાર્સન્સના જજમેન્ટ—ચુકાદાનું એક પાકીટ લોનાવલાની ટપાલ ઑફીસમાં નાંખવા આપ્યું હતું. થોડાજ વખત પછી તે છોકરાએ પાછા આવી જણાવ્યું કે, ટપાલ ઑફિસે જતાં રસ્તામાં તેણે તે પાકીટ ખોઇ નાંખ્યું હતું. આ વાત ખરી નહિ હોય, કેમકે લોનાવલામાં ન્યા. રાનડેના બંગલેથી પોસ્ટ ઑફિસ સુધીના થોડે છેટે બહુ અવરજવર વિનાના રસ્તે થઇ જતાં ધોળે દહાડે તેનાથી પાકીટ ખોવાય એમ

માનવું મુશ્કેલ છે. આ બનાવ બન્યા પછી તુરતજ—થોડા વખતમાં મુંબઇ અથવા બીજા કોઇ સ્થળ કરતાં પૂનામાં પાકીટ ખોવાયાની અને તેમાંના જજમેન્ટની હકીકત ઘણીજ ત્વરાથી પ્રસરી ગઇ. તે પરથી શક ગયો કે તે છોકરાએ તે પાકીટ ટપાલમાં મુંબઇ તરફ રવાના નહિ કરતાં ચાપેકર ખુની ભાઇઓના કોઇ મૂર્ખ મળતીઆને મોકલ્યું હશે. તે મૂર્ખ છોકરાની આવી ભારે વહેમ ઉપજાવે એવી વર્તણુકને લીધે તેમને અને તેમના સાથી—જજને પોતાના ફેંસલાઓ ફેરીથી લખવાની ફરજ પડી. આ છોકરાને ન્યા. રાનડેએ શું કર્યું તે જાણવાની કોઇને સહજ જિજ્ઞાસા થશે. આ સઘળી હકીકત જોતા, જો કે તેને ઘરમાંથી કાઢી મૂકવો અને બીજે કોઇ સ્થળે રાખવો એ વ્યાજબી ગણાય તેમ હતુ, તોપણ તેમણે તેને માત્ર સખત ઠપકો આપ્યો અને બીજી કાંઇ પણ શિક્ષા કરી નહિ. આ છોકરાને તેના બાપે મરતી વખતે તેમની પોતાની સંભાળ અને વાલીપણા નીચે મૂકેલો હોવાથી આ વખતે તેમણે ધાર્યું કે તે છોકરાને કાઢી મૂકવાથી મરનાર માણસે તેમના પર મૂકેલા ભરોસાનો ભંગ થશે. આથી તેમણે તે છોકરાને ઘરમાં રહેવા દીધો, અને આમ પોતાની કીર્તિના કંઇક જોખમે પણ પોતાના પર મૂકાયલો વિશ્વાસ પૂર્ણ કાળજીથી છેવટ સુધી અદા કર્યો હતો.

આ સઘળા ઉપરથી જણાય છે કે કે ન્યા. રાનડે અતિશય સુશીલ અને ક્ષમાવાન્ હતા. તેમની તરફથી કોઇ પણ ચાકર નોકરને બિલકુલ કનડગત થતી નહિ એટલુંજ નહિ, પરંતુ તેમાંના કોઇને અનેક પ્રકારની કસુરો પડયા છતાં પણ તેની પોતાની ખુશી વગર નોકરીમાંથી કાઢી મૂકવામાં આવતો નહિ. ઉ-

પર વર્ણવેલા પ્રસંગોમાં માત્ર એક જણને ખાસ ચોરીના વાંક માટે પૂરતી ખાતરી કર્યા પછી રજા આપવામાં આવી હતી. જો તેને આમ રજા ન આપી હોત તો તે બીજે અનુકૂળ પ્રસંગે કદાચ વધુ મોટી ચોરી કરીને નાસી ગયો હોત, અથવા તો તેણે ગુપ્ત રીતે ચોરી કર્યા જવાની પોતાની ટેવ ચાલુ રાખી હોત.

ન્યા. રાનડે અતિ નિયમિત કામ કરનાર હતા. તેમની કાલવ્યવસ્થા જાણવા જેવી છે. સવારમાં પાંચ વાગતાં તેઓ ઉઠતા. એક કલાક સુધી ઇશ્વરસ્તવન કરીને અને પ્રાતઃકાળનો વિધિ પૂરો કરીને તેઓ બહાર ફરવા જતા. ફરવા માટે કપડાં પહેરતાં તેમનો ખાનગી સેક્રેટર મુંબઇનાં પ્રસિદ્ધ વર્તમાનપત્રો 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' 'બૉમ્બે ગેઝેટ,' વગેરેમાં પ્રસિદ્ધ થયેલા તાર, લીડીંગ–અધિપતિએ લખેલા–મુખ્ય આર્ટિકલો' અને બીજી અગત્યની બાબતો વાંચી સંભળાવતો. આઠ વાગ્યા સુધી તેઓ બહાર ફરતા, અને ફરી આવ્યા પછી હાઇકોર્ટમાં તે દિવસે પોતાની આગળ ચાલનારા મુકરદમાનું વાંચન થતું. તે પછી સવારની ટપાલ વાંચીને તેઓ સ્નાન કરવા ઉઠતા. સ્નાન અને ભોજન કરતાં તથા કપડાં પહેરતાં ગૃહવ્યવસ્થા સંબંધી, તથા ન્યાત જાત સંબંધી અને આવ્યા ગયા પરોણા સંબંધી તેઓ વિચાર અને પૂછપરછ કરતા. કોર્ટમાં અગિયાર વાગ્યાથી સાંજના પાંચ વાગ્યા સુધી બેસીને ત્યાંથી ઉઠયા પછી યુનિવર્સિટિમાં અથવા બીજે સ્થળે થનારી સભામાં અથવા અન્ય જે જે સ્થળે તેમને આમંત્રણ થયાં હોય તે તે સ્થળે જઇને તેઓ ઘેર આવતા. ઘેર આવ્યા પછી સવારથી સાંજ સુધી આવેલા ટપાલના કાગળોના ઉત્તરોની મતલબ તેઓ પોતાના મરાઠી અને અંગ્રેજી લખનાર ખાનગી સેક્રેટરીને કહી

જતા. ટપાલ આટોપીને તે દિવસે આવેલાં વર્તમાનપત્રો અને માસિક ચોપાનિયાંનું વાંચન થતું. રાત્રિના નવ વાગ્યાને શુમારે બ-હારનાં સઘળાં કામમાંથી પરવારીને તેઓ જમવા ઉઠતા. ભોજન ઘણા શાન્તપણે થતું, અને તે સમયે ઉપર કહ્યા પ્રમાણે તેઓ ઘરમાં પોતાના ભાંડુઓ, પોતાને ત્યાં રહેતા વિદ્યાર્થીઓ વગેરએ સવારથી સાંજ સુધી શું શું કામ કર્યું તે બાબત પૂછપરછ કરતા, અને પોતાનાં બ્હેન દુર્ગા અક્કા પાસે આવતાં પોતાની મિલકત સંબંધી ચોકશી કરતા. ભોજન થઇ રહ્યા પછી અભિપ્રાય અર્થે આવેલાં પુસ્તકો પોતાનાં પત્ની પાસે વંચાવી સાંભળતા અને રા-ત્રિના સાડાદશ પછી સુઇ જતા. આ પ્રમાણે જોકે શુમારે સાડા ૭ કલાક તેઓ પથારીમાં સુઈ રહેતા, તોપણ પોતાના દેશહિતને લગતી અનેક પ્રવૃત્તિઓ સંબંધી વિચાર કરવામાં મન ગુંથાયલું રહેતું હોવાથી ખરેખરી રીતે તો માત્ર ૩ કે ૪ કલાકજ તેઓ ઉંઘી શકતા.

તેઓ પોતાનો જરા પણ વખત નકામો ગુમાવતા નહિ, અને પોતાની આવી કાલવ્યવસ્થામાંથી પણ મળતા અવકાશનો અને રવિવાર તથા બીજા નાના મોટા તહેવારોનો ઉપયોગ પો-તાનું વાંચન વધારવાના અને પોતાનાં અનેક પુસ્તકો, લખાણો અને ભાષણો તૈયાર કરવાના કામમાં કરતા.

ન્યા. રાનડેની રહેણી ઘણીજ સાદી હતી. સુધારક હોવા છતાં, તેઓ ખાવા પીવાની બાબતમાં પૂર્ણ રીતે જૂની પદ્ધતિને અનુસરનારા હતા.* દક્ષિણના ઘાટ પર્વત ઉપરના ઘણાખરા

* કરમાળામાં થયેલા મંદવાડ પ્રસંગે ખાસ જરૂરના ઔ-

લોકો જેવો સાદો ખોરાક વાપરે છે તેવોજ તેઓ પોતે વાપરવાનું પસંદ કરતા. પાનનું બીડું સરખું ખાવાનું તેમને વ્યસન નહોતું. માત્ર ચીકણી સોપારી કે બદામ મુખવાસ તરીકે તેઓ વાપરતા. ચા, કાફી વગેરે નિયમ તરીકે પીવાનો પણ તેમને મહાવરો નહોતો. રૂચિ હોય તો જમ્યા પછી અને ત્રીજે પહોરે નાના પ્રકારનાં તાજાં ફળ લેતા. તેમને દરરોજ ઘણે ભાગે સવારે અને નહિ તો સાંજે એક કલાક પગે હિંડીને ચાર છ માઇલ ફરી આવ્યા વગર ચેન પડતું નહિ.

તેમનો પોશાક તદ્દન સાદોજ હતો. કોર્ટમાં અથવા બીજા જાહેર સ્થળે જવું થાય તે સમય સિવાય હમેશાં તેઓ સાદો દેશી

---

પથ્ય તરીકે તેમની બેભાન સ્થિતિમાં ડૉ. વિશ્રામે પાણી સાથે મેળવીને થોડાંક ટીપાં મદ્ય આપવા માંડેલો, ત્યારે ગ્લાસ મોં આગળ લઇ જતાં પોતે સમજી જવાથી તે પીવાની સાફ ના પાડી હતી. ડૉ. વિશ્રામે તે લીધા વિના નહિજ ચાલે અને પ્રકૃતિ છેક કબજા બહાર થઇ જશે એવું દાબીને કહેવાથી ઘણી આનાકાની સાથે 'રામ, રામ' કહેતાં નાઇલાજે તે ઔષધ પીવાની ફરજ પડી હતી. સિમલાથી આવતાં રસ્તામાં એક સ્થળે રા. શંકર પાંડુરંગ પંડિત સાથે વિનોદમાં ખોરાક સંબંધે વાત થતાં રા. પંડિતે માંસના ખોરાકની પ્રશંસા કરી તેનો સ્વાદ ન લેનારને અભાગી કહ્યા, ત્યારે ન્યા. રાનડેએ કહ્યું હતું કે, " એ તમારૂં ભાગ્ય તમને મુબારક હો. એવું ભાગ્ય અમારે જન્માંતરે પણ નથી જોઇતું. "

( શ્રી રમાબાઇના પુસ્તક ઉપરથી. )

પોશાક પહેરતા. ઘરમાં તેઓ સાદાં દક્ષિણી ઘાટનાં ધોતિયાં પહેરતા. શિયાળાના દિવસમાં ફ્લાલિનની બંડી પહેરતા; બીજી ઋતુમાં શરીર ઉપર ધોતિયું ઓઢતા અથવા એક બદન નાખી મૂકતા. માથે ટોપી ઘાલતા અને દક્ષિણી જોડા પહેરતા. બહાર જતી વખત અંગરખું અથવા કોટ, પાટલુન અને બૂટમોજાં પહેરતા તથા સાથે દુપટો રાખતા. આ ઉપરથી તેઓ આટલા મોટા દરજ્જે ચઢ્યા છતાં કેવી સાદી રહેણી રાખતા તે જોવાનું છે. તેમના ભાઈ રા. નીલકંઠરાવ જણાવે છે કે તેમણે છેલ્લે દિવસે પહેરેલો પોશાક, સાધારણ રીતે તેઓ કેવો પોશાક પહેરતા તેની યાદદાસ્ત માટે, શ્રીમતી રમાબાઇએ પૂનાના પોતાના મકાનમાં એક કબાટમાં સાચવી મૂક્યો છે.

ન્યા. રાનડે ઉંચા, ગૌર વર્ણના, અને મજબૂત બાંધાના હતા. તેમનું શરીર ભારે હતું. તેઓ દેખાવમાં કંઇક કદરૂપા હતા. તેમનું વિશાળ ઉપસેલું કપાળ, તેમનો માયાળુ અને હસતો ચહેરો તથા તેમના તેજસ્વી અને પ્રૌઢ છાયા, જેથી તેમના સંબંધમાં આવનારને તુરતજ તેમને માટે પૂજ્યભાવ ઉત્પન્ન થતો, એ સિવાય તેમની બીજી કોઇ આકૃતિ આકર્ષક નહોતી. તેમના શરીરમાં સૌથી વધારે વખાણવા લાયક અંશ તો બુદ્ધિ, શાન્તતા મધુર નમ્રતા અને આનંદીપણાથી શોભતી અને જાણે અંદર રહેલા મહાન્ આત્મા વડે પ્રોત્સાહિત અને પ્રકાશિત થઈ હોય એવી દેખાતી તેમની મુખમુદ્રા હતી. પરંતુ તેમની શારીરિક ખામીઓનું સાટું તેમના મગજના અને હૃદયના અનેક ઉત્તમ ગુણો, જે વડે તેઓ પોતાના સમકાલીન મનુષ્યોમાં અગ્ર પદે મૂકાઇ એક અતિ સુપ્રસિદ્ધ પુરૂષ તરીકે ગણાયા, તે ગુણોએ જોઇએ તે કરતાં વધારે સારી રીતે વાળી દીધું હતું.

શ્રી રાનડેના શરીર ઉપર અનિષ્ટ પ્રસંગો ઘણા આવ્યા હતા, પણ આ ભારતભૂમિના હિતને અર્થેજ જેમણે જન્મ ધર્યો હતો તેવા તે પુરૂષના આપત્તિના પ્રસંગો દયાળુ પ્રભુએ વટાવ્યા હતા. તેમાંનો પહેલો પ્રસંગ એમની અત્યંત બાલ્યાવસ્થામાં બન્યો હતો. જ્યારે ન્યા. રાનડે ત્રણ વર્ષની ઉમ્મરના હતા ત્યારે એક વખતે તેમનાં માતા ગોપિકાબાઇ પૂના જીલ્લાનું આંબેગાવ ગામ, જ્યાં શ્રી રાનડેના પિતાનું નોકરીને અંગે રહેવું થતું હતું, ત્યાંથી તેમનાં બે બાળક—રાનડે અને તેમની ૧૦—૧૧ મહિનાની બ્હેન દુર્ગા અક્કાને સાથે લઇ બળદની ગાડીમાં બેસી કોલ્હાપુર મધ્યે પોતાને પિયેર જવા નીકળ્યાં હતાં તેમના દિયર વિઠુકાકા ઘોડે બેસીને એક સિપાઇ સાથે તેમને પહોંચાડવા જતા હતા. રાત્રિના સમયે મુસાફરી કરતાં ગોપિકાબાઇ પોતાનાં બેઉ બાળકો સાથે ગાડીમાં ગાઢ નિદ્રામાં પડયાં હતાં, તેવામાં રાનડે પોતાની ઉંઘતી માતાના તથા સિપાઇ જે સુસ્તપણે ગાડી પાસે ચાલતો હતો, તેના લક્ષમાં ન આવે તેમ ગાડીમાંથી ખસી પડયા. સ્વાભાવિક રીતે આ બીના ગાડીવાળાના જાણવામાં ન આવ્યાથી તેણે તો ગાડી હાંક્યાજ કરી. એ વખતે વિઠુકાકા ગાડીની પાછળ ધીમે ધીમે પોતાનો ઘોડો હાંકતા આવતા અર્ધા ગાઉને છેટે હતા. તેમણે ચાલતાં ચાલતાં ગાડીમાંથી પડી જવાથી સ્તબ્ધ થઇ ગયેલા અને રાત્રિની ઠંડી હવાથી ઠરી ગયેલા રસ્તામાં પડેલા બાળકની ધીમી ચીસ સાંભળી. ઘોડેથી ઉતરીને તપાસ કરતાં રાત્રિના સમયે પોતાના બાળક ભત્રિજાને આમ રસ્તામાં પડેલો જોઇ તેઓ ઘણો વિસ્મય પામ્યા. તેમણે તુરતજ તે બાળકને ઉપાડી લઇ પોતાની શાલમાં લપેટયું, અને આમ અંધારા

માં ગાડીમાંથી પડી ગયેલો પોતાનો ભત્રિજો પાસેના જંગલમાંના કોઈ જંગલી જાનવરના હાથમાં જઇ પડયા વગર પોતાને જડી આવ્યો તેને માટે પ્રભુનો વારંવાર ઉપકાર માનતાં, ગાડીને પકડી પાડવાને ઘોડા પર ચઢી બેસી તેને દોડાવ્યો. ગાડી પાસે પ્હોંચતાં તેમણે પોતાની ભોજાઈને જગાડીને પૂછયું, "કેમ ભાભી, બેઉ બાળકો તમારી પાસે સહીસલામત છે કે નહિ?" આ પરથી અંધારામાં હાથ ફેરવી જોતાં પોતાનો પુત્ર ન જડવાથી તેમને ઘણો ભય અને ગભરાટ થયો. આ સમયની તેમના મનની સ્થિતિ વર્ણવ્યા કરતાં વિચારોથી સારી રીતે સમજવામાં આવી શકે ખરી. આ વખતે વિઠુકાકાએ છોકરાને તેમના મોં આગળ મૂકીને ત્વરા તેમનો ખેદ દૂર કર્યો. આમ પોતાનું થોડા વખતથી ખોવાયલું બાળક પાછું મળતાં તેમને હર્ષનાં આંસુ આવ્યાં. આ પ્રસંગે જો કંઇ વિરૂદ્ધ પરિણામ આવ્યું હોત, અને બાળક રાનડે તેમના કાકાને જડયા નહોત અથવા તો તેમના જઈ પહોંચતા પહેલાં વાઘ કે વરૂ જેવા કોઇ ઘાતકી પ્રાણીના પંઝામાં જઇ પડયા હોત તો ખરેખર મુંબઇ ઈલાકાનું એક મહાન્ રત્ન અલ્પ વયમાંજ ગુમ થયું હોત. પરંતુ સારે નસીબે આ સમયે ઈશ્વરેચ્છા અનુકુળ થઇ હતી.

આ સિવાય શ્રી રાનડે કેટલીક વખત ભયંકર માંદગીમાં આવી પડયા હતા. એક વર્ષ ઉપર કોલ્હાપુર મધ્યે ગત થયેલા તેમના પિતાનું સાંવત્સરિક શ્રાદ્ધ કરવા માટે ઇ. સ. ૧૮૭૮ ની શરૂઆતમાં જ્યારે તેઓ નાશકથી પૂને ગયેલા હતા ત્યારે તેમને આયુઘાતક તાવની સખત માંદગી લાગુ પડી હતી. આ મંદવાડ માત્ર એક અઠવાડીયાની અંદર એટલો બધો વધી પડયો હતો કે

તેના પરિણામ સંબંધે, તે વખતે તેમનાં સગાંસ્નેહીઓને ભારે ચિંતા અને ભય ઉત્પન્ન થયાં હતાં. મંદવાડ ઘણો ભયંકર છે એમ શહેરના સઘળા લોકો કહેતા જતા. સૌકોઇ તેમને જલદી આરામ થાય એવી પ્રભુ પ્રતિ પ્રાર્થના કરતું. તેમણે પોતે પણ આ સમયે ગભરાઇ ન જતાં પોતાના બિછાના આગળ ધાર્મિક વૃત્તિથી ઇશ્વરની પ્રાર્થના કરાવી હતી. પરંતુ આ સમયે મહારાષ્ટ્રમાં એક બુદ્ધિશાળી અને નામાંકિત દેશી ડાકટર તરીકે પ્રસિદ્ધિ પામેલા અને નામદાર વાઇસરોયના ઑનરરી સર્જનની માનવંતી પદવી મેળવનાર મર્હુમ ડૉ. વિશ્રામ રામજી ઘોલેએ તેમની ઘણી ચતુરાઇથી સારવાર કર્યાથી તેઓ પોતાની ભયંકર માંદગીમાંથી સાજા થતાં સ્નેહીસંબંધીઓ આદિ સર્વને ઘણો આનંદ થયો હતો.

બીજો જુનાજ પ્રકારનો ગંભીર મંદવાડ તેમને ઇ. સ. ૧૮૯૦-૯૧ માં થયો હતો. ખેડુતોના સંકટનિવારણના કાયદાની રૂએ તેઓ સ્પેશ્યલ જજના ઓદ્ધા પર હતા ત્યારે તપાસણી માટે પરગણામાં નીકળતાં, તેમનો મુકામ જ્યારે શોલાપુર જીલ્લાના કુરમાલા ગામે થયેલો તેવામાં તેમને કૉલેરાને મળતો અતિસારનો વ્યાધિ થયો હતો, અને તે વધી જતાં ભયંકર નીવડશે એમ જણાયાથી તે સ્થળની ડિસ્પેન્સરી (દવાખાના) ના હૉસ્પિટલ આસિસ્ટંટ-ડાકતરે એ વ્યાધિ મટાડવાને પોતાની અશક્તિ જણાવતાં, તેમનાં સુજ્ઞ પત્ની, જે તેમની સાથે હતાં તેમણે, સામાન્ય હિંદુ સ્ત્રીઓની પેઠે હિમ્મત ન હારી જતાં પૂને શ્રી રાનડેનાં બ્હેન દુર્ગાઅક્કાને કોઇ સારા ડાકટરને મોકલી આપવા તારથી ખબર આપી. આ ખબર પહોંચતાં પૂનામાં સર્વ સંબંધીઓ

ભારે ચિંતામાં પડી ગયાં. દુર્ગા અક્કા ઇ. સ. ૧૮૭૮ માં શ્રી રાનડેને સાજા કરનાર ડૉ. વિશ્રામ રામજી ઘોલેને ત્યાં મધ્યરાત્રિએ ગયાં, અને પોતાના ભાઇની ભયંકર માંદગીના સમાચાર તેમને કહ્યા. આ ઉપરથી તે બન્ને પહેલવહેલી જે રેલ્વે, ટ્રેન મળી શકી તેમાં બેસી કરમાલા ગયાં. મંદવાડ બહુજ ગંભીર થઇ ગયો હતો, અને તેમનાં ધર્મપત્ની પોતે અત્યંત ચિંતાતુર થયાં હતાં. પરંતુ આ વખતે પણ પહેલાંની માફક ડૉ. ઘોલેનો યત્ન છેવટે સફળ થયો, અને તેઓ પોતે કવખતના મરણમાંથી લગભગ બે માસનો મંદવાડ ભોગવીને બચી શક્યા. પરંતુ કહે છે કે જે રોગ છેવટે તેમનો પ્રાણહારક નીવડયો તેનું બીજ આ મંદવાડથી તેમના શરીરમાં રોપાયું હતું.

ઇ. સ. ૧૮૯૭ માં શોલાપુર મુકામ હતો તે વખતે એક દિવસ શ્રીમાન્ રાનડે એકાએક પેટમાં દરદ થઇ આવ્યાથી સખત માંદા થઇ ગયા હતા. ચાંપતી સારવારને લીધે દરદ કબજામાં આવ્યાથી પ્રકૃતિ સુધરી હતી. આ વખતેજ હાઇકોર્ટના જજની જગોએ નિમણૂક થયા બાબતનો હુકમ તેમને મળ્યો હતો. આવા મંદવાડમાં આવી ખુશી ખબર ઓચિંતી મળવાથી તબિયત બગડવાનો ભય હતો, પરંતુ તેમના આત્મસંતોષી સ્વભાવને લીધે તેઓએ શાન્તિથી આ ખબર જાણી પૂને જવાની તૈયારી કરી હતી.

શારીરિક વિકાર તરફ દૃષ્ટિ કરતાં જણાય છે કે આગળ સૂચવ્યા પ્રમાણે બી. એ. ની ઑનર્સની અને એલ્. એલ્. બી. ની પરીક્ષાઓ પસાર કરવા માટે અસાધારણ અભ્યાસ કરી તથા બીજા વાંચનથી રાનડેએ પોતાનાં નેત્રને કાયમના જોખમમાં નાખ્યાં હતાં; તે ઉપરાંત છેવટના ભાગમાં તેમનાં નેત્ર વધારે

નબળાં પડતાં જવાથી તેમને હમેશનું વાંચન લેખનનું કામ બીજા પાસે કરાવવું પડતું. કાનની શક્તિ પણ છેવટના ભાગમાં કંઇક ઓછી થઇ હતી. પરંતુ આ પ્રમાણે બાહ્ય ઇન્દ્રિયોની ક્ષીણતા થયા છતાં તેમની આંતર ઇન્દ્રિય એટલે મન સતત જાગૃત રહેતું.

મનુષ્યના ચારિત્ર્ય ઉપર સમકાલીન મનુષ્યોનાં વર્તન થોડા ઘણા અંશમાં પ્રકાશ નાંખે છે એટલુંજ નહિ પણ અભ્યાસક્રમમાં બુદ્ધિના બંધારણના પ્રસંગે જે સહાધ્યાયીઓનો મનુષ્યને સંગ હોય છે, તે ઉપરથી તેના માનસિક ગુણો ઉપર કેવો રંગ અથવા પટ ચઢે છે તેની તુલના થાય છે. સંગબળથી સારા વિદ્યાર્થીઓનું મંડળ ઉમંગથી પોતાનું કાર્ય ઉત્તમ રીતે કરી જીંદગીમાં સારી કીર્તિ સંપાદન કરી શકે છે. આથી ન્યા. રાનડેનુ સહાધ્યાયી મંડળ કેવું દિવ્ય હતું તે દર્શાવવા તે સંબંધી કંઇક હકીકત અત્રે આપીશું.

કોલ્હાપુરની શાળામાં શ્રી રાનડેના સહાધ્યાયીઓમાં મર્હુમ રા. બ. વિનાયકરાવ કીર્તને, તેમના બે પીતરાઇ ભાઇઓ બળવંતરાવ અને ત્ર્યંબકરાવ કીર્તને, મર્હુમ રા. મહાદેવ મોરેશ્વર કુંતે બી. એ., અને રા. વિઠ્ઠલ નારાયણ પાઠક એમ. એ., મુખ્ય હતા એ આપણે પાછળ વાંચી ગયા છીએ. આમાંના રા. બ. વિનાયકરાવ કીર્તનેએ શ્રીમંત મહારાજા હોલ્કરના દિવાનનું પદ ભોગવ્યું હતું. તથા રા. કુંતેએ અને તેમની પછી રા. પાઠકે પૂના હાઇસ્કુલના હેડમાસ્તર તરીકે સારી પ્રતિષ્ઠા મેળવી છે. કૉલેજમાં પ્રવેશ કરી યુનિવર્સિટિ તરફથી ન્યા. રાનડેએ બી. એ. ની માનવંતી પદવી સંપાદન કરી તે વખતે તેમની સાથે તે મોટી પદવી ત્રણ નામાંકિત ગૃહસ્થોએ મેળવી હતી. આ ત્રણ

ગૃહસ્થો, પ્રખ્યાત સમર્થ સંસ્કૃત વિદ્વાન ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર, મર્હુમ રા, વામન આબાજી મોડક, અને રા. બાળ મંગેશ વાગલે હતા. આ સર્વ ગૃહસ્થોએ જનમંડળમાં સારી નામના મેળવી છે. અને તેઓ આપણી યુનિવર્સિટિના સૌથી પહેલવહેલા ગ્રૅજ્યુએટોને છાજતા માનને પૂર્ણ રીતે પાત્ર ગણાઈ ચૂક્યા છે. નાસ્તિકતાના અને રાજ્યદ્રોહના અપવાદોમાંથી મુક્ત રહી પ્રાર્થનાસમાજના ચુસ્ત આગેવાનો હોઈ તેમાંના દરેક ( રા. વાગલે સિવાય, કેમકે તેઓ વહેલા મરણ પામ્યા હતા ) સરકાર તરફથી પોતાની અડગ વફાદારી અને રાજ્યભક્તિને લીધે સી. આઈ. ઈ. નું માનવંતું પ્રતિષ્ઠાચિહ્ન ( ખિતાબ ) પ્રાપ્ત કરેલું છે. ન્યા. રાનડેની સાથે ' ગ્રૅજ્યુએટ ' થનાર આ ત્રણ ગૃહસ્થોનાં ચરિત્રનું કંઇક દિગ્દર્શન અત્રે કરીશું.

આમાંના ઑન. ડૉ. રામકૃષ્ણ ભાંડારકર એમ. એ., પી. એચ. ડી , સી. આઇ. ઈ. એઓ ન્યા. રાનડેની પેઠે અસાધારણ કુશળતા દર્શાવી બી. એ. ની પરીક્ષામાં પહેલા વર્ગમાં મૂકાયા હતા. તેમણે બી. એ. માં પોતાની 'બીજી ભાષા' તરીકે સંસ્કૃત ભાષા રાખી હતી, અને તેમાં ઘણી પ્રવીણતા મેળવેલી હોવાથી તેમને પૂના કૉલેજમાં ' સીનિયર ફેલો ' નીમવામાં આવ્યા હતા. સને ૧૮૬૪ માં સિંધ હૈદ્રાબાદની હાઇસ્કૂલના અને સને ૧૮૬૫ માં રત્નાગિરિ હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે તેઓ નીમાયા હતા. આ સ્થળે પોતાના અંગ્રેજ પૂર્વાધિકારી કરતાં વધારે કુશળતા બતાવી સતત ઉદ્યોગ અને દૂરદર્શીપણાથી તેમણે શાળાની સ્થિતિમાં ઘણોજ સુધારો કર્યો હતો. તેમણે પોતાના સંસ્કૃત ભાષાના અભ્યાસમાં તે દરમિયાન એટલો બધો વધારો કર્યો કે

એક સંસ્કૃત પંડિત તરીકે તેમની કીર્તિ એકલા હિંદુસ્થાનમાંજ નહિ, પરંતુ યૂરોપમાં પણ ત્વરાથી ફેલાઇ, અને તે ઉપરથી એલ્ફિન્સ્ટન કૉલેજના 'સંસ્કૃત અધ્યાપક' ( પ્રોફેસર ) ના પદ પર તેમની સને ૧૮૬૯ માં કામચલાઉ નિમણુક કરવામાં આવી હતી. તે પછી તેજ કૉલેજમાં મદદનીશ પ્રોફેસર તરીકે કેટલાંક વર્ષ કામ કર્યાં પછી સને ૧૮૮૨ માં તેમને પૂનાની ડેક્કન કૉલેજમાં પૂર્વાત્ય ભાષાઓના પ્રોફેસર નીમવામાં આવ્યા હતા. તે ઓદ્ધો તેમણે નોકરીમાંથી નિવૃત્ત થતા સુધી ઘણી પ્રતિષ્ઠા સાથે ભોગવ્યો હતો.

એક વિદ્યાર્થી અને શિક્ષાગુરૂ તરીકેની ડૉ. ભાંડારકરની કારકીર્દિ તેમની કર્તવ્યપરાયણતા અને દરેક કાર્ય પરિપકવપણે કરવાની ટેવથી પૂર્ણ રીતે ફતેહમંદ નીવડી છે. તેમણે પોતાની પ્રવૃત્તિના વિષયોમાંથી રાજ્યકીય વિષયને અલગ રાખ્યો છે. તેઓ સત્વશીલ વર્તન અને પ્રબળ ઇચ્છા શક્તિવાળા હોઇ ન્યા. રાનડેની પેઠે ચુસ્ત સુધારક અને પ્રાર્થનાસમાજના આગેવાન સભાસદ છે. અન્ય મનુષ્યોની પેઠે મોઢેથી સુધારાની વાતો કરી 'વાક્સુધારક' ( lip-reformer ) કહેવરાવવાને બદલે તેમણે પોતાનીજ વિધવા દીકરીનું શાળા ખાતાના એક ડેપ્યુટી ઇન્સ્પેક્ટર સાથે પુનર્લગ્ન કરીને વિધવાવિવાહપક્ષને પોતાના દષ્ટાંતથી પુષ્ટિ આપી છે. વિદ્યાના વિષયમાં તેમણે પ્રાચીન શોધો, સંસ્કૃત સાહિત્ય, શબ્દવ્યુત્પત્તિ વગેરેને લગતા ઘણા લેખો અને ગ્રંથો લખ્યા છે. તેમની સંસ્કૃત પહેલી અને બીજી ચોપડી માત્ર હિંદુસ્થાનમાંજ નહિ, પરંતુ યૂરોપમાં પણ કેટલેક સ્થળે શાળામાં ચાલતાં પુસ્તક તરીકે વપરાય છે. તેમની વિદ્વત્તાની કદર તરીકે તેમને

ગોટિંગનની યુનિવર્સિટિ તરફથી પી. એચ. ડી. ની પદવી મળી છે, તથા યૂરોપની બીજી યુનિવર્સિટિઓ અને વિદ્યાની સંસ્થાઓ તરફથી બીજી કેટલીક પદવીઓ આપવામાં આવી છે. નામદાર સરકારે પણ તેમને સી. આઇ. ઇ. નો ખિતાબ આપીને, યુનિવર્સિટિના વાઇસ્-ચાન્સેલર તરીકે નીમીને, તથા મુંબઈની ધારાસભાના સભાસદ નીમીને તેમની સેવાઓની યોગ્ય કદર કરી છે. આપણી યુનિવર્સિટિએ પણ એલ્. એલ્. ડી. ની માનસૂચક પદવી એક દેશી ગૃહસ્થ તરીકે પહેલવહેલી તેમને આપવાનું યોગ્ય ધાર્યું છે. છેવટે હમણાં બે વર્ષ ઉપર નામદાર સરકારે તેમને નાઇટનો ખિતાબ બક્ષેલો હોવાથી તેઓ હવે સર રામકૃષ્ણ ભાંડારકર કહેવાય છે.

૨. વામન આબાજી મોડક બી. એ., સી. આઇ. ઈ., એઓ સને ૧૮૩૬ માં જન્મ્યા હતા, અને ન્યા. રાનડે તથા ડૉ. ભાંડારકર સાથેજ ૧૮૬૨ માં બીજા વર્ગમાં બી. એ. ની પરીક્ષામાં પાસ થયા હતા. પૂના કૉલેજમાં 'દક્ષિણા ફેલો' તરીકે કામ કર્યાં પછી તેઓ સને ૧૮૬૪ માં ત્યાંની હાઇસ્કૂલમાં મર્હુમ મિ. ટી. બી. કર્કહામના હાથ નીચે પહેલા મદદનીશ શિક્ષક નીમાયા હતા. ત્યાંથી સને ૧૮૬૭ માં હૈદ્રાબાદની અને ૧૮૬૯ માં ડૉ. ભાંડારકર પછી રત્નાગિરિની હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે તેમને નીમવામાં આવ્યા હતા, અને સને ૧૮૮૨ માં યૂરોપીઅનોને જે જગોએ નીમવામાં આવતા એવી મુંબઇની એલ્ફિન્સ્ટન્ હાઇસ્કૂલના પ્રિન્સિપાલની જગોએ તેમની સરકારે નિમણૂક કરી હતી. તે ઓહ્દો નોકરીમાંથી સને ૧૮૯૩ માં નિવૃત્ત થતા સુધી ઘણા માન સાથે ભોગવી, ડૉ. ભાંડારકર, રા. કુંતે

અને રા. પાઠકની પેઠે, તેમણે બતાવી આપ્યું હતું કે તેમના જેવા ઉંચી કેળવણી પામેલા દેશીઓ યૂરોપીઅનોના જેવું સારૂં કામ કરવાને સર્વ રીતે લાયક હોય છે. તેમની સેવાની કદર કરીને સરકારે એમને પણ સન ૧૮૯૫ માં સી. આઇ. ઇ. નો ખિતાબ બક્ષ્યો હતો, પરંતુ તેઓ વધારે સમય તે ખિતાબ ભોગવી શકયા નહિ, કેમકે ત્રણેક વર્ષ પક્ષાઘાત—લકવાના વ્યાધિથી પીડિત રહી સને ૧૮૯૭ માં તેમનો દેહાંત થયો હતો. જોકે તેઓ ડૉ. ભાંડારકર અને ન્યા. રાનડે જેવી વિશાળ માનસિક શક્તિઓ ધરાવતા નહોતા તોપણ તેમની શકિતઓ ઘણા ઉંચા પ્રકારની હતી. શાળાની વ્યવસ્થાના પોતાના કામ પર ઘણી કડક અને સખત દેખરેખ રાખવા છતાં તેઓ તેમની ઉમંગી અને એકનિષ્ઠાભરેલી નોકરીથી સર્વને અને ખાસ કરીને શિષ્યવર્ગને બહુ પ્રિય થઇ પડયા હતા. તેઓ પોતાના તે બે સહાધ્યાયીઓની પેઠે સાંસારિક અને ધાર્મિક સુધારણાની બાબતમાં ઘણો આગળ પડતો ભાગ લેતા, અને ઘણાં અસરકારક વ્યાખ્યાનો આપતા.

રા. બાળ મંગેશ વાગલે એમ્. એ., એલ્. એલ્. બી. એઓ કેટલાક વહેલા એટલે ૪૦ વર્ષની વયેજ સને ૧૮૮૮ માં ગુજર્યા હતા. તેઓ રા. મોડકની પેઠે બી. એ. માં બીજા વર્ગમાં આવ્યા હતા, તોપણ અભ્યાસ ચાલુ રાખી શ્રી રાનડેની સાથેજ એમ્. એ. ની અને એલ્. એલ્. બી. ની પરીક્ષાઓ તેમણે પાસ કરી હતી. સને ૧૮૬૮–૬૯માં ઍડવોકેટની પરીક્ષા પસાર કરનાર પહેલા ગ્રૅજ્યુએટ પણ તેઓ હતા. એમની વકીલ તરીકેની કારકીર્દિ માટે અગાઉથી સારી આશા રાખવામાં આવ્યા છતાં તે પૂર્ણ રીતે સફળ થઇ નહોતી. આથી ધારવામાં આવે છે કે

કદાચ ન્યાયાધીશના પદ માટે તેઓ વધારે લાયક નીવડયા હોત, કેમકે ઍડવોકેટની પરીક્ષામાં પસાર થયા પછી જ્યારે તેમને સ્મૉલ કૉઝ કોર્ટના એક જજ્જ તરીકે કામચલાઉ નીમવામાં આવ્યા હતા ત્યારે તેમણે ઘણી કુશળતાથી કામ બજાવ્યું હતું. જ્યારે હિંદુસ્થાનના મહાન્ વૃદ્ધ પુરૂષ લોકમાન્ય દાદાભાઇ નવરાજજીને વડોદરાના મર્હુમ મહારાજા શ્રીમંત મલ્હારરાવ ગાયકવાડે પોતાના મુખ્ય દિવાન તરીકે બોલાવ્યા હતા ત્યારે તેઓ રા. વાગલેને તે રાજ્યના વડા ન્યાયાધીશ તરીકે પોતાની સાથે લઇ ગયા હતા. પરંતુ મા. દાદાભાઇએ જ્યારે એક વર્ષ પછી તે રાજ્યની નોકરી છોડી ત્યારે રા. વાગલેએ પણ સારી કુશળતાથી કામ કરી બતાવીને પોતાની ખુશીથી તેમ કર્યું હતું. તેઓ પણ પોતાના ઉપર કહેલા સહાધ્યાયીઓની પેઠે પ્રાર્થનાસમાજના ચુસ્ત અને ભાવિક સભાસદ અને સંસારસુધારાના હિમાયતી હતા.

આ ઉપરાંત, રા. બ. શંકર પાંડુરંગ પંડિત, જેઓ, ઓરીયેન્ટલ ટ્રાન્સલેટર હતા, અને પાછળથી પોરબંદર સ્ટેટના એડમિનિસ્ટ્રેટર થયા હતા તેઓ ન્યા. રાનડેના અંગત મિત્ર હતા. પોતાના સિમલાના પ્રવાસ દરમિયાન તેમણે તેમને સાથે રાખ્યા હતા, અને છેવટના મંદવાડને લીધે પણ તેઓ મુંબઇમાં તેમના બંગલામાં આવી રહ્યા હતા. તેમના સહવાસથી પરસ્પર બહુ આનંદ રહેતો, પરંતુ તેમનું તા. ૧૮ મી માર્ચ ૧૮૯૪ ને રોજ ત્યાં મરણ થતાં ન્યા. રાનડેને અતિશય—પોતાના સગા ભાઇ અથવા દીકરાના મૃત્યુ જેટલી દિલગીરી થઇ હતી, એમ શ્રીમતી રમાબાઇ પોતે જણાવે છે.



## પ્રકરણ ૧૦ મું.

### અંતકાળ અને તે સમયનું સન્માન.



પાછલાં પ્રકરણોમાં વર્ણવેલી ન્યાયખાતાના પોતાના મોટા ઓદ્ધાને લગતી, વિદ્યા-કેળવણી સંબંધી, અને ધાર્મિક, ઔદ્યોગિક, તથા સાંસારિક સુધારણા વગેરેને લગતી પોતાની અનેક પ્રવૃત્તિઓમાં ન્યા. રાનડે મચી રહેલા હતા તેવામાં ઇ. સ. ૧૯૦૦ ના જુલાઇ માસની આખરે તેમને અતિસારનો વ્યાધિ ભયંકર રૂપમાં લાગુ થયો. આ વ્યાધિ માત્ર બે ત્રણ દિવસમાં નામાંકિત ડૉકટર સર ભાલચંદ્ર કૃષ્ણરાવની ચતુરાઇભરેલી વૈદ્યક સારવારથી, તેમજ તેમનાં ધર્મપત્ની શ્રીમતી રમાબાઇ, જે અહર્નિશ ચિંતા સહિત તેમની પથારી પાસે બેસી રહેતાં, તેમની માવજતને લીધે અંકુશમાં આવી નરમ પડયો. આ પ્રમાણે જોકે તેઓ રોગના હુમલામાંથી બચીને સાજા થયેલા દેખાવા લાગ્યા, તોપણ તે રોગ પરિણામે ભયંકર નીવડયો. કેમકે તેથી તેમની શક્તિ ઘણીજ ઘટી ગઇ હતી, અને તેઓ તદ્દન નિર્બળ અને લોહી વગરના થઇ ગયા હતા, તથા ઇ. સ. ૧૮૯૦-૯૧ માં તેમને થયેલા કૉલેરાને મળતા અતિસારના વ્યાધિના પરિણામમાં લાગુ પડેલા હૃદયના દરદ ( Heart-disease )નાં ચિહ્નો જે કોઇ કોઈ વખતે માલુમ પડી આવતાં, તે વધારે જો-

રમાં દેખાવ દેવા લાગ્યાં હતાં. ૪૦ વર્ષ ઉપર પણ ગ્રાન્ટ મેડિકલ કૅાલેજના એક પહેલવહેલા ગ્રૅજ્યુએટ અને વૈદક .વિદ્યામાં કુશળતા અને ચતુરાઇ માટે એકસરખી રીતે પ્રખ્યાતિ મેળવનાર ડૉ. ભાઉ દાજીએ કોઇ વ્યાધિ માટે તેમની સારવાર કરતાં કહ્યું હતું કે તેમનું હૃદય ઘણુંજ નબળું છે, અને તેથી તેના પર બહુ બોજો ન નાંખવો એવી સલાહ પણ તેમણે આપી હતી. ઈ. સ. ૧૮૯૧ થી તેમને ઉપર મુજબ હૃદયના દરદનાં ચિહ્નો જણાવા લાગ્યા હતાં, તોપણ તે ગંભીર પ્રકારનાં નહોતાં. પરંતુ છેલ્લી માંદગી ભોગવ્યા પછી તે વ્યાધિ વધી જઇને તેમને હૃદયમાં તાણના આંચકા થવા લાગ્યા, અને તે ઘણે ભાગે સુવા વખતે રાતના દશથી અગિયાર વાગ્યાની વચમાં. આથી તેઓ ગભરાઇ જતા અને ચેન પડતું નહિ. ગરમ પાણીના શેકથી અને દવાઓથી બગાસાં કે હેડકી આવીને આ દરદ તુરતને માટે શમી જતું, અને પાછી પોતે તુરત ઉંઘી જતા. તેમની આ માંદગી કેવા પ્રકારની *હતી તે તા. ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૦૦ને રોજ રા. બ. માનકરને તેમણે લખેલા પત્રની નીચેની હકીકત ઉપરથી જણાઇ આવશે:—

" તમારો માયાળુ પત્ર મળવાથી હું ઘણો ખુશી થયો. આ સમયનો મારો વ્યાધિ અતિસારનો નહોતો, પણ હું તે વ્યાધિની

* શ્રીમતી રમાબાઇ રાનડેએ ન્યા. રાનડેના છેલ્લા મંદવાડનું સવિસ્તર વર્ણન પોતાના પુસ્તકના છેલ્લા પ્રકરણમાં આપેલું છે, તે પરથી તેઓ પોતે મંદવાડ સમયે પણ કેટલા ધૈર્ય અને શાન્તિથી કામ કરતા એ સારી પેઠે જણાઇ આવે છે.

પાછળ રહેલી અસરથી પીડાતો હતો. મારા જ્ઞાનતંતુઓ છેક નબળા પડી જવાથી મને દરદ થતું હતું. આરંભના ૧૦—૧૫ દિવસ પછી જ્ઞાનતંતુઓની નબળાઇથી મારા જમણા અને ડાબા હાથમાં તથા મારી છાતીના ઉપલા ભાગમાં દુ:ખ થતું, અને તેથી મને ઘણી વેદના અને બેચેની થતી. હજુ પણ મને ત્રણ ચાર દિવસને અંતરે તેમ થઇ આવે છે. હોજરીના ઉપલા ભાગમાં અમુક પ્રકારના વા (gases) એકઠા મળવાથી આ વ્યાધિ થાય છે એમ ધારવામાં આવે છે. ડાક્ટરોનું કહેવું છે કે મારી હમેશની શક્તિ પાછી આવ્યેથી તે મટી જશે. હું લગભગ પાંચ અઠવાડિયાં ઘેર રહ્યો, અને આ અઠવાડિયાથી કોર્ટમાં જવા માંડયું છે. ઑક્ટોબર મહિનાની રજાઓ પછી હું રજા લેઇ મહાબળેશ્વર જવા ધારૂં છું."

આ પ્રમાણે પોતાની તબિયતના સુધારા અર્થે આરામની જરૂર જણાયાથી તેમણે એક માસની રજા લીધી, અને હવાફેર માટે તેઓ વાંદરા અને માથેરાન ગયા. ત્યાં તેમને કંઇક શક્તિ આવી, પરંતુ તેઓ જોઇએ તેવા સારા થયા નહોતા તેવામાં મુંબઇ આવીને, તેમનાથી બરાબર કામ થઇ શકે તેવું નહોતું તોપણ પોતાની નોકરી પર હાજર થયા. શરીરની આવી અશક્ત સ્થિતિને લીધે તેમના ડાકટરોએ તેમને લાંબી રજા લેવાની સલાહ આપી, અને તે ઉપરથી તેમણે તા. ૭ મી જાન્યુઆરી ૧૯૦૧થી ૭ માસની ફર્લો રજા માટે માગણી કરી. રજા ઉપર હતા તેવામાં જોકે તેઓ કોર્ટના કામથી નિવૃત્ત રહેતા, તોપણ પોતાનો ખાનગી અભ્યાસ, બહોળો પત્રવ્યવહાર, અને સંસારસુધારાને લગતું કામકાજ કરવાનું તો તેમણે ચાલુજ રાખ્યું હતું. પોતાનો મંદ-

વાક બહુ ભયંકર છે, એવું પોતાના સમજવામાં આવ્યા છતાં, પોતાને થતી ઇજા છાનામાના સહન કરીને બને ત્યાં સુધી બીજાને તેની ખબર ન પડવા દેવા તેઓ પૂરતી સાવચેતી રાખતા. નાતાલના તહેવારોમાં સોસ્યલ કૉન્ફરન્સના કામકાજમાં ભાગ લેવાને લાહોર જવાનો તેમણે વિચાર કર્યો, અને આ લાંબા પ્રવાસ માટે સઘળી તૈયારી પણ કરવામાં આવી હતી, તેમણે પોતાનું વાર્ષિક પ્રારતાવિક ( શરૂઆતમાં આપવાનું ) ભાષણ તૈયાર કરી રાખ્યું હતું, અને રેલ્વે ગાડીનો પહેલા વર્ગનો એક ડબ્બો પણ રીઝર્વ કરવામાં ( આગળથી ભાડુ ભરી ઇલાયદો ઠરાવી રાખવામાં ) આવ્યો હતો. પરંતુ નીકળવાને દિવસે તેમને છાતીનું દરદ ગંભીર રૂપમાં થઇ આવ્યું, અને તેથી તેમના વૈદ્યક સલાહકાર સર ભાલચંદ્રે તેમને પ્રવાસ બંધ રાખવાનું સમજાવ્યું. આ પરથી તેમને ઘણીજ નાશીપાશી અને દિલગીરી સાથે પોતાનો લાહોર જવાનો વિચાર માંડી વાળવો પડયો, અને તે બદલામાં તેઓ લોનાવલે ગયા.

લોનાવલા સહ્યાદ્રિ પર્વતના શિખર ઉપર આવેલું હોવાથી જોકે ઉનાળાને માટે તે શીતળ હવા ખાવાનું સ્થાન છે, તોપણ ઠંડી ઋતુમાં એક હિંદુ અશક્ત માણસને માટે તો તે ઘણુંજ ઠંડું સ્થળ છે. આથી તેમને ત્યાં બરાબર ફાવ્યું નહિ, અને ખરાબ ઉધરસની સાથે શરદી થઇ. થોડાક દિવસ ત્યાં રહ્યા પછી તેમના શરીરની સ્થિતિ ત્વરાથી લથડતી જવાથી તેમને મુંબઈ પાછા લઇ જવામાં આવ્યા. મુંબઈની ગરમ હવાથી તેમને તુરતજ આરામ થતો જણાયો. ત્યાં તેમનાં પ્રિય પત્ની તથા ભાઈની સાથે સાંજના ગાડીમાં બેસીને લાંબે સુધી ફરવા જવાથી અને આહારે

બે બે માઇલ પગે ચાલવાથી તેમનું અસલ આરોગ્ય પાછું આ-
વતું દેખાવા લાગ્યું. વળી તેમના ડાકટરોએ તેમ ન કરવાને વારં-
વાર તેમને સમજાવ્યા છતાં, પોતાના છેવટના અભ્યાસનાં પુસ્તકો—
ઉપનિષદો, મિલ્નરકૃત ખ્રિસ્તિ ધર્મનો ઇતિહાસ, અને મિ. જ-
સ્ટિન્ મૅક્કાર્થિ કૃત 'આપણા પોતાના સમયનો ઇતિહાસ' એ
પુસ્તકો વાંચવાનું પણ તેમણે ફરીથી ચાલુ કર્યું હતું. જ્યારે અ-
મુક થોડા વખતને માટે આવા પ્રકારનો શ્રમ લેવાનું બંધ રા-
ખવા ડાકટરો તરફથી તેમને આગ્રહ કરવામાં આવતો, ત્યારે તેઓ
કહેતા કે, "જ્યારે કોઇ માણસથી કામ ન થઇ શકે, ત્યારે તેને
જીવવાનું શું પ્રયોજન છે ? શું નિરુદ્યમી અને નિરુપયોગી જીવન
કરતાં મૃત્યુ વધારે પસંદ કરવા જેવું નથી ? "

બુધવાર, તા. ૧૬ મી જાન્યુઆરી ૧૯૦૧ ને રોજ તેઓ
એટલા બધા આનંદી અને આરોગ્યવાળા દેખાયા હતા કે તેમણે
પોતાના એક ડાકટરને તે રાત્રીએ પોતાની ખબર જોવાને ન આ-
વવા 'ટેલિફોન' થી ખબર આપી હતી. પાછળથી રાત્રીએ એક
ડાક્ટર પાસે હાજર રાખવાની જરૂર પડશે એમ જણાયું હતું,
કેમકે અફસોસ! એ આનંદીપણું તો દીપકના ગુલ થતા પહેલાંના
ક્ષણિક ઝગઝગાટ જેવું હતું. તે દિવસે નિત્યકામ પરવાર્યા પછી
તેઓ પોતાનાં પત્ની અને બંધુ સાથે ગાડીમાં બેસીને એક મા-
ઇલ ફરી આવ્યા. બંગલે પાછા આવતાં જયપુર રાજ્યના દિવાન
અને 'ફૅમિન' ( દુષ્કાળ ) કમિશનના એક સભાસદ રાય બહા-
દુર કાન્તિચંદ્ર મુકરજીના નાગપુરમાં એકાએક થયેલા મરણની
ખબરનો 'તાર' તેમને વાંચી સંભળાવવામાં આવ્યો. આ આ-
કસ્મિક બનાવને માટે પોતાનો ખેદ પ્રદર્શિત કર્યા પછી તેઓ

બોલી ઉઠયા કે "પણ કામ કરતાં કરતાં મરણ પામવું એ કેવું સુખી મૃત્યુ કહેવાય!" અને ખરેખર આશ્ચર્યની વાત છે કે તેમની આ ઇચ્છા આ પ્રમાણે બોલ્યા પછી માત્ર બે કલાકની અંદરજ પૂર્ણ થઇ! તેમના ભાઈ કહે છે કે, ઉપલું વાક્ય બોલ્યા પછી તેમણે ૧૮ કાગળો લખાવ્યા, મિ. જસ્ટિન્ મેકાર્થિ કૃત 'આપણા પોતાના સમયનો ઇતિહાસ' એ નામના પુસ્તકનું એક પ્રકરણ વંચાવી સાંભળ્યું, અને પુનર્લગ્ન પક્ષના જાણીતા અગ્રેસર મર્હુમ શેઠ માધવદાસના પુત્ર શેઠ ભગવાનદાસ માધવદાસ અને રા. ભાજેકર વકીલ (જેમણે પોતે એક વિધવા સાથે પુનર્લગ્ન કર્યું છે), અને બીજા કેટલાક ગૃહસ્થોની મુલાકાત લીધી. આ ગૃહસ્થો બીજે દિવસે કરવા ધારેલા ભાટિયા જ્ઞાતિની એક વિધવાના પુનર્લગ્ન સંબંધે ન્યા. રાનડેની સલાહ લેવા આવ્યા હતા; અને તે જ્ઞાતિમાં આ પહેલવહેલું પુનર્લગ્ન થનાર હોવાથી તે મોટી ધામધુમ સાથે કરવાના હેતુથી તે પ્રસંગે નામદાર ગવર્નર સાહેબનાં બાનુ લેડિ નોર્થકોટને પધારવાનું આમંત્રણ કરવા માટે તેમણે શ્રીમતી રમાબાઇ રાનડેને વિનંતિ કરી. ન્યા. રાનડેને આમ કરવાનું પસંદ પડયું, પરંતુ આ વખતે જાણે તેમને દૈવેચ્છાથી પ્રેરણા થઇ હોય તેમ શ્રીમતી રમાબાઇ બોલ્યાં કે, 'મારા પતિની તબિયતમાં કાંઈ બિગાડો નહિ થાય તો હું તેમ કરવા કબૂલ છું.' તેમણે આ પ્રમાણે પોતાના પતિની તબિયત માટે ધાસ્તી બતાવ્યા છતાં ન્યા. રાનડેને પોતાને તે સંબંધી કાંઇ કલ્પના પણ થઇ નહિ. તેમણે આવેલા પરોણાઓ સાથે વાતચિત કરવામાં સ્વાભાવિક આતુરતાથી સંપૂર્ણ રીતે પોતાનું મન પરોવ્યું, અને થનાર પુનર્લગ્ન સંબંધે ઘણી પૂછપરછ

કરીને કેટલીક અગત્યની સલાહ આપી. તેમના ગયા પછી તેમણે વાળુ કર્યું. અને તે પછી પ્રાર્થનાસમાજની પોથીમાંથી કુટુંબના સ્ત્રીવર્ગમાંની કોઇ બાઇઓ પાસે ભજન ગવરાવ્યાં, પરંતુ આ સમયે ભયંકર વ્યાધિનાં ચિહ્ન દેખાવા લાગ્યાં. તે પાછાં નરમ પડી જવાથી આશરે ૯-૪૫ મિનિટે તેઓ સુઇ ગયા, અને અર્ધો કલાક નિરાંતે ઉંઘ્યા. આશરે ૧૦ ઉપર ૧૫ મિનિટે તેઓ ઓચિંતા જાગી ઉઠયા, અને પોતાને હૃદયના ભાગમાં જરાક દુઃખ થાય છે એમ જણાવ્યું. દરદ પૂર જોસથી વધવા માંડયું, અને તેથી આવું ભારે દુઃખ ભોગવવા કરતાં એકદમ મરી જવું એ વધારે સારૂં છે એમ તેઓ કહેવા લાગ્યા. આ વખતે ડાકટરની સહાયની ખાસ જરૂર જણાયાથી તેમના ભાઇ નીલકંઠરાવ અને બીજો એક મિત્ર, બનતી ત્વરાથી આવવાને ડા. સર ભાલચંદ્રને ટેલિફોનથી ખબર આપીને, નજીકના મિ. જહાંગીરજી નામના એક પારસી ડાકટરને બોલાવવા દોડી ગયા. જ્યારે તે ડાકટરે આવીને જોયું ત્યારે માલૂમ પડયું કે તેમનો અંત જલદીથી પાસે આવતો હતો, અને તે નાશકારક વ્યાધિ અટકાવવાને કંઇ ઉપાય ચાલે તેમ નહોતું. પોતાની પ્રિય પત્નીના ખભા ઉપર પોતાનું નમી જતું માથું રાખીને તેમણે કહ્યું કે, 'મારૂં મૃત્યુ હવે જલદીથી થશે.' આ પછી તેઓ લોહી ઓકયા અને આશરે સાડા દશ વાગે, પાછળ કંઇ પણ સંતતિ વગર, તેમનાં પવિત્ર પત્ની, વિધવા બ્હેન, સાવકી માતા, બે ઓરમાન ભાઇઓ વગેરે નજીકનાં સાંસારિક સંબંધીઓને પોતાના પરલોકગમનથી મહા શોકમાં નાંખી તેમનો પવિત્ર આત્મા આ ક્ષણભંગુર જગતનો ત્યાગ કરી શાન્તિથી પ્રભુ સમીપ દોડી ગયો ! માત્ર બે કલાક ઉપર જે-

મણે રાય બહાદુર કાન્તિચંદ્રના મૃત્યુ માટે શોક કરી તેમની પેઠે "કામ કરતા મરી જવાની" ઇચ્છા દર્શાવી હતી તેઓ આ પ્રમાણે કામ કરતા એકાએક મરણને શરણ થયા! આ તેમના ખેદકારક અને આકસ્મિક મરણની વાત ધ્યાનમાં લેતાં મરાઠી વાચકને પોતાના દેશના મહાન્ સાધુ રામદાસનો નીચેનો અસરકારક શ્લોક યાદ આવ્યા વગર રહે તેમ નથી.

चिरंजीव हे सर्व मानिताती ।
अकस्मात सोडोनि या सर्व जाती ॥
मरे एक त्याचा दुजा शोक वाहे ।
अकस्मात तोही पुढें जात आहे ॥*

આ મહાન્ પુરૂષના મૃત્યુના સંબંધમાં રા. અગાશે જણાવે છે તેમ, તેઓ પોતાના જીવન દ્વારા જેમ અનેક પ્રકારનો બોધ આપણને આપતા ગયા છે, તેમ તેમના મૃત્યુથી પણ તેઓ આપણા માટે એક પ્રકારનો બોધ મૂકી ગયા છે. મરણ સમયે જેઓ નજીક હતા તેમના કહેવાથી જણાય છે કે એમના જેવા પવિત્ર અને પ્રેમાળ આત્માને ધારણ કરનાર તેમના શરીર–ખોળીયાને સ્પર્શ કરતાં જાણે તે બ્હીતું હોય અને ચોરીછુપીથી આવ્યું હોય તેમ તેમનું મૃત્યુ આકસ્મિક રીતે નીપજ્યું હતું. કોઇ પણ પ્રકા-

* અરે, સર્વ મનુષ્યો પોતાને ચિરંજીવી–દીર્ઘાયુષી માને છે પરંતુ સર્વે આ જગતને તજી એકાએક ચાલ્યા જાય છે. એક મરે છે તેને માટે બીજો શોક કરે છે, અને તે પણ અકસ્માત્ તેની પાછળ ચાલવા માંડે છે.

રની વાસનાથી રહિત, પોતે ઇચ્છતા હતા તેમ છેલ્લી ઘડી સુધી કામ કરતા અને હાલતા ચાલતા, શાન્ત રીતે તેઓ મૃત્યુને શરણ થયા એ ઉપરથી તુકારામ મહારાજના **मरण माझें मरोन गेलों प्रज केलें अमर ।** એ વચન મુજબ માત્ર તેમનું 'મરણ મરી ગયું છે અને તેઓ અમર બન્યા છે' એમ કહેવાને કોઇ પ્રકારે હરકત નથી. "'મહાન્‌પણા' માં જે જવાબદારી સમાયલી છે તે પોતાના જીવનની છેલ્લી ઘડી પર્યંત પણ જેણે અદા કરી નથી તે માણસ કદી 'મહાન્' કહેવાય નહિ," એ તેમના નીતિસૂત્ર પ્રમાણે પોતાની જીંદગીના અંત સુધી પોતાની વિવિધ જવાબદારીઓ અદા કરીને 'મહાન્' ની પદવીને તેઓ વાસ્તવિક રીતે લાયક બનીને ગયા નથી એવું કોણ કહી શકશે ?

અરે ! હિંદુસ્થાનનો અતિ ઉજ્જવલ તારો હિંદના આકાશમાં પ્રકાશતો આમ એકાએક અસ્ત થયો ! આ પ્રમાણે 'ગ્રૅજ્યુએટોના મુકુટમણિ' અને પૂનાના 'મુકુટ વગરના રાજા' એ પરલોકગમન કર્યું ! જે સમયે દેશની ઉન્નતિ અર્થે તેમની ઘણીજ જરૂર હતી તેવામાં તેમને આમ ઉપાડી લેવામાં આવ્યા. આથી આખા હિંદુસ્થાનના કેળવાયલા વર્ગને સામાન્ય રીતે અતિશય શોક થયો હતો, કેમકે આ મહાન્ પુરૂષના મરણથી જનસમાજને પડેલી ખોટ પૂરાવી મુસ્કેલ છે. "સામાન્ય પ્રજાની આપત્તિ" તરીકે ગણાયલી આ શોકજનક ખબર પહોંચતાં હિંદુસ્થાનના જૂદા જૂદા ભાગોમાં વસતા તેમના અસંખ્ય મિત્રો અને પ્રશંસકોનાં હૃદય શોક, ઉદ્વેગ અને ઉદાસીનતામાં ગરક થયાં હતાં.

જ્યારે તેમના મિત્રો અને સ્નેહીઓ વગેરેને તેમના મરણથી

આટલી બધી લાગણી થઇ હતી ત્યારે તેમનાં કુટુંબીઓને અને મુખ્યત્વે કરીને તેમનાં ધર્મપત્ની, જેઓ એક સારવાર કરનાર દેવદૂતની પેઠે, સર ભાલચંદ્રે જણાવ્યું હતું તેમ, તેમના બિછાના આગળ માવજત કરતાં ચિંતાતુર મનથી રાતદિવસ બેઠાં રહેતાં, અને અફસોસ ! જેઓ હાલ વિધવા થયાં છે, તેમને કેટલો બધો શોક થયો હશે ! તેમને આ સમયે તો ખરેખર તુકારામના **सुख पहातां जवा पाडें । दुःख पर्वता येवढें ॥ *** એ વચનનું સત્ય અનુભવવાનો પ્રસંગ આવ્યોજ હશે.

ન્યા. રાનડેના આમ નીપજેલા મરણની ખબર તા. ૧૭ મી જાન્યુઆરીના પ્રભાતમાં આખા મુંબઈ શહેર મધ્યે ફેલાઇ ગઇ. આગલી સાંજે તેઓ ફરવા નીકળ્યા હતા ત્યારે તેમને પૂર્ણ આરોગ્યયુક્ત દેખાતી સ્થિતિમાં જોનારાઓને તો આ ખબર સાચી લાગી નહિ. પણ દૈનિક વર્તમાનપત્રોમાં પ્રકટ થયેલા સમાચાર પરથી સૌની ખાતરી થતાં સંખ્યાબંધ મનુષ્યો, જે પુરૂષને પૂજ્ય અને માનનીય ગણતા, અને જેને એક ભલા અને મહાન્ પુરૂષ તરીકે ચહાતા, તેની તરફ પોતાના માનની લાગણી દર્શાવવા અને દુઃખી થયેલા તેમના કુટુંબના દુઃખમાં ભાગ કરવાને મલબાર હીલના પેડર રોડ ઉપરના તેમના બંગલે એકઠા થયા. વહેલા આવનારાઓમાં તે સમયના લોકપ્રિય ચીફ જસ્ટિસ્ સર લૉરેન્સ જેન્કિન્સ, મિ. જસ્ટિસ્ કો, મિ. જસ્ટિસ્ કૅન્ડિ, મિ, જસ્ટિસ્ ચંદાવરકર, હાઈકોર્ટની એપેલેટ સાઇડના રજીસ્ટ્રાર મિ. આર્.

---

* અર્થ—( મનુષ્યનું સુખ જોતાં જવના દાણા જેટલું છે, અને દુઃખ પર્વત જેટલું છે.

ડી. શેઠના, મર્હુમ મિ. જમશેદજી નસરવાનજી ટાટા, અને મિ. લાઉન્ડિસ બારિસ્ટર મુખ્ય હતા. નામદાર ચીફ જસ્ટિસ તો પોતાની સાથે ફૂલનો એક સુંદર હાર લાવ્યા હતા. આ પછી તેમની પૂર્ણ સંભાળથી વૈદ્યક સારવાર કરનાર ડાકટર સર ભાલચંદ્ર કૃષ્ણરાવ નાઈટ, સ્મૉલકૉઝ કોર્ટના એક જજ મિ. રૂસ્તમજી પટેલ, પ્રોફેસર એ. વી. કાથવટે, શેઠ ત્રિભુવનદાસ મંગળદાસ નથ્થુભાઇ, શેઠ વીરચંદ દીપચંદ, મેસર્સ અરદેશર ફરામજી, ઈ. ઈ. સેટલુર, એન્ જી. વેલિનકર, સરકારી વકીલ રા. બ. કીર્તિકર, રા. બ. એન્. ટી વૈદ્ય, ડાકટરો પાલેકર અને શાન્તારામ વિઠ્ઠલ, (ઑન.) રા. દીક્ષિત, રા. એન્. વી. ગોખલે, રા. સુંદરનાથ ખોટે, શેઠ ભગવાનદાસ માધવદાસ, અને દામોદરદાસ સુખડવાળા, મર્હુમ જસ્ટિસ્ તેલંગના પુત્ર રા. પી. કે. તેલંગ, ન્યા. રાનડેના મર્હુમ મિત્ર રા. બાલ મંગેશ વાગલેના પુત્રો વી. બી. અને કે. બી. વાગલે, ગોકળદાસ તેજપાળ હાઇસ્કુલના પ્રિન્સિપાલ રા. ડી. જી, પાધ્યે, રા. બી. એન્ ભાજેકર. બી. એમ્. પંડિત, બાલાજી પાન્ડુરંગ, જી. એન્ નાડકર્ણી, વી. એસ્ અર્જુને, આર્. એન્ પરમાનંદ એસ્. વિ. ભાંડારકર, વી. કે. ભાટવડેકર, (ઑન.) દાજી આબાજી ખરે, નારાયણ વિ. મંડલિક, એમ્. આર. બોડસ, અને બીજા ઘણા વકીલો તથા અન્ય ગૃહસ્થો હાજર થયા હતા.

ન્યા. રાનડેના શબને અગ્નિદાહ કરવા માટે સ્મશાને લઇ જવાને સઘળું એકઠું થયેલું મંડળ લગભગ ૧૦ વાગે તેમના મકાનથી નીકળ્યું. શબને હિંદુઓની રીતિ પ્રમાણે સાદી ઠાઠડી પર મૂકવામાં આવ્યું હતું, અને તે પર ધોળી શાલ ઓઢાડવામાં

આવી હતી. ગળામાં નામદાર વડા જજજે આણેલો ફૂલનો હાર પહેરાવવામાં આવ્યો હતો. તેમના ભાઇ નીલકંઠરાવે હિંદુ રિવાજ મુજબ હાંલ્લામાં આગ દોરી હતી, હાઇકોર્ટના અંગ્રેજ જજોએ પેડર રોડના ખૂણા સુધી તે ટોળા સાથે જઇને ત્યાંથી પાછા ફર્યા હતા. નામદાર ચીફ જસ્ટીસ, જેઓ અતિશય દિલસોજી બતાવતા હતા, તેઓનો વિચાર સ્મશાનભૂમિ સુધી જવાનો હતો, પરંતુ તેમને સમજાવીને ત્યાંથી પાછા વાળવામાં આવ્યા હતા. સઘળું મંડળ પેડર રોડ પરથી ગોવાળીઆ તલાવ થઇ ક્વીન્સ રોડ તરફ વળ્યું તે વખતે એલ્ફિન્સ્ટન, ગ્રૅન્ટ મેડિકલ, અને વિલ્સન કૉલેજોમાંથી, અને આર્યન સોસાઇટીની હાઇસ્કૂલમાંથી સેંકડો વિદ્યાર્થીઓ તેમાં જોડાયા, અને સ્મશાનભૂમિએ પહોંચતા સુધી તેમની સંખ્યામાં વધારો થતો રહ્યો હતો. તે વિદ્યાર્થીઓ પોતાના આ સાચા અને સર્વોત્તમ હિતચિંતકની ઠાઠડી પોતાના ખભે ઉંચકવામાં ઘણી આતુરતાથી મદદ કરતા હતા. મરિન લાઇન્સ રેલ્વે સ્ટેશન સામેની સ્મશાનભૂમિએ પહોંચતા પહેલાં જૂદી જૂદી જાતિના અને ધર્મના શોક કરતા મનુષ્યોના શાન્તિ અને દિલગીરીમાં પસાર થતા આ મંડળનો દેખાવ જેવો ચિત્તાકર્ષક જણાતો હતો તેવો ( તે વખતે કહેવામાં આવ્યા પ્રમાણે ) કોઇ પણ બીજા પ્રજાપ્રિય સરકારી અમલદારના મરણ પ્રસંગે પહેલાં કદી જોવામાં આવ્યો નહોતો. આ પ્રસંગે માત્ર મુસલમાન ગૃહસ્થો, જો તેઓ સ્મશાનક્રિયા વખતે હાજર રહે તો વાંધો લેવામાં આવશે, એવા શંકાયુક્ત વિચારથી હાજર થયા નહોતા. જો તેઓ ગયા હોત તો તેમના ઉદાર વૃત્તિના કુટુંબીજનોએ, જેવો યૂરોપીઅન અને પારસી ગૃહસ્થોનો સત્કાર

કર્યો હતો, તેવો સત્કાર તેમનો પણ કર્યો હોત. એમ છતાં તેઓ, અન્ય સઘળી *જાતિના લોકોની પેઠે, પોતાના આ નામાંકિત જજ અને શહેરી તરફ પોતાની માનની લાગણી દર્શાવવામાં પાછા પડ્યા નહોતા, કેમકે એમ જણાવવામાં આવે છે કે આ સઘળું મંડળ રસ્તેથી પસાર થતું હતું તેવામાં સામેથી જે મુસલમાન ગૃહસ્થો ગાડીઓમાં બેસીને આવતા હતા તેઓ મરનારના માનની ખાતર ગાડીમાંથી ઉતરી પડી તે સઘળું મંડળ પસાર થતાં સુધી પુજ્ય ભાવથી જોતા ઉભા રહેલા માલૂમ પડયા હતા. તેમના શબનું છેલ્લું દર્શન કરવાની કેટલાક પારસી વિદ્યાર્થીઓને ઇચ્છા થવાથી ન્યા. રાનડેના સુધરેલા વિચારોને અનુસરીને તેમના કુટુંબીઓએ તેમને તે જોવા દીધું હતું, અને તેમની સ્વજ્ઞાતિના બ્રાહ્મણોજ શબને ઉંચકે, એવી ચાલતી રૂઢિની દરકાર ન કરતાં સઘળી જાતિના બ્રાહ્મણોને તેમની ઠાઠડી ઉપાડવા દેવામાં આવી હતી. સઘળું મંડળ બાર વાગ્યાના શુમારે સ્મશાનભૂમિ આગળ આવી પહોંચ્યું. સર્વ હાજર રહેલાઓને શબનું છેલ્લું દર્શન કરાવ્યા પછી તેને ચંદનનાં લાકડાંની તૈયાર કરેલી ચિતા ઉપર મૂકવામાં આવ્યું, અને સઘળી ધર્મક્રિયા થઇ રહ્યા પછી તેમના ભાઇ નીલકંઠરાવે આગ મૂકવાની ક્રિયા કરી. આ કામ થતું હતું ત્યારે ચિતા આગળ સર ભાલચંદ્રે નીચે પ્રમાણે હૃદયદ્રાવક ભાષણ કર્યું હતું:—

"બંધુઓ,—હિંદના આકાશમાં એક મહાન્ તારો અસ્ત પામ્યો છે. આ મહાપુરુષના મરણથી તમને સઘળાને કેવી ઉંડી દિલગીરી અને દુઃખ થાય છે તે અત્રે મારી સામે ઉભા રહેલા સઘળાની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ માલૂમ પડી આવે છે. ન્યા.

રાનડે ખરેખર સર્વ રીતે એક સાધુ હતા, અને તેમની પવિત્ર અને સાધુ જેવી વર્તણુકને લીધેજ આ વખતે આપણને ઘણી લાગણી તો થાય છે. તેમની વિદ્વત્તા, તેમનો ઉદ્યોગ અને તેમનું બુદ્ધિબળ એવાં અનુપમ હતાં કે તેને લીધે તેઓ પ્રશંસાપાત્ર થઇ પડયા હતા. પરંતુ તેમનો પ્રેમાળ સ્વભાવ, તેમની અપૂર્વ દૃઢતા, નિર્બળ અને દુઃખી મનુષ્યો માટે તેમની દિલસોજી, તેમનું ઉમદા ક્ષમાશીલપણું, અને તેમનું અડગ ખંતીલાપણું—એ સઘળા ગુણો એવી અનન્ય રીતે તેમનામાં એકઠા થયા હતા કે, એકંદરે તેમના વિષે વ્યાજબી રીતે કહી શકાય કે તેમના જેવો પુરુષ આપણે ફરીથી ભાગ્યેજ જોવા પામીશું. તેમનાં કુટુંબીજનોને—તેમની બ્હેનને, અને તેમના ભાઇઓને—તેમના મૃત્યુથી કેટલી બધી ભારે ખોટ પડી હશે તેની કલ્પના થઇ શકે તેમ નથી. એમ છતાં જો તેમને દિલાસો મળે તેમ હોય તો આપણે તેમને ખાત્રીથી જ ખાત્રીએ છીએ કે અમે પણ તમારા દુઃખમાં ભાગ લઇએ છીએ. રાવ બહાદુર રાનડેના મરણથી પડેલી ખોટ અમુક એક વ્યક્તિ—મનુષ્યને, અથવા એક કુટુંબને કે અમુક એક કામને પડી છે એમ નથી; પણ એમની તો આખા દેશને, આપણા જમાનાને અને આવતા જમાનાને પણ ખોટ પડી છે. આવી ઉન્નતિ પામેલા આત્માવાળા મનુષ્યો અમુક જમાનામાં ઘણીજ થોડી સંખ્યામાં પેદા થાય છે, અને જ્યારે તેઓ મૃત્યુ પામે છે ત્યારે તેમની ખોટ સહેલથી પૂરી શકાતી નથી. આપણને પ્રિય એવો જે આત્મા ( Soul ) ચાલ્યો ગયો છે તેને પ્રભુ અનંત શાન્તિ અને મોક્ષ અર્પો એવી તેના પ્રતિ પ્રાર્થના કરવી એજ આ દુઃખદ પ્રસંગે આપણું કર્તવ્ય છે; વળી પોતાનાં જે કુટુંબી જનોને

ન્મા. રાનડે પોતાની પાછળ મૂકી ગયા છે, તેમની તરફ પણ આપણું એક કર્તવ્ય બાકી રહે છે. હું કહી ચૂકયો છું તેમ રા. બ. રાનડેના મરણથી આપણને દરેકને મોટું અંગત નુકસાન થયું હોય એવી લાગણી થાય છે, પરંતુ આપણા કરતાં વિશેષ શોકના ભાર તળે દબાયલાં એવાં બીજાં મનુષ્યો છે એ વાત આપણે ભૂલી જવી જોઇતી નથી. તેમના બિછાના પાસે આતુરતાથી બેસી રહેનાર હાલમાં એક દુઃખી વિધવાની સ્થિતિ અનુભવનાર તેમનાં પવિત્ર ધર્મ પત્ની, લગભગ માતાની ગરજ સારનાર તેમનાં મોટાં બ્હેન, અને આપણી સમક્ષ ઉભેલા તેમના દુઃખી થયેલા ભાઇ—એ સઘળાઓને આપણે અંતઃકરણથી આશ્વાસન આપવું ઘટે છે. આપણે પ્રભુને પ્રાર્થના કરીશું કે તે તેમને આ મહાભારત સંકટ ધૈર્ય અને આત્મસંયમથી સહન કરવાનું બળ અને હિમ્મત આપે. ગૃહસ્થો, મને એટલી બધી લાગણી થાય છે કે હવે મારાથી વિશેષ બોલી શકાતું નથી. ચાલો, આપણે માનપૂર્વક ચૂપકીથી અત્રેથી વિદાય થઇએ."

આર્યન સોસાઇટીની હાઇસ્કૂલના હેડ માસ્તર રા. વૈદ્યે પણ આને મળતું ભાષણ આપ્યું હતું. તે પછી સઘળું મંડળ વેરાવા માંડ્યું. હિંદુઓમાં કોઇ મોટા માણસના સંબંધમાં જેમ કરવામાં આવે છે તેમ, શબ બળી રહ્યા પછી દૂધથી 'વાની' વાળવામાં આવી હતી—એટલે કે ચિતાની રાખને દૂધથી ટાઢી પાડવામાં આવી હતી, અને તેમનાં વૃદ્ધ બ્હેનની ઇચ્છાનુસાર તેને ગંગા, યમુના અને સરસ્વતી એ ત્રણ પવિત્ર નદીઓના 'ત્રિવેણી' નામના સંગમમાં પધરાવવા માટે પાછળથી અલાહાબાદ મોકલવામાં આવી હતી.

ન્યા. રાનડે જેવા અતિ લોક પ્રિય અમલદારના મૃત્યુના સમાચાર ફેલાતાં મુંબઇની લગભગ સઘળી કોર્ટોના અધિકારીઓ—હાઇકોર્ટના તથા સ્મૉલ કૉઝ કોર્ટના જજ્જો અને પોલિસ કોર્ટોના મૅજીસ્ટ્રેટો—એ આ માઠા બનાવ સંબંધે પોતાના શોકના ઉદ્ગારો કાઢી મર્હુમના માનમાં પોતાની કોર્ટો બંધ રાખી હતી. વળી જૂદી જૂદી કૉલેજો તથા હાઇસ્કૂલો, શાળાઓ, સંસ્કૃત પાઠશાળા, નેટિવ જનરલ લાઇબ્રેરી, શેઠ દામોદરદાસ સુખડવાળાની પીપલ્સ ફ્રી રીડીંગ રૂમ, શેઠ ગોકળદાસ તેજપાળની ધર્મખાતાની ઑફીસ, કાપડબજાર, દાણાબજાર, વગેરે અનેક જાહેર ખાતાં તેમના લાગતાવળગતાઓ તરફથી આ પ્રસંગે બંધ રાખવામાં આવ્યાં હતાં. ન્યા. રાનડેના મરણથી આ પ્રમાણે એકલા મુંબઇ શહેરનેજ દિલગીરી થઇ હતી એમ નહોતું. આ પ્રસંગે આખા હિંદુસ્થાનમાં સામાન્ય રીતે સર્વત્ર અતિશય શોક ફેલાયો હતો એમ તે સંબંધમાં અનેક સ્થળેથી તેમનાં કુટુંબીઓને મળેલા શોકપ્રદર્શક પત્રો અને વર્તમાનપત્રોમાં પ્રકટ થએલાં લખાણો પરથી માલૂમ પડી આવે છે. ઉત્તરમાં કાશ્મીરથી દક્ષિણમાં મદ્રાસ સુધી, અને પૂર્વમાં રંગૂનથી પશ્ચિમમાં પેશાવર સુધીના પ્રદેશમાંના અનેક સ્થળોએથી, હિંદુસ્થાનના વાઇસરૉય નામદાર લૉર્ડ કર્ઝન સાહેબ, મુંબઇના ગવર્નર નામદાર લૉર્ડ નૉર્થકોટ સાહેબ, બંગાળાના નામદાર લેફટેન્ટ ગવર્નર (ઑાન. મિ. પી. એમ. મહેતા મારફતે), નામદાર મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ, મહારાજા હોલ્કર, અને કોલ્હાપુરના મહારાજ જેવા મોટા ગૃહસ્થોથી માંડીને સાધારણ પંક્તિના ગૃહસ્થ સુધીના મનુષ્યો તરફથી, તેમજ જૂદી જૂદી જાહેર સંસ્થાઓ અને તે પ્રસંગ માટે

ખાસ મળેલી સભાઓ તરફથી, સઘળા મળીને લગભગ એક હ-
જાર દિલાસાના તારો અને પત્રો આ પ્રસંગે શ્રીમતી રમાબાઇ
રાનડેને અથવા તો તેમના દિયર રા. નીલકંઠરાયને મળ્યા હતા.
પૂના, અહમદનગર ઉમરાવતી, સતારા, શોલાપુર, બેલગામ,
અમદાવાદ, વડોદરા, વગેરે આ ઇલાકાનાં શહેરો ઉપરાંત હિંદુ-
સ્થાનના જૂદા જૂદા ભાગોમાંનાં કલકત્તા આદિ કેટલાંક સ્થળોમાં,
પ્રજાની આ આપત્તિ માટે ખરેખરા શોકની આંતર્ લાગણી દર્શા-
વવાને અને તેમના કુટુંબ પર દિલાસાના તારો કે પત્રો મોકલ-
વાને સભાઓ ભરવામાં આવી હતી. સ્ત્રીવર્ગે તાર અને પત્રો
મોકલવામાં પુરુષવર્ગ સાથે સ્પર્ધા કરી હતી એટલુંજ નહિ, પણ
આ સંબંધમાં સભાઓ ભરવામાં પણ તે વર્ગે પાછી પાની કરી
નહોતી. એક સબૉર્ડિનેટ્ જજની સ્ત્રી અને સારી કેળવણી પા-
મેલી એક પ્રખ્યાત મરાઠી સ્ત્રી ગ્રંથકાર શ્રીમતી કાશીબાઇ કાનિ-
ટકરે ન્યા. રાનડેનાં ધર્મપત્ની પર ટુંકા પણ અસરકારક શબ્દો-
માં ઘડી કાઢેલો એક તારનો સંદેશો મોકલ્યો હતો. તેની મત-
લબ આ પ્રમાણે હતીઃ—"તમે ધારશો નહિ કે તમને એકલાનેજ
સંતાપ થાય છે." વળી મુંબઇ, પૂના, અમદાવાદ અને બીજાં
કેટલાંક સ્થળોએ પ્રાર્થના સમાજના મંદિરોમાં આ પ્રસંગ નિમિત્તે
પ્રાર્થનાઓ કરવામાં આવી હતી. આ માઠા સમાચાર મળતાં
પૂનેથી ડૉ. ભાંડારકર, પ્રોફેસર ગોખલે અને બીજા કેટલાક મિત્રો,
તથા ફર્ગ્યુસન કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓ સ્મશાનક્રિયામાં ભાગ
લેવાને મુંબઇ આવવા તૈયાર થયા હતા; પરંતુ ગાડી ચૂકી જ-
વાથી તેઓ તે પ્રસંગે હાજર થઇ શક્યા નહોતા. એમ છતાં
પૂનામાં પ્રાર્થનાસમાજ તરફથી તેમના આત્માને શાન્તિ ઇચ્છનારી

પ્રાર્થના ડૉ. ભાંડારકરના પ્રમુખપણા નીચે કરવામાં આવી હતી.

હિંદુસ્થાનના નામદાર વાઇસરૉય તરફથી આ પ્રસંગે મુંબઇના નામદાર ગવર્નરના પ્રાઇવેટ સેક્રેટરી મારફતે શ્રીમતી રમાબાઈ પર મોકલવામાં આવેલા તારના એક સંદેશા પરથી, અને મુંબઇના નામદાર ગવર્નરના તે સંબંધના પત્ર અને ભાષણ પરથી તે નામદારો ન્યા. રાનડે તરફ કેવી માનની લાગણી ધરાવતા હતા તે જણાઈ આવે છે, અને તેથી તેમની મતલબ અત્રે આપવાની જરૂર છે. ખાનગી સેક્રેટરીએ જણાવ્યું હતું કે, "નામદાર વાઇસરૉયે પોતાના તારના સંદેશામાં એવી ઇચ્છા દર્શાવી છે કે તમારી આ ખેદકારક આપત્તિમાં તેમની ખરા અંતઃકરણની દિલસોજીની લાગણી (મારે) તમને નીચે પ્રમાણે દર્શાવવી."—"નામદાર વાઇસરૉય માને છે કે તેમના મરણથી જનસમાજે માત્ર એક સુપ્રસિદ્ધ જજ્જ ખોયો છે એટલુંજ નહિ પરંતુ પોતાના સ્વદેશીઓની નૈતિક અને માનસિક ઉન્નતિને માટે ચુસ્તપણે જીવન પર્યંત મથન કરનાર પુરુષ ગુમાવ્યો છે."

મુંબઇના ગવર્નર નામદાર લૉર્ડ નૉર્થકોટે પોતાના ખાનગી સેક્રેટરી દ્વારા જણાવ્યું હતું કેઃ—"ઑન. મિ. જસ્ટિસ્ રાનડેના નામનું એક સૌથી ઉત્તમ વિચારશક્તિ ધરાવનાર અને ખરા દિલથી કાર્ય કરનાર પુરુષ તરીકે આ ઇલાકામાં અને આખા હિંદુસ્થાનમાં લાંબા વખત સુધી સ્મરણ થતું રહેશે. સુધારાને માટે સતત યત્ન કરવામાં તેમની હિંમત અને નિશ્ચયને લીધે આધુનિક સમયમાં મુંબઇ ઇલાકા મધ્યે તેમને અપૂર્વ પ્રતિષ્ઠા પ્રાપ્ત થઇ છે. આ ખોટ સાર્વજનિક છે, અને તેમના મૃત્યુને માટે તેમના કુટુંબીઓ (જેમના દુઃખમાં નામદારો લૉર્ડ

અને લેડિ નૉર્થકોટ પૂર્ણ રીતે ભાગ લે છે ) ને ખેદ થશે એટ-લુંજ નહિ, પણ ન્યાત જાત, કે ધર્મના તફાવત વગર આખા ઈલાકાને તેથી દિલગીરી થશે. "

* નામદાર મુંબઈ સરકાર તરફથી તા. ૨૪ મી જાન્યુઆરી ૧૯૦૧ ને રોજ ન્યા. રાનડેના મરણની નોંધનો નીચે પ્રમાણે ઠરાવ સરકારી ગેઝેટ મારફતે બહાર પાડવામાં આવ્યો હતો:—

" નામદાર અલીઝાં ગવર્નર સાહેબ ઇન્ કાઉન્સિલે મુંબઇ ખાતેની નામદાર કૈસરેહિંદ મહારાણીશ્રીની ન્યાયની વડી અદાલતના એક જજ્જ ઑાન. મિ. જસ્ટિસ્ મહાદેવ ગોવિંદ રાનડે સી. આઇ., એમ. એ., એલ્. એલ્. બી.,—ના મરણના સમાચાર ભારે ખેદ સાથે જાણ્યા છે, અને તેઓ મિ. રાનડેનાં કુટુંબીઓ પર આવી પડેલી આ આપત્તિને માટે પોતાની દિલસોજીની નોંધ લેવા ઇચ્છે છે. મિ. રાનડેના મરણથી જ્ઞાનના અગાધપણા માટે, ન્યાયબુદ્ધિના ગંભીરપણા માટે, અને વર્તણુકની માણસાઇભરેલી સ્વતંત્રતા માટે એકસરખી રીતે ખ્યાતિ પામેલા એક સૌથી વધારે નામાંકિત અને નિમકહલાલ સરકારી નોકર આ દેશે ગુમાવ્યો છે."

વળી નામદાર લૉર્ડ નૉર્થકોટ સાહેબે યુનિવર્સિટિના 'ચાન્સેલર' તરીકેના પોતાના હોદ્દાની રૂએ ઇ. સ. ૧૯૦૧ ના કૉન્વોકેશનમાં આપેલા ભાષણમાં ન્યા. રાનડે, જેઓ યુનિવર્સિટિમાંથી નીપજેલા ગ્રૅજ્યુએટોમાં ઘણું કરીને સઘળી બાબતમાં સૌથી વધારે પરિપૂર્ણતા પામેલા ગૃહસ્થ કહી શકાય, તેમને યાદ કરી તેમની તરફની પોતાની મમતાની લાગણી ઘણા ઉંચા શ-

ભ્હોમાં દર્શાવી હતી. તે નામદાર આ પ્રસંગે તેમના સંબંધમાં નીચે પ્રમાણે બોલ્યા હતાઃ—

"પરંતુ મારી સાથે તમને સઘળાને લાગતું હશે કે મુંબઈ યુનિવર્સિટિનો એક નામાંકિત સભાસદ ચાલ્યો ગયો છે, જેના નામસ્મરણ તરફ આપણે સર્વ રીતે યોગ્ય માનની લાગણી દેખાડવાને આતુર છીએ. મિ. જસ્ટિસ્ રાનડેના મરણથી હિંદુસ્થાનને જે ખોટ પડી છે તેને માટે આ આખા ઈલાકામાંથી અને છેક દૂરના પ્રદેશોમાંથી, યૂરોપીઅનો અને દેશીઓ તરફથી, એકસરખો દિલગીરીનો અને દિલસોજીનો અવાજ નીકળી ચૂક્યો છે. હું કહેવાની હિંમત ધરૂં છું કે મારા ધારવા પ્રમાણે તે માનવંત મરનારે દેશીઓ તેમજ યૂરોપીઅનો તરફથી પોતાના મૃત્યુ વડે એકસરખો શોકનો ઉભરો ઉત્પન્ન કરવામાં દેશની એક છેલ્લી મહત્વની સેવા બજાવી છે. આવા પ્રકારનો ઉભરો, હું આશા રાખું છું કે, ઉંચા પ્રકારની માનસિક શક્તિઓ ધરાવનારા અને ભવ્ય ચારિત્ર્યવાળા પુરુષ માટે ઉમળકો અને માન બતાવવામાં આપણે સઘળા લોકો એક મત થઇએ છીએ, તે બાબતની કંઇક સાબિતી છે. જો હું મર્હુમ મિ. જસ્ટિસ્ રાનડેની સામાન્ય કારકીર્દિ વિષે ટૂંકામાં ટૂંકું વિવેચન આપવાને માટે પણ જોઇતા સમય સુધી આજે તમને રોકી રાખું તો મેં મારી સત્તાનો હદ ઉપરાંત ઉપયોગ કર્યો કહેવાય. આપણે આ ક્ષણે તેમના વિષે એક પ્રસિદ્ધ જજ્જ તરીકે નહિ, પરંતુ મુંબઇ યુનિવર્સિટિના તે નામાંકિત સભાસદ તરીકે વિચાર કરીએ છીએ કે, જેણે ઇ. સ. ૧૮૬૨ માં બી. એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી હતી, અને જેણે સર આર્ટલ ફ્રીઅર તરફથી તે માટે સને ૧૮૬૨ માં

ધન્યવાદ મેળવ્યો હતો, અને જેણે સને ૧૮૬૫ માં એમ. એ. ની પદવી સંપાદન કરી હતી. આપણે, ઇતિહાસના વિષય માટે યશસ્વી રીતે ઑનર્સ-માન અને સુવર્ણનો ચાંદ પ્રાપ્ત કરનાર-૨૩ વર્ષની યુવાન વયે ઈ. સ. ૧૮૬૫ માં યુનિવર્સિટિના 'ફેલો' નું માનવંતું પદ સંપાદન કરનાર-ઇ. સ. ૧૮૬૬ માં પહેલા વર્ગમાં આવીને એલ્ એલ્. બી. ની પરીક્ષા ઑનર્સ-માન સાથે પસાર કરનાર-અને ઇ. સ. ૧૮૬૮ માં પોતાની જૂની (એલ્ફિન્સ્ટન) કૉલેજમાં અંગ્રેજી સાહિત્યના શિક્ષાગુરુનો ઓહ્દો મેળવનાર-પુરુષ વિષે વાત કરીએ છીએ મિ. રાનડે પોતાના બુદ્ધિબળને લીધે ત્વરાથી ન્યાયખાતામાં ચઢી ગયા હતા, જેને લીધે મુંબઇથી બહાર-જીલ્લાઓમાં લાંબા વખત સુધી તેમને રહેવું પડયું હતું, પરંતુ હાઇકોર્ટના એક જજ્જ તરીકે તેમનું પાછું આવવું થયું તે વખતથી તેમણે યુનિવર્સિટિના કાર્યભારમાં અગત્યની સહાય કરી હતી.

સિન્ડિકેટના સભાસદ તરીકે અને 'ડીન' તરીકે તેમણે પોતાની યુનિવર્સિટિની સેવામાં પોતાની મહત્બુદ્ધિનો પૂર્ણ રીતે ઉપયોગ કર્યો હતો. તેઓ પોતાની ચતુરાઇ અને અંગત લાગવગથી મર્હૂમ સર મંગળદાસ નથ્થુભાઇની સાડા ત્રણ લાખની મોટી બક્ષિસ સલાહસંપીભરેલી તજવીજથી મેળવી શક્યા હતા, જેથી યુનિવર્સિટિને બહુજ લાભ થયો છે. ગૃહસ્થો, તેમના મરણથી આપણને જે ખોટ પડી છે તે સંબંધે આપણી તરફની લાગણી મારા શબ્દોથી કેટલી અપૂર્ણ રીતે દર્શાવાય છે તે હું જાણું છું. એમ છતા યુનિવર્સિટિના આવા નામાંકિત સભાસદના સંબંધમાં તો એવા શબ્દોની પણ જરૂર નથી. અન્ય ગૃહસ્થો

પોતાનાં ભાષણો અને લખાણો દ્વારા તેમની ખ્યાતિથી ભવિષ્યની પ્રજાને જાણીતી કરશે. આ સાંજે હું તમારી પાસે માગું છું એટલુંજ કે, મિ. જસ્ટિસ્ રાનડેના કુટુંબ તરફ ખરા અંતઃકરણની દિલસોજી અને હિંદુસ્થાનને જે ખોટ ગઇ છે તેને માટે ખેદ દર્શાવવામાં તમારા સઘળાઓનાં નામ સાથે મારૂં પોતાનું નામ જોડવાની પરવાનગી આપશો."

તા. ૨૧ મી જાન્યુઆરી ૧૯૦૧ ને રોજ મુંબઇની પ્રાર્થના સમાજમાં ન્યા. રાનડેના મૃત્યુ નિમિત્ત ઑનર. મિ. (હાલ સર) જસ્ટિસ ચંદાવરકરે તેમના આત્માને શાન્તિ ઇચ્છનારી સંબોધનવાળી પ્રાર્થના કરી હતી, તેમાંથી ખાસ અગત્યનો કેટલોક ઉતારો અત્રે આપીશું.

"* * * તેમના જીવનનો ઇતિહાસ એક દૃષ્ટિથી અને તે ઉચ્ચ દૃષ્ટિથી જોતાં—હરેક પ્રકારે છેલ્લાં ૪૦ વર્ષનો તેમના દેશનો અને તેમના દેશી બંધુઓનો ઇતિહાસ છે. સઘળા મનુષ્યોએ કબૂલ કર્યું છે કે તેઓ એક વિશાળ બુદ્ધિવાળા અને ઊંડા વિચારવાળા પુરુષ, એક મહાન્ વિદ્વાન્. એક સુપ્રસિદ્ધ ન્યાયાધીશ, એક ઉમંગી સુધારક, અને એવી એવી અનેક પ્રકારની પ્રવૃત્તિવાળા મનુષ્ય હતા. તેઓ એક અદ્વિતીય વર્તન અને કારકીર્દિવાળા મનુષ્ય હતા, જેની અસર આખા દેશ પર થઇ છે. તેમના મરણથી સર્વ કોઇને પોતાના અંગત મિત્રનું મૃત્યુ થયું હોય એવી લાગણી થાય છે. આવા સદ્વર્તનવાળા અને આવી ઉજ્વલ કારકીર્દિવાળા મનુષ્યના ચરિત્રનો અભ્યાસ કરવો યોગ્ય છે; અને તેમની સાથે સંબંધમાં આવ્યાથી, તથા છેલ્લાં વીસ વર્ષ પર્યંત કેટલીક પ્રગતિઓને લગતા કામકાજમાં તેમની સાથે

રહેવાથી, મને સમજાય છે કે તેમના આખા જીવનની અને જીવનના કાર્યની કૂંચી શામાં રહેલી છે તે ખોળી કાઢ્યા સિવાય તેના અભ્યાસથી આપણને ફાયદો થનાર નથી. તે કુંચી તે મહાપુરુષના ધાર્મિક જીવન પરથી માલૂમ પડી આવશે. તેમના ઉચ્ચ માનસિક અને નૈતિક ગુણો, તથા તેમની વિવિધ પ્રવૃત્તિઓ પરથી તેમનું તે ખરેખરૂં ધાર્મિક વલણ સ્પષ્ટ રીતે દીસી આવતું. તે ધાર્મિક વલણ બીજી કોઈ પણ વસ્તુ કરતાં તેમની રહેણીકરણી પર અતિશય સામ્રાજ્ય ચલાવતું, અને તે તેમના જીવનનો, તેમણે કરેલાં કાર્યનો, અને તેમના સંબંધમાં આવનાર સઘળાં મનુષ્યો પર થતી લોહચુંબક જેવી અસરનો પાયો હતું. રાનડે કેવા પુરુષ હતા તે વિષે ટૂંક વર્ણન આપવાનું—તેમના જીવનનું મૂળ તત્ત્વ છેક થોડા શબ્દોમાં જણાવવાનું મને કહેવામાં આવે તો હું કહું કે તેઓ ઇશ્વર પર અનન્ય શ્રદ્ધાવાળા મનુષ્ય હતા. * * * આ ઉપરથી લૌકિક હિતની—રાજ્યદ્વારી, સામાજિક, ધાર્મિક, કેળવણી સંબંધી કે બીજા કોઇ પણ અગત્યના સુધારાની—દિશામાં કાર્ય કરવું એ પોતાનું 'ધાર્મિક કર્તવ્ય' છે એમ તેઓ માનતા, અને સઘળી પ્રવૃત્તિઓમાં તેઓ ખરા દિલથી મંડ્યા રહેતા. પ્રતિપક્ષથી કે હાંસીથી, અંતરાયોથી કે નિરાશાથી તેઓ ડગતા નહિ—પોતાને સરળ માર્ગે કાર્ય કર્યાં જતા. કોઇ કાર્યમાં નિષ્ફળ થવાશે એવો વિચાર તો તેમના મગજમાં કદી પ્રવેશ કરતો નહિ. * * *

* માણસ માણસ વચ્ચેનો અને એક તથા બીજી પ્રજા વચ્ચેનો તફાવત માત્ર તેમને ઉપર ઉપરનો લાગતો. તેમનું અદ્ભુત મન અને અદ્ભુત અંતઃકરણ ઉંડા ઉતરીને જે સર્વવ્યાપક

પરમાત્મા મનુષ્યના આત્માનો પ્રેરક છે તેનું દર્શન કરવાને મથન કરતા. જેમણે બીજાઓને માટે પોતાનું ઉમદા અને નિઃસ્વાર્થી જીવન ગાળ્યું હતું, જે કલ્યાણને માટે જીવતા, અને જ્યાં જ્યાં તેનું સાધન જડી આવતું ત્યાં તેને ચહાતા, જે કોઇ પણ અંતરાયથી ડરતા નહિ, પરંતુ પોતાના મનની અંદર રહેલી શાન્તિ અનુભવવાનો યત્ન કરતા. એવા તે મહાપુરુષે, જે અનુભવસિદ્ધ સરળતા અને સાધુતા પ્રાપ્ત કરવાની સઘળા સત્ય ધર્મોમાં આવશ્યકતા જણાવેલી છે, તે સરળતા અને સાધુતા પોતાના વર્તન અને કારકીર્દિ દ્વારા દૃષ્ટાંતભૂત કરી બતાવી હતી. * * "

આ સાથે ટાઇમ્સ્ ઑફ ઇન્ડિયા, મુંબઇ ગેઝેટ, હિંદુ, અંગાળી, મરાઠા, ટ્રિબ્યૂન, મુંબઇસમાચાર, ગુજરાતી, વગેરે વગેરે દેશનાં લગભગ સઘળાં નામીચાં વર્તમાનપત્રોએ તેમજ માસિક ચોપાનિયાંએ આ પ્રસંગે ન્યા. રાનડેની કારકીર્દિ વિષે અતિ ઉત્તમ અને માનનીય અભિપ્રાયો ઘણીજ અસરકારક ભાષામાં પ્રકટ કર્યા હતા. આ સઘળા અભિપ્રાયો સ્થળસંકોચને લીધે અત્રે આપી શકાય તેમ ન હોવાથી તે સંબંધમાં માત્ર એટલુંજ જણાવીશું કે તે સઘળાં પત્રોએ એકે અવાજે ન્યા. રાનડેએ કરેલાં ઉત્તમ કાર્યોની, તેમના અનુકરણીય ગુણોની, અને તેમની સામાન્ય નીતિરીતિની ઘણાજ ઉંચા અને ચૂંટી કાઢેલા શબ્દોમાં પ્રશંસા કરી હતી, તથા તેમના મૃત્યુને માટે અત્યંત શોકના ઉદ્ગારો પ્રદર્શિત કર્યા હતા.

આવી રીતે ન્યા. રાનડેના મરણ પછી સર્વોપરિ સત્તાધિકારીઓ તરફથી તેમજ જનસમાજ તરફથી દર્શાવાયલા તેમના ગુણોની પ્રશંસાયુક્ત આવા ઉત્તમ પ્રતિના વિચારો ઉપરથી મા-

લુમ પડે છે કે યુનિવર્સિટિના વાઇસ-ચાન્સેલરની પદવીના અથવા તો નાઇટની ખિતાબના માન માટે તેઓ સર્વ રીતે લાયક હતા. પરંતુ આવું માન તેઓને મળી શકયું નથી એ ખેદની વાર્તા છે. તેમજ આવા ગુણો અને લાયકાતને લીધે મુંબઇની યુનિવર્સિટિ તરફથી એલ. એલ. ડી. ની પદવી પણ તેમને અપાવી જોઇતી હતી, પરંતુ તે મહાન્ સંસ્થા પોતાના આ એક સૌથી વધારે કુશળ અને યશસ્વી કારકીર્દિવાળા પુત્ર તરફ પોતાનું તે કર્તવ્ય અજાવવામાં પછાત પડી છે. આ સઘળાનો હવે વિચાર કરવાની જરૂર નથી, કેમકે મર્હુમ ગૃહસ્થ આવાં માયિક માન અને ખિતાબો માટે તેમજ પોતાની નોકરીમાં પ્રમોશન (પગારમાં વધારો) માટે કદી ઇચ્છા કે દરકાર રાખતા નહિ. જ્યારે તેમને પડતા મૂકીને ન્યા. તેલંગને હાઇકોર્ટના જજ નીમવામાં આવ્યા હતા ત્યારે પોતાના હકને આમ નુકસાન થયા છતાં, તેમણે તે સંબંધી વિરૂદ્ધતાનો અથવા નિરાશાનો એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહોતો. તેથી ઉલટું, કદાચ કોઇ મિત્ર તે સંબંધી વાત ઉપાડતો તો તે વિષે વિચાર કે વાત કરવાની જરૂર નથી એમ જણાવી વાત પડતી મુકાવતા. આ સંબંધમાં પોતે કાંઇ પણ વિરૂદ્ધ બોલતા નહિ અને બીજાને બોલવા દેતા નહિ એટલુંજ નહિ પણ આથી જરા પણ મનમાં માઠું ન લગાડતાં રા. તેલંગ જેવા પોતાના એક આગલા શિષ્ય જજના અધિકાર પર નીમાયા તેની ખુશાલીમાં તેમના મિત્રોએ આપેલી ઇવનિંગ પાર્ટિના મેળાવડામાં તેઓ ઘણી ખુશીથી હાજર થયા હતા, અને પોતાના તે જૂના શિષ્ય અને મિત્રનાં પોતે આપેલા ઉત્તમ ભાષણની અંદર ભારે વખાણ કર્યાં હતાં.

ન્યા. રાનડેની રહેણીકરણીની આટલી બધી યોગ્ય સ્તુતિ ધ્યાનમાં લેતાં જણાય છે કે, પ્રખ્યાત મરાઠી સાધુ રામદાસનો નીચેનો શ્લોક તેમને સર્વથા લાગુ પડતો હતો:—

देह त्यागितां कीर्ति मागें उरावी ।
मना सज्जना हेचि क्रिया धरावी ॥
मना चंदनाचे परी त्वां झिजावें ।
परी अंतरी सज्जना निववावें ॥ *

ન્યા. રાનડે ખરેખર રામદાસ સ્વામીના આ વચન પ્રમાણે પૂર્ણ રીતે વર્તીને પોતાની કીર્તિ અમર કરી ગયા છે; અને તેમને નાઇટ્નો ખિતાબ કે એલ્. એલ્. ડી. ની અથવા વાઇસ—ચાન્સેલરની પદવી ન મળ્યા છતાં, તેમની કીર્તિ દીર્ઘકાળ પર્યંત કાયમ રહેશે એની કોઇથી ના પાડી શકાય તેમ નથી. કેમકે તેમણે કોઇ પણ ગૃહસ્થ કરતાં પોતાના દેશની સેવા બજાવવામાં સર્વથી ઘણોજ આગળ પડતો ભાગ લીધો છે. નેશનલ કૅાન્ગ્રેસના પિતા તરીકે ગણાતા મિ. એ. ઓ. હ્યુમ, ન્યા. રાનડેના સંબંધમાં એક પ્રસંગે બોલ્યા હતા કે, "જો હિંદુસ્થાનમાં પોતાના દેશ સંબંધે દિવસના પૂરેપૂરા ૨૪ કલાક વિચાર કર્યા કરનાર કોઇ મનુષ્ય હોય તો તે મનુષ્ય મિ. રાનડે છે." અને આથી તેઓ તેમને પોતાના 'ગુરુ મહાદેવ' કહેતા.

---

*અર્થ:—હે ભલા મન, જેમ ચંદનનું લાકડું જાતે ઘસાઇને પણ અન્યને સુવાસ આપે છે, તેમ તું પણ જાતે ઘસાવાની—દુ:ખ પડવાની ફિકર ન રાખતાં એવી કરણી રાખ કે, જેથી દેહ ત્યાગ કર્યા પછી પણ તારી કીર્તિ પાછળ કાયમ રહે.

ન્યા. રાનડે, મિ. હ્યુમના જણાવ્યા પ્રમાણે, પોતાના દેશ માટે માત્ર વિચાર કરીને બેસી રહેતા નહિ, પરંતુ તેમનો વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ પરથી સ્પષ્ટ રીતે જણાયું છે તેમ તેઓ અનેક રીતે દેશનું કલ્યાણ સાધવા અહર્નિશ યત્ન કર્યા કરતા હતા, એ કહેવાની લેશ પણ જરૂર રહેતી નથી.

આ મહાન્ પુરુષ આમ પોતાની વિવિધ સેવાઓ વડે પોતાના સર્વ દેશી બંધુઓની અને નામદાર સરકારની અસાધારણ પ્રીતિ સંપાદન કરીને એક સર્વોત્તમ દેશહિતૈષી નર તરીકે પોતાનું નામ જો કે અમર કરી ગયા છે, તોપણ વ્યાવહારિક રીતે તેમની યાદગીરી સચવાઈ રહેવાની ઘણી જરૂર હોવાથી તે માટે મુંબઈ, પૂના વગેરે સ્થળોમાં કેટલાક પ્રયત્નો થયા છે એ સંતોષની વાત છે. આ પ્રયત્ન કેવી રીતે થયા છે, અને તે કેટલે અંશે સફળ થયા છે તે જાણવા માટે તે વિષેની નીચેની હકીકત ઉપયોગી થઈ પડશે.

આ સંબંધમાં યોગ્ય પગલાં ભરવા મુંબઈ નગરીમાં તેના શેરિફ મિ. જેમ્સ્ મૅક્ડોનલ્ડના આમંત્રણથી તા. ૯ મી જુલાઈ સને ૧૯૦૧ ને રોજ 'ટાઉન હૉલ' ના મકાનમાં તે સમયના મુંબઈ ઇલાકાના લોકપ્રિય હાકેમ નામદાર લૉર્ડ નૉર્થકોટ સાહેબના પ્રમુખપણા નીચે એક મોટી જાહેર સભા મળી હતી. આ પ્રસંગે પ્રમુખ તરીકે બિરાજી ન્યા. રાનડે જેવા નરરત્ન તરફ પોતાનો આદર દર્શાવવા અને તે વડે તેમના સ્મારકની હીલચાલને અતિ અગત્યના સહાયક થઈ પડવા માટે તેઓ સાહેબ ઘણી અગવડ વેઠીને ખાસ પૂનેથી પધાર્યા હતા. સભામાં નામદાર ગવર્નરની કાર્યવાહક (Executive) મંડળીના સભાસદ સર

ચાર્લ્સ ઑલિવંટ, હાઇકોર્ટના નામદાર વડા જજ સર લૉરેન્સ જેન્કિન્સ, અને બીજા જજ્જો ઑાન. મેશર્સ કેન્ડિ, ફુલ્ટન અને ચંદાવરકર, ડૉ૦ પોલન, સર જમશેદજી જીજીભાઇ, સર દીનશા પીટિટ, ઑાન. મિ. હ્યુજીસ અને મિ. મોઝીસ, મિ. જમશેદજી ન. ટાટા, મિ. ડગ્લાસ, મિ. રેબ્સ, મિ. જેમ્સ્ મેક્ડોનલ્ડ અને પ્રો. મુલર, સર ભાલચંદ્ર કૃષ્ણ, ઑાન. પ્રોફેસર ગોખલે ડૉ૦ ભાંડારકર, ઑાન. મેશર્સ રહિમતુલ્લા સયાણી, ઇબ્રાહિમ રહિમતુલ્લા, ગોકળદાસ પારેખ, ચીમનલાલ સેતલવાડ, ખરે અને વિઠ્ઠલદાસ ઠાકરસી, મિ. દીનશાહ વાચ્છા, શેઠ સર હરકીશનદાસ, ત્રિભુવનદાસ મંગળદાસ નથુભાઇ, વ્રજભુખણદાસ આત્મારામ, જગમોહનદાસ વરજીવનદાસ, ભગવાનદાસ નરોતમદાસ, મનમોહનદાસ રામજી, રા. મૂળજી બારભાયા, મિ. દારાશાહ રતનજી ચીચગર, ડૉ. વિગાસ, મિ. ઈ. ડી. તલાટી, ઉપરાંત મ્યુનિસિપલ કૉરપોરેશનના બીજા સભાસદો, સ્મૉલ કૉઝ કોર્ટના જજ્જો, વગેરે અમલદારોએ અને સઘળી કોમના નામીચા ગૃહસ્થોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

ઑાન. મિ. ( હાલ સર ) ઇબ્રાહિમ રહિમતુલ્લાની દરખાસ્તને ઑાન. મિ. બમનજી પીટિટ તરફથી અનુમોદન મળતાં; નામદાર ગવર્નર સાહેબે પ્રમુખસ્થાન લીધું હતું, અને તેમણે સભાના કામનો પ્રારંભ કરતાં એક ટૂંક પણ અસરકારક ભાષણ આપ્યું હતું. તે નામદાર ન્યા. રાનડે તરફ કેવી લાગણી ધરાવતા હતા તે સંબંધી સર્વને વિશેષ માહિતી મળે એટલામાટે અત્રે તે ભાષણને સ્થાન આપવું યોગ્ય છે. તે નામદાર આ પ્રમાણે બોલ્યા હતા:—

" જ્યારે મર્હૂમ ન્યાયમૂર્તિ રાનડે ગુજર્યા ત્યારે મુંબઈ પ્ર-

ઇલાકાના સઘળા ભાગોમાંથી, અને તેની સરહદ બહારનાં ઘણાં સ્થળોથી દિલગીરી અને દિલસોજીનો એકસરખો ધ્વનિ ઉઠયો હતો. યૂરોપીઅનો અને દેશીઓ સર્વ જાણી શકયા હતા કે મિ. રાનડેના મૃત્યુથી હિંદુસ્થાને એક કુશળ, નીડર, અને ઉમંગી સરકારી નોકર ગુમાવ્યો છે. તેમની લાંબી અને માનવંતી કારકીર્દિના છેવટના થોડાક મહિના સિવાય વધારે વખત સુધી તેમની સાથે ઓળખાણ ધરાવવાને હું ભાગ્યશાળી થયો નથી, અને તેથી આ મકાનમાં તેમની પ્રશંસા ઉચ્ચારવાને મારા કરતાં વિશેષ લાયક ન હોય એવો કોઇ મનુષ્ય ભાગ્યેજ હશે. પરંતુ સરકાર પણ એક સુપ્રસિદ્ધ દેશી ગૃહસ્થ, એક પરિપકવ વિદ્વાન, અને એક ઉત્તમ ન્યાયાધીશ, અ પોતાના દેશના હિતને અર્થે સતત મંડયા રહેનાર પુરુષના નામને માન અર્પવાને ઉત્સુક અને તૈયાર છે, એ બાબતની સાબિતી આજની મારી હાજરીથી મળશે એવી મને આશા છે. કેટલાક માસ ઉપર મુંબઈ યુનિવર્સિટિના સભાસદો સમક્ષ આપેલા ભાષણમાં, એક વિદ્વાન અને હાઇ કોર્ટના જજ્જ તરીકેની ન્યા. રાનડેની કારકીર્દિ વિષે મેં મારા વિચાર ટુંકમાં દર્શાવ્યા હતા, અને તેથી એવી સર્વને જાણીની બાબતો વિષે આજે હું ફરીથી બોલીશ નહિ. પરંતુ ન્યા. રાનડેએ હાઇકોર્ટનું માત્ર ન્યાયને લગતું પોતાનુ કામ બજાવવા ઉપરાંત, પોતાની કારકીર્દિની છેક શરૂઆતથી, દેશની આર્થિક સ્થિતિ તરફ ઘણી સૂક્ષ્મ રીતે ધ્યાન પહોંચાડીને પોતાની દેશની અને તેના રાજ્યકર્ત્તાઓની સર્વોત્તમ સેવા બજાવી છે. આ સંબંધમાં ધ્યાનમાં લેવા લાયક ઉદાહરણ તરીકે, દક્ષિણના ખેડુતોની સંકટનિવારણના કાયદામાં સમાયેલા હેતુઓની

તેમણે કરેલી બારીક કદર, અને તેનો અમલ થવા દેવામાં તેમણે કરેલી સહાય વિષે હું સૂચન કરું છું. ગરીબોની બૂમ અને તેમની ખરી લાગણી હમેશા સહેલાઇથી ચોક્કસ રીતે જાણી શકાતી નથી, અને તેવાઓની તરફજ હમેશા તેઓ દિલસોજી ધરાવતા. તેમના જેવા એક નીડર સુધારક, અને પોતાને વ્યાજબી જણાતી પોતાના દેશી ભાઇઓની માગણીઓને સત્તાવાળાઓના ધ્યાન પર લાવતાં કદી પણ ન હઠનાર પુરુષની સહાયની સરકારને કેટલી બધી ખૂબ હતી તે સને ૧૮૮૬ થી ૧૮૯૪ સુધીમાં પસાર થયેલા ઘણાક સરકારી ઠરાવોમાં મેં વાંચ્યું છે. નામદાર શહેનશાહની યૂરોપીઅન અને દેશી પ્રજાને મિત્રાચારીભરેલાં સંબંધની ગાંઠોથી જોડાયલી જોવાને હું ઘણો ઉત્સુક છું અને તેવી ગાંઠોને પોતાની ઉંચા પ્રકારની શક્તિઓ વડે, અને આર્થિક, સાંસારિક તથા વિદ્યા સંબંધી ઉન્નતિની બાબતમાં પોતાની કોમના હિતને માટે એકસરખી તન્મયતા વડે, વધારે મજબૂત કરવાને ન્યા. રાનડે જેવા ઘણા નામાંકિત ન્યાયધીશનું બાવલું ઉભું કરવું સર્વથી ઠીક પડશે."

આમ પોતાનું ભાષણ પૂરું કર્યાં પછી આ સભામાં હાજર ન થઇ શકવા માટે દિલગીરી દર્શાવનારો ઑાન. મિ. જસ્ટીસ રસલનો પત્ર અને ઑાન. મિ. ( હાલ સર ) ફીરોજશાહ મહેતાનો તાર નામદાર ગવર્નર સાહેબે વાંચી સંભળાવ્યા હતા.

આ પછી નામદાર વડા જજ્જ સર લૉરેન્સ જેન્કિન્સે એક સુંદર ભાષણ સાથે, ન્યા. રાનડેના મૃત્યુથી આખા દેશને ગયેલી મોટી ખોટની નોંધ લેવાની અને તેમના દુઃખી કુટુંબ પ્રતિ સભા તરફની દિલસોજી દર્શાવવાની દરખાસ્ત મૂકી હતી. તે નામદારે પોતાના ભાષણમાં એમની વિદ્વતા અને તેમની સુ-

નિવર્સિટિની સેવાની પ્રશંસા કરતાં જણાવ્યું હતું કે, તેઓ (જો વધુ વખત જીવ્યા હોત તો) યુનિવર્સિટિના 'વાઇસ-ચાન્સેલર' ના પદ પણ ઘણે ભાગે બિરાજ્યા હોત. વળી મનુષ્યજાતિના એક સૂક્ષ્મ અભ્યાસી, અને સ્વભાવસિદ્ધ રાજ્યનીતિજ્ઞતા તથા એક નિષ્ઠાવાળા પુરુષ તરીકે તેમનાં વખાણ કરીને તેમણે જણાવ્યું હતું કે, " તેમનું જીવન હૃદયના નિખાલસપણા માટે, વિચારની શુદ્ધતા માટે અને નૈતિક બળ માટે પ્રખ્યાત હતું. જે જે તેઓ કરતા તેમાં ઉચ્ચ ભાવનાથી તેઓ પ્રેરાતા, અને તેથી તેમની ધારણાઓના વેગને તેમણે સ્વીકારેલા માર્ગોથી કોઇ રીતે અટકાવ થતો નહિ. અતિશયોક્તિ, અપશબ્દભાષણ, અને કોઇના ઉપર આક્ષેપ કરવાની વૃત્તિને તેમના વાગ્યુદ્ધની શસ્ત્રસામગ્રીમાં બિલકુલ સ્થાન મળ્યું નહોતું, અને તે બાબતમાં તથા તેમના અમીરી જીવનની બાબતમાં, આપણા કાર્યોમાં અનુસરવા લાયક કિંમતી દૃષ્ટાંત આપણે માટે તેઓ મૂકી ગયા છે. આવા મનુષ્યને માન આપતાં ખરી રીતે તો આપણે પોતાનેજ માન આપીએ છીએ." આ દરખાસ્તને ઑનરેબલ મિ. જસ્ટીસ ચંદાવરકર અને સર ભાલચંદ્ર કૃષ્ણરાવે તથા મુસલમાન ગૃહસ્થ તરીકે મર્હુમ ઑનરેબલ મિ. રહિમતુલ્લા સયાણીએ લાંબા અને છટાદાર વ્યાખ્યાનો સાથે અનુમોદન આપતાં તે પસાર થઇ હતી.

ઑનરેબલ મિ. જસ્ટિસ્ કેન્ડિએ તે પછી ન્યા. રાનડેના માનમાં એક લાયકનું યોગ્ય સ્મારક ઉભું કરવા માટે દેશના જૂદા જૂદા વર્ગોના લોક તરફથી નાણાં એકઠાં કરવાની દરખાસ્ત રજુ કરી હતી. તેને રસિક ભાષણો સહિત ઑનરેબલ ડૉ. ભાંડારકર,

ઑન. પ્રો. ગોખલે તથા રા. સુંદરનાથ ખોટે તરફથી યોગ્ય અનુમોદન મળતાં તે પસાર થઇ હતી.

આ પ્રસંગે આપેલા ભાષણુમાં ન્યા. રાનડેની યુનિવર્સિટિને લગતી કારકીર્દિની પ્રશંસા કરતાં મિ. જસ્ટીસ કૅન્ડ બોલ્યા હતા કે, "જ્યારે હું સિન્ડિકેટનો પ્રમુખ હતો ત્યારે અમારી આગળ કોઇ ગુંચવાડાભરેલી બાબત વિષે તકરાર ચાલતાં જે સિન્ડિક ( સિન્ડકેટનો સભાસદ ) ની સલાહ અને સૂચના માગવામાં આવતી તે સિન્ડિક તો ન્યા. રાનડે હતા. અમે તેમને ગુરુ તરીકે ગણુતા હતા, એમ કહું તો તેમાં અતિશયોક્તિ થતી નથી."

ઉપરની દરખાસ્ત પર થયેલા ઠરાવનો હેતુ અમલમાં લાવવા માટે શુમારે ૧૨૫ જાણીતા ગૃહસ્થોની કમિટી નીમવાની દરખાસ્ત ઑન ગોકળદાસ પારેખે મૂકી હતી. તેને મિ. એચ્. એ. વ્હાડિયા અને ઑન. દાજી આબાજી ખરે તરફથી અનુમોદન મળતાં તે પસાર થઇ હતી. છેવટે સર જમશેદજીની દરખાસ્તને ઑન. મિ. મોઝીસના અનુમોદનથી પ્રમુખનો ઉપકાર માનવાનો ઠરાવ થતાં, નામદાર ગવર્નર સાહેબે પોતાના થયેલા સત્કાર માટે ઉપકાર દર્શાવી જણાવ્યું હતું કે, "હું ખાતરીથી કહું છું કે અત્રે આવીને, મર્હુમ મિ. જસ્ટિસ રાનડેની યાદગીરી નિમિત્તે દરેક કોમનાં ગૃહસ્થોએ આપેલાં ઉમદા અને છટાદાર ભાષણો સાંભળવાથી મને ખરેખરો આનંદ થયો છે. મારે કહેવાનું એ છે કે મર્હુમ ન્યાયાધીશને છાજતું સ્મારક ઉભું કરવાને તમે તમારાથી બનતો યત્ન કરશો તો તેથી તમે ઉત્તમ રીતે ઉપકાર માન્યો ગણાશે."

આ ફંડમાં લગભગ રૂ. ૨૪૦૦૦ ઉપરાંતની રકમ એકઠી

થતાં નામદાર ગવર્નરની સુચના મુજબ મુંબઇમાં કોઇ અગત્યના જાહેર સ્થળે ન્યા. રાનડેનું બાવલું ઉભું કરવામાં તેનો ઉપયોગ કરવાને સને ૧૯૦૫ ના એપ્રિલમાં મળેલી તે ફંડમાં નાણું ભરનારાઓની સભામાં ઠરાવ થયો હતો. પાછળથી આ ઠરાવ મુજબ મુંબઇના જાણીતા દેશી કારીગર જી. કે. મ્હાત્રે પાસે મોટું બાવલું તૈયાર કરાવી તેને 'ફ્રુપરેજ' નામના સ્થળે તા. ૯ મી એપ્રીલ ૧૯૧૩ ને રોજ નામદાર ગવર્નરની એક્ઝિક્યુટીવ કાઉન્સિલના વડા સભાસદ ઑન. મિ. હીલના હાથે ખુલ્લું મૂકાવવા માટે એક મોટો દબદબાભર્યો મેળાવડો કરવામાં આવ્યો હતો. જે વખતે એ માનવંતા અમલદારે ઘણા છટાદાર ભાષણથી ન્યા. રાનડેની ભારે પ્રશંસા કરી તેને ખુલ્લું મૂકાયલું જાહેર કર્યું હતું.

પૂનામાં નેટિવ જનરલ લાઇબ્રેરીના મકાનમાં તા. ૨૨ મી જુલાઇ ૧૯૦૧ ને રોજ સર ચાર્લ્સ ઑલિવંટના પ્રમુખપણા નીચે ઉપરના હેતુથી એક જાહેર સભા મળી હતી. તે વખતે બીજા નામાંકિત ગૃહસ્થો ઉપરાંત ડેક્કન કૉલેજના તે સમયના વિદ્વાન્, લોકપ્રિય અને અનુભવી પ્રિન્સિપાલ મિ. સેલ્બિએ ઘણું અસરકારક વ્યાખ્યાન આપ્યું હતું, અને તેમ કરતાં તેમણે ન્યા. રાનડેના અનેક સદ્‌ગુણોનું સ્મરણ કરાવ્યું હતું. આ ફંડ સારૂ નાણું ઉઘરાવવા માટે ઑન. મિ. ગોખલેએ પોતે શોલાપુર, બેલગામ, ધારવાડ, ગડગ, બીજાપુર, વગેરે ઘણાં સ્થળોની મુલાકાત લઇ ભારે પ્રયત્ન કર્યો હતો. તેમાં શુમારે એક લાખ રૂપીયા ભરાયાનું જણાવવામાં આવે છે. ન્યા. રાનડેનાં પત્ની શ્રીમતી રમાબાઇ તરફથી રૂ. ૫૦૦૦ આ ફંડમાં આપવામાં આવ્યા છે. અર્થશાસ્ત્રનો અભ્યાસ ખીલવે અને દેશની ઔદ્યોગિક સુધારણા

વૃદ્ધિ કરે એવું એક 'રાનડે ઈન્ડસ્ટ્રિયલ અને ઇકૉનૉમિક ઇન્સ્ટિટ્યૂટ' સ્થાપવામાં આ ફંડનો ઉપયોગ કરવાનો હોઇ, આ સંબંધમાં ફંડના ઑનરરિ સેક્રેટરી ઑન. પ્રો. ગોખલેએ સરકાર સાથે કેટલોક પત્રવ્યવહાર ચલાવી જરૂરની તજવીજ ઘણી ખંતથી કર્યાથી તે ઉપયોગી સંસ્થા ક્યારની સ્થાપન થઇ શકી છે. તેને ખુલ્લી મૂકવાની ક્રિયા ઇલાકાના માજી ગવર્નર નામદાર સર જ્યૉર્જ ક્લાર્કે સ્વહસ્તે તા. ૧૬ મી સપ્ટેમ્બર ૧૯૧૦ ને રોજ કરી હતી. આ પ્રસંગે પોતે આપેલા વિદ્વત્તાભરેલા ભાષણમાં તે નામદાર ન્યા. રાનડેની ખરા અંતઃકરણથી પ્રશંસા કરતાં પ્રારંભમાં બોલ્યા હતા કે, " જે મહાન્ લોકપ્રસિદ્ધ પુરુષને માટે આ-આપણા ઇલાકાને અને એકંદરે આખા હિંદુસ્થાનને મગરૂર થવાનો હક્ક છે, તેવા પુરુષના સ્મારકને ખુલ્લું મૂકવાની ક્રિયામાં ભાગ લેવાનું મને આ પહેલીજ વખત કહેવામાં આવ્યું છે એમ નથી. ન્યાયમૂર્તિ રાનડેએ જે દેશની આટલી બધી ખંતથી અને આવી સારી રીતે સેવા બજાવી છે તે દેશમાં તેમના વિખ્યાત નામને માન આપી શકાય અને તેને અમર કરી શકાય એ કેવળ યોગ્ય છે એટલુંજ નહિ, પરંતુ તેમની યાદગીરી અર્થે અદા કરવાનું એક કર્તવ્ય છે, અને જે કાર્ય ઉપર તેમણે પોતાનું દિલ લગાડ્યું હતું તેજ કાર્ય આગળ ખીલવી શકે એવા એક ઇન્સ્ટિટ્યૂટ કરતાં બીજું કંઇ તે માટે ભાગ્યેજ વધારે યોગ્ય થઈ પડત." આ પ્રમાણે આરંભ કરીને ન્યા. રાનડે સાથે પોતાને જાતિસંબંધ ન હોઇ તેમના અપૂર્વ ગુણોની યોગ્ય કલ્પના કરવા માટે પોતે અશક્ત હોવાથી પોતાની આગળ રજુ થયેલા ડૉ. સેલ્વિના તેમના વિષેના તે સમયે રજુ થયેલા અનુભવસિદ્ધ અને

પ્રશંસાદર્શક વિચારોના ઉતારાઓ વિષે સૂચન કરી, " કુદરત અને ઇતિહાસમાં વ્યાપી રહેલી સર્વવ્યાપક શક્તિ–સૃષ્ટિનું નૈતિક સામ્રાજ્ય ચલાવનારી શક્તિ–ના અસ્તિત્વ વિષે તેમને અગાધ શ્રદ્ધા હતી,* અને તેજ હું ધારૂં છું કે તેમના અવિશ્રાન્ત ઉદ્યોગ અને અજીત ઉદયદર્શીપણાના છુપા ભેદરૂપે હતી," એવા મતલબનો તે વિદ્વાન્ પુરુષે દર્શાવેલો ઉદ્‌ગાર ખાસ ટાંકી બતાવી તે નામદારે જણાવ્યું હતું કે, " જે મોટામાં મોટો બોધપાઠ ન્યા. રાનડે આપણને સર્વને વારસામાં આપી ગયા છે તે ઘણે ભાગે આ છે. આપણે તે બોધપાઠ યથાર્થ સમજીને ગ્રહણ કરી શકીએ તો આપણી સઘળી નિરાશાઓમાં આપણને તેથી દિલાસો મળશે, અને હિંદુસ્થાનની ઉન્નતિ માટે આશા અને શ્રદ્ધાથી એકઠા મળી કામ કરવાને આપણે શક્તિમાન્ થઇ શકીશું, મારા પોતાના સંબંધમાં હું કહીશ કે, ન્યા. રાનડે પોતાના દેશબંધુઓને પોતાના લેખો રૂપી જે ઘણી વારસાની રકમો આપી છે તે લખાણોનો મુખ્ય ભાવ સમજવાનો યત્ન કર્યા પછી તેમની બુદ્ધિની અવધાનશક્તિ, અને તેમના વિવિધ વિષયોના અભ્યાસની વિશાળતા માટે મારે છેક દીગ થવું પડે છે. તેમની પ્રવૃત્તિની મર્યાદા તેમની દિલસોજી–સમભાવની લાગણીઓ જેટલીજ વિશાળ હતી, કે જેની અંદર તેમના દેશબંધુઓના નૈતિક, માનસિક, અને સાંપત્તિક અભ્યુદયને લગતા વિષયોનો સમાવેશ થઇ જતો હતો. જે જે કાર્યો તેમણે માથે લીધાં હતાં તેમાં તેમના ઉત્સાહનો આવેશ જો કે ઘણો ભારે હતો, તોપણ તેવા ઉત્સાહના આવેશોમાં જે પ્રશંસનીય માનસિક નિરોધ વારંવાર જોવામાં આવતો નથી, અને જેનો અભાવ તે આવેશોને નિષ્ફળ અને વળી ભયંકર પણ બનાવે

છે, તેવા નિરોધના ચિહ્નો તેમના લેખોમાં જોવામાં આવે છે.
ન્યા. રાનડે કદી પણ ઉતાવળિયાં ઉપલકિયાં અનુમાનો જે હ-
મેશાં ખોટાં પડે છે તેમને પોતે સ્વીકારી લેતા નહિ. તેમનામાં
શ્રમ ઉઠાવવાની મહાન્ શક્તિ હતી, કે જેવી શક્તિ આપણે સ-
ર્વેએ પોતાને માટે મેળવવાને યત્ન કરવાથી પોતાને તથા બીજા-
ઓને લાભ કરી શકીએ; અને જેને 'મધુર વિવેકબુદ્ધિ' કહે-
વામાં આવી છે તે ગુણ તેમનામાં હતો, તેથી જે જે નિશ્ચયો
ઉપર તેઓ આવતા તે તે નિશ્ચયો વજનદાર બની શકતા. ઇ.
સ. ૧૮૯૩ માં પૂનામાં ભરાયલી ઈન્ડસ્ટ્રિયલ કૉન્ફરન્સ સન્મુખ
તેમણે આપેલા "હિંદુસ્થાનની બનાવટોની હાલની સ્થિતિ અને
તેમનું ભાવી સ્વરૂપ" વિષેના કિમતી ભાષણમાં તેમના આ અને
બીજા ગુણો માલુમ પડ્યા છે. ન્યા. રાનડે હિંદુસ્થાનના કેટલાક
પ્રાચીન ઉદ્યોગોના પડી ભાગવા માટે અત્યંત નિરાશાદર્શક ઉદ્-
ગારો કાઢતા નહિ, પરંતુ કારણો તપાસવામાં અને હાલની સ્થિ-
તિઓનું વલણ નક્કી કરવામાં મચ્યા રહેતા હતા." આમ જ-
ણાવીને ન્યા. રાનડેએ જણાવેલી હિંદુસ્થાનના અર્થશાસ્ત્ર અને
ઉદ્યોગોને લગતી કેટલીક બાબતો હાથ ધરી તે વિષે સપ્રમાણ હ-
કીકત જણાવીને તેમની તે વિષયની નિપુણતા, ચોક્કસ માહિતી,
અને દેશની ઉન્નતિ માટે ઉઠાવેલા ભારે પરિશ્રમની અતિ ઉમદા
શબ્દોમાં પ્રશંસા કરી હાલના સમયમાં સર્વને આવી બાબતના
ચોક્કસ જ્ઞાનની જરૂર દર્શાવી હતી. અને આવા પુરુષની આવી
સારી રીતે યાદગીરી જળવાઇ રહેવા માટે પોતાનો પૂર્ણ સંતોષ
દર્શાવી તે સંસ્થાને હરેક રીતે બનતો આશ્રય આપવા માટે સ-
રદારો અને શ્રીમંતોને વિનંતિ કરી સરકાર તરફથી તે સંસ્થા

ફતેહમંદ નીવડવાનાં ચિહ્નો જણાતાં બનતી મદદ આપવા પોતે જણાવ્યું હતું. અને પોતાને આ પ્રસંગના અંગે એમના જેવા પુરુષની પ્રશંસા અર્થે પોતાના વિચારો જણાવવાની તક મળવા માટે આનંદ દર્શાવી સંસ્થાને દરેક પ્રકારે ફતેહ ઇચ્છી હતી.

મદ્રાસની 'સાઉથ ઇન્ડિયન ઍસોશિએશન'ને લગતી એક લાઇબ્રેરી ન્યા. રાનડેની યાદગીરી નિમિત્તે સ્થાપવામાં આવી છે. આ લાઇબ્રેરીના મકાનનો પાયો નાખવાની ક્રિયા ઑાન. મિ. ગોખલેના હાથે સને ૧૯૦૪ ના જુલાઈ માસમાં કરવામાં આવી હતી, જે વખતે શ્રીમાન્ ગોખલેએ પોતાના ભાષણમાં પોતાના ગુરુ ન્યા. રાનડેના સદ્‌ગુણો અને કારકીર્દિનો આબેહુબ ઉત્તમ ચિતાર આપ્યો હતો. આ લાઇબ્રેરીમાં ન્યા. રાનડેને અતિ પ્રિય હતા એવા વિષયોનાં—અર્થશાસ્ત્ર અને ઇતિહાસને લગતાં—પુસ્તકોનો ખાસ કરીને સંગ્રહ કરવામાં આવેલો છે.

અમદાવાદમાં સંસારસુધારાને માટે ન્યા. રાનડેનું મેમોરિયલ ફંડ થયેલું હોઇ, તેમાં રા. બ. લાલશંકરભાઈના પ્રયાસથી રૂ.૧૪,૦૦૦ ભરાયા છે. તે ફંડના વ્યાજમાંથી ન્યા. રાનડેના નામથી દર વર્ષે સંસારસુધારા સંબંધી ગ્રંથો છપાવવાનો તથા ભાષણો આપવાનો તે ફંડની કમિટિનો ઉદ્દેશ છે. આ ફંડને લગતું કામકાજ કેટલે સુધી આગળ વધ્યું છે તે સંબંધી વિશેષ માહિતી મળેલી નથી.

આ ઉપરાંત બીજે કેટલેક સ્થળે, જાહેર મકાનોમાં તેમની મોટી છબીઓ મૂકીને, અને અન્ય વિવિધ પ્રકારે ન્યા. રાનડેની યાદગીરી સાચવી રાખવાના પ્રયત્નો થયા છે. આવા કાર્યમાં કોઇક સ્થળે સ્ત્રીવર્ગે પણ પહેલ કરેલી જણાય છે.

આ પ્રમાણે દેશના નામાંકિત અને અગ્રગણ્ય પુરુષો તરફથી શ્રીમાન્ ન્યા. રાનડેની અનેક પ્રકારે અને અનેક પ્રસંગે પ્રશંસા અને કદર થઇ છે, અને હજી પણ પ્રસંગોપાત્ત તેમના નામનું સ્મરણ ઘણા પુજ્યભાવ સહિત કરવામાં આવે છે. જે ઉત્કૃષ્ટ ગુણો વડે તેઓ આવી અસાધારણ પ્રતિષ્ઠા અને પ્રશંસા પ્રાપ્ત કરી ગયા છે તે ગુણોનું યોગ્ય દર્શન વાચકને કરાવવા હવેના બે પ્રકરણમાં તે સંબંધે સવિસ્તર વિવેચન આપવું યોગ્ય ધાર્યું છે.



# પ્રકરણ ૧૧ મું.

## ગુણાવલોકન.

### સાર્વજનિક હિતના અને મગજના ગુણો.



જેમ સુવર્ણની પરીક્ષા કસોટી પર ઘસવાથી, કાપી જોવાથી, તપાવ્યાથી અને ટીપવાથી થાય છે, તેમ દરેક પુરુષની પરીક્ષા **ज्ञानेन शीलेन गुणेन कर्मणा ।** એટલે તેનાં જ્ઞાન, શીલ, ગુણ અને કર્મ એ ચાર લક્ષણોથી થાય છે. આપણા નિરુપ્ય ન્યા. રાનડેનાં કર્મ—વિવિધ પ્રકારની કારકીર્દિ—નું આપણે અત્યારસુધીમાં સવિસ્તર નિરીક્ષણ કરી ગયા છીએ, અને તે સાથે તેમના જ્ઞાનનું પણ આપણને યોગ્ય દર્શન થઇ ચુક્યું છે. હવે તેઓના ગુણ અને શીલ—સ્વભાવનું અવલોકન સ્પષ્ટ કરીને આપવાનું બાકી રહે છે, અને તેથી તે તરફ આપણે વળીએ.

એ નિ:સંશય વાર્તા છે કે ન્યા. રાનડે ઉત્તમ પ્રકારના અનેક ગુણો અને શક્તિઓ ધરાવતા હોવાથીજ તેઓ પોતાના સમકાલીન મનુષ્યોમાં આટલી બધી અસાધારણ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી ગયા છે. આમાંના ઘણાખરા ગુણો બાળકથી વૃદ્ધ પર્યંત સર્વ મનુષ્યોને ખાસ કરીને અનુકરણીય હોવાથી તેમનું અત્ર કંઇક વિસ્તારપૂર્વક અવલોકન આપવાની આવશ્યકતા છે, અને તેથી દરેક ગુણના યોગ્ય સ્પષ્ટીકરણ અને પરિપુષ્ટિ અર્થે અનેક

સ્થળેથી સંગ્રહેલી અમુક પ્રસંગોને લગતી હકીકત સહિત યથાશક્તિ વિવેચન આપીશું. તેમના ગુણોને આ ત્રણ મુખ્ય વર્ગમાં વહેંચી શકાય તેમ છેઃ (૧) સાર્વજનિક હિતના ગુણો. (૨) અંગના ગુણો, અને (૩) હૃદયના ગુણો. આમાંના પહેલા બે પ્રકારના ગુણોને લગતું વિવેચન આ પ્રકરણમાં આવશે.

ન્યા. રાનડેના ચરિત્ર ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે તેઓ મહાભારત ઉદ્યોગ—પ્રવૃત્તિ—વાળા પુરુષ હતા.

**ઉદ્યોગ.** આરંભથીજ ફર્સ્ટ કલાસ સબ-જજ જેવી મોટી જગાએ નીમાઇને એક પછી એક વધારે મહત્ત્વ અને જોખમદારીના ઓદ્ધાઓ ઉપર તેઓ ચઢેલા હોવાથી પોતાના ઓદ્ધાને લગતાં અનેક અગત્યનાં સરકારી કામકાજમાં તેઓને ઘણું રોકાવું એ સ્વાભાવિક હતું. એમ છતાં ઓદ્ધાની ફરજો પૂર્ણ સંતોષકારક રીતે બજાવવા ઉપરાંત તેઓ અનેક પ્રકારની દેશસેવાઓને માટે પૂરતો અવકાશ મેળવી શકતા એ ઘણી આશ્ચર્યજનક વાર્તા છે. બેશક આવા ઓદ્ધા પર નીમાયલો સાધારણ શક્તિવાળો મનુષ્ય તો પોતાના સરકારી કામકાજમાં ફુરસદ મેળવી શકે નહિ. 'અમને અમારા ઓદ્ધાને લગતા કામમાંથી બિલકુલ અવકાશ મળતો નથી' એવી ફરિયાદ સાધારણ પંક્તિના ઘણાં અમલદારો તરફથી સાંભળ્યામાં આવે છે. પરંતુ ન્યા. રાનડે તેવા મનુષ્યોની પંક્તિના નહોતા. તેઓતો કંઇ અદ્‌ભુત—વિલક્ષણ પુરુષ હતા. પોતાના અભ્યાસમાં અથાગ ઉદ્યોગથી એક મહાન્ સમર્થ વિદ્વાન્ નીવડીને એક સરકારી નોકર તરીકેની તેમની કારકીર્દિ કેવી ફતેહમંદ અને પ્રશંસનીય થઇ પડી હતી તે આપણે પાછળ જોઇ ગયા છીએ. તે ઉપરાંત સાંસારિક, ધાર્મિક,

રાજકીય, ઔદ્યોગિક અને સાહિત્યને લગતી પોતાની પ્રવૃત્તિઓમાં તન મન અને ધનથી તેમણે દેશની કેવી સેવા બજાવી છે તે પણ આપણે જોયું છે. પોતાની આવી અનેક પ્રકારની પ્રવૃત્તિઓ માટે અનેક પ્રકારના ચોક્કસ દાખલા અને આંકડા વગેરેના આધારોથી તૈયાર રહેવાને તેમને અનેક ગ્રંથો, ચોપાનિયાં, વર્તમાનપત્રો વગેરેનું ઘણું વાચન અને અધ્યયન કરવું પડતું. દાખલા તરીકે, પોતાના બીજા નિત્ય નિયમના વાચન ઉપરાંત મરાઠી રાજ્યના ઇતિહાસનું પુસ્તક તૈયાર કરવા માટે પેશવાની બખરનાં ૨૨૦૦૦ પૃષ્ઠ વાંચવામાં લીધેલા શ્રમ પરથી તેમના અથાગ ઉદ્યોગ* નો કંઇક વિચાર વાચકને આવી શકશે.

આ ઉપરાંત આખા હિંદુસ્થાનમાંના તેમનાં સંખ્યાબંધ મિત્રો અને અન્ય અનેક પ્રસિદ્ધ ગૃહસ્થો તથા સાર્વજનિક સંસ્થાઓ તરફથી તેમજ સાધારણ ખાનગી ગૃહસ્થો તરફથી જૂદી જૂદી બાબતોને લગતા સંખ્યાબંધ પત્રો તેમના પર દરરોજ આવતા. તે સઘળાના ઉત્તરો, ગો. બ. માનકરના શબ્દોમાં કહીએ તો, ઇંગ્લાંડના માજી વડા પ્રધાન મિ. ગ્લેડસ્ટનના જેવા અદ્દભુત ત્વરાથી અને નિયમિતપણાથી વાળવા તેઓ ચૂકતા નહિ. ઑન. મિ. ગોખલેએ ન્યા. રાનડેની પુણ્યતિથિને દિવસે આપેલા

* ચાર મહિના માત્ર પોતાને કલકત્તામાં રહેવાનું હોવા છતાં ન્યા રાનડેએ એક હજામની મદદથી બંગાળી ભાષા પોતાના ચાલુ ખંત અને ઉદ્યોગથી શિખ્યા હતા, એ વિષે તેમના પત્નીએ પોતાના પુસ્તકમાં આપેલી હકીકત ઉપરથી આ મહાન્ પુરુષના ઉદ્યોગ અને ખંતની સંપૂર્ણ સાબિતી મળે છે.

ભાષણમાં કહ્યું હતું કે, "કેટલાક વર્ષ સુધી દરરોજ ૨૦ ઉપરાંત પત્રો તેમના ઉપર આવતા, અને લગભગ તેટલાનાજ ઉત્તર દરરોજ તેઓ વાળતા, અને આ પત્રો ખાનગી કામના સાધારણ બાબતથી માંડીને રાજ્યનીતિ જેવા મહત્ત્વના પ્રશ્નોવાળા જૂદી જૂદી જાતના વિષયોને લગતા હતા. હિંદુસ્થાનમાંના ખરા ઉમંગથી કાર્ય કરનારા દરેક મનુષ્યની સાથે તેઓને સંબંધ હતો. જ્યારે તેવો ઉમંગી કાર્યકર્તા પુરુષ તેમને મળી આવતો ત્યારે તેમના અંતઃકરણને આનંદ થતો. તેઓ આવા મનુષ્યના અચૂક નોંધ રાખતા, અને તે પછી હમેશાં તેની સાથે પત્રવ્યવહાર ચલાવતા."

આ પ્રમાણે સર્વ પ્રકારનાં પોતાનાં કાર્યો માટે શ્રીમાન્ રાનડે જોઈએ તેટલો અવકાશ મેળવી શકતા તેનું મૂળ કારણ તેમણે કરેલી પોતાના વખતની ઉત્તમ વહેંચણી સિવાય અન્ય કંઇ જરે તેમ નથી. આગળ આપણે જોયું છે કે અમુક કલાક કે કલાકો અમુક પ્રકારના કામને માટે નીમવામાં આવ્યા હતા. જાગ્રદવસ્થાનો કંઇ પણ વખત તેઓ નિરુપયોગી ગપ્પાંસપ્પાં કે રમતગમતમાં ગાળતા નહિ. 'કામ, કામ, અને કામ બિલકુલ આરામ નહિ' એ તેમના જીવનવ્યાપારનું મુખ્ય સૂત્ર હતું. માછલાંને જળ સમાન તેમને ઉદ્યોગ હતો, એટલે કે ઉદ્યોગ એ તેમનું જીવન હતું. દિવસના ૨૪ કલાકમાં માત્ર ૪ કે ૫ કલાક તેઓ ભોજન, વ્યવહાર, હરવા ફરવાની શારીરિક કસરત, અને બીજાં અગત્યનાં કામ માટે ગાળતા આ સિવાયના બાકીના કલાકોમાં તેઓ પોતાના કામમાં અવિરતપણે—બંધ પડયા વગર—મંડયા રહેતા. રાત્રિએ ૧૧ થી સવારના ૫ કે ૬ વાગ્યા સુધી બીછાનામાં સૂવા છતાં તેમને ખરી રીતે માત્ર ૩ કે ૪ કલાક

ઉંઘ આવતી; અને પાછલા ભાગમાં તો તેમનું હમેશા કામ કરતું મગજ દેશસેવાના વિચારો કરતાં શાન્ત ન રહેવાથી ઘણી વખતે તેથી પણ થોડો વખત તેઓ ઉંઘી શકતા. આ પ્રમાણે આટલો બધેએ સતત ઉદ્યોગ કરવો એ વૈદક દષ્ટિથી ડહાપણભરેલું નહોતું. પાકટ વયે પણ આવો અથાગ ઉદ્યોગ ચાલુ રાખવાથી તંદુરસ્તીને નુકસાન થશે, અને તેથી કામ કંઇક ઓછું કરવામાં આવે તો સારૂં, એમ જણાવી તેમના નજીકના મિત્રો અને વૈદક સલાહકારો તેમને વારંવાર તેમની પ્રવૃત્તિ ઓછી કરવાનો આગ્રહ કરતા; પરંતુ તેઓ આ બાબતમાં કોઇનું કહેવું માન્ય રાખતા નહિ, કેમકે કામ અને ઉદ્યોગમાં તેમને આનંદ મળતો અને તે વગર તેમને ચેન પડતું નહિ. તેઓ માનતા કે, જીંદગીની એક પળ પણ અમૂલ્ય ખજાના રૂપ છે, તેથી તે જવા દેવી ન જોઇએ. જોકે તેઓ મજબૂત બાંધાના હતા, તોપણ લાગલાગટ ૪૦ વર્ષ પર્યંત પોતાના ઓદ્ધાના કામકાજ ઉપરાંત, દેશસેવા અર્થે આવો સખત અને અવિચ્છિન્ન ઉદ્યોગ ચાલુ રાખ્યાથી છેવટના ભાગમાં તેમનું આરોગ્ય લથડયું હતું. આમ શરીરની સ્થિતિ બગડયાં છતાં છેક મરણના દિવસે પણ છેલ્લી ઘડી સુધી કામ કરતા રહી, 'કામ કરતાં કરતાં મરવું એ કેવું સુખી મૃત્યુ કહેવાય'* એમ કહ્યા બાદ માત્ર એક કલાકની અંદરજ તેમનું

* કામ ન થતાં ફક્ત પડી રહી નિરર્થક આયુષ્ય ગાળવાનો વખત આવી પહોંચે તે વિષે તેઓ પોતે અત્યંત અભાવ ધરાવતા હતા; અને આયુષ્ય હોય ત્યાંસુધી પોતે પોતાનો ઉદ્યોગ કરી શકે તેટલા માટે, તેઓને ઔષધો પર પોતાનું ભયંકર દરદ મટવા

મૃત્યુ કેવી રીતે નીપજ્યું તે ગયા પ્રકરણમાં આપણે જોયું છે. આવા અથાગ ઉદ્યોગના સેવનથી તેઓ દેશહિતનાં ઘણાં કિમતી કાર્યો કરી શક્યા છે ખરા, પરંતુ તેને લીધે તેમને ધારવા કરતાં વહેલા મૃત્યુના ભોગ થવું પડ્યું છે એ ઘણું શોચનીય છે.

દેશસેવા અર્થે આવા તેમના ઉદ્યોગને લીધે, અસાધારણ ઉદ્યોગી પુરુષ તરીકે જગપ્રસિદ્ધ થયેલા ઈંગ્લાંડના માજી લોકપ્રિય વડા પ્રધાન અને ઉત્તમ રાજ્યનીતિજ્ઞ રાઇટ્ ઑાન મિ. ગ્લૅડસ્ટનની સાથે વારંવાર ન્યા. રાનડેની સરખામણી કરવામાં આવે છે. તેમનું સ્મારક ફંડ સ્થાપવા માટે મુંબઇમાં મળેલી સભામાં, ઑાન. ડૉ. (હાલ સર) ભાંડારકરે પોતાના વ્યાખ્યાનની અંદર ન્યા. રાનડે માટે કહ્યું હતું કે, તેઓ આપણા ગ્લૅડસ્ટન હતા.' જો કે શ્રીમાન્ રાનડે મિ. ગ્લૅડસ્ટન જેટલું દીર્ઘાયુષ્ય ભોગવી શક્યા નથી, તોપણ ઉદ્યોગની બાબતમાં તેઓ ઘણે દરજ્જે તે માનવંત ગૃહસ્થ સાથે મળતાપણું ધરાવતા હતા, અને મિ. ગ્લૅડસ્ટનની પેઠે, તેમણે સાંસારિક, ધાર્મિક, રાજ્યકીય, ઔદ્યોગિક, આદિ જુદી જુદી અગત્યની બાબતોનું ઘણુંજ ઉંડું અધ્યયન કર્યું હતું.

ઑાન મિ. ગોખલે 'હિંદુ યુનિયન ક્લબ' સન્મુખ આપેલા ભાષણમાં આ સંબંધમાં બોલ્યા હતા કેઃ—" તે મહાન્ પુરુષે પોતાની જીંદગીની અંદર જે કંઇ કાર્ય કર્યું છે તે સઘળું ધ્યાનમાં લેતાં હરકોઇ મનુષ્યને આશ્ચર્ય અને ભવ્યતા લાગ્યા વગર રહે તેમ

માટે પૂર્ણ શ્રદ્ધા ન હોવા છતાં, તે વારંવાર પીધા કરતા, એ વિષે મિસિસ્ રાનડેના પુસ્તકના છેલ્લા પ્રકરણના અંત ભાગ ઉપરથી યોગ્ય ખ્યાલ આવી શકે છે.

નથી. તેમનું બળવાન મગજ અહર્નિશ જ્ઞાન પ્રાપ્ત કરવામાં અને અન્યને આપવામાં—જે ઉત્સાહ અને ઉમંગ આપણા દેશના ઘણાજ થોડા મનુષ્યોમાં જોવામાં આવે છે તેવા—ઉત્સાહ અને ઉમંગથી રોકાયલું રહેતું. સતત ઉદ્યોગ કર્યા કરવાની તેમની શક્તિ ચમત્કારિક હતી એટલુંજ નહિ, પણ તેવા ઉદ્યોગમાં તેમને થતો આનંદ એટલો ભારે હતો કે તેઓ તેમાં પૂર્ણ રીતે મગ્ન રહેતા. તેઓ કહેતા કે, હાલના જમાનામાં નિરુત્સાહ એ આપણને મોટા શાપ રૂપ છે. ગમે તેવા મોટા અભિપ્રાયોથી અથવા આડે માર્ગે દોરવાયલા પ્રયત્નથી તેઓ કંટાળતા નહિ, પરંતુ નિરુત્સાહથી તેમને અતિશય દિલગીરી થતી—એવી કે તે દૂર કરી શકાય નહિ. તેઓ લગભગ સઘળા પ્રકારના પોતાના કામને પોતાની ધાર્મિક ફરજ સમજીને પહોંચી વળતા."

ન્યા. રાનડે આવા અસાધારણ ઉદ્યોગી પુરુષ હોવાથી, કર્મ એટલે પ્રારબ્ધ ઉપર આધાર રાખી બેસી રહેવાનો સિદ્ધાંત તેમને બિલકુલ પસંદ પડતો નહિ. ઇ. સ. ૧૮૯૭માં ઉમરાવતી મધ્યે મળેલી સોશ્યલ કૉન્ફરન્સની સભામાં તેમણે આપેલા ભાષણની અંદર તે સિદ્ધાંતને તેમણે અતિશય વખોડી કાઢયો હતો. આમ કરવાથી દુઃખ અને આપત્તિને સમયે હજારો મનુષ્યપ્રાણીઓના દિલાસાના સાધન રૂપી સિદ્ધાંતને તેઓ ખોટો ઠરાવે છે કે કેમ, એમ રા. બ. માનકરે તેમને પૂછેલું ત્યારે તેમણે સને ૧૮૯૮ના જાન્યુઆરિમાં તેમના ઉપરના એક પત્રમાં તે વિષે આ પ્રમાણે લખ્યું હતું:—" કર્મનો સિદ્ધાંત યોગ્ય રીતે સમજવામાં આવે તો મારે તેની વિરુદ્ધ કાંઇ વાંધો નથી. કર્મ ત્રણ પ્રકારનું છે; અને સઘળા કર્મનો પ્રારબ્ધ કે સંચિતમાં સમાવેશ થતો નથી. આ-

પણું કર્તવ્ય ત્રીજા પ્રકારનું ક્રિયમાણ કર્મ (હાલના જન્મનાં કૃત્યો) ઉત્તમ પ્રકારનું કરવાનું, અને દેવના પશુ અથવા ગુલામ તુલ્ય ન બનતાં સ્વાશ્રયી અને સ્વતંત્ર થવાનું છે. કર્મનો ખોટો અર્થ સમજતાં તે ઘણે દરજ્જે નસીબ–દૈવવાદીઓના 'કિસ્મતને મળતું માનવામાં આવે છે, અને ત્યારે–તેનો અર્થ કેવળ આળસુ-પણું અને નિર્બળતા થાય છે."

મિ. ગ્લૅડસ્ટનનું બાવલું ખુલ્લુ મુકવાની ક્રિયા વખતે મિ૦ મોર્લી પોતાના ભાષણમાં તેમના વિષે આ પ્રમાણે બોલ્યો હતો:— "કોઇ વખતે એક મહાન્ રાજ્યકાર્યભારી તરીકે, કોઈ વખત ચાલુ સ્થિતિમાં અદ્‌ભુત ફેરફાર કરાવનાર ક્રાન્તદર્શી કવિ તરીકે, તો કોઇ વખત આકાશમાંના કોઇ નવા તારાની પેઠે ત્વરાથી ભપકાબંધ રીતે પસાર થતા અને પોતાના જમાનાના લોકોને મોહ પમાડી તેમનું ધ્યાન આકર્ષતા એક સમર્થ ધર્મોપદેશક તરીકે, દુનિયામાં વખતો વખત દેખા દેતા અસાધારણ વિરલ મનુષ્યોના વર્ગમાંના મિ. ગ્લૅટડસ્ન એક હતા." મિ. મોર્લીએ વર્ણવેલા આવા વિરલ મનુષ્યોના વર્ગમાં ન્યા. રાનડે મૂકી શકાય કે કેમ તેનો, અત્યારસુધીમાં આવેલી હકીકત ઉપરથી નિર્ણય કરી લે-વાનું કામ સુજ્ઞ વાચકવર્ગને સોંપવામાં આવે છે.

**સ્વદેશભક્તિ.**

ન્યા. રાનડેની અનન્ય અને દૃષ્ટાંતભૂત સ્વદેશભક્તિ વિષે કોઈ શંકા લઈ શકે તેમ છેજ નહિ. પોતાના દેશની સઘળી પરિસ્થિતિઓ ધ્યાનમાં લઇ તેમાં યોગ્ય સુધારાઓ કરવા માટે અને તે વડે દે-શનું યથાશક્તિ હિત અને ઉન્નતિ સાધવા માટે તેમણે કેવી જુદા જુદા પ્રકારની હીલચાલો ઉભી કરી હતી, અને તે સર્વમાં તેઓ કેવા

તન, મન અને ધનથી મચ્યા રહેતા એ સર્વને સુવિદિત થયેલું છે. તેઓ આર્યભૂમિ માટે ઘણો પૂજ્યભાવ ધરાવતા હતા, અને તેથી તેની પ્રાચીન મહત્તા સાથે તેની હાલની સ્થિતિની સરખામણી કરતાં તેઓ સારી રીતે જાણી શક્યા હતા કે, દેશની ઉન્નતિ માટે સતત અને ભગીરથ પ્રયત્નો કર્યાં વગર ધારેલો હેતુ પાર પાડનાર નથી. આથી પોતાના કોઈ પણ કાર્ય માટે તેઓ સ્તુતિ કે નિંદાની સ્પૃહા રાખતા નહિ, અને માત્ર 'મારો દેશ' એમ સમજી પોતે હાથમાં લીધેલા કાર્ય માટે મથન કર્યાં જતા. તેમના દેશસેવા માટેના નિઃસ્વાર્થી પ્રયત્નોથી સંતુષ્ટ થઇ નેશનલ કૉન્ગ્રેસ—રાષ્ટ્રીય મહાસભાના પિતા મિ. હ્યુમે તેમના માટે કાઢેલા ઉદ્ગારો ઉપરથી તેમની અપૂર્વ દેશભક્તિની પૂર્ણ સાબિતી મળે છે. તેમના સ્મારક ફંડ માટે મળેલી સભામાં ઑન. મિ. રહિમતુલ્લા સયાણીએ જણાવ્યું હતું કે, "દેશનો પુનરુદ્ધાર કરવો અને સામાન્ય ધર્મ, સામાન્ય સામાજિક વ્યવસ્થા અને સામાન્ય રાજ્યકીય બંધનના પાયા ઉપર હિંદુ પ્રજાનું પ્રજાત્વ જાળવી રાખવું એ તેમનો હેતુ હતો. * * તેઓ પોતાના દેશની પ્રજાને ઐક્યમાં દઢ, નૈતિક ઉન્નતિમાં આગળ વધેલી, અને તેના સાંપત્તિક સાધનોથી સુખી થયેલી જોવાને ઇચ્છતા હતા. આખા હિંદુસ્થાનને તેઓ પોતાનો દેશ માનતા, અને સઘળા લોકોને પોતાના ભાઇ સમાન ગણતા." વળી ડેક્કન કૉલેજના વિદ્વાન્ પ્રિન્સિપાલ મિ. સેલ્બિએ પણ વ્યાજબીજ રીતે તેમની દેશભક્તિ માટે કહ્યું હતું કે, "જો કદી કોઈ દેશભક્ત પુરુષ થયો હોય તો તે મિ. રાનડેજ હતા."

આ પ્રમાણે સ્વાત્મભોગ આપીને કોઇ જાતની સ્તુતિ વા

નિંદાની દરકાર વગર આપણા ભારતવર્ષને માટે સતત પ્રયત્ન કરનાર પુરુષો તરીકે મુખ્યત્વે કરીને આપણા દેશહિતેચ્છુ વૃદ્ધ નર મિ. દાદાભાઇ નવરોજજી, અને ન્યા. રાનડે, એ બે મહાન્ નરોને અગ્ર ભાગે ગણવામાં આવે છે. ઑન. મિ. ગોખલે, તેમના ભાષણમાં મિ. રાનડેને એક શુદ્ધ, ઉત્સાહી અને મહાન્ દેશભક્ત પુરુષ જણાવી તેમની મિ. દાદાભાઇ સાથે સરખામણી કરતાં આ પ્રમાણે બોલ્યા હતા:—" મારા સઘળા અનુભવ ઉપરથી હું કહી શકું છું કે પોતાના દેશના અને તેના કલ્યાણના વિચારોમાં રાત ને દિવસ એવી પૂર્ણ રીતે ગરક થઇ ગયેલો ( તેમના સિવાય ) ફક્ત એકજ બીજો પુરુષ મને મળ્યો છે, અને તે પુરુષ તે મિ. દાદાભાઇ નવરોજજી છે. તેમને (મિ. રાનડેને) હિંદુસ્તાનની ભૂતકાળની સ્થિતિ મોટા અને વ્યાજબી ગર્વની બાબત હતી; પરંતુ ભૂતકાળ કરતાં પણ તેમને વર્તમાન અને ભવિષ્યકાળ સંબંધે વધારે વિચારો આવતા, અને સુધારાની જુદી જુદી ભુમિકાઓમાં તેમની અનુપમ અને અદ્ભુત પ્રવૃત્તિનું આજ મૂળ હતું. બ્રિટિશ સત્તાને, અને જે કાનુનોને અનુસરીને હાલના સમયમાં દેશને માટે વ્યવહારોપયોગી કાર્ય કરવાનું છે તે કાનુનોને, આધીન રહેવા છતાં આપણા હિંદવાસીઓ માટે મોટાં કાર્યોની શકયતા મિ. રાનડે સ્પષ્ટ અને પૂર્ણ રીતે સમજી શક્યા હતા."

શ્રીમાન્ રાનડે દેશહિતને માટે આવી કાળજી ધરાવતા હોવાથી, તેઓ અપમાન વેઠીને પણ પોતાનું કાર્ય સાધવા ચૂકતા નહિ. આ સંબંધમાં નીચેનો રમૂજી પ્રસંગ જાણવા જેવો છે. હિંદુસ્થાનના માજી વાઇસરૉય લૉર્ડ રિપનની સરકારના ઉદાર

દષ્ટિના કાયદાથી ઈ. સ. ૧૮૮૫ માં હિંદુસ્થાનની પ્રજાને 'સ્થાનિક સ્વરાજ્ય' નો હક આપવામાં આવ્યો હતો. તેની રૂએ મ્યુનિસિપાલિટિઓ ( શહેરસુધારા મંડળો ) ના સભાસદોની નિમણુકની બાબતમાં ચૂંટણીની પદ્ધતિ પહેલવહેલી દાખલ કરવામાં આવી હતી. તેને અનુસરીને પૂનામાં તે સમયે થયેલી ચૂંટણીઓના સંબંધમાં અસાધારણ રસાકસી ઉત્પન્ન થવા પામી હતી. તેની પહેલાંના વર્ષમાં ત્યાંની મ્યુનિસિપાલિટિના કાર્યભારીમંડળમાં અમલદારવર્ગનો ઘણો મોટો ભાગ હતો, અને ન્યા. રાનડેને ઇચ્છા હતી કે નવી વ્યવસ્થામાં પ્રજા તરફથી ચુંટાયલા માણસોને વધારે પ્રમાણમાં શહેરનો કાર્યભાર ચલાવવાની તક મળવી જોઇએ. જોગજોગે, બીજા એક પ્રખ્યાત શહેરી મર્હુમ મહાદેવ મોરેશ્વર કુંતે અમલદાર—વર્ગના પક્ષને મજબૂત રીતે ટેકો આપવાને બહાર પડ્યા હતા. શ્રીમાન્ રાનડે અને રા. કુંતે છેક બાળપણથી સહાધ્યાયી હોઈ પરમ મિત્રો હતા. રા. કુંતે જૂની પદ્ધતિને ટેકો આપતા હોવાથી રાનડેએ તેમને સખત ઠપકો આપ્યો ત્યારે તે ન માનતાં રા. કુંતેએ પ્રજાકીય પક્ષની સામા પડવાને શહેરના જૂદા જૂદા ભાગોમાં તુરત કેટલીક સભાઓ ભરી-તેઓ સમર્થ વક્તા હતા. કેટલાક વખત સુધી લાગણી વધતી ચાલી, અને તેથી તે વખતે ચાલતી તકરારનું રૂપ સરકારના ધ્યાનમાં કંઈ ઉલટી રીતે આવી જશે એમ દેખાયું. આ ઉપરથી રાનડેએ રા. કુંતે સાથે સમજુત કરવાનું જરૂરનું ધાર્યું; અને જોકે કુંતે તેમની દરેક સભામાં રાનડેની પોતાની સખત નિંદા કરે છે એવું જણાયું હતું, તોપણ આવા હેતુથીજ તેઓ કુંતેની એક સભામાં હાજર થયા. આ સભા રાસ્તેની પેંઠમાં એક ખા-

નગી ઘરના ઓરડામાં મળી હતી. સઘળા શ્રોતાઓ જમીન ઉપર બેઠા હતા, અને બારણું બીજે છેડે હોઇ કુંતે ઓરડાના એક છેડે ઉભા રહી ભાષણ આપતા હતા. શ્રીમાન્ કેટલોક વખત ભાષણ આપ્યા પછી રાનડે એકાએક ઓરડામાં પેસતા દેખાયા હતા. તેઓ જઇને બીજાઓની પેઠે જમીન પર બેસી ગયા. કુંતેએ તુરતજ તેમના પર અને તેથી ખરૂં જોતાં સઘળા શ્રોતૃવર્ગ પર પોતાની પીઠ ફેરવી, અને ભીંત તરફ મોઢું રાખી થોડાક શબ્દો બોલ્યા પછી એકાએક પોતાનું ભાષણ બંધ કર્યું. તે બેઠા એટલે રાનડે પોતાની જગાએથી ઉઠી તેમની પાસે જઈ બેઠા. સભા બરખાસ્ત થયા પછી કુંતેને પોતાની ગાડીમાં બેસી ફરવા જવાને કહ્યું. આમ છતાં કુંતેએ તોછડાઇથી કહ્યું,–' મારે તમારી ગાડીમાં બેસીને જવું નથી. ' પછી તેઓ પોતાની ગાડીમાં જઇ બેઠા પણ રાનડે ચુપકીથી તેમની પાછળ ગયા, અને ' વારૂ, જ્યારે તમારે મારી સાથે ગાડીમાં બેસવું નથી ત્યારે હું તમારી સાથે તમારી ગાડીમાં બેસીશ ' એમ કહી પોતે કુંતેની ગાડીમાં બેઠા. આ વખતે કુંતે રાનડેને કાઢી મૂકે એ તો સંભવિત નહતું. તેઓ લાબિ સુધી ફરવા ગયા, અને પાછા આવતા પહેલાં દરેક વાતનું સમાધાન સંતોષકારક રીતે થઇ ગયું. કુંતેનો ગુસ્સો શાન્ત પડી ગયો, અને પ્રજાકીય વર્ગ સામેની તેમની વિરૂદ્ધતા તદ્દન બંધ પડી ગઇ.*

આ ઉપરથી જણાશે કે, એક નામીચા વર્તમાનપત્રકારે ન્યા. રાનડેના મૃત્યુની નોંધ લેતાં તેમની સ્વદેશભક્તિ માટે કાઢેલા ઉ-

* ઑ. મિ. ગોખલેના ભાષણમાંથી.

ઉદ્ગારો સર્વથા યથાર્થજ હતા. તેણે જણાવ્યું હતું કે:—" સર્વદેશી જ્ઞાનવાળા, સર્વસામાન્ય સમભાવ અથવા મમતાવાળા, અને સર્વથી વિશુદ્ધ સ્વદેશભક્તિવાળા તે મહાન્ પુરુષના મૃત્યુથી પ્રજાને પડેલી ખોટની અટકળ કરવી એ મુશ્કેલીભરેલું છે. તેઓ વાસ્તવિક રીતે ૧૯ મા સૈકાના ( નામીચા ) પુરુષ હતા. એવો પુરુષ એક સૈકા જેટલી લાંબી મુદ્દતમાં પણ ભાગ્યેજ ઉત્પન્ન થઇ શકે."

લોકહિતના કાર્ય માટે આવી નિરપેક્ષ અને નિર્માની વૃત્તિવાળા ઘણાજ થોડા મનુષ્યો દુનિયામાં હોય છે. શ્રીમાન્ રાનડેએ આવી સ્વદેશભક્તિથી બજાવેલી દેશની અનેક સેવાઓ ધ્યાનમાં લઇને સર્વ તરફથી તેમના મૃત્યુને એક પ્રજાકીય—જનસમાજની આપત્તિ તરીકે લેખવામાં આવ્યું છે એ ખરેખર યોગ્યજછે

ન્યા. રાનડેનો કર્તવ્યપરાયણતાનો ગુણ ખાસ અનુકરણ કરવા યોગ્ય હતો. રા. આગાશે કહે છે કે મિ. રાનડે ' મહાન્ ' કહેવાયા છે, કારણ કે તેઓ ' સત્પુરુષ ' હતા; અને તેઓ ઘણું કાર્ય કરી શક્યા છે, કારણ કે તેઓ માનતા કે જે દરેક શબ્દ બોલવાનો છે અથવા જે દરેક કાર્ય કરવાનું છે તે માત્ર આપણું પવિત્ર કર્તવ્ય બજાવવા માટેજ છે, આથી પોતાને સારૂં અને હિતકર લાગતું દરેક કાર્ય આરંભતા, 'તે મારૂં પોતાનું માત્ર કર્તવ્ય છે' એમ સમજીને કર્યા જતા. આમ એક વખતે કર્તવ્ય તરીકે માનીને હાથમાં લીધેલા કાર્યમાં ગમે તેટલી અડચણો વિરૂદ્ધ પક્ષના સામા પડવાથી પાછા ન હઠતા, નીડરતાથી તેઓ અંક્યા રહેતા, પરંતુ કોઇ પણ જાતના વિઘ્નથી ક્ષોભ પામી અ-

**કર્તવ્યપરાયણતા.**

ટકી પડતા નહિ. સરકારી નોકરીને લગતું સર્વ કામકાજ આ પ્રમાણે કર્તવ્યતા સમજીને યથાયોગ્ય બજાવતા, અને તે માટે એટલુંજ દૃષ્ટાંત પૂરતું થઈ પડશે કે પોતે સ્પેશ્યલ જજ તરીકે પરગણામાં ફરતા ત્યારે પહેલાનાં અધિકારીઓની પેઠે પોતાનું બધાં દફતરો તાલુકામાં મંગાવી ન તપાસતાં ગમે એટલી અડચણો વેઠી દરેક ગામે જાતે જઈ દફતર તપાસતા, અને તેમ કરતાં દરેક ખેડુતની ખરી સ્થિતિ સમજવા પોતે યત્ન કરતા. આવી રીતે નોકરી બજાવવાની સાથે તેમણે ઉભી કરેલી વિવિધ પ્રવૃત્તિઓમાં પણ માત્ર કર્તવ્યબુદ્ધિથીજ મંડ્યા રહેતા; અને તેથીજ તેઓ રાજ્યસત્તા અને પ્રજાવર્ગ—ઉભયનો આટલો બધો સંતોષ અને માન સંપાદન કરી ગયા છે, એમ અત્યારસુધીમાં વર્ણવેલી હકીકત ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

ન્યા. રાનડે પોતે આમ કર્તવ્યબુદ્ધિથી દરેક કાર્યમાં પ્રવૃત્ત થતા એટલુંજ નહિ, પરંતુ પોતાના સંબંધમાં અન્ય મનુષ્યોને પણ તેમ વર્તાવતા અને વર્તવાનો બોધ આપતા. સને ૧૯૦૪ના અંતમાં મુંબઈ મધ્યે મળેલી સોશ્યલ કૉન્ફરન્સ સાથે ભરવામાં આવેલી 'મહિલા પરિષદ્'ના પ્રમુખસ્થાન ઉપરથી આપેલા વિદ્વત્તાભરેલા ભાષણમાં તેમનાં આનવંતાં પત્નીએ પોતાના દેશ વિખ્યાત પૂજ્ય પતિની કર્તવ્યપરાયણતા અને ઉદ્યોગ સંબંધે કેવું અસરકારક સૂચન કર્યું હતું તે આપણે નવમા પ્રકરણમાં જોઈ ગયા છીએ. તે પરથી ખુલ્લી રીતે જણાય છે કે, 'સુખ દુઃખને માત્ર દેહના ધર્મ માની શારીરિક માંદગી કે અસ્વસ્થતાની કંઈ પણ દરકાર કર્યા વગર' તેઓ પોતાનું પ્રાપ્ત કર્તવ્ય ખંતથી કર્યા જતા. એમ છતાં જો અતિશય માંદગીના અથવા તેવા કોઈ ખાસ અનિ-

વાર્ય કારણને લીધે તેમને પોતાના કર્તવ્યમાંથી ક્વચિત્ પાછા હઠવું પડતું તો કર્તવ્યબુદ્ધિની તીવ્રતાને લીધે તેમના મનને ઘણો સંતાપ થતો. સને ૧૯૦૦ ની સોશ્યલ કૉન્ફરન્સમાં હાજર થવા માટે સઘળી તૈયારીઓ કર્યાં છતાં વધતી જતી માંદગીને લીધે ન જઇ શકાયાથી તેમને કેવી લાગણી થઇ હતી તે પાછલા પ્રકરણમાં આપણે જોઈ ગયાં છીએ, તેમની આવી ખંત અને કર્તવ્યબુદ્ધિ માટે પ્રસિદ્ધ અંગ્રેજ કવિ વર્ડ્સવર્થની નીચેની પંક્તિઓ તેમને યથાર્થ રીતે લાગુ પડે છેઃ—

He holds no parley with unmany fears;
Where duty bids, he confidently steers;
Faces a thousand dangers at her call;
And trusting in his God, surmounts them all.

અર્થઃ—પુરુષધર્મને અયોગ્ય એવા ભયની તે કંઈ પણ દરકાર કરતો નથી; જ્યાં કર્તવ્ય ફરમાવે છે ત્યાં તે નિઃશંકપણે પ્રયાણ કરે છે; તેના ( કર્તવ્યના ) હુકમથી સહસ્ર જોખમો વહોરી લે છે; અને પોતાના પ્રભુ પર શ્રદ્ધા રાખીને તે સઘળાંને ઓળંગી જાય છે.

આ સંબંધમાં સર વિલિયમ્ હારકોર્ટે મિ. ગ્લૅડસ્ટન વિષે ઉચ્ચારેલો અભિપ્રાય પણ શબ્દશઃ શ્રી રાનડેને લાગુ પડે તેમ છેઃ—" પરસ્પર વિરોધી મતોવાળા મનુષ્યો તરફથી પણ અમુક મનુષ્ય વિશ્વાસ અને દિલસોજી મેળવે છે તેનું કારણ એ છે કે, તે પોતે માને છે કે, તે પોતાના નિખાલસ નિશ્ચયથી વર્તે છે, અને જે જે તે કરે છે તે તે તેના માનવા પ્રમાણે તેના દેશના હિતને માટે સર્વોત્તમ છે. જે જે તેઓ માનતા તે તે ખરાં હિ-

બથી માનતા, જે જે તેઓ ઇચ્છતા તેને તેને માટે પ્રબળ વેગથી ઇચ્છા કરતા, અને જે જે કાર્ય તેઓ કરતા તે તે પૂર્ણ ખંતથી કરતા. આ એક મહાન્ પુરુષનાં લક્ષણો છે."

**ઉદ્દયદર્શીપણું.** ઉદ્દયદર્શીપણું એ શ્રીમાન્ રાનડેના વર્તનનું એક મુખ્ય લક્ષણ હતું. આગળ કહ્યું છે તેમ, તેઓ કોઇ પણ જાતના વિઘ્નથી નિરાશ કે નાહિંમત થતા નહિ, પરંતુ 'જે થાય છે તે સારાનેજ માટે' એમ માની પોતાનું દરેક કાર્ય ઘણા ધૈર્ય અને ઉમંગથી કર્યા જતા. પોતે હાથમાં લીધેલું કાર્ય એકી વખતે સઘળું પોતાની ધારણા પ્રમાણે કરી નાખવાનું સાહસ કરતા નહિ, અથવા તેવી કોઇને સલાહ આપતા નહિ. જાણે કે તેઓ પ્રખ્યાત અંગ્રેજી કહેવત—Roam was not built in a day (રોમ શહેર એક દિવસમાં બંધાયું નહોતું) અથવા તેવીજ મતલબની 'ઉતાવળે આંબા ન પાકે' એ આપણી જાણીતી કહેવતનું સારી રીતે મનન કરીને વર્તતા હોય એમ હતું; અને તેથી પોતાની દરેક પ્રવૃત્તિમાં વારંવાર વિઘ્નો નડયા છતાં તેઓ ખંતથી મંડયા રહેતા. વળી જેઓ પોતાનું કાર્ય ત્વરાથી પાર ન પડવાથી નિરાશ થતા જણાતા તેમને ધીરજ આપીને બનતાસુધી જનસમૂહની વૃત્તિને અનુકૂળ પડે એવો માર્ગ લેવાની સલાહ આપતા. આ સંબંધમાં ઑન. મિ. ગોખલેએ જણાવેલી હકીકત જાણવા જેવી છે. તેઓ બોલ્યા હતા કેઃ—'તેમના આ ગુણને લીધે હિંદુસ્થાનના કોઈ પણ ભાગમાં તેઓ સુધારાના સૂક્ષ્મમાં સૂક્ષ્મ ચિન્હો પણ જોઇ શક્યા હતા. તેમની દૃષ્ટિમર્યાદા બીજાઓના કરતાં ઘણી વિશાળ હતી. જાણે તેઓ પર્વતના શિખર ઉપરથી જોતા

હોય, અને બીજાઓ નીચે જે મેદાન ઉપર તેઓ ઉભા હોય ત્યાંથીજ જોતા હોય એમ હતું; અને આથીજ કેટલેક દરજ્જે તેઓ આવા ઉદયદર્શી થયા હતા. પરંતુ મને તો હમેશા જણાતું કે મિ. રાનડેનું ભારે ઉદયદર્શીપણું મુખ્યત્વે કરીને તેમના મહાન્ પ્રયત્નશીલપણાનું પરિણામ હતું. ઘણું કરીને જેઓ યત્ન કરતા નથી, જેઓ કાર્યની મહત્તા અને સત્તા સમજી શકતા નથી, તેઓજ નિરાશાનો પાઠ સ્વીકારે છે. મિ. રાનડેને ઉંડી રીતે ખાતરી થઇ હતી કે, માત્ર જો આપણા લોક ઉમંગથી યત્ન કરે તો તેમનું ભવિષ્ય તેમના પોતાનાજ હાથમાં છે. પ્રજાકીય ઉન્નતિનું એક સાધન ઉદ્યોગ છે એમ તેઓ માનતા, અને તે પ્રમાણે પોતે પોતાના ધંધામાં યશસ્વી રીતે વર્તતા હોવાથી નિરાશાના કોઇ પણ વિચારોથી તેમનું મન દબાઇ જાય એ સંભવિત નહોતું. આશરે ૧૨ વર્ષ ઉપર સંસારસુધારામાંજ અને તેની લોકમાં અપ્રિયતા વિષે તેમની સાથે વાત કરતાં, સંસારસુધારાના કેટલાક અગ્રેસરોને પોતાનું માથું ધુણાવતા અને સભાઓ મેળવી ઠરાવો પસાર કરવાના પોકળ કાર્યથી કંઇ પણ ફાયદો થવાનો નથી એમ કહેતા જોવા છતાં તે કૉન્ફરન્સના કામકાજ ઉપર તેમની પોતાની શ્રદ્ધા શી રીતે ટકી રહી હતી એ વિષે મેં તેમને પૂછવાની હિંમત બીડી હતી, ત્યારે તેમણે મને આ પ્રમાણે કહ્યું હતું:—'એમ નથી કે કાર્ય પોકળ છે, પરંતુ આ માણસોની તે વિષેની શ્રદ્ધા પોકળ છે, જરા અટકીને તેમણે કહ્યું: 'થોડાંક વર્ષ રાહ જુઓ, જ્યારે મને લાગે છે કે એવો વખત આવશે કે, જે કૉન્ગ્રેસને માટે હાલ આટલો બધો ઉત્સાહ પ્રવર્તે છે તેને માટે તેઓ આવોજ પ્રશ્ન

બુઝશે. પ્રજાની અંદર કંઇ એવો ગુણ રહેલો છે કે જે ચાલુ રહેતા પ્રયત્નનો બોજો સહન કરી શકતો નથી."

વળી, પ્રાચીન સમયમાં પ્રખ્યાતિ પામેલી કેટલીક પ્રાચીન પ્રજાઓ કેટલોક સમય ઉન્નતિમાં આવીને પાછળથી રાજ્યકીય દૃષ્ટિમર્યાદામાં અદૃશ્ય થઇ છે, પરંતુ હિંદુ પ્રજા જેવી ને તેવી સ્થિતિમાં પોતાના દેશમાંજ કાયમ રહી છે. તેથી તે 'ઇશ્વરની પસંદ કરેલી પ્રજા છે' એમ તેઓ ઇશ્વર પરની પોતાની અચળ શ્રદ્ધા અને ક્રદયદર્શીપણાને લીધે ખાતરીથી માનતા. તેઓ માનતા કે આ આપણી હાલની સ્થિતિની સુધારણા માટે ઈશ્વર સઘળી યોજના કરે છે, અને સત્ય, ન્યાય, તથા સદ્‌ગુણ અંતે જય પામશે. આ ઉપરથી પ્રિન્સિપાલ સેલ્બિ સાહેબના શબ્દોમાં આપણે કહી શકીએ કે, મિ. ગ્લૅડસ્ટનની પેઠે શ્રીમાન્ રાનડેએ મનુષ્ય જાતની બુદ્ધિની અને હૃદયની સુધારણા દ્વારા પરમેશ્વરની દિવ્યતા પ્રકટ કરવાના કાર્યમાં પોતાનું જીવન વિચાર અને શ્રદ્ધાપૂર્વક આરંભથીજ અર્પણ કર્યું હતું.+

હિંદુ પ્રજા, ઉપર કહ્યા પ્રમાણે, ઇશ્વરની પસંદ કરેલી પ્રજા હોઇ તેના ઉપર તેનો કંઇક ખાસ અનુગ્રહ છે, એ સંબંધમાં પોતે એક વખતે જણાવેલા વિચારો ઉપરથી તેમની તે વિષેની શ્રદ્ધા અને તેમનું ઉદયદર્શીપણું કેટલાં ઉંડાં હતાં તે સારી પેઠે જણાઇ આવતું હોવાથી તે વિચારો* ટૂંકમાં અત્રે આપવાનું ઉપયોગી થઇ પડશે. તેઓ બોલ્યા હતા કેઃ—

+ મિ. અગાશેના વ્યાખ્યાન ઉપરથી.

* "સમાલોચક" ના આ પુસ્તકની પ્રથમ આવૃત્તિના અવલોકનમાંથી. પુ. ૧૨, અંક ૧.

"જે ઇતિહાસ બીજી બધી પ્રજાઓના ઇતિહાસ કરતાં અત્યંત વધારે તેજસ્વી છે તેને લઇને જો આપણે આસ્થા ન રાખીએ તો તે ઇતિહાસને આપણે નાલાયક છીએ એમ સમજવું જોઇએ. એશિઆ, યુરોપ, આફ્રિકા, અને અમેરિકાના નકશા લો અને તમને માલુમ પડશે કે એવો કોઇ દેશ નથી જેમાં આટલા બધા વર્ષો સુધી જીવનનું સતતપણું હોય. બીજા દેશોમાં અનેક ધર્મો ઉત્પન્ન થયા છે, આબાદ થયા છે અને નષ્ટ થયા છે. તેમજ અનેક કોમો પણ. અને હિંદુસ્થાન જો કે ઘણી બાબતોમાં ઉતરી ગયું છે તોપણ—પરમાત્માએ આપણા સમાજનું જાણે કોઇ ખાસ કાર્ય આપણને સોંપ્યું હોય તેમ અનેક વિપત્તિઓમાંથી રક્ષણ કર્યું છે. આપણે પોતે અથવા આપણા હમણાનાં પૂર્વજો આવા કાર્યનો વારસો ઝાલી રાખવા લાયક ન હોઇએ પણ ધર્મ, ઇતિહાસ સાહિત્ય, તત્ત્વજ્ઞાન, જીવનની રીતો, વિચારનાં સ્વરૂપો, જે આ ભૂમિમાં વિશેષતાએ પ્રવર્તે છે અને જે આપણા તેજસ્વી પૂર્વજો બીજી ભૂમિમાં લઇ ગયા છે, તેની સતતપણાના આપણે વારસ છીએ...આ ખાસ અનુગ્રહ કોઇ અર્થ વિના આપણા ઉપર પરમાત્માએ કર્યો હોય એમ માનવું ભૂલભરેલું છે. જો થોડાક હજાર યાહુદી લોકોનું ચમત્કારી રક્ષણ કોઇ અર્થને માટે હતું તો જગતની વસ્તિના પાંચમા ભાગનું આવું ચમત્કારી સંરક્ષણ અર્થહીન હોય નહિજ. આવા કોઇ ઉંચા અર્થવાળા સખત વ્રતમાં આપણે પડ્યા છીએ. આ લોકોને આસ્થા હતી-તેમને એમના ઇતિહાસનું અભિમાન હતું, અને ભવિષ્યને માટે તેમનામાં આશા હતી. તેમને એવી આસ્થા હતી કે જો તેઓ આ વ્રત પાળશે તો

ભવિષ્યના ઇતિહાસમાં પોતાનું યોગ્ય સ્થાન લેવાને તેઓ લાયક હશે."

આ પ્રમાણે શ્રીમાન્ રાનડે કોઈ પણ વખત નિરાશાને વશ ન થતાં ઉમંગ સહિત પોતાના કાર્યમાં આગળ વધ્યા જતા હતા અને તેથી સૌ કોઇને સ્પષ્ટ જણાશે કે મિ. ગ્લૅડસ્ટન માટેના ઇંગ્લાંડના એક માજી વડા પ્રધાન અર્લ ઑફ રોઝબરિના નીચેના શબ્દો તે સંબંધમાં તેમને પૂર્ણ રીતે લાગુ પડતા હતા. "કોઇ પણ કાર્ય એવું નિરાશાવાળું તેમને લાગતું નહિ કે જે માથે લેવાને તેઓ બ્હીએ, અને એક વખત તે માથે લીધા પછી ગમે તેટલી વિરુદ્ધતા ઉભી થાય તોપણ તેઓ તેથી ડરી જતા નહિ." સર ભાલચંદ્રે રાનડે વિષે વ્યાજબીજ કહ્યું હતું કે, "આ જમાનાના મનુષ્યો અને બનાવોમાં વિશ્વાસ-શ્રદ્ધા અને આશા ઉત્પન્ન કરનાર તેઓજ હતા એમ ખાતરીપૂર્વક કહેવું એ એક સૌથી સાચામાં સાચી વાત છે."

**લોકપ્રિયતા અને સમકાલીન મનુષ્યોમાં પ્રતિષ્ઠા.**

ન્યા. રાનડેએ હાઇકોર્ટના જજ્જ નીમાતા પહેલાંની પોતાની નોકરીની લગભગ સઘળી મુદ્દત દક્ષિણમાં ગાળી હતી, તેથી પોતાના અનેક ઉત્તમ ગુણો વડે અને પોતાની અનેક પ્રકારની સેવાઓ વડે તેઓ સારી રીતે ત્યાંના લોકોની પ્રીતિ સંપાદન કરી શક્યા હતા. પરંતુ આખા હિંદુસ્થાનમાં સર્વત્ર તેમના નામનું આનંદથી સ્મરણ થવા લાગ્યું અને સૌ કોઇ તેમના તરફ પૂજ્યભાવ દર્શાવવા લાગ્યું એ તો તેમના મુંબઇ ગયા પછીજ. મરણ વખતે તેમના માટે સર્વ તરફથી દર્શાવવામાં આવેલા ઉદ્‌ગારો અને લા-

ગણીઓ ઉપરથી તેઓ સઘળે ઠેકાણે કેવા પ્રિય થઇ પડયા હતા અને તેમની તરફ કેટલા માનની દૃષ્ટિથી જોવામાં આવતું તેનો યોગ્ય ખ્યાલ આવી શકે તેમ છે. આભારી જનસમાજે અને આપણી નામદાર ગુણગ્રાહક સરકારે તેમની સેવાઓનો સર્વથા યોગ્ય રીતે સ્વીકાર કર્યો હતો. સર ભાલચંદ્રે તેમને પોતાના ભાષણમાં એક 'ઋષિ'—મહાત્મા તરીકે જણાવ્યા હતા. એક જાણીતા દક્ષિણી ગૃહસ્થ અને શ્રીમાન્ રાનડેના એક મિત્ર મિ૦ વિનાયકરાવ કોડદેવ ઓકે તેમને 'જીવન આપનાર' એવા અર્થમાં 'મહર્ષિ' કહ્યા હતા. પ્રાચીન આર્યભૂમિમાં એક ઋષિ, મહાત્મા અને પ્રાણદાતા—જીવન આપનાર કહેવાતા મનુષ્યો એકજ પ્રકારના હતા. પ્રો. સેલ્વિનએ દર્શાવેલા અભિપ્રાય ઉપરથી રાનડે હરેક રીતે આવાં ઉપનામને પાત્ર હતા એમ વિશેષ સાબિત થાય છે. તેમણે તેમને 'ઋષિ, મહાત્મા, અને સ્વદેશભકત પુરુષનાં લક્ષણોથી યુકત' જણાવ્યા હતા. આવા દેશી અને વિદેશીય મિત્રો અને વિદ્વાનોના એક બીજાને મળતા અભિપ્રાયો ઉપરાંત ન્યા. રાનડેની લાયકાત માટે વધુ શું પુરાવો જોઇએ ? તેઓ એક ઋષિ—સુજ્ઞ પુરુષ હતા તેની સાબિતી એજ છે કે આપણી સઘળી પ્રજાકીય હીલચાલોના સંબંધમાં ઘણે ભાગે તેમની સલાહ પ્રમાણે અમલ થતો; તેઓ એક મહાત્મા હતા એમ તેમના મિત્રો અને વિરોધીઓના એકસરખા અભિપ્રાય ઉપરથી જણાય છે; અને તેઓ પોતાના દેશને જીવન આપનાર મહર્ષિ હતા. એ છેલ્લાં ૩૦ વર્ષથી દેશમાં ઉદ્ભવેલી મહાન્ પ્રજાકીય હીલચાલોના તેઓ પ્રેરક આત્મા હતા એ બાબત ઉપરથી સહજ માલૂમ પડે છે. આમ કોઇએ એમને ઋષિ. કોઇએ મહર્ષિ, કોઇએ મહાત્મા, કોઇએ પદવીધર મુકુટમણિ

તો કોઇએ—રાજા ( Prince ), કોઇએ મહાપુરુષ, કોઇએ એક મહા સમર્થ વિદ્વાન્, તો કોઇએ ચુસ્ત સ્વદેશભક્ત, એમ દેશના નામીચા પત્રકારો અને વિદ્વાનોએ જૂદાં જૂદાં અનેક ઉપનામો અને વિશેષણો આપ્યાં છે. આપણા આર્યાવર્તનો થોડી ઘણી કેળવણી પામેલો કોઈ પણ અસાધારણ મનુષ્ય રાનડેના નામ અને કામથી અજાણ્યો નહિ હોય, અને ખરેખર તેમના જમાનાના મનુષ્યોમાં છેક ઘણાજ થોડા પોતાની સર્વ પ્રકારની લાયકાતથી આવા અસાધારણ સાર્વજનિક માનને પાત્ર થયા હશે. મદ્રાસના નામીચા 'હિંદુ' પત્રે તેમના મૃત્યુની નોંધ લેતાં આ સંબંધમાં જણાવ્યું હતું કે:—"એવું કોઈ ગામ કે ઘર નહિ હોય કે જ્યાં નામદાર મહાદેવ ગોવિંદ રાનડેના નામ માટે અતિશય પ્રેમ અને પૂજ્યભાવ ધરાવવામાં આવતો નહિ હોય; હાલના જમાનામાં કોઇ પણ મનુષ્ય આ મહાન્ વિદ્વાન્, વિચારક, ધારાશાસ્ત્રી અને રાજ્યનીતિજ્ઞ પુરુષના જેવા સાર્વજનિક માનને પાત્ર ઠર્યો નથી અથવા તેવું માન મેળવી શકયો નથી, અથવા તો પોતાના દેશી ભાઇઓની બુદ્ધિ ઉપર અને તેમના અભિપ્રાયો ઉપર તેમના જેવી અસર નીપજાવી શકયો નથી..."

ન્યા. રાનડે આવા સાર્વજનિક માનને પાત્ર થયેલા હોવાથી તેમના સમકાલીન મનુષ્યોમાં તેમની પ્રતિષ્ઠા પણ અસાધારણ હતી. આપણે વાંચ્યું છે કે જુદા જુદા વિષયોને લગતા દરેક મહત્ત્વના સવાલ માટે દેશના નામીચા ગૃહસ્થો તેમની સલાહ પૂછતા, અને દેશની મોટી જાહેર હીલચાલો ઉપરાંત પૂનામાં અને પાછળથી મુંબઇમાં એવી કોઈ પણ નાની મોટી સંસ્થા નહિ હોય કે જેને તેમની તરફથી સલાહનો લાભ મળ્યો નહિ હોય. ઑાન

મિ. ગોખલે કહે છે તેમ, "તેઓ આખા દેશમાં જુદાં જુદાં સ્થળોમાં વસતા ઉછરતા ગૃહસ્થોને એક મધ્યસ્થ સૂર્ય સમાન હતા, જેની તરફથી તે સઘળાઓ પોતાનો પ્રકાશ અને ઉષ્ણતા મેળવતાં અને જેની આસપાસ દરેક પોતાના વર્તુલમાં અને યોગ્ય અંતરે રહીને ફરતો." રા. અગાશે કહે છે કે, "પૂનામાં આવ્યા ગયા દરેક નમીચા ગૃહસ્થની તેમની તરફથી પરોણાચાકરી થતી. તેઓ સઘળા વિદ્વાન અને અગ્રેસર મનુષ્યોના કેન્દ્ર—આકર્ષક મુખ્ય બિંદુ રૂપ હતા, અને જે સઘળા તેમના સંબંધમાં આવતા તેમના ઉપર તેઓ લોહચુંબક જેવી અસર નીપજાવતા—નિરાશીને ઉમંગી બનાવતા, આળસુને જાગ્રત કરતા, અને દરેકને તેની જીંદગીનું કર્તવ્ય સમજાવતા તથા તેની પાસે તે પ્રમાણે આચરણ કરાવતા—કેમકે તેઓ હમેશા કહેતા કે જીંદગી એક કિમતી બક્ષીસ છે, જેનો હિસાબ આપણે ઇશ્વરને આપવો પડશે." સમગ્ર દેશના કેળવાયલા ગૃહસ્થો આમ તેમની તરફ કેટલો પૂજ્યભાવ ધરાવતા હતા તે જાણવા નીચેનું દૃષ્ટાંત ઉપયોગી થઇ પડશે.

સને ૧૯૦૦ ના ડીસેમ્બરની આખરે લાહોર મધ્યે મળેલી સોશ્યલ કૉન્ફરન્સની અંદર હલકી વર્ણના લોકોની ઉન્નતિ કરવાને લગતી દરખાસ્ત રજુ કરવામાં આવતાં, તે આર્યસમાજના સભાસદો અને ઉચ્ચ વર્ગના શીખ લોકોની વચ્ચે વાદવિવાદનું કારણ થઇ પડી હતી. કેમકે આર્યસમાજવાળાએ કેટલાક હલકી વર્ણના સિખોને પોતાના ધર્મમાં દાખલ કરવાથી તે તરફના ઉચ્ચ વર્ગના સિખ લોકોએ તે બાબત મજબૂત રીતે વાંધો ઉઠાવ્યો હતો. સોશ્યલ કૉન્ફરન્સની સઘળી બેઠકોમાંની માત્ર આ વર્ષની બેઠકમાં ન્યા. રાનડે માંદગીને લીધે હાજર થઇ શક્યા નહોતા.

એ આપણે આગળ વાંચી ગયા છીએ. આમ તેમની ગેરહાજ-
રીના સમયે આ બાબત વિષે ભારે તકરાર ચાલી, અને એટલો
બધો ઘોંઘાટ અને ગભરાટ થઇ રહ્યો કે પ્રમુખની સત્તાનું પણ
અપમાન થવાનો સમય આવી પહોંચ્યો, અને સામાન્ય રીતે
આવી સભાઓમાં માલૂમ પડતી શાન્તિભરેલી વ્યવસ્થાને બદલે
તોફાન અને ગેરબંદોબસ્ત પ્રસરી રહ્યાં. આ સમયે ખળભળાટ
શી રીતે સમાવવો તે સંબંધે આગેવાન ગૃહસ્થો મોટા વિચારમાં
પડી ગયા. તેવામાં ઑન. મિ. ગોખલે, જેઓ આ સભામાં હા-
જર હતા, તેમને સારે નસીબે એવો વિચાર સૂઝી આવ્યો કે
આ પ્રસંગે આ કૉન્ફરન્સના પિતા—શ્રીમાન્ રાનડેનું નામ દીધા-
થી સારી અસર થશે. તેઓ આ ઉપરથી વધારે જુસ્સાથી લડ-
નારાઓ પાસે ગયા, અને કહેવાય છે કે ત્યાં જઇને તેમના કા-
નમાં નીચેના અથવા બીજા તેવી મતલબના બીજા શબ્દો બોલ્યા
હતા:—"ન્યા. રાનડે માંદા છે, અને તેઓ તે સબબથી આ સ-
ભામાં હાજર થઇ શક્યા નથી. પોતાના મતભેદો બાજુ પર મૂકી
સભાનું કામકાજ નિર્વિઘ્ને પૂર્ણ કરવામાં તમારે સહાયભૂત થઈ
પડવું એવું તમને કહેવાનું તેમણે મને કહેલું છે." વિરોધીઓને
શાન્ત પાડી બેસાડી દેવામાં આ શબ્દો એક મંત્ર કે જાદુ રૂપ
ઉપયોગી થઇ પડ્યા. તેમને જોઇને બીજાઓ પણ નરમ પડી
ગયા, અને સભામાં શાન્તિભરેલી વ્યવસ્થા પાછી પ્રસરી ગઇ.
આ પછી સભાનું કામ સમાધાનીથી ચાલતાં તે નિર્વિઘ્ને બર-
ખાસ્ત થઇ શકી હતી.

શ્રીમાન્ રાનડેના પોતાના દૃષ્ટાંતથી પૂનામાં અને આડક-
તરી રીતે મહારાષ્ટ્રમાં થએલી નૈતિક અસરના સંબંધમાં રા. બ-

ગાળો આ પ્રમાણે જણાવે છેઃ—" ઇ. સ. ૧૮૭૦ પહેલાં જેઓ પૂના શહેરથી વાકેફ હશે તેઓ જાણતા હશે કે તે વખતે ત્યાં અમુક પ્રકારનું વર્તન હતું, જે નિંદાપાત્ર ગણવામાં ન આવતું એટલુંજ નહિ, પણ તેથી ઉલટું, માત્ર શોખની ખાતર જરૂરનું ગણવામાં આવતું. ન્યા. રાનડેએ પૂનામાંથી આ શોખની ખાતર થતી અનીતિ દૂર કરવાને ગમે તેટલા બોધથી ન થઇ શકે એવી સચોટ અસર પોતાના ભવ્ય જાતિપ્રભાવથી ઉપજાવી હતી. એક વખતે એવું બન્યું કે એક જાણીતા ગૃહસ્થને ઘેર ડેક્કન કૉલેજના વિદ્યાર્થીઓને ' ઇવનિંગ પાર્ટિ ' ના મેળાવડામાં નોતરવામાં આવ્યા હતા. ખાણું થયા પછી ઘરધણીના કોઇ મિત્રે તેને ગાયનની ગમ્મત માટે તજવીજ કરવાને—અલબત ધીમે સ્વરે—સૂચના કરી. તે વખતે ગાયનની ગમ્મતનો અર્થ નાચનારી સ્ત્રી ( વેશ્યા ) નું ગાયન—એવો કરવામાં આવતો. જોકે તે સૂચના સંબંધી માંહોમાંહે ધીમેથી વાત ચાલતી હતી, તોપણ જે બનવાનું હતું તે વિષે ન્યા. રાનડેને શંકા ગઇ. તેમણે એકદમ પોતાની પાઘડી માથે મૂકી અને જવાની તૈયારી કરી. પ્રોફેસર છત્રે ત્યાં હોવાથી તેઓ પણ ન્યા. રાનડેની સાથે બીજા ઉઠનારા ભેગા ઉઠી જવાને તૈયાર થયા, એટલામાં તેમના એક ઘરડા મિત્રે ધોતિયાનો છેડો ઝાલી તેમને થોભવાનું કહ્યું. ન્યા. રાનડે તે દરમિયાન કયારના નિસરણીનાં કેટલાંક પગથિયાં ઉતરી ગયા હતા; તેમની તરફ આંગળી કરી પ્રો. છત્રેએ કહ્યું, ' ત્યાં જુઓ ! મારા શિષ્ય માધવરાવ ચાલ્યા જાય છે ! અને તે શું કહેશે ? ' એમ કહીને તેમણે પોતાના મિત્રને વેગળો ખસેડયો, અને તેઓ તથા કૃષ્ણ શાસ્ત્રી ચિપલુનકર બન્નેએ ઓરડામાંથી ઉતાવળે બહાર જઇને આગ-

ણામાં રાનડેને પકડી પાડ્યા. માત્ર ઉછરતી પ્રજા ઉપરજ નહિ, પરંતુ પોતાનાથી મોટી ઉમ્મરના મનુષ્યો ઉપર પણ રાનડે નીતિને માટે કેવી ભારે અસર ઉપજાવી શકતા એ દર્શાવવાને આ વાર્તા પૂરતી છે."

**રાજ્યભક્તિ.** ન્યા. રાનડે નામદાર બ્રિટિશ સરકાર પ્રતિ પૂર્ણ રાજ્યભક્તિ ધરાવતા હતા એ નિર્વિવાદ વાર્તા છે. રાજકીય આદિ વિવિધ પ્રવૃત્તિઓમાં તેઓ જે કંઈ ભાગ લેતા તે માત્ર પ્રજાવર્ગના હિતની ખાતર, અને નામદાર સરકારને આ વિશાળ દેશના કાર્યભારનાં અતિ મહત્ત્વનાં અનેક કાર્યોમાં ગુંથાએલાં રહેવાનું હોવાથી રાજા પ્રજાના હિતનાં કેટલાંક અતિ ઉપયોગી કામોમાં પોતાને યોગ્ય લાગતી સલાહ અને ખબર વખતોવખત આપતા રહી તેને સહાયભૂત થઇ પડવાના અતિ ઉચ્ચ અને શુભ હેતુથીજ લેતા હતા. પ્રજાના હિતમાં રાજ્યનુંજ હિત સમાયલું હોવાથી, આમ વિવિધ પ્રકારે દેશની સેવા બજાવવામાં તેઓ એક રીતે રાજ્યનીજ સેવા બજાવતા હતા એમ કહી શકાય. આમ છતાં તેમની સરકારી નોકરીના પ્રકરણમાં આપણે વાંચી ગયા છીએ કે શરૂઆતમાં કેટલેક પ્રસંગે તેમની રાજ્યભક્તિ પર શંકા લઇ જવામાં આવી હતી. આવે પ્રસંગે કેટલાક વિરૂદ્ધ મતવાળા અથવા વહેમાઇ ગયેલા અધિકારીવર્ગના મનુષ્યોએ અરાજ્યભક્ત કહેવાથી તેમને કેટલીક આપત્તિઓ વેઠવી પડી હતી. આમ અડચણો આવ્યાથી તેમના સંબંધના કેટલાક મનુષ્યોએ તેમને પોતાની નોકરી છોડી દેવાની સલાહ પણ આપી હતી. પરંતુ તેઓ પોતાના મનથી શુદ્ધ રાજ્યભક્ત હતા, અને તે સંબંધી પોતાના નિશ્ચયમાં જરા પણ

ડગ્યા નહોતા. તેમની જગોએ બીજો કોઇ સાધારણ માણસ હોત તો તેણે કંટાળીને અથવા પોતાના સંબંધીઓના સમજાવ્યાથી કદાચ પોતાની નોકરી છોડી દીધી હોત. કદાચ તેણે તેમ ન કર્યું હોત, તોપણ તે સંબંધી પ્રસંગે વાત નીકળતાં તે સખ્ત શબ્દોમાં બોલ્યા વગર તો રહ્યો નહોત. શ્રીમાન્ રાનડે પોતે તેવો કોઇ પણ શબ્દ કદી બોલતા નહોતા એટલુંજ નહિ, પણ તે સંબંધી પોતાની આગળ જો કોઇ વાત કાઢતું તો તેને તે પડતી મૂકવા સૂચના કરતા; કેમકે તેઓને બ્રિટિશ સરકારના ન્યાયીપણા વિષે એવો પૂર્ણ વિશ્વાસ હતો કે, પોતાને ગમે તેટલું નુકસાન વેઠવાના પ્રસંગ આવે તોપણ તે વિશ્વાસને તેઓ ચલાયમાન થવા દેતા નહિ. ઑાન. મિ. ગોખલે પોતાના ભાષણમાં જણાવે છે કે ન્યા. રાનડે આ સંબંધમાં તેમની સાથે એક પ્રસંગે આ પ્રમાણે બોલ્યા હતાઃ—"અરે, આવી ગેરસમજુતિઓ હાલના સંજોગોમાં થોડે કે ઘણે અંશે અનિવાર્ય છે. એમ છતાં આપણે ભૂલી જવું ન જોઇએ કે, આપણે જો તેમની જગોએ હોત તો તેથી પણ ઘણી વધારે અયોગ્ય રીતે વર્ત્યા હોત."

નામદાર બ્રિટિશ સરકાર તરફ શ્રીમાન્ રાનડે આવી ઉંડી રાજ્યભક્તિની લાગણી ધરાવતા હતા એટલુંજ નહિ, પણ તેમના ઈંગ્લાંડ દેશને રાજકીય સ્વતંત્રતાવાળા, સુનિયંત્રિત રાજ્યતંત્રવાળા, અને મન માનતો ધર્મ પાળવાની છૂટવાળાદેશ તરીકે, તથા યૂરોપીઅન સુધારાના, વ્યાપારી સમૃદ્ધિના, અને માનુષિક બુદ્ધિએ તેના પૂર્ણ વિકાસ પામેલા રૂપમાં માનસિક, શાસ્ત્રીય, નૈતિક અને સામાજિક બાબતોમાં અર્વાચીન સમયમાં જે ઉન્નતિ પ્રાપ્ત કરી છે તેવી ઉન્નતિના એક સર્વોત્તમ નમૂના તરીકે ચહાતા, તથા

તેની તરફ ઘણા માનની લાગણીથી જોતા. વળી ઇગ્લાંડને હિં-
દુસ્થાનનો પુનરુદ્ધાર કરવાનું અને તેને સર્વ પ્રજાઓની તુલના.
માં ઉચ્ચ સ્થાન અપાવવાનું ઉમદા કાર્ય ઇશ્વર તરફથી સોંપ-
વામાં આવ્યું છે એમ તેઓ માનતા. આગળ જણાવ્યું છે તેમ
તેઓ ખાતરીપૂર્વક માનતા કે હિંદુઓ ઇશ્વરના પસંદ કરેલા
લોકો છે; અને પોતાના આ મતનો બચાવ તેમના મિત્રોની પણ
ગમે તેવી વિરુદ્ધ ટીકાઓ સામે ઘણી ચતુરાઇથી કરતા. તેઓ
કહેતા કે:—જો તેમ ન જ હોય તો હિંદુઓના પૂર્વજો કાવ્ય
અને તત્ત્વજ્ઞાન જેવાં શાસ્ત્રોમાં આવી ભારે ફતેહ શી રીતે મે-
ળવી શકે, તથા પ્રાચીન સમયમાં સુધારાની બાબતમાં આવી
ઉચ્ચ સ્થિતિ શી રીતે પ્રાપ્ત કરી શકે ? તેમના વંશજો, જૂદા
જૂદા વિજેતાઓ તરફથી જૂદે જૂદે સમયે હુમલાઓ થયા છતાં
પોતાનો પ્રજાગણધર્મ એટલે પોતાનું પ્રજાત્વ (Nationality)
અને પોતાની ધાર્મિક તથા સામાજીક સંસ્થાઓ જેવી ને તેવી
શી રીતે સાચવી શકે ? આસિરિયનો, બાબિલોનિયનો, ઇજિ-
પ્શયનો, ફીનીશિયનો, રોમનો અને ગ્રીકો—એ પ્રાચીન પ્રજાઓ-
એ કેટલોક સમય રાજ્યકીય દૃષ્ટિમર્યાદામાં દેખાવ આપ્યો, અને
કેટલેક દરજ્જે સુધારો તથા રાજ્યકીય મહત્તા પ્રાપ્ત કરીને પા-
છી અદૃશ્ય થઇ ગઇ; પરંતુ હિંદુઓ, વિદેશીય લોકોથી જીતા-
ઇને તેમના તાબામાં ગયા છતાં, ચીનાઓની પેઠે, પોતાની જ-
ન્મભૂમિમાં હજુ કાયમ રહ્યા છે, અને છેવટે ગ્રેટબ્રિટન, જે દુનિ-
યાના સઘળા દેશોમાં માનુષિક ઉદ્યોગની ભિન્ન ભિન્ન શાખાઓમાં
તેમની ચઢતી કરવાને સર્વથી વધારે લાયક છે, તેની ઉદાર સત્તા

નીચે આવ્યા છે, એ શું ઇશ્વરી યોજનાથી થયું ન કહેવાય?

રાનડે પોતાના સંબંધમાં ગમે તેવી ગેરસમજુતિઓ ઉભી થતી, તોપણ પોતાના નિશ્ચયમાં ડગતા નહિ એટલુંજ નહિ, પણ પ્રસંગોપાત અંગ્રેજી રાજ્યથી થયેલા અને થતા લાભોનો છૂટથી સ્વીકાર કરતા રહેતા. ઑન. મિ. ગોખલેએ, નામદાર મુંબઇ સરકારની ધારાસભામાં સને ૧૯૦૬ ના ઑગસ્ટ માસમાં 'લૅન્ડ રેવન્યુ બિલ' સંબંધે આપેલા છટાદાર ભાષણમાં જણાવ્યા પ્રમાણે, તેઓ વારંવાર કહેતા કે, "આ રાજ્યમાં જોકે અમુક વ્યક્તિની અંગત મોટાઇને અને તેની બુદ્ધિના પ્રદર્શનને માટે કદાચ ઓછો અવકાશ હશે, તોપણ તે વડે શાન્તિ અને સારી જામેલી રાજ્યવ્યવસ્થાનાં આપણને મળતાં સુખોથી, આપણા દેશીઓના સમૂહને સુધારાને અને જ્ઞાનને માટે વધારે મોટા પ્રમાણમાં મળતી અનુકૂળતાઓથી, એક શહેરી અને પ્રજાજન તરીકેની જીંદગી આપણને ઉંચા રૂપમાં ગાળતાં શિખવ્યાથી અને લોકોની નૈતિક શક્તિઓ જાગૃત કરવાના પ્રયત્નથી તેનું પૂરતું અને તેથી પણ વધારે પૂરતું સારું વળી જાય છે."

ન્યા. રાનડેની રાજ્યભક્તિના સંબંધમાં રા. અગાશે આ પ્રમાણે જણાવે છેઃ—"તેમણે યૂરોપના ઇતિહાસનો અને તેના રાજ્યકીય ધારાઓનો જેવો અભ્યાસ કર્યો હતો તેવો આપણામાંથી ઘણા થોડાએજ કર્યો હશે. તેમનો કૉલેજનો અભ્યાસ પૂરો થયા પછી પણ આ વિષયનું અધ્યયન તેમણે ચાલુ રાખેલું હોવાથી ઇંગ્લાંડની રાજ્યનીતિની ઉદાર વૃત્તિવાળી કાર્યપદ્ધતિ પર તેમને બેહદ શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. તેમના બોલવા પર કે કાર્ય

પર ટીકા થતાં સરકારના અમુક અમલદારો પ્રસંગોપાત ભલે ગુસ્સે થાય, પરંતુ તેઓ પોતે જાણતા હતા કે ઉચ્ચ પ્રકારના બ્રિટિશ રાજ્યનીતિકૌશલ્યનું વલણ, અને સ્વતંત્ર સંસ્થાઓમાં તથા બ્રિટિશ પાર્લામેન્ટમાં બ્રિટિશ પ્રજાની સ્વતંત્રતા નાટેના એમની દશ્ય નિશાની તરીકે દેખાઇ આવતો જુસ્સો,—એવાં ઉમદા અને ઉદાર વૃત્તિનાં છે કે તાબાની પ્રજા તરફના વર્તનમાં બ્રિટિશની રાજ્યનીતિની પવિત્રતા વિષે કંઇ શંકા આવે નહિ. તેઓ બ્રિટિશ સ્વભાવને સંપૂર્ણ રીતે સમજતા હતા."

આ સઘળા પરથી સ્પષ્ટ રીતે માલૂમ પડે છે કે ન્યા. રાનડેનો નામદાર બ્રિટિશ સરકારના ન્યાયીપણા માટે ઘણો ઉચ્ચ ભાવ હતો, અને તેઓ એક પૂર્ણ રાજ્યભક્ત પુરુષ હતા. આમ હોવાથી સરકાર પણ એમની રાજ્યભક્તિ અને દેશસેવાઓના સંબંધમાં ઉચ્ચ અભિપ્રાય ધરાવતી હતી. તેમણે સરકારમાં કેવી પ્રતિષ્ઠા અને માન સંપાદન કર્યાં હતાં, એ તેમના મરણ સમયે બહાર પડેલા સરકારી ઠરાવ ઉપરથી અને નામદાર વાઇસરોય તથા મુંબઇના નામદાર ગવર્નર તરફથી દર્શાવાએલા ઉદ્ગારો વગેરે ઉપરથી સારી રીતે જણાઇ ચૂક્યું છે, અને પાછળથી પ્રસંગોપાત્ત દર્શાવાતા ઉદ્ગારો પરથી હજી પણ જણાતુંજ રહેછે. આમ રાજા અને પ્રજા ઉભયની આવી અનન્ય પ્રીતિ સંપાદન કરવી એ ઘણું કઠિણ કાર્ય હોવા છતાં તેમણે આ પ્રમાણે તે સિદ્ધ કર્યું હતું. આ ઉપરથી સૌ કોઇને જણાશે કે તેમ વર્તીને તેઓ આધુનિય સમયમાં નીચેના સુપ્રસિદ્ધ શ્લોકની સાર્થકતા સર્વથા સાબિત કરી શક્યા હતાઃ—

नरपतिहितकर्ता द्वेष्यतां याति लोके ।
जनपदहितकर्ता त्यज्यते पार्थिवेन ॥
इति महति विरोधे विद्यमाने समाने ।
नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता ॥

અર્થ:—રાજાનું હિત કરનાર લોકના દ્વેષને પાત્ર થાય છે, અને પ્રજાવર્ગનું હિત કરનારનો રાજા ત્યાગ કરે છે. આવો મહાન્ વિરોધ હોવાથી રાજા અને પ્રજા ઉભયનું મન સંપાદન કરી કાર્ય કરનાર મનુષ્ય દુર્લભ છે.



## મગજના ગુણો.

**વિશાળ વાંચન અને જ્ઞાન.**

પાછલા પ્રકરણોમાં જણાવેલી હકીકત પરથી માલુમ પડે છે કે ન્યા. રાનડેનું વાચન અસાધારણ રીતે વિશાળ હતું, એટલે તેમણે ઘણું જ-સંખ્યાબંધ અને અનેક પ્રકારનાં પુસ્તકો વાંચ્યાં હતાં. તેઓ આપણી યુનિવર્સિટિમાંથી તૈયાર થયેલા ગ્રૅજ્યુએટોમાં અંગ્રેજી ભાષાસાહિત્ય, ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના વિષયોનું સૌથી વધારે ઉંડું જ્ઞાન ધરાવતા હતા એમ કહી શકાય. તેમને તેમના વિશાળ વાચન અને જ્ઞાનને લીધે કેટલીક વખતે 'જીવતી લાઇબ્રેરી' ( Living Library ) અને ' એન્સાઇક્લોપીડીઆ ' ( સર્વવિદ્યાસંગ્રહનું પુસ્તક ) ની ઉપમા પણ વ્યાજબી રીતે આપવામાં આવતી. એમ. એ., અને એલ્. એલ્, બી. ની પરીક્ષાઓ માટે તેમણે વાંચેલાં સંખ્યાબંધ પુસ્તકો વિષે પ્રથમ પ્રકરણમાં નોંધ લેવામાં આવી છે, તે પરથી વિદ્યાર્થીઅવસ્થાના તેમના બહોળા વાંચનનો કંઇક ખ્યાલ આવી શકશે. "વાયવ્ય પ્રાંતો અને અયોધ્યાનું એજ્યુકેશનલ મૅગિઝન્" એ નામના ચોપાનિયામાં પ્રસિદ્ધ થયેલું તેમના ચરિત્રનું વૃત્તાંત લખનાર ગૃહસ્થ જણાવે છે કે, જ્યારે તેમને એલ્ફિન્સ્ટન્ કૉલેજમાં ઇતિહાસના વિષયના આસિસ્ટંટ પ્રોફેસર નીમવામાં આવ્યા હતા, ત્યારે તે કામમાં ફતેહમંદ ઉતરવા માટે તેમણે તે કૉલેજની લાઇબ્રેરિમાંના તે વિષયને લગતાં સઘળાં પુસ્તકો વાંચી કાઢ્યાં હતાં. આથી કરીને તેઓ પોતાનાં વ્યાખ્યાનોને એવાં પરિપૂર્ણ અને રસમય બનાવી શક્યા હતા કે

તે તરફ તે વખતના તે કૉલેજના પ્રિન્સિપાલ મિ. વૅટરીલ્ડ સાહેબનું અને અન્ય સર્વ પ્રોફેસરોનું ધ્યાન ખેંચાતાં તે સાંભળવાને તેઓ આવતા. કૉલેજનો ફેલો અને અંગ્રેજી સાહિત્યના મદદનીશ અને મુખ્ય પ્રોફેસર તરીકે તેમણે આપેલાં વ્યાખ્યાનો દ્વારા તેમની શિક્ષણ આપવાની વિરલ શક્તિઓનું અને તેમના વિશાળ જ્ઞાનનું તે સમયના જૂના વિદ્યાર્થીઓ—મર્હુમ મિ. જસ્ટિસ્ તેલંગ, વડોદરા રાજ્યના માજી દિવાન ખા. બ. કેરશાસ્પજી, મર્હુમ ઑન. મિ. સયાણી, દિ૦ બ૦ અંબાલાલ, અને ખા. બ. જમશેદજી જેવા તેમના નામાંકિત શિષ્યોને યોગ્ય દર્શન થયું હતું, જેનો પ્રસંગ મળતાં પૂર્ણ રીતે સ્વીકાર કરવા તેમાંના ઘણાખરા ગૃહસ્થો ચૂક્યા નથી. કૉલેજમાંથી નીકળ્યા પછી પણ, આપણી યુનિવર્સિટિના ઘણાખરા ગ્રૅજ્યુએટોની પેઠે પોતાની પરીક્ષાઓ પસાર કરવાને અથવા પોતાના ધંધાને લગતી ફરજો બજાવવાને જોઇએ તેટલું માત્ર વાંચીને તેમની વાંચનની તૃષ્ણા તૃપ્ત થતી નહિ. તેઓ પોતાની આખી જીંદગીની અંદર ખરેખર એક વિદ્યાર્થી તરીકે છેવટ સુધી જ્ઞાન મેળવતા રહ્યા હતા. સાહિત્ય ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, રાજ્યનીતિશાસ્ત્ર, અને અર્થશાસ્ત્ર વગેરે અનેક વિષયોને લગતાં છેક આધુનિક સમયમાં પ્રકટ થયેલાં ઉપયોગી પુસ્તકો તેઓ હમેશાં વાંચતા. છેવટના ભાગમાં આંખની શક્તિ ઘટતી જતી હોવાથી તેમનાથી બહુ વાંચી શકાતું નહિ ત્યારે બીજા માણસો પાસે પણ તેઓ વંચાવી સાંભળતા એમ આપણે આગળ વાંચ્યું છે. આ પ્રમાણે વિશાળ જ્ઞાન સંપાદન કરીનેજ સંતોષ માની બેસી ન રહેતાં તેને પોતાના દેશના કલ્યાણાર્થે કેવી વિવિધ રીતે તેઓ ઉપયોગમાં લાવતા એ સર્વને સૂ-

વિદિત થયેલું છે. આની તેમની વિદ્વત્તાને લીધે, આગળ કહ્યા પ્રમાણે, કેળવણી અને બીજા વિવિધ વિષયોને લગતા સવાલો વિષે તેમની વખતોવખત સલાહ લેવામાં આવતી, અને હાલમાં તેમના મરી ગયા પછી પણ તેમનાં લખાણોના આધારો પ્રમંગોપાત લેવામાં આવે છે. તેમનાં રાજ્યદ્વારી, ધાર્મિક, સાંસારિક અને સાહિત્યાદિ વિષયોને લગતાં સંખ્યાબંધ લખાણો અને ભાષણો તથા તેમના અસંખ્ય ચુકાદા તેમના બહોળા જ્ઞાનના ભંડાર રૂપ હોવાથી ખાસ કરીને બોધક અને વાંચવા લાયક ગણાય છે. જાણીતો અમેરિકન ફિલૉસૉફર ( તત્ત્વવેત્તા ) લૉડ* જ્યારે થોડાંક વર્ષ ઉપર મુંબઇ આવ્યો હતો, ત્યારે તેના માનમાં કરવામાં આવેલા મેળાવડા વખતે તેને આવકાર દેતાં તેમણે આપેલા વિદ્વત્તાભરેલા ભાષણથી તે વિદ્વાન્ ગૃહસ્થ પણ ચકિત થયો હતો.

માત્ર અંગ્રેજી ભાષાનાજ પુસ્તકો વાંચવાનો શ્રીમાન્ રાનડેને શોખ હતો એમ નહોતું. તેઓ બી. એ. થયા ત્યારે બીજી ભાષાઓ તરીકે દેશી ભાષાઓ લેવાતી હોવાથી મરાઠી ભાષા લઇને તેઓ પાસ થયા હતા, અને તે ભાષાનો અભ્યાસ તેમણે પોતાની જીંદગીના અંત સુધી ચાલુ રાખ્યો હતો. તે ભાષાના પ્રાચીન કવિઓના અને બીજા સાહિત્યના ગ્રંથોનો તેમણે ઘણાજ લક્ષપૂર્વક અભ્યાસ કર્યો હતો, અને તેથી તેઓ મરાઠી ભાષાના એક વિદ્વાન્ ગણાતા હતા. સરકાર તરફથી ઘણાં વર્ષ સુધી તેઓને ‘ દક્ષિણ પ્રાઇઝ કમિટી ’ ના સભાસદ નીમવામાં આવ્યા હતા. કેટલાંક વર્ષ ઉપર ‘ ટાઇમ્સ્ ઑફ ઇન્ડિયા ’ પત્રમાં તેમના

* મુંબઇ સમાચાર, તા. ૧૮ મી જાન્યુઆરી સન ૧૯૦૧.

તરફથી પ્રકટ થયેલા મરાઠી સાહિત્ય વિષેના પાંચ પત્રો અને બીજા તે પ્રબંધના કેટલાક લેખો પરથી તેમના મરાઠી ભાષાના ઊંડા જ્ઞાનનો ખ્યાલ આવી શકે તેમ છે.

પોતે આવા સમર્થ વિદ્વાન્ હોઇ, સાહિત્યના ગ્રંથો અને પુસ્તકો લખનારને માત્ર દ્રવ્યનીજ નહિ, પરંતુ અન્ય હરેક રીતે સહાય આપવામાં તેઓ પછાત પડતા નહિ. રા. અગાશે કહે છે કે, "કેટલાં પુસ્તકોનું તેમણે તેમના લેખકોની વિનંતિ ઉપરથી વાંચન અને સંશોધન કર્યું હશે તે બરાબર રીતે કહી શકાય તેમ નથી, તોપણ છેલ્લા ૩૦ વર્ષની અંદર સાહિત્ય ઇતિહાસ કે રાજ્ય-કીય વિષયને લગતાં દર ૧૦ પુસ્તકોમાંથી ભાગ્યેજ એકાદ તેમના હાથમાંથી પસાર થયા વગર રહ્યું હશે, એમ કહું તો તે અસત્ય કહેવાશે નહિ."

**વકતૃત્વ.** ન્યા. રાનડે ભાષણકર્તા—વકતા તરીકે જો કે મર્હુમ ન્યા. તેલંગ અથવા આપણા ઇલાકાના અતિ લોક-પ્રિય અને સુપ્રસિદ્ધ ધારાશાસ્ત્રી (બારિસ્ટર) અને વકતા ઑન. સર ફીરોઝશાહ મહેરવાનજી મહેતાની બરાબરી કરી શકે તેમ નહોતું, તોપણ તેઓ સમયસૂચક, શીઘ્ર—તાત્કાલિક, છટાદાર, અને અસરકારક વકતા હતા. જેમાં પોતે માહિતી ધરાવતા હોય એવા કોઇ પણ વિષય ઉપર સૂચના મળતાની સાથે, અગાઉની કોઇ પણ જાતની તૈયારી વગર, કેટલીક વખત બે બે કલાક સુધી તેઓ ભાષણ આપતા; અને એવી અસર-કારક રીતે તેઓ બોલતા કે તે પરથી હરકોઇને તેમની તીવ્ર અને મનોવેધક બુદ્ધિ, વિશાળ વાંચન અને ભારે વિદ્વતાની છાપ ભાષણના દરેક પેટા વિષયમાં પડેલી જણાઇ આવતી. સને ૧૮૯૫ની

સોશ્યલ કૉન્ફરન્સ મળતા પહેલાં થોડાક વખત ઉપર પૂનામાં સંસાર સુધારા વિષે તેમણે આપેલાં વ્યાખ્યાનોના સંબંધમાં મુંબઇના એક નામીચા વ્યાપારી, ધારાસભાના સભાસદ, અને ત્યાંની ચેમ્બર ઑફ કૉમર્સના પ્રમુખ ઑન. મિ. મૅકડોનલ્ડે જે અભિપ્રાય દર્શાવ્યો હતો તે તેમનાં લગભગ સઘળા વિષયો ઉપરનાં વ્યાખ્યાનોને લાગુ પડે તેમ છે. તેમણે જણાવ્યા પ્રમાણે, તેમનાં ભાષણો ખરેખર "વિચારોની ખાણ રૂપ, અને હિંદુસ્થાનના વતનીઓની હાલની ઉચ્ચ અભિલાષાઓ જાણવા ઇચ્છનારે દરેક મનુષ્યને ખાસ કરીને અગત્યનાં" છે. તેમજ તે ઉપરથી વક્તાની "વિચારોને ગંભીરતાથી દર્શાવવાની શક્તિ, ઉલટ અને જુસ્સાનું, તથા તે સઘળા ઉપરાંત આધ્યાત્મિક ઉમળકાનું અને તે સાથે શ્રોતૃવર્ગનું મન અદ્ભુત રીતે ધારેલા વિષય તરફ વાળી શકે એવી સયુક્તિતાનું" સ્પષ્ટ દર્શન થઇ શકે છે.

તેમના વક્તૃત્વ વિશે રા. અગાશે આ પ્રમાણે જણાવે છે "તેઓ વારંવાર આગળથી તૈયાર થયા વગર ભાષણ આપતા, તોપણ તેમનાં અગત્યનાં જાહેર વ્યાખ્યાનો આગળથી સંભાળપૂર્વક લખવામાં આવતાં. તે મોઢેથી આપવાનાં હોવાથી સ્વાભાવિક રીતે લંબાણવાળાં થતાં, પરંતુ તેમાં ચર્ચેલી ઝીણામાં ઝીણી બાબતોના વિવેચનથી અને વિષયની દરેક બાજુના પોતે કરેલા સંપૂર્ણ નિરીક્ષણથી તેમના ભાષણના અસરકારકપણામાં વૃદ્ધિ થતી. બોલવામાં દર્શાવેલા ઉત્સાહ અને ઉલટથી, પ્રસ્તુત વિષયનું યથાસ્થિત દર્શન કરાવવાને તેમની વિશાળ સ્મરણશક્તિમાંથી બહાર નીકળતા જ્ઞાનના મોટા જથ્થાથી, અને હૃદયના ઉભરાઇ જવાથી તેમના વ્યાખ્યાનમાં આવતી મધુર અને અસરકારક છટાથી,

તેમના શ્રોતાઓને જાણે તેઓ જાદુઇ મંત્રથી અંજાઇ જતા હોય એમ થતું."

ન્યા. રાનડેનાં અંગ્રેજી ભાષણોની આ પ્રશંસા સર્વ રીતે તેમનાં મરાઠી વ્યાખ્યાનોને સર્વાંશે લાગુ પડે છે. તેઓ એક ઉત્તમ મરાઠી વક્તા હતા. આપણા દેશી ગ્રેજ્યુએટોમાંના ઘણાજ થોડા પોતાની માતૃભાષામાં એમના જેવાં વ્યાખ્યાન આપવા શક્તિમાન્ હશે. મરાઠીમાં વ્યાખ્યાન આપવાની તેમની શક્તિના સંબંધમાં રા. અગાશેએ જણાવેલો નીચેનો પ્રસંગ જાણવા જેવો છે. તેઓ કહે છે કે, "મહુંમ મિ. ધોન્ડો શ્યામરાવ ગરૂડે મને ઇ. સ. ૧૮૯૫ ના અરસામાં કહ્યું હતું કે, એક રવિવારની સાંજે તેઓ પ્રાર્થનાસમાજના મંદિર પાસે થઇને પોતાના એક મિત્રને મળવા જતા હતા. માત્ર જિજ્ઞાસાને લીધે થોડાક શબ્દ સાંભળવા માટે તેઓ એક બારી પાસે થોભ્યા હતા. ન્યા. રાનડેના મધુર સ્વર અને ભાવિક વાણીથી તેમને એટલો બધો મોહ થયો હતો કે તેમનું વ્યાખ્યાન પુરૂં થતા સુધી તે બારી આગળ તેઓ ઉભા રહ્યા હતા; અને ત્યાંથી ધૂળિયે પાછા આવ્યા પછી એક અઠવાડિયા સુધી બીજા કોઇ પણ વિષય વિષે નહિ, પરંતુ માત્ર ન્યા. રાનડેના તે વ્યાખ્યાન વિષે વાત કર્યા કરતા હતા, અને આ પ્રમાણે અંગ્રેજ કવિ ગોલ્ડસ્મિથના શબ્દોમાં કહેતાં, જેઓ 'મજાકની ખાતર આવતા તેઓ પણ પ્રાર્થના કરવાને ઉભા રહેતા."

**લેખન વાંચનની પદ્ધતિ.**

શ્રીમાન્ રાનડે પોતાના અનેક ઉત્તમ ગુણો ઉપરાંત, તેમના અસાધારણ અભ્યાસ અને જ્ઞાનને લીધેજ પોતાના સમયમાં એક સર્વોત્તમ પુરુષ ગણાયા હતા એ નિઃસંદેહ વાત છે. ત્યારે આ પુસ્તક ખાસ વિદ્યાર્થીવર્ગને કોઇ રીતે ઉપયોગી થઇ

પડે એવા હેતુથી લખવામાં આવેલું હોવાથી, તેઓએ પોતાના લખવા વાંચવાના કામમાં કેવી પદ્ધતિ રાખી હતી તે જણાવવું અત્રે અગત્યનું થઇ પડશે.

બારસીના એક વકીલ રા. જી. કે. તિલક તથા તેમના એક મિત્રે ન્યા. રાનડેને તેમની આ પદ્ધતિ સંબંધી પોતાને યોગ્ય માહિતી આપવા એક પત્ર દ્વારા વિનંતિ કરી હતી. આ પરથી તેમણે તેમને પોતાની પાસે બોલાવી પોતાની પૂર્વાવસ્થામાં લેખનવાચન સંબંધે જે પદ્ધતિને તેઓ અનુસરતા તેનું સવિસ્તર વર્ણન આપ્યું હતું. આ હકીકત એ ગૃહસ્થ તરફથી તેમના મૃત્યુ બાદ પૂનાના એક પત્રમાં પ્રકટ થઇ હતી, જેની મતલબ અત્રે આપવામાં આવે છે. તેઓએ જણાવ્યું હતું કેઃ—"મેં વિવિધ શાસ્ત્રો, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, નાટક આદિ જુદા જુદા વિષયોનાં પુસ્તકો વાંચ્યાં છે અને વાંચું છું, પરંતુ મને ઇતિહાસ અને અર્થશાસ્ત્ર માટે ખાસ પ્રીતિ છે. મેં શેક્સપીઅરનાં નાટકો અને સ્કૉટની નવલકથાઓ વાંચી છે, પરંતુ તે વિષયનાં બીજા કોઇ ગ્રંથકારોનાં પુસ્તકો વાંચ્યાં નથી. એક પુસ્તક વાંચ્યા પછી તેનો સઘળો સારાંશ લખી શકું, ત્યારે તે પુસ્તક યથાસ્થિત રીતે વાંચ્યું એમ હું માનું છું. મારી પાસે આવી જાતની નોંધપોથીઓ છે, અને તે હમેશા મને ઘણી ઉપયોગી થઇ પડી છે. મને કેટલાંક પુસ્તકો બરાબર સમજતાં મુશ્કેલી પડે છે તો હું તેમને વારંવાર વાંચીને તેમનું પૂરતું જ્ઞાન મેળવું છું. હું મારા અવકાશના સઘળા કલાકો વાંચવામાં અને લખવામાં ગાળું છું. મારા અંગ્રેજી ભાષાના જ્ઞાન વિષે કહેવાનું કે, તે મેળવવાને મેં કંઇ ખાસ યત્નો કર્યા નથી, પરંતુ અંગ્રેજી ભાષામાં લખાણ કરવાની

વચ્થા બોલવાની દરેક તકનો હું લાભ લેતો, અને તે મને ઘણું ઉપયોગી થઈ પડયું છે. મારા વિચારો લખી કાઢયા સિવાય હું કદી પણ ભાષણ આપતો નથી, અને કદી પૂર્ણ વિચાર કર્યા વગર હું અમુક વિષય વિષે કાંઈ લખતો પણ નથી. મારા જ્ઞાનથી લોકોને આશ્ચર્ય પામવાનું કાંઇ કારણ નથી, કેમકે જ્ઞાન મેળવવાની જેવી સગવડો મને મળી હતી તેવી ઘણાજ થોડા માણસોને મળે છે. સર એ. ગ્રાન્ટ મારા વિદ્યાગુરૂ હતા, અને મારી જ્ઞાન મેળવવાની પ્રવૃત્તિમાં તેઓ મને મોટા મદદગાર થઇ પડયા હતા. હાલના સમયના વિદ્યાર્થીઓ એવા સારા શિક્ષકો મેળવવાને આગ્યશાળી નથી, અને તેથી તેઓ જેવા જોઇએ તેવા તૈયાર થઈ શકતા નથી."

**ટુંક નોંધ કરતા રહેવાની ટેવ.** ઉપર જણાવ્યા પ્રમાણે, શ્રીમાન્ રાનડેને પોતે વાંચેલા વિષયની એકદમ ટૂંકી નોંધ કરી લેવાની ટેવ હતી, અને તેમની તે ટેવ છેવટ સુધી ચાલુ રહી હતી. આ ટેવથી વાંચેલી બીનાની સજ્જડ છાપ તેમના મગજ પર પડી રહેતી, અને જ્યારે જ્યારે કોઇ બાબતની જરૂર પડતી ત્યારે ત્યારે તેમને તેનું સહજ સ્મરણ થઇ શકતું. પોતાના ઓદ્ધાને લગતું કામ કરતાં પોતાને ચૂકવવાના મુકરદમાઓની પણ સંક્ષેપમાં તેઓ નોંધ કરી લેતા. આવાં ટિપ્પણ કરવાની ટેવ ન્યાયાસન પર તેમની સાથે બિરાજનાર બીજા સહ ન્યાયાધીશોને પણ પ્રસંગે બહુ ઉપયોગી થઇ પડતી. ન્યા. ચંદાવરકરે જણાવ્યું હતું કે, 'તેમાંના એક જજ્જે ન્યા. રાનડેના મૃત્યુ પછી મને કહ્યું હતું કે, એક ખુનના ગુંચવાડાભરેલા મુકરદમામાં મને તેમની તરફથી ઘણી મદદ મળી

હતી.' આમ દરેક કેસનો એટલી સંભાળ અને સૂક્ષ્મતાથી તેઓ અભ્યાસ કરતા કે, પોતાની વિશાળ અને દૃઢ સ્મરણશક્તિને લીધે ઇતિહાસમાંના અમુક સમયની હકીકતની પેઠે, તે સંબંધી સઘળી હકીકત કોઇ પણ સમયે તેઓ આબેહુબ યાદ લાવી શકતા.

**મોટેથી વાંચવાની ટેવ.**

જસ્ટિસ્ ચંદાવરકરે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે, ન્યા. રાનડેને મોટેથી વાંચવાની ટેવ હતી, જેથી 'એકલું મન નહિ, પરંતુ તે સાથે કાન પણ વાંચેલી હકીકત ગ્રહણ કરી શકે,' અને વાચનથી પડેલી છાપ દૃઢ થઇ શકે. એવું કહેવામાં આવે છે કે, એક વખત રાનડેની વિદ્યાર્થીઅવસ્થામાં, તેમની આમ મોટેથી વાંચવાની ટેવથી તે વખતના એલ્ફિન્સ્ટન્ કૉલેજના પ્રિન્સિપાલ સર ઍલેકઝાન્ડર ગ્રાન્ટને પોતાની શાન્તિમાં ખલેલ પહોંચવા લાગ્યું હતું. રાનડે પાસેના ઓરડામાં ઉઘાડા માથે એક પાટલી ઉપર સામેના ટેબલ પર પોતાના પગ લાંબા નાખીને બેઠા બેઠા વાંચતા હતા. આ ઉપરથી અવાજ ક્યાંથી આવતો હતો તેની તપાસ કરવાને પ્રિન્સિપાલ સાહેબ બહાર નીકળ્યા. તપાસ કરતાં જ્યારે તેમને માલૂમ પડયું કે એ અવાજ તો મહાદેવ ( રાનડેને કૉલેજમાં તેમના નામથી બોલાવવામાં આવતા ) કરે છે, ત્યારે તેઓ છાનામાના પોતાના ઓરડામાં ગયા; અને જે એક છોકરો રાનડે પાસે તેમને મોટેથી વાંચતાં અટકાવવાને દોડી જવાનું કરતો હતો તેને કહેતા ગયા કે "અડચણ કરીશ નહિ, તેને તેનો અભ્યાસ કરવા દે." શ્રીમાન્ રાનડેને માટે તેઓને એવો ઉંચો મત બેસી ગયો હતો કે, તેમને

પોતાને જો કે અડચણ પડતી હતી તોપણ તેમને આમ મોટેથી વાંચવા દીધું હતું.

ન્યા. રાનડેની વાતચિત કરવાની શક્તિઓ ઘણીજ ઉંચા પ્રકારની હતી. તેમની શાન્ત અને સંકોચશીલ પ્રકૃતિ તથા તેમની ઠાવકી વર્તણુકનો વિચાર કરતાં, દરેક મનુષ્યને તેમની આ શક્તિઓ વિષે સાંભળીને આશ્ચર્ય લાગે તેમ છે; પરંતુ ગમે

**વાતચિત કરવાની શક્તિ.**

તેમ પણ તેઓ થોડાક મિત્રોની મંડળીમાં ઘણી મોહક રીતે વાતચિત કરતા એ ખરી વાત છે. રા. બ. માનકર જણાવે છે કે તેમની વાતચિત ઘણું કરીને હમેશા રમૂજી, આનંદી, વિવિધ પ્રકારની માહિતીવાળી અને વચ્ચે વચ્ચે ઉપયોગી વાર્તાઓથી મિશ્રિત હોવાથી તે સાંભળનારને ખરેખર ગમ્મત પડતી. તેઓ કોઇ પણ વિષય વિષે ચર્ચા કરી શકતા, અને તેના સંબંધમાં પોતાના વિશાળ જ્ઞાનને લીધે જથ્થાબંધ જાણવા યોગ્ય હકીકત આપી શકતા. જેમને તેમની સાથે વાતચિત કરવાના પ્રસંગો મળ્યા છે, તેઓ કહી શકશે કે વાર્તાના ચાલતા વિષયમાં કંઇ ને કંઇ નવીન હકીકત તેઓ પોતાના તરફથી આપી શકતા, જેથી તે વિષયમાં ઘણી કુશળતા ધરાવનારા મનુષ્યો પણ આશ્ચર્ય પામતા. જો કે તેઓ ઉત્તમ પ્રકારની વાતચિત કરનાર હતા, તોપણ પોતાની વાત ચાલતી હોય તેવામાં બીજાને ભાગ ન લેવા દેતા એમ નહોતું. 'આપ અને લે' (Give and take) નો સામાજિક વ્યવહારમાં દરેક પ્રસંગે પ્રતીત થતો નિયમ ધ્યાનમાં રાખી તેઓ બીજાં મનુષ્યોને બોલવાને ઉશ્કેરતા.

એમની વાતચિત કરવાની શક્તિના સંબંધમાં પોતાના

અનુભવ ઉપરથી તેમના બીજા એક મિત્ર રા. આગાશે આ પ્રમાણે જણાવે છેઃ " તેમની વાતચિતમાં રમૂજ કે દેખાતો આક્ષેપ અથવા તો ભપકાદાર ટૂચકા ભાગ્યેજ માલૂમ પડતા. તેઓ ખુદ મનુષ્યો કરતાં મનુષ્યોએ યોજેલી યોજનાઓ વિષે, અને ધારણાઓ કરતાં બનેલા બનાવો વિષે વધારે બોલતા. પ્રિન્સિપાલ સેલ્બિ સાહેબે તેમને માટે યથાર્થ રીતે કહ્યું હતું કે, " ન્યા. રાનડેની વાતચિત નકામા અંગત ગપાટાથી તદ્દન રહિત હતી. ' તેમની સાથેની વાતચિતના વિષયો સાર્વજનિક સેવાના હોઇ તે સંબંધી તેમનાં વચનો ઝલેહદાર અથવા મનોરંજક હોવાને બદલે સ્વાભાવિક રીતે ગંભીર અને વજનદાર નીકળતાં, તથા રમૂજી હોવાને બદલે વધારે સૂચક અને બોધક જણાતાં. આથી તેમની સાથેની એક કલાકની વાતચિતથી તેના શ્રોતાને એકાદા મધ્યમ કદના નિબંધના વાચન કરતાં વિચારને માટે વધારે વિષય મળતો."

આ પ્રમાણે આ બાબતમાં તેમના બે મિત્રો વચ્ચે કંઇક મતભેદ જણાય છે; તોપણ આટલું તો નક્કીજ છે કે ન્યા. રાનડેની વાતચિત નકામી અથવા તો માત્ર રમૂજી ગપાટાથી ભરપૂર નહોતી, પરંતુ તે ઉપરથી ઘણી જાણવા લાયક હકીકત મળી શકતી.

તેમનાં પત્ની પોતે આ સંબંધમાં જણાવે છે કે, " કોઈ આવેશમાં કે ગુસ્સાથી બોલતું હોય તો તે બધું બોલવું સ્મિત કરી શાંતતાથી સાંભળી લેતા, અને તેનું બોલવું પૂરૂં થયા પછી એવો ઉત્તર આપતા કે તે સાંભળતાંજ પ્રશ્ન પૂછનારને પોતાનો દોષ દેખાઇ આવતો તથા ઘણી શરમ લાગતી. "

શ્રીમાન્ રાનડેની વૃત્તિની તન્મયતા ખરેખર અદ્ભુત હતી.

**વૃત્તિની તન્મયતા.**

*ગમે તેવા ધાંધળ કે ગરબડાટમાં અથવા મંડળીની અંદર પણ, જાણે તેમની શાન્તિને વિઘ્નકર્તા કંઇજ ન હોય એમ, એકાગ્ર ચિત્તે હાથમાં લીધેલું કાર્ય તેઓ કર્યા જતા. હરકોઈ મનુષ્યને તેમની પાસે ગમે તે વખતે આવવાની છૂટ હોવા છતાં, તેમને પોતાના કામમાં અડચણ લાગતી નહિ. સ્પેશ્યલ જજ્જ તરીકે તેમને જ્યારે પરગણામાં ફરવું પડતું ત્યારે તેમને વારંવાર ગામડાના એકાદ દેવાલયમાં મુકામ રાખવો પડતો હતો. ત્યાં દેવાલયના એક ખૂ-ણામાં બેઠેલા-પત્રનો ઉત્તર લખતા, કે કોઇ ખેડુતની તકરારનો નિકાલ કરતા, અથવા તો ખેડુતોના વારંવાર કહેવામાં આવતા દુઃખકથનો શાન્તપણે સાંભળતા-જોવામાં આવતા. ઘરમાં કે સ્વા-રીમાં તેમની રહેણી એકસરખી સરળ રહેતી. સર્વને તેમની પાસે જવાની છૂટ હતી એમ તેમની પરગણામાંની મુસાફરીની અંદર સ્પષ્ટ માલૂમ પડી આવતું એટલુંજ નહિ, પણ તે સાથે પોતાના કાર્યમાં ચિત્તને એકાગ્ર કરવાની તેમની શક્તિ ઘણી ભારે હતી એ પણ તેથી જણાઇ આવતું; કેમકે એક હિંદુ દેવાલયમાં અહિં તહિં જતા આવતા ભક્તોથી અવાજ કે ઘોંઘાટ થતો હોવા છતાં અને તેમને જોવાને માટે તે લોકો ટોળાબંધ મળવા છતાં તેઓ પોતાનું કામ કંઇ પણ અડચણ પડતી ન હોય એમ કર્યા જતા. વળી પોતાને જોવા માટે ટોળે મળનારાઓને તેમ કરતાં અટકા-વવાની, પોતાના જેટલોજ તે લોકોને દેવળમાં આવવાનો હક છે, એમ કહી પોતાના સિપાઇઓને તેઓ મનાઇ કરતા.

તેઓ ઘણી વખત ચાલતાં ચાલતાં પણ વિચારમાં લીન

થઈ જતા જણાતા. આ સંબંધમાં જસ્ટિસ્ ચંદાવરકરે તેમના ચરિત્ર વિષે પોતે આપેલા વ્યાખ્યાનમાં એક બે દાખલા આપ્યા હતા. એક વખત જ્યારે તેઓ મિ. ચંદાવરકરની સાથે ફરતા હતા ત્યારે તેમણે પોતેજ સવાલ ઉઠાવ્યો હતો કે, મનુષ્ય પ્રાણીઓના અમુક સમૂહ ઉપર સામાન્ય રીતે કેટલીક આપત્તિઓ એક સાથે પડવાથી દુનિયાની ન્યાયી વ્યવસ્થામાં દેખીતી ભિન્નતા કેમ ઉત્પન્ન થવા પામતી હશે ? દાખલા તરીકે, અમુક ગામડાઓનું રેલથી પાયમાલ થઇ જવું, વગેરે. આ પછી પ્રશ્નનો ખુલાસો ખોળી કાઢવામાં તેઓ એટલા બધા લીન થઇ ગયા હતા કે, તે વખતે તેઓ કંઇ પણ ઉત્તર આપી શક્યા નહોતા. એમ છતાં આ પહેલાં એક વખતે પૂનામાં શ્રીમાન્ રાનડે રા. બ. માનકરને મળ્યા હતા, ત્યારે આજ પ્રશ્ન સંબંધી તેમના વિચારો જાણવાની તેમને તક મળી હતી. એક મિત્રની વિનંતિ પરથી તે વખતે તેમણે તેમને એવો પ્રશ્ન પૂછ્યો હતો કે, “ ઇશ્વર કૃપાળુ છે, તો સૃષ્ટિમાં કેટલીક બાબતની દેખીતી અવ્યવસ્થા શાથી ઉદ્ભવ પામતી હશે ? ” આ પ્રશ્નનો તેમણે આ રીતે ખુલાસો કર્યો હતો: “ પૂના રેલ્વે સ્ટેશનની પૂર્વ બાજુએ આવેલા ઓવરબ્રિજ ( રેલ્વે લાઇન ઓળંગી સામી બાજુએ જવા માટે કરેલો પૂલ ) પર રહીને જોતાં રેલ્વેના પાટાઓ એક બીજાની સાથે એવી રીતે ગુંથાએલા અને સંધાએલા જણાય છે કે, એક સાંધાવાળાને અમુક લાઇનને તેના પોતાના પાટા પર ચઢાવતાં દેખીતી રીતે ભારે ગુંચવાડો ઉત્પન્ન થાય, પણ તે સાંધાવાળો ગુંથાએલા પાટામાંના ક્યા ઉપર થઇને કઇ લાઈન જવાની છે એ સંબંધી પૂરતી માહિતી મેળવી રહે ત્યારપછી તે અમુક લાઇનને તેના પોતાના

મોટા પરજ વગર ચૂકે ચઢાવતો રહે છે. તેવી રીતે જ્યારે આપણે સઘળી સૃષ્ટિની રચનાના દરેક ભાગનો હેતુ સમજીએ ત્યારેજ આપણે જાણી શકીએ કે, સમુદાયના હિતની સિદ્ધિ થતાં થોડાંક મનુષ્યોને આવતું સંકટ વિરોધી ગણાય નહિ અર્થાત્ ધ્યાનમાં ન લેવાય, અને સૃષ્ટિના સામાન્ય નિયમોનો અમલ થતાં જે આપત્તિઓને આપણે ભૂલથી પરોપકારી પ્રભુની ધારણામાં વિઘ્ન રૂપ માનીએ છીએ, તેવી આપત્તિઓ આવવાની જરૂર છે."

ન્યા. રાનડેની સ્મરણશક્તિ ઘણાજ ઉંચા પ્રકારની હતી.

**સ્મરણશક્તિ.**

તેઓ ઘણુંજ વાંચતા અને પ્રમાણમાં ઘણુંજ યાદ રાખી શકતા. પોતે પુસ્તકો વગેરે વાંચવાનું કામ ઘણા લક્ષથી કરતા હોવાથી, એક વખત વાંચેલી બીના તેમને, ગમે તેટલા સમય પછી પણ જરૂર પડે ત્યારે એક ક્ષણની અંદર, સઘળી યાદ આવી શકતી. તેમની યાદશક્તિ આવી ભારે હોવાથી, એક પુસ્તક વાંચ્યા પછી તેની મતલબ ઉત્તમ રીતે સહેલાઇથી તેઓ લખી શકતા, અને આવી અસાધારણ યાદશક્તિને લીધે કેટલેક અંશે તેઓ આવા સમર્થ પુરુષ ગણાઈ શકયા છે એમ કહી શકાય. સામાન્ય વિષયો ઉપરાંત પોતાના ઓદ્ધાને લગતાં કામોમાં પોતાની રૂબરૂ રજુ થતા દરેક મુકદ્દમાની હકીકત અજાયબ જેવી રીતે તેઓ યાદ રાખી શકતા હતા. આ સંબંધમાં રા. બ. માનકર પોતાના અનુભવ ઉપરથી નીચે પ્રમાણે જણાવે છેઃ—"ઇ. સ. ૧૮૭૬—૭૭ માં ન્યા. રાનડે જ્યારે પૂનાના ફ. ક. સબૉર્ડિનેટ જજ્જ હતા ત્યારે તેમની કોર્ટમાં કામનો બોજો વધી પડેલો હોવાથી તેમને મદદ કરવા હું જૉઈન્ટ સબ-જજ્જ તરીકે નીમાયલો હતો. કાયદાને લ-

ગતી બાબતો વિષે મારે વારંવાર તેમની સલાહ લેવી પડતી. આવે પ્રસંગે તેમની જે મુકરદમા વિષે સલાહ પૂછવામાં આવતી તેને લગતી સઘળી હકીકતથી તેઓ માહિતગાર છે એ જોઇ મને આશ્ચર્ય થતું. દરેક મુકરદમાને લગતી આવી સૂક્ષ્મ બાબતો તેઓ શી રીતે યાદ રાખી શકે છે એ વિષે મેં તેમને જ્યારે પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે, 'મુકરદમો રજુ થતાં હું પોતે તેને લગતા દસ્તાવેજો—કાગળિયાં તપાસી જાઉં છું, અને તેથી તે વિષેના સઘળા અગત્યના મુદ્દાઓ મારા લક્ષમાં રહે છે.' મુકરદમા દાખલ કરતી વખતે તેમની સાથેનાં કાગળિયાં સાથે સાથે તપાસી જવાની ફરજમાંથી સબ-જજોને મુક્ત કરી તે કામ ક્લાર્ક ઑફ ધી કોર્ટ (કોર્ટના વડા કારકુન) ને સોંપવામાં આવ્યું ત્યારે પણ ન્યા. રાનડે પોતે તે કામ કરતા. આમ વધારાની મહેનત લેવાનું કારણ પૂછતાં તેમણે કહ્યું હતું કે, 'તેમ કરવાથી મુકરદમો ચલાવતી વખતે મારા કામમાં મને ઘણી સરળતા થાય છે.' મેં ઉત્તરમાં તેમને માત્ર જણાવ્યું હતું કે, અમુક માણસ દરેક મુકરદમાને લગતાં કાગળિયાં તપાસી જાય ખરો, પરંતુ કેટલાક મહિના પછી અને કદાચ એક બે વર્ષ પછી તેની સુનાવણી થાય તે વખતે સઘળી હકીકત યાદ રાખવી એ તો ઘણુંજ મુશ્કેલ પડે."

**સારગ્રાહી સ્વભાવ.**

શ્રીમાન્ રાનડે સારગ્રાહી પ્રકૃતિવાળા હતા, એટલે તેઓ ગમે તે મત કે પંથના પુસ્તકમાંથી અથવા સ્થાનમાંથી પોતાને ઉપયોગી જણાતી વાત ગ્રહણ કરવા અચકાતા નહિ. આ સંબંધમાં જસ્ટિસ્ ચંદાવરકરે પોતાના એક ભાષણમાં, ન્યા. રાનડેએ પોતાનાં પત્નીને અંગ્રેજી ભાષા શિખવવામાં ખ્રિસ્તિ

ધર્મના ધર્મપુસ્તક–બાઇબલનો ઉપયોગ કર્યા બાબત ઇસારો કર્યો હતો. જ્યારે તેમને જણાયું કે તેમનાં પત્ની બાઇબલ સમજી શકે એટલાં પોતાના અભ્યાસમાં આગળ વધ્યાં છે ત્યારે તેમણે, પોતાના-જ શિક્ષણ નીચે તેમનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન વધારવાને તે પુસ્તક પસંદ કર્યું હતું. માત્ર તે પુસ્તકમાં ઉંચા પ્રકારની નીતિનો બોધ રહેલો છે એટલા માટેજ નહિ, પણ તે સાથે તેની ભાષા સાદી, સરળ, અને ઉત્તમ શબ્દોવાળી હોઇ અંગ્રેજી ભાષાનો સહેલાઇ અને ઝડપથી અભ્યાસ કરવા માટે તે પુસ્તક વિદ્યાર્થીઓને અતિ ઉપયોગી થઇ પડે એવું હોવાથી તેમણે તેને પસંદ કર્યું હતું. તે પુસ્તક પોતાના કરતાં જુદા ધર્મનું ધર્મપુસ્તક હોવાના સબબે પોતાની પત્નિને માટે એક વાચનચોપડી તરીકે તેને પસંદ કરવામાં તેમને અડચણ જણાઈ નહોતી, કેમકે તેઓ માનતા હતા કે દરેક ધર્મમાંથી તેના સિદ્ધાંતોને લગતો ભાગ જો કે ભલે આપણે ન સ્વીકારીએ, તોપણ તેમાંથી જે કંઇ સારૂં અને ઉંચા પ્રકારનું જણાય તે પસંદ કરી લેવું જોઇએ.



# પ્રકરણ ૧૨ મું.

## ગુણાવલોકન. ( ચાલુ. )

### હૃદયના ગુણો અને ઉપસંહાર.



ન્યા. રાનડે, જે વડે એક મોટા સ્વદેશભક્ત અને બુદ્ધિમાન્ પુરુષ ગણાયા, એવા તેમના સાર્વજનિક હિતના અને મગજના ગુણોનું અવલોકન પાછલા પ્રકરણમાં આપ્યા પછી, આ છેલ્લા પ્રકરણમાં તેમના ત્રીજા પ્રકારના—હૃદયના કેટલાક ઉત્તમ ગુણો, જે વડે તેઓ સર્વ તરફના અત્યંત પૂજ્યભાવને સર્વાંશે પાત્ર થઇ શક્યા હતા, તે ગુણોનું અવલોકન આપીશું.

**સરળતા અને નિરભિમાનીપણું.**

ન્યા. રાનડેના આ ગુણો ખાસ ધ્યાનમાં લેવા લાયક હતા. તેઓ એટલા બધા સરળ અને મળતાવડા સ્વભાવના હતા કે કુટુંબના અને મિત્રમંડળના મનુષ્યો તો શું, પરંતુ હરકોઇ સાધારણ માણસ પણ તેમની પાસે જઇ તેમની ઉત્તમ સલાહનો લાભ મેળવી શકતો. કોઇને તેમની મુલાકાત લેતાં અટકાવવામાં આવતો નહિ. ગમે તેવો વિરૂદ્ધ પક્ષનો માણસ પણ તેમની પાસેથી યોગ્ય અને ઉપયોગી સલાહ મેળવી શકતો. કોઇ પણ શાળાના ઇનામના મેળાવડામાં અથવા બીજી

કોઇ પણ પ્રકારની સાર્વજનિક હિતની, અમુક સ્થાપિત મંડળની કે જાહેર, નાની મોટી સભામાં પ્રમુખસ્થાન લેવાનું અથવા તેમાં અન્ય કોઇ રીતે ભાગ લેવાનું જો તેમને કહેવામાં આવતું તો, માન મળવાના સ્વાર્થી હેતુથી નહિ, પણ હરકોઇ રીતે સાર્વજનિક હિત સાધવાના ઉચ્ચ હેતુથી, પોતાને થયેલી માગણી ગમે તેટલી અડચણો વેઠીને માન્ય રાખવા તેઓ ચૂકતા નહિ. છેક બાળપણથી તેમની સાદાઇ કંઇ વિલક્ષણ હતી. તેમનાં માતા તેમને ઘરેણાં પહેરાવે તે પહેરાવવા દેતા નહિ. જો કોઇ વખતે જબરાઇથી પહેરાવે તો દરેક દાગીનાને પોતાથી બનતી દરેક તજવીજે તેઓ સંતાડી રાખતા. મોટપણે પોતાના કેવળ નિરભિમાનીપણાને લીધે, ઘરમાં પણ 'આ વાત મને પસંદ નથી. તે તમે કરતાં નહિ,' વગેરે માલીક પ્રમાણે 'હું' પદથી કદી ન બોલવું એવો પોતાનો નિયમ હતો, એમ શ્રી રમાબાઇ પોતે જણાવે છે.

પોતાની ભારે વિદ્વત્તા, વિશાળ માનસિક શક્તિઓ, તથા મોટી પદવીને લીધે તેમણે પોતાની વર્તણુકની સાદાઇ—નિરભિમાનીપણામાં કોઇ રીતે તફાવત પડવા દીધો નહોતો. કોઇ પણ પ્રકારની આપત્તિ કે તંગીમાં આવી પડેલાને સહાય કરવા તેઓ તૈયાર રહેતા. આ સંબંધમાં ઑાન. મિ. ગોખલેએ જણાવ્યું હતું કે, "તેમના એક વધારે મોટા ગુણ વિષે હું સૂચન કરીશ. તે ગુણ, તેમની સહાય માગનારા સઘળા મનુષ્યોને, અને ખાસ કરીને નિર્બળ અને દુઃખિત જનોને મદદ કરવાની તેમની તત્પરતાનો છે. તેમની પાસે હરકોઇ—હલકામાં હલકી સ્થિતિનો મનુષ્ય પણ—દિવસમાં કોઇ પણ વખતે જઇ શકતો. તેમને પત્ર લખનાર

કોઇ પણ માણસને તેમની તરફથી કદી ઉત્તર મળ્યા વગર રહે-તો નહિ. પોતાથી મદદ કરી શકાય તેમ હોય કે ન હોય તોપણ દરેક મનુષ્યની વાત તેઓ ધીરજથી સાંભળતા. ખરેખર આવા કામને તેઓ પોતાના વ્યાવહારિક ધર્મના ભાગ તરીકે માનતા. "

વળી તેઓ દરેક કોમના અને જાતના મનુષ્યો સાથે કંઇ તફાવત વગર ભ્રાતૃત્વની લાગણીથી વર્તતા, અને આવી તેમની સમાન વૃત્તિ કેટલેક અંશે તો તેમની લોકપ્રિયતાનું મૂળ હતી. આ સંબંધમાં તેમના એક મિત્ર સર ભાલચંદ્રે તેમના સ્મારક માટે મળેલી સભામાં દર્શાવેલા ઉદ્દગારો ખરેખર સત્ય હતા. તેઓ બોલ્યા હતા કે, " તેમની બાહ્ય આકૃતિ શાન્ત, સંકોચશીલ અને કંઇક ઓછી આકર્ષક હોવા છતાં, અંદર એવી રહેણીની સાદાઈ-એ, એવી હૃદયની પ્રસન્નતા અને પ્રેમાળપણાએ, અને સ્વભાવ-ની એવી સરળતા અને મળતાવડાપણાએ નિવાસ કર્યો હતો કે તેમની સાથે ઓળખાણ થતાં તુરતજ પ્રેમ અને પ્રશંસાનો ભાવ ઉત્પન્ન થાય...એક સંસ્કૃત કવિએ કહ્યું છે તેમ, (उदारचरितानाम् तु वसुधैव कुटुम्बकम् ) ઉદાર ચરિતવાળા પુરુષોને આ-દુનિયા કુટુમ્બ સમાન હોય છે. મહુંમ ન્યાયમૂર્તિ રાનડેને મન કદાચ આખી પૃથ્વી નહિ, તોપણ આખું હિંદુસ્થાન કુટુમ્બવત હતું...નિરાધાર અને તંગીમાં આવી પડેલા તરફ દયાળુ અને માયાળુ હોઇ, જે સબળાઓ તેમની સલાહ અને સૂચના મેળવવા આવતા તેમની તેઓ હમેશાં મુલાકાત લેતા. તેમણે ઘણાં સા-હિત્યને લગતાં કામોને ઉત્તેજન આપ્યું હતું, અને ઘણા નિરાધાર ગ્રંથકારોને તેઓ કાયમના આશ્રયદાતા હતા. "

એમની સરળતા અને નિરભિમાનીપણાના સંબંધમાં નીચેનાં એક બે દૃષ્ટાંત જાણવા યોગ્ય છે.

એમને સવારે કે સાંજે પોતાના એક બે મિત્રોની સાથે ઘણે છેટે સુધી ફરવા જવાની ટેવ હોવાથી, જ્યારે તેઓ પૂનામાં હતા ત્યારે શહેરના પાર્વતી વિભાગ તરફ ફરવા જતાં, પોતાના માથા પર લાકડાંના, ઘાસના કે કડબના મોટા ભારા મૂકી બજારમાં વેચવા જતી ગરીબ સ્ત્રીઓ તેમને સામી મળતી. તેઓ મજબૂત બાંધાના, માયાળુ સ્વભાવના, અને સાધારણ મનુષ્ય જેવા સાદા દેખાતા હોવાથી, તેઓ ખુશીથી મદદ કરશે એમ ધારી થોડો વખત વિશ્રાંતિ લેવા માટે માથેથી ઉતારેલા ભારા ફરીથી પોતાના માથા પર ચઢાવવાને તેમાંની કોઇક સ્ત્રીઓ તેમને કહેતી. પોતાની આ ધારણામાં તે સ્ત્રીઓને કદી નિષ્ફળ થવું પડતું નહિ, કેમકે તેમના જેવી પદવી અને સ્થિતિવાળા ઘણાખરા મનુષ્યો, જેને પોતાના દરજ્જાને નહિ છાજતું ગણે, તેવા કોઇ પણ કામમાં તેઓ ખુશીથી મદદ કરતા.

ચોમાસાની ઋતુમાં એક વખતે જ્યારે વરસાદ વરસતો હતો તેવામાં પૂનાના એક મહોલ્લામાંથી પસાર થતાં એક માણસ સામી બાજુએથી દોડતો આવતો તેમની સાથે અથડાયો, અને તેથી તેમની પાઘડી કાદવવાળી જમીન ઉપર પડી ગઇ. આમ પોતાની પાઘડી અસભ્ય રીતે કાદવવાળી જમીન ઉપર પાડી નાખવા માટે તે માણસ પર ગુસ્સે થવાને બદલે તેમણે તે ચુપકીથી ઉપાડી લીધી, અને પોતાને માથે મૂકી દીધી. આવો બનાવ બનવાથી, પોતાને સખત ઠપકો મળશે, એમ ધારી પોતાની કઢંગી વર્તણુક માટે જ્યારે તે માણસ તેમની માફી માગવા લાગ્યો ત્યારે

તેમણે ધીમેથી કહ્યું કે, " તમે ઇરાદાપૂર્વક આ કામ કર્યું નથી, તેથી માફી માગવાની જરૂર નથી, અને મહોલ્લામાં સ્વાભાવિક રીતે બનતા આવા આકસ્મિક બનાવથી મને કંઇ પણ ખોટું લાગ્યું નથી."

તેમની આવી સરળ વર્તણુકને લીધે ડૉ. મેકૂલિયડે લૉર્ડ કેલ્વિન વિષે કહેલા નીચેના શબ્દો ન્યા. રાનડેને યોગ્ય રીતે લાગુ પડી શકે તેમ છે.—" તેના કરતાં વધારે સ્વાભિમાન રહિત બીજો કોઇ પણ મનુષ્ય ભાગ્યેજ હશે. તે દંભ અથવા આપવડાઇના કોઇ પણ વિચારથી તદ્દન મુકત છે. તે કોઇ પણ મનુષ્ય સાથે સભ્યતાપૂર્વક વાત કરે છે."

શ્રીમાન્ રાનડે અનેક પ્રકારની જાહેર હીલચાલોમાં આગળ પડતો ભાગ લેતા હતા, તેથી વર્તમાનપત્રોમાં તેમની વિરૂદ્ધ કે તરફેણમાં પુષ્કળ લખાણો વારંવાર આવતાં. તેમાંનાં જેની અંદર પોતાના ઉપર ખાસ હુમલા કરવામાં આવ્યા હોય તે પોતાને સંભાળપૂર્વક વંચાવી સંભળાવવાનો તેઓ આગ્રહ કરતા, પણ પોતાના નિરભિમાની સ્વભાવને લીધે જેમાં પોતાનાં વખાણ થએલાં હોય તેવાં લખાણો તો તેઓ હમેશા પૂરાં વાંચતા પણ નહિ. આ સંબંધમાં ઑાન. મિ. ગોખલે જણાવે છે કે, " આ બાબત મારા જાણવામાં છે, કેમકે તેમની આંખે ઇજા થયેલી હોવાથી તેઓ જાતે ભાગ્યેજ વાંચતા, અને તેથી કેટલીક વખત મારે તેમને વર્તમાનપત્રો વાંચી સંભળાવવાં પડતાં. પરંતુ પોતાની વિરૂદ્ધનાં લખાણો તો તેમણે સાંભળવાનો નિયમ રાખ્યો હતો. તેમ કરીને તેવા લખાણમાં પોતાને સ્વીકારવો પડે એવો કોઇ મુદ્દો હોય તો તેઓ જાણવા માગતા. કોઈ પ્રસંગે જે સઘળું કહેવામાં

આવ્યું હોય તેથી મનને દુઃખ થાય એમ હોય તો તેવા દુઃખથી પોતાને અમુક પ્રકારનું શિક્ષણ મળતું માની તેને તેઓ કિમતી ગણતા. ”

**સમાધાનવૃત્તિ.** ન્યા. રાનડેનો સમાધાનવૃત્તિનો ગુણ કંઈક અનુપમ હતો. આ તેમના ગુણ માટે તેમના મિત્રો તેમને જેટલા સ્તુતિપાત્ર ધારતા તેટલાજ ઠપકાપાત્ર પણ ગણતા. અમુક મત કે વિચાર તદ્દન નિર્દોષજ હોવો જોઈએ એમ કહી શકાય નહિ; અને તેથી જ્યાં સમૂહના યત્નથી કંઇ પણ સામાન્ય હિતનું કાર્ય સાધી શકાય એમ હોય અને તે મત પોતાના મતનો તદ્દન વિરોધી અથવા ઉચ્છેદક ન હોય તો, તેઓ પોતાના પ્રતિપક્ષીઓના મતને કેટલેક અંશે અનુકૂલ થવાથી જેવી ઉપયોગી કાર્યની સિદ્ધિ થઇ શકે છે તેવી સિદ્ધિ પોતાના ગમે તેટલા સારા પાયા ઉપર રચાએલા મત પ્રમાણે એકલા—જૂદા પડીને વર્તવાથી થતી નથી, એમ તેઓ પોતાના ઉદાર દષ્ટિના વિચાર અને તત્ત્વજ્ઞાની વલણને લીધે સમજી શક્યા હતા. આથીજ કરીને તેમણે ઘણે અંશે ‘ જૂનું સાચવી રાખી તેમાં આધુનિક સમયને અનુસરતો સુધારો કરવાની ’ પદ્ધતિ સ્વીકારી હતી, અને તેમ વર્તીને પોતાના દેશીઓના મોટા સમૂહ સામે ખુલ્લી રીતે પડી દુશ્મનાવટ ઉત્પન્ન ન કરવાની તેઓ ખાસ સંભાળ રાખતા એમ આપણે પાછળ વાંચી ગયા છીએ. દેશમાં સતત જાગૃતિ ફેલાવી તેનો સાંસારિક, ધાર્મિક, ઔદ્યોગિક, રાજ્યકીય આદિ સર્વ બાબતોમાં બને તેટલો પ્રયત્ન કરીને પુનરુદ્ધાર કરવો એ તેમનો મુખ્ય ઉદ્દેશ હતો; અને તેથી સાંસારિક અને ધાર્મિક સુધારાની બાબ-

તોમાં તેમની વિરુદ્ધ પડનારો જે એક પક્ષ પૂનામાં કેટલાક વખતથી ઉભો થયો હતો તેની સાથે રાજ્યકીય, ઔદ્યોગિક, અને તેવી સાર્વજનિક હિતની બીજી હીલચાલોમાં પોતાના કાર્યને વધારે બળવાન અને ફળીભૂત કરવાને તેઓ વગર સંકોચે ભળી જતા. આમ પોતાના વિરુદ્ધ પક્ષવાળાઓની સાથે ભળી જવા માટે તેમના સુધારક મિત્રો તેમને વખતોવખત ઠપકાપાત્ર ગણતા અને તેમનાથી નારાજ થતા, પરંતુ પોતે પોતાના સ્તુત્ય ઉદ્દેશની સિદ્ધિ કરવાનું લક્ષમાં રાખતા રહી તે કશાની દરકાર રાખતા નહિ.

હવે ઉપર કહેલો પૂનામાં સુધારાની હીલચાલની વિરૂદ્ધમાં ઉભો થયેલો પક્ષ કેવો હતો, તેના આગેવાનો કેવા હતા, અને તેમનો શો મત હતો, તે સંબંધમાં રા. બ. ભાનકરે જણાવેલી હકીકતમાંથી કેટલીક અત્રે આપીશું.

ઇસ્વી સનના છેલ્લા સૈકાના પૂર્વાર્ધના અંત ભાગમાં આ દેશમાં અંગ્રેજી કેળવણીની શરૂઆત થતાં કેટલીક અંગ્રેજી સ્કૂલો અને કૅાલેજો સ્થાપવામાં આવી હતી. તે સ્કૂલો અને કૅાલેજોમાં શિક્ષણ પામેલા યુવાન્ માણસોનો તે સમયે એવો એક વર્ગ ઉભો થયો કે જે, હિંદુઓમાં ચાલતા સાંસારિક રિવાજો અને રૂઢિઓ, વહેમી મતો અને ધારાઓ, અને એકંદરે તે સમયની લોકોની ધાર્મિક અને સામાજિક સ્થિતિ જનમંડળના સુધારાને અને ઉન્નતિને વિઘ્નકર્તા છે, એમ ધારી જલદીથી અસંતોષી અને નારાજ થવા લાગ્યો. આ ઉપરથી તે વર્ગના માણસો અંગ્રેજી હબ પર જનસમાજને સુધારવાની ઉમેદ રાખવા લાગ્યા. તેમની કેટલીક ધારણાઓ તો ખરેખર વ્યાજબી અને સકારણ હતી; પરંતુ

કપડાં પહેરવાની રીતિમાં તથા ખાનપાનની બાબતમાં ફેરફાર કરવાની, અને સઘળી બાબતોમાં અંગ્રેજી રીતરિવાજોનું એકસરખું અનુકરણ કરવાની, વગેરે કેટલીક તેમની ધારણાઓ વ્યાજબી નહોતી. સામાજિક સુધારો કરવાની ધારણા અમલમાં મૂકવાના હેતુથી તેમણે કન્યાઓની કેળવણી માટે શાળાઓ અને પોતાના સુધારા માટે મંડળીઓ સ્થાપન કરી. આવી મંડળીઓની સભાઓમાં તેઓ પોતાનાથી બને તેટલા જુસ્સાથી અને છટાથી હિંદુઓમાં પ્રચલિત થયેલા બાળલગ્નના અને ફરજીઆત વૈધવ્ય પાળવાના ધારાઓ, સ્ત્રીઓને અભણ રાખવાની પદ્ધતિ, ઉપવાસ, તીર્થયાત્રા, અને બીજી કેટલીક અર્થ વગરની નુકસાનકારક ક્રિયાઓ, વગેરે બાબતો વિરૂદ્ધ પોતાના વિચારો દર્શાવતા. તેમના વખતમાં માત્ર અંગ્રેજી ભાષા અને સાહિત્યનુંજ જ્ઞાન તેમને આપવામાં આવતું, અને કોઇ પણ પ્રાચીન ભાષા શિખવાતી નહિ; તેથી દુર્ભાગ્યે તેઓ એવું માનતા થયા કે અંગ્રેજી ભાષાસાહિત્ય જેવાં ઉમદા, ઉન્નતિ કરનારાં, અને અસરકારક કાંઇ પણ લખાણો સંસ્કૃત ભાષામાં નથી, અને હિંદુ ધર્મ તો માત્ર કલ્પિત—જોડી કાઢેલી વાતો અને વહેમી રૂઢિઓ તથા ધર્મબંધનોના બનેલો છે; પરંતુ યુનિવર્સિટિ સ્થાપન થતાં તેના અભ્યાસક્રમમાં સંસ્કૃત અને બીજી પ્રાચીન ભાષાઓને દાખલ કરવામાં આવી. આમ પ્રાચીન ભાષાઓના અભ્યાસને ઉત્તેજન અપાતાં યુનિવર્સિટિ તરફથી તૈયાર થતા સંખ્યાબંધ ગ્રૅજ્યુએટો અને અન્ડરગ્રૅજ્યુએટોનો એવો બીજો એક વર્ગ ઊભો થયો કે, જેણે શરૂઆતની અંગ્રેજી કેળવણીના ફળ તરીકે ઉદ્ભવ પામેલી હિંદુઓના સાંસારિક અને ધાર્મિક બંધારણો અને રીતરિવાજો તરફ તિરસ્કાર

બતાવનારી હીલચાલ વિરૂદ્ધ પગલાં ભરવા માંડયાં. સંસ્કૃત કવિઓ અને તત્ત્વવેત્તાઓના ગ્રંથોનો અભ્યાસ પોતાની પરીક્ષાઓ માટે કરતાં, તેમને સમજાવા લાગ્યું કે સંસ્કૃત સાહિત્યમાં કાવ્યશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ધર્મ, તર્કશાસ્ત્ર, અને જ્ઞાનની બીજી અનેક શાખાઓ સંબંધી ઘણુંજ શીખવા જેવું અને વખાણવા જેવું છે; હિંદુઓનાં ધર્મશાસ્ત્રો અને રિવાજો કાંઇ મૂળથી ખોટાં નથી, પરંતુ જે વખતે તે બંધાયાં તે વખતના લોકોની જરૂરિયાતોને બરાબર અનુસરતાં હતાં; અને પાછળથી જૂદા જૂદા ધર્મોપદેશકોની કુટિલતા અને વહેમને લીધે તેમાંથી જે અનર્થ થએલા જોવામાં આવે છે, તે તેમનાં સ્વાભાવિક લક્ષણો નથી. હવે જો આ નવો વર્ગ ભૂતકાળના રીતરિવાજોમાંના જે પ્રશંસનીય માલુમ પડે તે તરફ આમ સંતોષ બતાવવા સાથે, હાલમાં આપણા ધારાઓમાં જે સડો પેઠેલો છે, અને જે વડે આપણે કાંઇ પણ અગત્યનું શુભ કાર્ય કરવાને અસમર્થ થયેલા છિયે, તે તરફ તીવ્રતાથી જાગૃત થયો હોત, અને તે સડો દૂર કરવાને તથા આપણી શાળાઓ અને પાઠશાળાઓમાંની કેળવણીથી ઉદ્ભવેલા આપણા સુધારા અને ઉન્નતિના વિચારોને અનુસરતો ફેરફાર કરવાને યોગ્ય પગલાં ભરવાનું તેણે જરૂરનું ધાર્યું હોત તો તે વર્ગની વર્તણુક કોઇ રીતે દોષપાત્ર ગણાત નહિ. પરંતુ કમનસીબે હિંદુ સંસારસુધારાની પ્રાચીન કીર્તિથી અયોગ્ય રીતે મોહ પામીને તેઓ દેશનો પુનરુદ્ધાર કરવા માટે હાલના પાશ્ચાત્ય સુધરેલા વિચારોને અનુસરતા જરૂરના સુધારાની અગત્ય તરફ આંખ આડા કાન કરવાને દોરાએલા છે. સાંસારિક અને ધાર્મિક સુધારાની બાબતમાં સુધારાપક્ષે ચલાવેલી વર્તણુક કરતાં તે વિરૂદ્ધ આ નવા

પક્ષવાળાઓની વર્તણુક, તેમના આગેવાનોનાં ભાષણો અને લ-
ખાણો ઉપરથી, ઘણીજ વધારે જુસ્સાભરેલી જણાઈ છે. તેમના
અભિપ્રાયો પરથી સ્પષ્ટ રીતે જણાય છે કે તેઓ રાજ્યકીય બા-
બતોમાં ખરેખરા રૅડિકલ મતના—એટલે પૂર્ણ રીતે સુધારો કર-
વાનો મત ધરાવનારા છે, પરંતુ સાંસારિક અને ધાર્મિક સુધાર-
ણાની બાબતમાં તેઓ ચુસ્ત કૉન્ઝર્વેટિવ મતના—એટલે જૂના
રિવાજોને મજબૂત રીતે વળગી રહેનારા છે. લોકોને રાજ્યદ્વારી
બાબતમાં આગળ પડતો ભાગ લેતા કરવાનો યત્ન કરવા છતાં
અને તેમના રાજ્યદ્વારી હકો માટે જોસભેર શબ્દયુદ્ધ મચાવવા
છતાં, તેઓ ધાર્મિક અને સાંસારિક બાબતોમાં સ્ત્રીઓના યોગ્ય
હકો વિષે પણ અજ્ઞાનતા ધરાવતા અને તેમને કેળવણી આપ-
વાની આવશ્યકતા તરફ દુર્લક્ષ કરતા જણાય છે. દૃષ્ટાંત તરીકે,
કેટલાક વર્ષ ઉપર પૂનામાં છોકરીઓ માટે હાઇસ્કૂલ સ્થાપવાની
હીલચાલ સામે જુસ્સાથી વગર વિચારે તેમણે દર્શાવેલી વિરૂદ્ધતા,
તથા વિધવાવિવાહની બાબતમાં તેમની તરફથી ઉઠાવવામાં આવ-
તો મજબૂત વાંધો, કૉન્ગ્રેસના મંડપમાં સોશ્યલ કૉન્ફરન્સ ભ-
રવા દેવા સામે ઉઠેલો મતભેદ, અને સંસારસુધારાની આ અને
બીજી બાબતોના સંબંધમાં જૂના વિચારવાળાઓ સાથે જોડાઈ
જવામાં તેમણે બતાવેલો ભારે ઉત્સાહ, એ સઘળું ધ્યાનમાં લેવા
જેવું છે. તેમાંના કેટલીક વિધવાઓને તેમના પતિના મ-
રણ પછી ફરીથી પરણવા દેવાના ધારાનું તથા બીજા કેટલાક
અગત્યના સુધારાઓનું વાસ્તવિકપણું સ્વીકારતા જણાય છે ખરા,
પરંતુ 'ખાતું ખાય અને ભરતું ભરે' એ નિયમાનુસાર વર્તી,
જાણે વખત જતાં અરેબિયન નાઇટ્સમાં વર્ણવેલા અલાદીનના

હોવાની પેઠે, કંઇ પણ યત્ન વગર, સમય એની મેળે સાંસારિક દૂષિત રિવાજોમાં સુધારો કરશે એમ માની બેસી રહેવાનું તેઓ પસંદ કરે છે, અને આપણા પોતાના પ્રયત્ન વગર કોઇ કાળે સુધારો થનાર નથી એ વાત ભૂલી જતા જણાય છે.

સુધારાની વિરૂદ્ધના પક્ષવાળાઓના આ ટૂંક વર્ણનથી તેમની વર્તણુક અને તેમના વિચારો પૂરતી રીતે લક્ષમાં આવશે. આગળ કહેવામાં આવ્યું છે તેમ, ન્યા. રાનડે પોતે ખરેખરા ઉમંગી સાંસારિક અને ધાર્મિક સુધારક હોવાથી સામા પક્ષના આ બાબતોને લગતા વિચારોની દરકાર ન કરવા છતાં, ઔદ્યોગિક અને સાંપત્તિક સુધારાની તેમજ રાજ્યદ્વારી બાબતોમાં પ્રજાની ઉન્નતિ કરવાના કામમાં તેઓ તે પક્ષવાળા સાથે જોડાઇ જતાં આચકો ખાતા નહિ. આવી બાબતોમાં પણ કેટલીક વખતે તેમના વિચારો પુખ્ત અને વિવેકયુક્ત હોઇ, તે પક્ષના કેટલાક ઉદ્દામવિહારના અને તીવ્રવેગી વિચારોની સાથે પૂર્ણ રીતે એકમત થતા નહિ. આ સામા પક્ષના મનુષ્યો સાથે આમ ભળવા માટે તેમના મિત્રો તેમને ના કહેતા, કેમકે તેથી લોકો એમ ધારે કે તેઓ સામા પક્ષના મતની સાથે ભળતા છે. વળી એમ કહેવાય છે કે તેમણે એ પક્ષના માણસોને ધાર્મિક નહિ, તો સાંસારિક સુધારાને લગતા તેમના ભૂલભરેલા વિચારો સુધારવાને સમજાવવાનો કદી પણ ખરેખરો યત્ન કર્યો નહોતો, અને જો તેમણે કદાચ યત્ન કર્યો હોય અને તેમાં ફતેહમંદ ન થયા હોય તો તેમણે તેમની સાથેનો પોતાનો સંબંધ ત્યજી દેવો જોઇતો હતો. પરંતુ આ સંબંધમાં જણાવવું જોઇએ કે સામા પક્ષવાળાઓને તેમની તરફથી કંઇ પણ ઉત્તેજન ન મળવા છતાં, અને તેથી ઉલટું, તેમને પો-

તાના વિચારો બદલવાને સમજાવવા યત્નો કર્યાં છતાં, તેઓએ પોતાના વિચારો જેવા ને તેવા કાયમ રાખ્યા છે. આમ છતાં બન્ને પક્ષના સામાન્ય હિતની બાબતોમાં તેમનો ઉત્સાહ અને ઉદ્યોગ જો તેમણે ઉપયોગમાં ન લીધો હોત તો ભાગ્યેજ તેમની પદ્ધતિ ડહાપણયુક્ત અને ઉદાર વૃત્તિની કહેવાત; અને આથીજ તેઓ તેમની સાથે ભળવાનું નાપસંદ કરતા નહિ. જો રાનડે દરેક બાબતમાં તેમના વિચારોને અનુમોદન આપતા રહ્યા હોત તો તેઓ તેમના માનીતા થઇ પડયા હોત. પરંતુ તેમ તો બિલકુલ નહોતું, કેમકે સાંસારિક અને ધાર્મિક સુધારાની બાબતમાં તેમના ઘણા આગળ પડતા વિચારોને લીધે સામા પક્ષના કેટલાક અવિચારી મનુષ્યો તેમની સખત શબ્દોમાં નિંદા કરતા. વળી તેઓ પૂનામાં બાવીશ વર્ષ પર્યંત રહ્યા તે દરમિયાન તે શહેરમાં જાગૃત થયેલી અનેક જાતની પ્રવૃત્તિઓનું માન તેમને ઘટે છે, એવું સર વિલિયમ વેડરબર્ન અને ઑાન. રા. ઝવેરીલાલ યાજ્ઞિક જેવા બહારના સુજ્ઞ ગૃહસ્થોએ જણાવેલું છે, અને તેની સાબિતીમાં પૂનામાંથી તેમની વિદાયગીરી વખતે ( ઇ. સ. ૧૮૯૩ માં ) લોકો તરફથી અપૂર્વ ઉત્સાહ સાથે ભારે માન આપવામાં આવ્યું હતું એવું આપણે પાછલા એક પ્રકરણમાં વાંચી ગયા છીએ. આમ છતાં પણ કેટલાક તેમના અવિચારી પ્રતિપક્ષીઓએ તે સંબંધે સખત રીતે વિરૂદ્ધ વિચારો જણાવવાની ધૃષ્ટતા કરી હતી.

ઉપર જણાવેલા વિરૂદ્ધ પક્ષની તેમના તરફની વર્તણુકના સંબંધમાં રા. આગાશે આ પ્રમાણે જણાવે છે.—" ન્યા. રાનડે આ સઘળું જાણતા હતા. પરંતુ તેઓ એવા ઉમદા સ્વભાવના હતા કે તેમની તરફ ક્ષમાની દૃષ્ટિથી જોતા, અને પ્રખ્યાત અં-

અંગ્રેજ વિદ્વાન એડ્મંડ બર્કના 'આપણો પ્રતિસ્પર્ધી આપણું બળ વધારે છે.' એ વચન પ્રમાણે ઉલટા તેમને પોતે હાથ ધરેલા કાર્યમાં પોતાના સહાયક માનતા. વળી તેવા ખાનગી અને જાહેર રીતે તેમની નિંદા કરનારાઓમાંના કેટલાક મનુષ્યોને ઘેર મિત્ર તરીકે મળવાને માટે પણ તેઓ જતા. સરળ અને સમાધાનીભરેલા આવા તેમના વર્તનથી, મર્હુમ સુધારક સન્યાસી દયાનંદ સરસ્વતી પૂનામાં આવ્યા હતા * ત્યારે તેમના સંબંધમાં સુધારાપક્ષ તરફથી થયેલી હીલચાલની વિરૂદ્ધમાં પડેલા પક્ષની આગેવાની લેનાર રામ શાસ્ત્રી જેવા પાછળથી તેમના એક ખરેખરા મિત્ર થઇ પડ્યા હતા એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી."

શ્રીમાન્ રાનડે આવી રીતે પોતાના પ્રતિપક્ષીઓની સાથે ભળી જઇ મનમાં દ્વેષ કે વૈરની કંઇ પણ લાગણી રાખતા નહિ અને તે ઉપરથી જણાય છે કે તે પ્રમાણે વર્તીને તેમણે નીચેના શ્લોકની સાર્થકતા પોતાના દૃષ્ટાંતથી સિદ્ધ કરી બતાવી હતીઃ—

सुजनो न याति वैरं परहितबुद्धिर्विपत्तिकालेऽपि ।
छेदेऽपि चंदनतरुः सुरभयति मुखं कुठारस्य ॥

( પરહિત કરવામાં તત્પર રહેનાર સજ્જન વિપત્તિ આવી પડયા છતાં પણ વૈર રાખતો નથી. ચંદનના ઝાડને કાપતાં પણ તે કુહાડાના મુખને સુગંધિત કરે છે.)

વળી રા. આગાશે પોતાના વ્યાખ્યાનમાં બીજે સ્થળે સામાન્ય જનસમૂહ પ્રતિની રાનડેની વર્તણુકના સંબંધમાં જણાવે

* આ પ્રસંગનું સવિસ્તર વર્ણન શ્રીમતી રમાબાઇએ પોતાના પુસ્તકના ભાગ ૪ થામાં આપેલું છે.

છે કે, "જૂના વિચારવાળા પોતાના દેશી ભાઈઓથી છેક આગળ વધી જઈ તેઓ તેમને માઠું લગાડવા માગતા નહિ, પણ જેમ બને તેમ કરીને તેમને પોતાની હારમાં રાખવા યત્ન કરતા. જો તેમના જાતિભાઈઓ તેમની પેઠે આગળ વધવાને અચકાતા તો પોતાના બાળકને હિંડતાં શિખવતી વખતે એક ભલી માતા જેમ કરે છે તેમ, તેઓ પોતાનું પગલું ધીમું પાડતા. કેટલાક પ્રસંગો એવા આવ્યા હતા કે તે વખતે તેઓ પોતાની જ્ઞાતિથી તદ્દન છૂટા પડી ગયા હોત, પણ તેઓ ખાતરીથી જાણતા હતા કે જો તેમ થશે તો પોતાની જ્ઞાતિને આગળ ધપાવવામાં પોતાની જાતિઅસર નિરુપયોગી થશે." આવા શુભ હેતુથી તેઓ પૂર્ણ સમાધાનીથી કામ લેવાનું પસંદ કરતા, અને તેથીજ અંતે ઉભય પક્ષના માન અને પૂજ્યભાવને પાત્ર તેઓ ગણાઈ ચૂક્યા છે.

**શાન્તિ અને ક્ષમા.**

ન્યા. રાનડે ઘણાજ શાન્ત અને ક્ષમાવાન્ સ્વભાવના હતા ઘરમાં કુટુંબીઓ સાથે ગુસ્સે થવાના ગમે તેવા પ્રસંગ આવે તોપણ પોતાની ચિત્તવૃત્તિને શાન્ત રાખી કદી પણ આવેશને વશ થતા નહિ. કોઈ પણ મનુષ્યે તેમનો ગમે તેવો અપરાધ કર્યો હોય તોપણ તેના ઉપર એકદમ ચીડાઈ જઈ તેને કદી પણ નુકસાન કરવાનું તેઓ દુરસ્ત ધારતા નહિ. આવા દરેક પ્રસંગે તેઓ પોતાની ક્ષમાશીલતાનો ઉપયોગ કરી શાન્તિ ધરતા, અને પોતે એક સત્ પુરુષ હોઈ **क्षमा सताम् भूषणम् ।** એ નીતિસૂત્રનો હર વખત ઉપયોગ કરવા ચૂકતા નહિ. આ સંબંધમાં 'ગૃહસંસાર' ના પ્રકરણમાં વર્ણવેલા પ્રસંગોથી કેટલીક માહિતી મળે

છે. એમ છતાં નીચેની હકીકત તેમનો આ મહાન્ ગુણ પ્રકાશ-માં લાવવાને વધારે સારી રીતે ઉપયોગી થઇ પડશે.

રેલ્વેમાં મુસાફરી કરતા કેટલાક યૂરોપીઅન મુસાફરો, પહેલા વર્ગની ગાડીમાં મુસાફરી કરનાર દેશીઓની સાથે ઘણું તેમની તરફના કાંઇ પણ દોષ વગર ઘણીજ ઉદ્ધતાઇ અને અવિવેકથી વર્તે છે એવી લાંબા વખતથી ફરિયાદ સાંભળવામાં આવે છે, અને તે કેટલેક દરજ્જે સત્ય માલૂમ પડે છે. જ્યાંસુધી આ દેશમાં આવતા આવા અંગ્રેજોનું પોતાની જાતિનું અભિમાન અને ઓદ્ધાને લગતી ઉદ્ધતાઇ, કેળવણીથી અથવા જનસમૂહ તરફ સમાનવૃત્તિથી નરમ પડશે નહિ ત્યાંસુધી આવા બનાવો બન્યાં જશે એવી ધાસ્તી રહે છે. આ બાબતને લગતો અનુભવ ન્યા. રાનડેને પણ એક પ્રસગે થઇ ચૂકયો હતો. કેટલાંક વર્ષ ઉપર મદ્રાસમાં મળનારી સોસ્યલ કૉન્ફરન્સમાં હાજર થવા ન્યા. રાનડે પહેલા વર્ગની ગાડીમાં બેસી જતા હતા. શોલાપુરના સ્ટેશનના પ્લૅટફૉર્મ—ઓટલા પર ઉતરી તેઓ પોતાના કેટલાક મિત્રો સાથે વાત કરતા હતા તેવામાં એક યૂરોપીઅન મુસાફર તેમના ડબામાં દાખલ થયો. તે તેના પોશાક ઉપરથી લશ્કરી અમલદાર દેખાતો હતો. તે ડબામાં દેશી માણસનો સામાન પડેલો જોઇ ઉદ્ધતાઇથી તેણે તે સામાન બારીમાંથી પ્લૅટફૉર્મ ઉપર ફેંકી દીધો. જ્યારે આ વિષે ન્યા. રાનડેને ખબર પડી ત્યારે તે યૂરોપીઅનને દેશી મુસાફર સાથે બેસવાનું પસંદ નથી, એમ સમજી તેમણે ચાકરને પોતાનો સામાન ઉપાડી બીજા ડબામાં મૂકવા કહ્યું. પરંતુ તેમની પેઠે તેમના મિત્રો એ વાતને જતી કરવા દે એવા નહોતા. તેમાંના એક સ્ટેશનમાસ્તરને આ વિષે ખબર આપતાં

રાનડે કોણ હતા એ પણ જણાવ્યું. સ્ટેશનમાસ્તરે તે યૂરોપીઅન મુસાફરને જ્યારે સમજુત કરી ત્યારે (જાણે બીજા કોઈ દેશીની સાથે તો તેમ વર્તવાને હરકત ન હોય તેમ), તેઓ રાનડે કોણ હતા તે તેના જાણવામાં નહોતું એમ જણાવી તેણે સમાધાન કર્યું હતું.

• ઑાન. મિ. ગોખલેએ પોતાના વ્યાખ્યાનમાં ઘણું કરીને આજ પ્રસંગને લગતું સૂચન કર્યું હતું. તેમના કહેવા પ્રમાણે, આ બનાવ શોલાપુર સ્ટેશને, મદ્રાસ જતાં નહિ. પણ ત્યાંથી પાછા ફરતી વખતે બન્યો હતો: અને તે યૂરોપીઅન અમલદાર લશ્કરી ખાતાનો નહોતો પરંતુ એક યુવાન્ સિવિલિયન—આસિસ્ટંટ જજ્જ હતો. તેઓ જણાવે છે કે, ન્યા. રાનડે તે વખતે પોતાના બીજા મિત્રો (જેમાં શ્રી ગોખલે પોતે પણ હતા) ભેગા બીજા વર્ગની ગાડીમાં જઇ બેઠા હતા; અને તે અમલદારે તેમનું બિસ્તર ફેંકી દીધું છે એવું જ્યારે તેમને જણાયું ત્યારે પોતાની ગાડીમાં પાછા આવીને તેની સાથે બિલકુલ રકઝક કર્યા વગર ડૉ. ભાંડારકર, જેઓ તે વખતે તેમની સાથેજ હતા, તેમની પાસેની બેઠક પર જઇ બેઠા. વિશેષમાં તેમના કહેવા ઉપરથી જણાય છે કે આ સંબંધમાં કંઇ પણ પગલું ભરવામાં આવ્યું નહોતું, તોપણ તે દેશી ગૃહસ્થ તો હાઇકોર્ટના જજ્જ ન્યા. રાનડે હતા એવું કોઈક પ્રકારે તે અમલદારના જાણવામાં આવ્યાથી પુના સ્ટેશને ઉતરતાં તે તેમની માફી માગવા ઇચ્છતો દેખાયો હતો; પરંતુ તેને પોતાની તરફ આવતો જોઇને તેઓ તો માત્ર પોતાની પીઠ ફેરવીને ચાલ્યા ગયા હતા. આ સંબંધમાં તેઓ કંઈ પણ પગલાં ભરવા માગે છે કે કેમ એ વિષે જ્યારે શ્રીમાન્ ગોખલેએ તેમને

પૂછ્યું હતું ત્યારે તેમને નીચે પ્રમાણે વાતચિત થયાનું તેઓ જણાવે છે; " તેઓ બોલ્યા હતા કે,–' હું એવી બાબતો માનતો નથી; તેથી ફક્ત એક પછી એક એમ ઘણી જુબાનીઓવાળો મુકરદમો ઉભો થશે, અને ગમે તેમ થાય તોપણ એ બાબત લડવા જેવી નથી.' વળી તેમણે મને પૂછ્યું, ' આવી બાબતોમાં આપણું હૃદય શું નિર્મળ હોય છે? આપણે હલકી વર્ણના લોક– આપણા પોતાના દેશી ભાઇઓ–તરફ હાલના સમયમાં પણ કેવી રીતે વર્તીએ છીએ ? જે સમયે આપણા સામાન્ય દેશને માટે તેઓએ અને આપણે સઘળાએ સાથે મળીને કામ કરવું જોઇએ છે ત્યારે આપણે આપણી પ્રાચીન મહત્તાના હક છોડી દેવાને તત્પર નથી, અને તેમને ચગદાએલા રાખવાનો આગ્રહ કરીએ છીએ. ત્યારે રાજ્ય કરતી કોમમાંના જે મનુષ્યો આપણી તરફ ધિક્કારથી વર્તે છે તેમને જાણી બુજીને આપણે શી રીતે ઠપકો દઇ શકીએ ? ' તેમણે વિશેષમાં જણાવ્યું હતું કે, ' આવા બનાવો ઘણા દુઃખદાયક અને માનભંગ કરનારા થઇ પડે છે, અને તેથી મનુષ્યના ધૈર્યની સખત કસોટી થાય છે. પરંતુ આવા નાપસંદ બનાવોનો પણ શ્રેષ્ઠ ઉપયોગ આપણે એ કરવાનો છે કે, આપણે જે કાર્ય કરવાનું છે તેને માટે વધારે ઉત્સાહી અને આગ્રહી બનવું જોઇએ. "

ન્યા. રાનડેનો ક્ષમાવાન્ સ્વભાવ કંઇક અદ્ભુત જ હતો. જો કોઇ પણ મનુષ્યને હાલના જમાનામાં, પાંડવોના જ્યેષ્ટ ભાઇ યુધિષ્ઠિરની પેઠે, 'અજાતશત્રુ' ( જેનો કોઈ દુશ્મન જન્મ પામ્યો નથી એવો પુરુષ ) નું ઉપનામ આપવું યોગ્ય જણાતું હોય તો તે શ્રીમાન્ રાનડે હતા એમ કહેવું કોઇ રીતે ભાગ્યેજ અયોગ્ય ગણાશે. આનો સારાંશ એ છે કે પોતાની દૃષ્ટિમાં તેમને શત્રુ રૂપ

ભાસતું નહિ. આથી એમ કહેવાનું નથી કે તેમના વિરોધીઓ નહોતા. આપણે જોયું છે કે સાંસારિક અને ધાર્મિક બાબતોમાં દ્વેષબુદ્ધિથી જોસભેર તેમની સામે થનાર કંઇ થોડા નહોતા. સર ભાલચંદ્રે જણાવ્યા પ્રમાણે, 'તેઓ અમુક ઉદ્દેશોની સિદ્ધિ અર્થે મથન કરતા, અને જો પોતાના પ્રિય ઉદ્દેશોને વિઘ્નો નડતાં તો તેને માટે ખેદ પામતા; પરંતુ કોઇ પણ મનુષ્ય તરફ શત્રુતા રાખતા નહિ કે કોઇના ઉપર માઠું લગાડતા નહિ. ખરેખર તેઓ હમેશા ઉચ્ચ ભાવનાઓથી પ્રેરાતા, અને એવી ઉચ્ચ પ્રકારની કર્તવ્ય-બુદ્ધિથી તેઓ કાર્ય કર્યાં જતા કે જેથી જાત કે શરીરના હલકા વિચારોને માટે અવકાશ રહેતો નહિ.' આમ પોતાના પ્રતિપક્ષીઓ તરફ તેઓ શત્રુતાથી વર્તતા નહિ એટલુંજ નહિ, પણ તેમને માઠું લાગે એવું વચન પણ પોતાના મુખમાંથી નીકળવા દેતા નહિ. ઉલટું, સામા પક્ષ સાથે ચાલતી તકરારના વખતે તેઓ તે પક્ષના પ્રતિનિધિઓ છે, અને સત્ય વાત પ્રકટ કરવા માટે તેમનાં ભાષણ જરૂરનાં છે, એમ તેઓ માનતા. જ્યારે સામા પક્ષવાળાઓ તેમની તરફની પોતાની વર્તણૂકમાં હદ પાર જતા રહેતા, ત્યારે પણ તેઓ એટલુંજ કહેતા કે, 'તેમનું કહેવું ખોટું હશે તો તેમને પોતાની ભૂલો જણાશે.' આ સંબંધમાં પ્રસિદ્ધ 'ટાઇમ્સ્ ઑફ ઇન્ડિયા' પત્રે જણાવ્યું હતું કે, જાહેર જીંદગીમાં ભાગ લેનાર કોઇ પણ મનુષ્ય તેમના કરતાં વધારે ક્રોધશૂન્ય અને વૈર-રહિત નહોતો.' આ સઘળાં ઉપરથી જણાશે કે, પ્રિન્સિપાલ સેલ્બિ સાહેબના શબ્દોમાં કહેતાં, રાનડે સત્યશોધન માટે તીવ્ર લાગણી-વાળા હોઇ, પોતાના સામા પક્ષવાળાઓની સાથે જે બાબતમાં વિરુદ્ધતા પડી હોય તેમાં જય મેળવવો એવી કાંઇ દરકાર રાખતા

નહિ. પરંતુ સત્ય વસ્તુ ખોળી કાઢવાનીજ માત્ર તેમને દરકાર રહેતી.

આ સંબંધમાં રા. અગાશેએ પોતાના ભાષણમાં કહેલી હકીકત પણ જાણવા જેવી છે. તેઓએ જણાવ્યું હતું કે, "તેઓ બીજા ઘણા મનુષ્યો કરતાં જેટલા તેમની અગાધ વિદ્વત્તાને માટે પ્રખ્યાત હતા તેટલાજ તેઓ પોતાના આત્મસંયમ—ક્રોધની લાગણી પર કાયમની મેળવેલી જીત—ને માટે ખ્યાતિ પામ્યા હતા. ન્યા. રાનડેની પહેલી પુણ્યતિથિને દિવસે સતારા મધ્યે પોતે આપેલા અસરકારક વ્યાખ્યાનમાં તેમના એક જૂના અને નજીકના મિત્ર રા. બ. વી. એન્. પાઠકે, રાનડે તેમના કૉલેજના સમયથી કેવા સખત રીતે આત્મસંયમ કરતા હતા તેનું કંઇક વિસ્તારપૂર્વક વર્ણન આપ્યું હતું. રાનડે નાના હતા ત્યારે ઘણા તામસી પ્રકૃતિના જણાતા હતા, પરંતુ જ્યારથી તેઓએ કૉલેજમાં પ્રવેશ કર્યો ત્યારથી જ્યારે જ્યારે ક્રોધનો આવેશ પોતાને આવી જતો ત્યારે ત્યારે તેઓ પોતાની ઓરડીમાં ભરાઇ બેસતા. આમ કલાકના કલાક તેઓ ભરાઈ રહેતા, અને જ્યારે તેમના મિત્રો તે વિષે તેમને ખુલાસો પૂછતા ત્યારે તેઓ કહેતા કે 'રખેને કંઇ માઠું વચન મારા મોઢામાંથી નીકળી જાય, તેટલા માટે હું આમ કરૂં છું.' આમ કરીને તેમણે પોતાના મનોવિકારને એવા વશ કર્યા હતા કે તેમના આત્મસંયમથી હર કોઇ આશ્ચર્ય પામે એમાં કાંઈ નવાઇ નથી. એક વખતે એવું બન્યું કે મર્હુમ રા. મહાદેવ ચિમનાજી આપ્ટે શુક્રવાર પેંઠમાં વાલ્વેકરના વાડામાં આવેલી નેટિવ જનરલ લાઇબ્રેરીમાં કેટલાક મિત્રો સાથે વાતો કરતા બેઠા હતા. તે વખતે ત્યાં 'સંમતિવયના કાયદા' સંબંધે જોસભેર ચર્ચા ચાલતી હતી. તે હૉલ—ઓરડામાં જે વાત થાય તે સંભ-

જાય એટલા નજીક સામેના ઓરડામાં રાનડે સ્વસ્થપણે વાંચતા બેઠા હતા. રા. આપ્ટે જૂના વિચારવાળા પક્ષના મુખ્ય આગેવાન હતા. તેઓ કોઇ પણ બાબત તરફ આંખ આડા કાન કરે તેવા નહોતા, અને સંમતિવયના કાયદાના હિમાયતીઓ વિષે સખત ટીકાઓ કરવામાં જરા પણ કચાશ રાખતા નહિ. સઘળા સુધારકો વિષે ઘણી કડક રીતે બોલીને તેમને માત્ર 'બોલી બતાવનાર' કહી તેમણે વખોડી કાઢયા, અને તેમાં રાનડેનું નામ પણ તેમણે દીધું. તે વખતે મર્હુમ રા. બ. વિષ્ણુ મોરેશ્વર ભીડે રા. આપ્ટે પાસે બેઠા હતા. તેમણે તેમને ધીમે રહીને કહ્યું કે, રાનડે અંદરના ઓરડામાં બેઠા છે. રાનડેએ આ સઘળું સાંભળ્યું હતું, અને તે ઇશારાનો અર્થ પણ સમજ્યા હતા. તેઓ છાનામાના બહાર આવ્યા અને રા. ભીડેને ઉદ્દેશીને મૃદુ અને શાન્ત અવાજે બોલ્યા, 'અન્ના સાહેબ, મિ. આપ્ટે સુધારકો વિષે જે કાંઇ કહે છે તે બરાબર વ્યાજબી છે. મિ. આપ્ટેએ કાંઇક કર્યું છે, અને તેથી સુધારકોએ બોલવા સિવાય કર્યું નથી એમ કહેવાનો તેમને હક્ક છે.'"

રા. અગાશે વિશેષમાં કહે છે કે, "મને પોતાને તેમની તરફથી આવા આત્મસંયમનું એક વખત શિક્ષણ મળ્યું હતું. એક શનિવારની સાંજે પૂનામાં તેમના ઘરમાં તેમની સાથે હું વાત કરતો હતો તેવામાં એક માણસના આવ્યાની ખબર આપવામાં આવી. હું તે માણસ તરફ કંઇ પણ માનની લાગણી ધરાવતો નહોતો. મિ. રાનડેને તેના નામનું કાર્ડ આપવામાં આવ્યું કે તુરતજ તેઓ પોતાની બેઠક પરથી ઉઠીને તે માણસને આવકાર દેવાને બારણા આગળ ગયા. મેં તો મારો પોતાનો

તિરસ્કાર દર્શાવવાને કંઇક અસભ્યતા બતાવી. મિ. રાનડેને મારા પોતાના કરતાં પણ તે માણસ તરફ તિરસ્કાર લાવવાનું વધારે મોટું કારણ હતું, તોપણ તેમણે મને ઠપકો દઇને કહ્યું કે, 'કોઇ પણ મનુષ્યનું ભુંડું બોલવું એ અસભ્ય કહેવાય, અને આપણા દુશ્મનો સાથેના આપણા વ્યવહારમાં પણ આપણે આગતા સ્વાગતાના મધુર નિયમો જાળવવા ચૂકવું નહિ જોઇએ.' "

તેમનાં પત્ની પોતે જણાવે છે કે, કોઇ કોઇ વખત જ્યારે તેમને જાતે રાંધવું પડતું ત્યારે જો કદાચ ભૂલથી મીઠું નાખવાનું તે ભુલી જતા અથવા તો બે વાર નાંખી દેતાં ત્યારે પણ પોતે કોઈ દિવસ ગુસ્સો કે તિરસ્કાર કરતા નહિ, અને જ્યારે તે પોતે જમવા બેસતાં ત્યારેજ ખારૂં કે મોળું થયું જાણી તેમને ખોટું લાગતું. સતારા જિલ્લાના પ્રવાસ દરમિયાન એક વખત તેમના પતિ ફરવા માટે પગે ચાલી આગળ નીકળ્યા બાદ તેમણે પોતે ગાડીમાં જઇને રસ્તામાં એક નીચા આંબાના ઝાડ ઉપરથી ચાબુકથી કેરીઓ પાડવા યત્ન કરતાં તેમના હાથની સોનાની બંગડી ઉડી ગઇ હતી. આ બાબત શ્રીમાન્ રાનડેને પોતાને વાત કરતાં જરા પણ ગુસ્સો કર્યા વગર તેમણે શાંતતાથી કહ્યું હતું કે, બીજાની કેરીઓ પૂછ્યા વગર પાડી એ ખોટું કર્યું, અને બંગડી ખોવાયાથી તે માટે યોગ્ય શિક્ષા થઇ છે, જેથી હવેથી તેવું ન કરવાનું યાદ રહેશે. તે પછી તેમણે ખોવાયલી વસ્તુનું કદી નામ પણ દીધું નહોતું.

આ ઉપરાંત તે બાઇએ જણાવેલી 'ભટ્ટ' ની અટકવાળા વિદ્યાર્થીની વાત જાણવા જેવી છે. તેમને ત્યાં ૩૦-૪૦ વર્ષથી ચાર પાંચ વિદ્યાર્થીઓ અભ્યાસને માટે ચાલુ રહેતા, જેમનો સ-

ઘણા પ્રકારનો ખર્ચ પોતે આપતા. તે વિદ્યાર્થીઓ નવરાશના વખતમાં શાકભાજી લાવતા, ઘરનો હિસાબ રાખતા, અને મોદી તથા કાપડીઆ વગેરેની દુકાનેથી જોઇતી વસ્તુઓ લાવી આપતા. આમાંના એક ભટ્ટની અટકવાળા વિદ્યાર્થીને કેટલાક વખતથી તેના અક્ષર સારા હોવાથી ખર્ચ લખવાનું કામ સોંપેલું હોઈ, દર મહિનાની દશમી તારીખે નોકરોના પગાર તથા વેપારીઓનાં બીલ ચુકવવાનું કામ પણ તે કરતો. આ છોકરાએ આશરે બેએક મહિનાનાં બીલોના પૈસા ઘરમાંથી લઇ તે પ્રમાણે ખર્ચ લખી વેપારીઓને ન આપતાં ખરાબ કામમાં ખરચી નાખ્યા. એક વેપારીને ત્યાંથી, આ પ્રમાણે તેનો હિસાબ ચુકતે કર્યા વગર કંઈ વસ્તુ મંગાવતાં તેનું બીજું લેણું નથી એમ કહેતાં તેણે પોતાનું ખાતું ન ચૂકવાયાનું કહેવાથી એ વિદ્યાર્થીની લુચ્ચાઈ ઉઘાડી પડવાનો પ્રસંગ આવ્યો. આ વાતની તેને ખબર પડતાંજ, તે આગલા બારણેથી, મિત્ર પાસેથી પુસ્તક લાવવું છે, એવું બહાનું કાઢી નાસી જવા લાગ્યો. તેને પકડવાનો યત્ન કરતાં તે દીવાલ પરથી કૂદકો મારીને ચાલ્યો ગયો. બીજા એક વિદ્યાર્થીએ આ વાત શ્રીમાન્ રાનડેને પોતાને કહી ત્યારે પોતે કાંઈ બોલ્યા નહિ. પરંતુ આમ ૪૦૦—૫૦૦ રૂપીઆનો ઘોટાળો કરીને નાસી જવા છતાં કોઇ પકડતું નથી એમ જ્યારે શ્રીમતી રમાબાઇએ તેમને પોતાને કહ્યું, ત્યારે પોતે વિશેષ બોલ્યા વગર દફતર બાંધવા માટે મેજ પર ગયેલા પટાવાળાને કહ્યું, એની પછવાડે જા, ને જ્યાં જતો હોય ત્યાંથી તેને પકડી લાવ, પણ એને મારતો નહિ, હો." (વાંક. કેટલું બધું મોટું દિલ ! !) આ વિદ્યાર્થી પાછળથી પકડાયો કે નહિ તે જણાયું નથી, પરંતુ તે દિવસે દસરાનો તહે-

વાર હોઇ એ બાબતની તેમને પોતાને સંતાપ થાય એવી ખબર કેમ પડવા દીધી એ વિષે ઘરમાં સ્ત્રીવર્ગમાં બહુ ક્લેશ થયો હતો. તે પ્રસંગે પણ પોતે અત્યંત શાન્તિ ને ક્ષમા દર્શાવી સર્વેના મનનું યોગ્ય સમાધાન કર્યું હતું.

**ગંભીરતા અને વિચારવંતપણું.**

ન્યા. રાનડેની બુદ્ધિ ઘણીજ વિશાળ અને સર્વ રીતે ઉત્તમ પ્રકારની હોવા સાથે, તેઓ અતિશય ગંભીર અને વિચારવંત પુરૂષ હતા. તેમનું મન અહર્નિશ, સામાન્ય મનુષ્યોની પેઠે સ્વાર્થી અને વ્યાવહારિક વિષયોમાં નહિ, પરંતુ અતિ ઉંચા પ્રકારના દેશોન્નતિ અને આત્મોન્નતિના વિચારોની ઉચ્ચ ભૂમિકામાં ઘૂમ્યાં કરતું. ખરેખર, એક નામીચો વર્તમાનપત્રકાર જણાવે છે તેમ, તેમના કરતાં વિશેષ વિચારવંત અને વિશાળ વાંચનવાળો પુરૂષ આખા હિંદુસ્થાનમાં ભાગ્યેજ થયો હશે. કંઇ સાધારણ કામ પણ ઉતાવળે કે વગર વિચાર્યે કરી દેવાનું સાહસ તેઓ કરતા નહિ. ગમે તેવો બાહોશ અને વિદ્વાન્ માણસ પૂર્ણ વિચાર કર્યા વગર પોતાની અમુક ધારણા તાકીદે પાર પડેલી જોવા યત્ન કરે તો તેને પશ્ચાત્તાપ કરવાનો સમય આવે છે, અને તેથી આ ગુણની દરેક મનુષ્યને ખાસ આવશ્યકતા છે. ન્યા. રાનડેએ સાંસારિક, ધાર્મિક, રાજ્યકીય અને ઔદ્યોગિક વગેરે બાબતોમાં દેશની એકસામટી ઉન્નતિ કરવાનું કાર્ય જોકે માથે વહોરી લીધું હતું, તોપણ તેમાંની કોઇ પણ હીલચાલને લગતું ગમે તેવું કામ કે ઠરાવો પુખ્ત વિચાર કર્યા વગર પાર પાડવાનો તેઓ નિશ્ચય કરતા નહિ. રાજ્યકીય બાબતોમાં તેઓ કેવી ગંભીરતા અને સ-

ક્રમદષ્ટિથી કામ લેતા તે આપણે પાછળ જોઇ ગયા છીએ. આ સંબંધમાં ઑન. મિ. ગોખલે નીચે પ્રમાણે જણાવે છેઃ—"બીજું જે લક્ષણ મેં મિ. રાનડેમાં જોયું તે એ હતું કે, તેઓ આપણા જમાનાના હિંદવાસીઓમાં એક ઉંડા વિચારક હતા, અને તેમનું મન સારી રીતે સમતોલ અને સઘળી બાબતોનો વિશાળ દૃષ્ટિથી વિચાર કરવાને લાયક હોઇ, અદલ ઇન્સાફની બાબતમાં તેઓ ભારે સમજવાળા હતા. તેઓ કદી પણ ઉતાવળીયાં અનુમાનો કરી કાઢતા નહિ, અને હમેશા ઉંડી તપાસ કરીને અમુક પરિણામોનાં ગુપ્ત કારણો શોધી કાઢવાનો યત્ન કરતા. તેમના વિચારો વિશાળ વાચન અને અવલોકનના પાયા ઉપર ઉદ્‌ભવ પામતા, તથા પરિપક્વ મનન પછી તે રચાતા; અને એક વખત તેવી રીતે રચાયા પછી, ઉંડા અને દઢ નિશ્ચયથી ઉત્પન્ન થયેલા જુસ્સા અને આગ્રહ વડે તેમના સ્વદેશીઓના મન પર ઠસાવવામાં આવતા. વળી તેમનું વિશાળ મન સઘળા પ્રજાહિતના કર્તવ્યરૂપી વિશાળ ક્ષેત્ર પર રમી રહ્યું હતું; અને જુદી જુદી પ્રવૃત્તિઓની યોગ્ય રીતે એકતા કરવાનું તેમને જરૂરનું જણાયું હતું. અને આથીજ તેઓ સઘળા પ્રકારના સુધારાઓને માટે એકસરખી રીતે આતુર રહેતા, અને સઘળી હીલચાલોમાં એક સરખા ઉત્સાહથી ભાગ લેતા." શ્રીમાન્ ગોખલેએ વિશેષમાં જણાવ્યું હતું કે, "આ સંબંધમાં પોતાના વિચારોનો મિ. રાનડે ભારે હિમ્મત, ઉલટ અને આગ્રહપૂર્વક બોધ કરતા, પરંતુ કદી પણ તે વિચારોમાં કોઇ પણ પ્રકારની વાણી કે વિચારની ઉચ્છૃંખળતા દેખાઇ આવતી નહિ; અને પોતાના નિશ્ચયોમાં ગમે તેટલું અંગત નુકસાન કે અન્યાય થતાં કદી પણ તેઓ ડગતા નહિ."

શ્રીમાન્ રાનડે સામાન્ય મનુષ્યજાતિ તરફ પ્રેમથી જોતા, અને બીજાની દાઝ જાણવાની પ્રકૃતિવાળા હતા.

**અનુકંપા અથવા દિલસોજીભરેલો સ્વભાવ.** આપણે વાંચી ગયા છીએ તેમ, તેઓ પોતાના ઓળખાણના માણસના દુઃખમાં ભાગ લેતા, તેની અડચણો બરોબર સમજી લેતા, અને તે દૂર કરવાને પોતાથી બનતો યત્ન કરતા. કોઈ પણ જાતની આપત્તિમાં આવી પડેલાની દાઝ જાણી—તેની તરફ દિલસોજી ધરાવી તેને મદદ કરવાનું તેમનું વલણ, પ્રસંગોપાત્ત તેઓ સ્મશાને અને લૌકિકે—એટલે પોતાના નજીકના સંબંધીના મૃત્યુથી આપત્તિમાં આવી પડેલા મનુષ્યને દિલસોજી આપવા અર્થે—જતા, એ બાબત ઉપરથી સહેજ જણાઈ આવે છે. આમ સ્મશાને જવું એ વખાણવા લાયક ગુણ ગણાય, એ જાણી હિંદુ સિવાયની અન્ય કોઈ પણ જાતિના માણસને સહજ આશ્ચર્ય થશે. પરંતુ સ્મશાને જવાથી તથા શબને ઉચકવાથી અભડાવાય—અપવિત્ર થવાય—એમ હિંદુઓમાં અને મુખ્યત્વે કરીને ઉચ્ચ જ્ઞાતિના હિંદુઓમાં મનાયલું છે, એ બાબતનો વિચાર કરતાં એક હિંદુના અને તે વળી એક ઉંચી પદવીના હિંદુના આ ઉત્તમ લક્ષણની પ્રશંસા કરતાં કોઈને આંચકો ખાવાનું રહેશે નહિ. અમુક જ્ઞાતિના શબને સ્મશાનભૂમિએ ઉચકી જવાનું કામ તેજ જ્ઞાતિના માણસોથી થઈ શકે એમ ધર્મની બાબત તરીકે મનાયલું હોવાથી, આવે પ્રસંગે મરનારનાં સગાંવહાલાંને પૈસા ખરચતાં તેની જ્ઞાતિના માણસોની ઘણીજ જરૂર પડે છે. કેમકે, તેની જ્ઞાતિના માણસોમાંથી, મહેનત પડવાની અને વળી અપવિત્ર થવાની બ્હીકથી, પ્રીતિને લીધે તો નહિ પરંતુ પૈસાને માટે પણ,

આવું કામ કરવાને રાજી હોય એવા ઘણાજ થોડા માણસો મળી આવે છે. અંથી માત્ર ચાર પાંચ નજીકના માણસોને માથે આવી દુઃખદાયક ફરજ આવી પડે છે. આવે સમયે દુઃખી કુટુંબને મદદ કરવા નીકળી આવનારનેજ ધન્યવાદ ઘટે છે. આવા પ્રસંગે રાનડે ઘણાજ ઉપયોગી થઈ પડતા. આ સંબંધમાં નીચેનો બનાવ જાણવા યોગ્ય છે.

પૂનાની સ્મૉલ કૉઝ કોર્ટના એક મર્હુમ જજ્જ રા. બ. મદન શ્રીકૃષ્ણ ઈ. સ. ૧૮૮૪ ના ફેબ્રુઆરીમાં એકાએક કૉલેરાથી મરણ પામ્યા હતા. તેઓ ખત્રી અથવા કોકણી સાળવી જ્ઞાતિના હતા, તેમની જ્ઞાતિનું પૂનામાં એકે ઘર નહોતું. મરનારનો ભાઇ અને દીકરો તે વખતે તેમની સાથે હતા. પોતાનાથી ઉતરતી વર્ણના લોકો પાસે મુડદું ઉચકાવવાને તેઓ નારાજ હોવાથી, તેને શ્મશાન સુધી શી રીતે ઉચકી જવું એ સંબંધે તેઓ મોટી મુશ્કેલીમાં આવી પડયા હતા. માત્ર એક પખવાડિયા ઉપર તેમનીજ સ્ત્રી ગુજરી ગઈ હતી, પરંતુ તે વખતે તે પોતે ઓદ્ધા પર હતા તેથી ઘણા માણસો આવવાથી આવી અડચણ પડી નહોતી. પણ જ્યારે તે પોતે ગુજર્યા ત્યારે ગામના અને તેમની કચેરીના કારકુનો તથા વકીલોઆના પણ ઘણાજ થોડા—નહિં જેવા—માણસો આવ્યા હતા. ન્યા. રાનડે આ અરસામાં એકુતોના કાયદાની રૂએ સ્પેશ્યલ સબ—જજ્જના ઓદ્ધા પર હોઇ આ બનાવ બન્યો ત્યારે પૂનામાં આવેલા હતા. તેમના એક મિત્ર મર્હુમ રા. બ. શંકર પાંડુરંગ પંડિત તે વખતે તેમની સાથે રહેતા હોવાથી, આ દુઃખદાયક વાર્તા સાંભળતાં તેમને સાથે લઇને તેઓ રા. બ. મદનના દુઃખી થયેલા કુટુંબીઓને મદદ ક-

રવા દોડી ગયા. અને કહેવાય છે કે તેમના યત્ન અને લાગવગથી બ્રાહ્મણો પણ તે મુડદાને ઉંચકવામાં સામિલ થયેલા દેખાયા હતા.

બીજો એક દાખલો, પોતાના કુટુંબ અને મિત્રોથી ઘણે દૂર આવી પડી કેટલાંક વર્ષ ઉપર મૃત્યુ પામેલા એક બંગાળી વિદ્યાર્થીનો, જાણવા જેવો છે. કેટલાક બંગાળી વિદ્યાર્થીઓ સાયન્સ કૉલેજમાં પોતાનો અભ્યાસ આગળ વધારવાને પૂનામાં આવી રહ્યા હતા. તેમાંનો એક માંદો પડયો અને મરણ પામ્યો. આવા પ્રસંગના અનુભવ વિનાના વિદ્યાર્થીઓ આ માઠા બનાવથી ગભરાઈને ઘણા દિલગીર થયા, અને પરદેશમાં મૃત્યુ પામેલા પોતાના મિત્રના શબની ધર્મશાસ્ત્ર પ્રમાણે શી રીતે વ્યવસ્થા કરવી તે વિષે મોટા ગુંચવાડામાં આવી પડયા. ન્યા. રાનડેને તેઓ ઓળખતા હોવાથી તેમણે પોતાની આ આપત્તિમાં તેમની મદદ માગી. તેમણે તેમને મદદ કરી પણ ખરી. તેઓ તુરતજ તેમના રહેવાના ઠેકાણે ગયા, સઘળી ગોઠવણ કરી આપી, અને તેમને મુશ્કેલીમાંથી મુક્ત કર્યા.

આ સંબંધમાં બીજા સેંકડો પ્રસંગોના દાખલા આપી શકાય તેમ છે. પરંતુ ઉપરના બે અને લાહોરના 'ટ્રિબ્યૂન' પત્રે તેમના મરણ પછી તેમના ચરિત્રની નોંધ સાથે વર્ણવેલા એક ત્રીજા પ્રસંગ ઉપરથી, કોઇ પણ જાતની મુશ્કેલીમાં આવી પડેલા કોઇ પણ દેશ, ગામ, કે જ્ઞાતિના પોતાના જાતિભાઇને નિઃસ્વાર્થવૃત્તિથી આશ્વાસન આપવા અને સહાય કરવા તેઓ કેવી ત્વરાથી નીકળી આવતા તે સહજ જણાઈ આવે છે. ટ્રિબ્યુન પત્રે જણાવ્યું હતું કે, "એક યુવાન્ પંજાબી ગૃહસ્થ, પોતે એક સમયે મુંબાઇમાં ઓળખાણ પીછાણ વગરનો એકલો હોઇ, દૂર દેશમાં

તેની સ્ત્રી મરણ પામ્યાના દુઃખદાયક સમાચાર તેણે સાંભળ્યા હતા, તે સંમયનું વર્ણન થોડાક દિવસ ઉપર પોતાની આંખમાં આભારનાં અશ્રુ સાથે અમારી આગળ આપ્યું હતું. તેણે કહ્યું હતું કે, મને થયેલી અતિશય લાગણીનો પહેલો ઉભરો શાન્ત થતાં મેં મારા પર આવી પડેલું સંકટ દર્શાવનારો પત્ર મિ. જસ્ટિસ્ રાનડેને લખી મોકલ્યો હતો, અને તેઓ એકદમ કોર્ટમાંથી નીકળી મને આશ્વાસન આપી મારી દિલગીરીમાં ભાગ લેવા મારે ગરીબને ઘેર આવ્યા હતા. ”

ન્યા. રાનડેનું અંતઃકરણ ઘણુંજ દયાળુ હતું, અને તેથી તેમના મુખમાંથી કદી પણ કઠોર વચન નીકળવા પામતું નહિ. તેમના દયાળુપણાનો લાભ ઉંચ અને નીચ, તવંગર અને ગરીબ, સર્વને એકસરખી રીતે મળતો. આપણે જોઇ ગયા છીએ કે, પોતાની નિંદા કરવામાં ઘણે આગળ પડતો ભાગ લેનારા વિરૂદ્ધ પક્ષના મનુષ્યો તરફ પણ તેઓ હમેશા પૂર્ણ દયાળુપણાથી વર્તતા; ઘરમાંના ચાકરોમાંથી કેટલાક ચોરી કરતા, ત્યારે તે વિષે તેમને બહુ કહેવામાં આવતાં વધુમાં વધુ તેઓ એટલુંજ કરતા કે તેમનો ચઢેલો પગાર આપી તેમને રજા આપતા. તેમજ દુઃખી અને તંગીમાં આવી પડેલાં મનુષ્યો ઉપર દયા આવવાથી તેમને હરેક રીતે સહાય આપવામાં તેઓ કદી પછાત પડતા નહિ. આ પ્રમાણે મનુષ્યમાત્ર તરફ દયા અને પ્રેમની લાગણી ધરાવનારા ખરેખરા સાધુ પુરૂષોમાંના તેઓ એક હતા. હલકામાં હલકી વર્ણના મનુષ્યો તરફની તેમની ખરા અંતઃકરણની દયાનું એક દૃષ્ટાંત અત્રે આપીશું.

*દયાળુપણું.*

સન ૧૮૯૯—૧૯૦૦ ના ભયંકર દુષ્કાળમાં એક સમયે દુ-

ષ્કાળના સંકટનિવારણના કામ ઉપર નીમાયલો એક ઇજનેર તેમને મળવા માટે ગયો હતો. તેની સાથે વાત કરતાં તેમણે તેને પૂછ્યું કે, "ભૂખે મરતા નિરાધાર ગરીબ લોકોની કેવી રીતે સંભાળ લેવામાં આવે છે?" તે ઇજનેરે જવાબ દીધો:—"મનુષ્યના જીવનને બચાવવા માટે ચાલતા સંજોગોને અનુસરીને સર્વ પ્રકારની બનતી તજવીજ કરવામાં આવે છે. આવી તજવીજ થયા છતાં પણ કેટલાક માણસો ભૂખમરાને લીધે મરી જાય એ સંભવિત છે." આ ઉપરથી જણાયું હતું કે, જેમાં વાદવિવાદ થવાનો સંભવ હોય તેવી બાબત વિષે વાત ચાલતી હોય તે વખતે પણ હમેશા શાન્ત અને સ્થિર રહેનાર શ્રીમાન્ રાનડેને ઘણી લાગણી થઇ હતી; અને તેથી જરા તપી જઇને તેમણે કહ્યું, "તમે એમ કહો છો કે કેટલાક માણસો ભૂખમરાથી મરી જાય એ સંભવિત છે? અને અરે! તમે તેમને ભૂખથી મરવા દીધાં? કદાચ તમારો દેહ પડયો હોય તોએ શું થાય? ઇશ્વરે પેદા કરેલાં મનુષ્યોમાંનું એક પણ ભૂખથી ન મરી જાય એ બાબત સંભાળ લેવી એ શું તમારી ફરજ નહોતી?" તે ઇજનેરે કદી ધાર્યું નહોતું કે ન્યા. રાનડે આટલા બધા ચીડાઇ કે તપી જશે. તેણે જવાબમાં માત્ર એટલુંજ કહ્યું કે, "મને મળેલી નાણાંની રકમના પ્રમાણમાં મેં માણસોને જીવાડવાનો બન્યો તેટલો પ્રયત્ન કર્યો છે. જ્યારે નાણાં ખૂટી પડયાં ત્યારે મેં મારી પોતાની ખાનગી સિલકમાંથી પણ મારા ગજા પ્રમાણે બન્યું તેટલું સંકટ ઓછું કર્યું. પરંતુ દુષ્કાળની આપત્તિ એટલા વિસ્તારમાં ફેલાઇ ગઇ છે કે તે દૂર કરવાનું કંઇ સહેલું નથી."

કેટલાક શકમંદ વર્તણુકવાળા મનુષ્યો પણ તેમની તરફથી

પરિણામે પોતાને કોઇ રીતે લાભ થવાની આશામાં ન્યા. રાન-ડેને વળગ્યાં રહેતા. તેમના મિત્રો અને સગાંવહાલાં પ્રસંગોપાત્ત તેમને તે સંબંધે સૂચના કરતાં, પણ તે ફોકટ જતી. તેમની ત-રફથી હમેશાં આવે પ્રસંગે ઉત્તર મળતો કે, 'તમે કહો છો તેમ જો આ મનુષ્યો ખરાબ હશે, તો શું તમે નથી ધારતાં કે સારી સંગતિથી તેઓ સુધરી જશે ? તેમને સુધારવા માટે શા સારૂ તક ન આપવી જોઇએ ?' આમ દુર્ગુણથી મુક્ત થતો એક મ-નુષ્ય ખોવાયલા ખજાના કરતાં તેઓ વધારે કિંમતી ગણતા. પૂ-નામાં તેમની કોર્ટમાં સાક્ષી કે પક્ષકાર તરીકે આવતા ગરીબ અ-જ્ઞાન ગામડીઆઓ, તેમની નજર પડે એટલે છેટે, અથવા કો-ર્ટમાં જતાં આવતાં તેમના રસ્તા આગળ, ઉંઘી જતા તો પણ તેઓ પોતાના પટાવાળાને તેમને ઉંઘમાંથી જગાડવા કે કોઇ રીતે હેરાન કરવા દેતા નહિ. મનુષ્યજાતિ તરફ માયાળુપણા રૂપી રસ તેમના કોમળ હૃદયમાંથી એટલો બધો ઉભરાઇ જતો હતો કે, પ્રસંગોપાત્ત તેઓ પોતાની પદવીનું મહત્ત્વ ભૂલી જતા, અને કોઇ ફેરિયાને તેનો બોજો ઉચકી આપવાને પણ દોડી જતા.*

**માંદાની મા-વજત.** માંદા અને અશક્ત માણસો માટે તેમને પોતાને ઘણીજ લાગણી રહેતી, અને તેમની માવજત માટે પોતે પૂરતી કાળજીથી દરેક જાતનો બંદોબસ્ત કરવા ઉપરાંત તે માટે જાતે પણ દેખરેખ રાખતા. પ્લેગના વખતે પોતાનાં માણસો માંદાં પડતાં તેમને માટે તેમને કેટલી બધી કાળજી રહેતી અને તેમની સાર-વાર માટે તેઓએ કેવી તજવીજ રાખી હતી એ સંબંધી સવિ-

---

* રા. આગાશેના વ્યાખ્યાન ઉપરથી.

સ્તાર હકીકત માટે શ્રીમતી રમાબાઇએ પોતાના પુસ્તકમાં એક ખાસ પ્રકરણ રોક્યું છે. તેના આરંભમાં તેઓ કહે છે કે, "અમે લેટલું છેટેનું સગું કે નોકર ઘરમાં માંદું છે, એવી ખબર પોતાને કાને જાય કે તાબડતોબ તે માંદો માણસ જે ઓરડામાં સુતો હોય તે ઓરડામાં પોતે જઇ તેની ખબર પુછતા, અને ડૉક્ટરને બોલાવી એની દવાપાણીની વ્યવસ્થા તું તારી દેખરેખ નીચે કર, બીજાને સોંપતી નહિ, એમ મને તાકીદ કરતા એટલુંજ નહિ, પણ તે માણસ સારો થઇ જ્યાં સુધી હરે ફરે ત્યાં લગણ દરરોજ બંને વાર જમતી વખતે તેની પુછપાછ કરવા ભૂલતા નહિ. તે વિષે મને ઘણી નવાઈ લાગતી અને હું કોઇ વાર કહેતી કે 'આ બધાં કામોમાં તથા અનેક તરેહના વિચારમાં મન રોકાઇ ગયેલું છતાં, આવી નાની સરખી વાતો વિષે હમેશા બે વખત પુછપાછ કરવાનું કેમ યાદ રહે છે વારૂ?'" આ સંબંધમાં તેમણે જણાવેલી કાશીનાથ વિદ્યાર્થીના મંદવાડની હકીકત અને તેની ભયંકર સ્થિતિ વિષે પોતે જમતી વખતે સાંભળતાં તેથી થયેલી લાગણીને લીધે ખાવાનું બંધ કરી ઉઠી જવાની બીના તેમની એ વિષેની ઉંડી લાગણીની પૂરતી સાબિતી છે.

**ઉદારતા અને વિદ્યાર્થીઓ તરફ પ્રીતિ.**

શ્રીમાન્ રાનડે શરૂઆતથી ભારે પગારના હોદ્દા પર નીમાયલા હોવાથી તેમની વાર્ષિક આવક ઘણી સારી થતી હતી. ગૃહકાર્યમાં તથા વ્યવહારાદિકમાં યથાયોગ્ય વ્યય કરવા ઉપરાંત તેઓ અન્ય ઘણી રીતે તેનો સદુપયોગ કરતા. વિદ્વાનો, વિદ્યાર્થીઓ, અતિથિઓ વગેરેનો તેમની તરફથી સારો સત્કાર થતો એટલુંજ નહિ, પણ કોઈ પણ લોકોપયોગી

કામને લગતી ટીપમાં તેમની તરફની રકમનો સારો આંકડો જો-વામાં આવતો. તેમની બ્હેન દુર્ગા અક્કા તથા ઓરમાન માતુશ્રી ધર્મશીલ હોવાથી દાનધર્મ સારી રીતે કરતાં. આ ઉપરાંત આ-પણે આગળ જોઇ ગયા છીએ કે, પૂનામાંથી વિદાય થતી વખતે તે શહેરની જુદી જુદી સાર્વજનિક હિતની સંસ્થાઓને એક રા જાને શોભા આપે એવી ૨૫૦૦૦ રૂપિયાની મોટી રકમ બક્ષિસ આપી હતી, અને તે રકમ વધારીને પાછળથી ૫૦૦૦૦ ની કરવામાં આવી છે એમ પણ કહેવાય છે. આવડી મોટી રકમની બક્ષીસ તેમની બરોબરીના કોઇ પણ તવંગર વિદ્વાન્ કે અધિકારીએ આજ સુધી ભાગ્યેજ કરી હશે. હાઇ કોર્ટના જડજ નીમાયા તે વખતે જુદાં જુદાં વર્તમાનપત્રો, ચોપાનિયાં વગેરેને આશ્રય આપ-વામાં તેમની તરફથી દર વર્ષે રૂ. ૮૦૦ ખર્ચવામાં આવતા હતા. તેમણે પોતાની લાઇબ્રેરીમાં સંખ્યાબંધ પુસ્તકો એકઠાં કરેલાં હતાં, તોપણ ઉત્તેજન નિમિત્ત નવીન પુસ્તકો ખરીદાતાં હોવાથી તેની સંખ્યામાં દર વર્ષે મોટો વધારો થયાં જતો. વળી સાર્વ-જનિક સુખનાં સાધનો પાછળ તેમણે કરેલા ખર્ચ વિષે આગળ એક સ્થળે સૂચન કરેલું છે. કોલ્હાપુરમાંના ઉતરેશ્વર નામના દેવાલયના ખર્ચ માટે તેમણે ઉપરની રૂ. ૫૦૦૦૦ ની રકમમાં ગોઠવણ રાખી છે.

શ્રીમાન્ રાનડે વિદ્યાર્થીવર્ગ તરફ અતિશય મમતા ધરાવતા હતા, અને તેમના પેટ્રન—મુરબ્બી ગણાતા હતા. તેમને હરેક રીતે સહાય કરવાને તેઓ ચૂકતા નહિ. વિદ્યાર્થીવર્ગ તરફની પોતાની લાગણીને લીધે તેમના અભ્યાસનો બોજો ઓછો કરવાને યુનિવ-ર્સિટિમાં તેમણે ચલાવેલી લડત વિષે આપણે આગળ વાંચી ગયા

છીએ. આ ઉપરાંત તેઓ કેટલાક વિદ્યાર્થીઓને પોતાને ત્યાં રાખીને અથવા નિશાળની ફી આપીને અથવા બીજી રીતે દ્રવ્યની સારી સહાયતા આપતા. તેમના પિતા ગુજર્યાથી તેમના ઓરમાન ભાઈઓ તથા માતુશ્રી વગેરે તેમની સાથે રહેવા ગયાં ત્યારે, તેમના ભાઈ રા. નીલકંઠરાવ જણાવે છે કે, તેમને ત્યાં ૧૬ વિદ્યાર્થીઓ રહેતા, જેમાંના કેટલાક તેમના સંબંધીઓ અને કેટલાક બીજા—સંબંધ વગરના હતા. પૂનામાં અને મુંબઈમાં તેઓ વિદ્યાર્થીઓની સારી સંખ્યાને પોતાને ત્યાં જમાડતા. મુંબઈ ગયા પછી કંઇ પણ સંબંધ વગરના મરાઠી, ગુજરાતી અને અંગ્રેજી ભણતા વિદ્યાર્થીઓને તેમનાં જુદાં જુદાં અભ્યાસનાં ધોરણોના પ્રમાણમાં ફીના રૂપમાં તેઓ સારી મદદ આપતા, જેનો આંકડો ઓછામાં ઓછો દર માસે રૂ. ૧૦૦ નો પતો. આવી તથા અન્ય હરેક રીતે તેઓ વિદ્યાર્થીઓને સહાય કરતા હોવાથી, તે મહાપુરૂષ તરફ પોતાનો આદર અને પૂજ્યભાવ દર્શાવવા સામાન્ય વિદ્યાર્થીવર્ગે પણ કેવી તત્પરતા અને આતુરતા બતાવી હતી તે આપણે પાછળ 'અંતકાળ' ના પ્રકરણમાં જોઇ ગયાં છીએ.

**ન્યાયપ્રિયતા.** ન્યા. રાનડે કોઇ પણ જાતની લાગવગથી દોરવાયા વગર શુદ્ધ ન્યાય આપવાનું કેટલે બધે દરજ્જે પસંદ કરતા તે સંબંધમાં પૂરતી હકીકત પાછળ આવી ગઇ છે. એમ છતાં, આ માટે તેમને પોતાની કારકીર્દિના છેક આરંભથીજ તીવ્ર લાગણી હતી એ દર્શાવવા એ સંબંધમાં શ્રીમતી રમાબાઈએ તેઓ કોલ્હાપુરમાં ન્યા-

યાધીશ હતા તે વખતના એક પ્રસંગનું આપેલું વર્ણન ખાસ બોધક હોવાથી તેની અત્રે ટૂંક નોંધ લેવાનું યોગ્ય લાગે છે.

તેઓ કોલ્હાપુરમાં ન્યાયાધીશ હતા તે વખતે તેમના પિતા કેટલાક વખતથી ત્યાં રાજ્યના ખાનગી કારભારી હતા. આથી તેમના દ્વારા કેટલેક પ્રસંગે શ્રીમાન્ રાનડે પર ન્યાયની બાબતમાં દબાણ થાય એ સંભવિત હતું, પરંતુ તેઓ તેમને સર્વ રીતે નિઃસ્પૃહ અને ચોખ્ખા હોવાનું જાણતા તેથી કોઇને માટે તેમને કદી ભલામણ કરતા નહિ. એમ છતાં એક વખતે એક મોટા કુળનો પ્રતિવાદી તેમના વિશેષ ઓળખાણવાળો અને સગો હોઈ માત્ર પોતાના કામના કાગળો પુરસદના વખતે તેઓ વાંચી જાય અને પોતાની સર્વ હકીકત નિરાંતે સાંભળીને પછી વ્યાજબી લાગે તે નિકાલ કરે, એમ રાનડેને પોતાને કહેવાનો તેણે તેમને અતિશય કાલાવાલા સાથે આગ્રહ કર્યાથી તેમનાથી ના પાડી શકાઈ નહિ, અને તેથી તે ગૃહસ્થને લઇ તેમના મેડા પર ગયા. આ વખતે તેની ઇચ્છાને અનુકૂળ ન થતાં કોઇ રીતે તે પ્રસંગ વટાવીને તેના ગયા બાદ પોતાના પિતાને, કોઇ પણ પક્ષકારની હકીકત ખાનગી રીતે સાંભળવી નહિ તેમજ તેનું કામ ઘેર જોવું નહિ એવો પોતાને નિયમ હોવાનું જણાવી એવી ભલામણ કોઈ પણ વખત ન કરવાની વિનંતિ કરીને, કદાચ તેમ થશે તો તેમને પોતાને તેથી ત્રાસ પડવા સાથે બીજી જગાએ બદલી કરાવવી પડશે એમ કહી દઇને ભવિષ્યમાં તેવો પ્રસંગ કદી આવવા દીધો નહોતો. આવી અડગ ન્યાયપ્રિયતાને લીધે હાઇકોર્ટની 'ફુલબેન્ચ' માં પણ કેટલીક વખત મતભેદ પડતાં બધા જજો એકમતે પો-

તાની બધાની તરફથી ચુકાદો લખવા તેમને વિનંતિ કરતા એમાં કંઇજ આશ્ચર્ય પામવા જેવું નથી.

પિતૃભક્તિ.

પોતાની ઇચ્છા વિરૂદ્ધ, માત્ર પોતાની અનન્ય પિતૃભક્તિને લીધે પિતાની આજ્ઞા પાળવા માટેજ, શ્રીમાન્ રાનડેને દ્વિતીય લગ્ન કેવી રીતે કરવું પડયું હતું તે પાછળ આવી ગયું છે. આ સંબંધમાં તેમનાં પત્નીએ પોતાના પુસ્તકમાં ખાસ એક પ્રકરણ રોકીને યથાસ્થિત અને સવિસ્તર દર્શાવેલી હકીકત પરથી, તેમને પોતાના અતિ પ્રિય અને અડગ નિશ્ચયને આ પ્રસંગે કેવળ પિતૃભક્તિને લીધેજ નિરૂપાયે વેગળો મૂકવો પડયો હતો એમ માનવા માટે ગમે તેવા વિરોધી મતવાળાને પણ શંકાનું લેશ પણ કારણ રહેતું નથી. આ ઉપરાંત વિષ્ણુ શાસ્ત્રી પંડિતને તેમણે પુનર્લગ્ન કર્યા બાદ પોતાને ઘેર જમવા તેડવા માટે તેમના પિતાએ સખત વિરૂદ્ધતા દર્શાવી તેને લીધે પોતે કરવીર ચાલ્યા જવા કરેલી તૈયારીના પ્રસંગે દર્શાવેલી નમ્રતા, તથા પોતે પૂનામાં રહેવાનું હાલનું મકાન ખરીદયું તે વખતે તેમના પિતાના આગ્રહ મુજબ તેનો દસ્તાવેજ તેઓ પોતે હયાત હોવાથી તેમના પોતાના નામનો નહિ, પરંતુ પોતાના પિતાના નામનોજ કરાવવામાં તેમણે દર્શાવેલો એક સાચા પુત્રને ખરેખર શોભા આપે એવો આગ્રહ, પિતાના આખર વખતના મંદવાડ વખતે પોતે ઉઠાવેલી સેવા અને નોકરીની અગવડને લીધે માત્ર થોડાકજ દિવસ માટે તેમના થયેલા વિયોગથી તેમને થયેલો તીવ્ર શોક, અને ઓરમાન માતા, તથા ભાઇઓની સંપૂર્ણ સંભાળ લેવા ' હું પુત્રધર્મ છોડીશ નહિ ' એવા વચનથી પોતાના પિતાને ખાતરી આપીને પાછળથી તેપો

ગમે તેવા મોટા દરજ્જે ચઢયા છતાં પોતાનું વચન સર્વાંશે પાળીને લગભગ પોતાના જેટલીજ વયનાં ઓરમાન માતાની પોતાની ખરી માતા જેટલી આમન્યા સાચવવા માટે દરેક પ્રસંગે દર્શાવેલી કાળજી,—એ વગેરે ઉપરથી તેમની અનન્ય અને વિશુદ્ધ પિતૃભક્તિનું યથાર્થ દર્શન થાય છે. એમની આવી દૃષ્ટાંતિક પિતૃભક્તિનું આપણાં બાળકો સર્વથા અનુકરણ કરે એ કેવળ ઇષ્ટ છે, એમ અત્ર કહ્યા વગર ચાલતું નથી.

**સામાન્ય સાધુવૃત્તિ.**

શ્રીમાન્ રાનડેના આ સઘળા ગુણો ઉપરાંત તેમનામાં સાધુવૃત્તિનાં ઘણાં અગત્યનાં બીજાં કેટલાંક લક્ષણો હતાં. તે લક્ષણો એવી સ્પષ્ટ રીતે તેમના વર્તન પરથી દીસી આવતાં કે તેમના સંબંધમાં આવનાર મનુષ્યને તેમના માટે પૂજ્યભાવ ઉત્પન્ન થયા વગર રહેતો નહિ. આ સંબંધમાં રા. આગાશેના શબ્દોમાં કહીએ તો મિ. ગ્લેડસ્ટનની પેઠે, પોતાના જીવનવ્યાપારમાં, રીતભાત, લાગણી, વર્તન અને મનુષ્યના મનુષ્યો પ્રત્યેના સંબંધમાં તેઓ સાદાઇ અને સરળતા દર્શાવતા; અને મોજમજા અને ઉડાઉપણાને તથા સઘળી ઊભી કરેલી—માની લીધેલી—તંગીઓને ધિક્કારતા. જો કે દેશહિતને માટે તેઓ સતત ઉદ્યોગમાં મંડયા રહેતા, તોપણ અહંભાવનો તો તેમનામાં તદ્દન અભાવજ હતો. ઘણી ઘણી સંસ્થાઓના તેઓ મુખ્ય પ્રેરક અને સ્થાપક હતા તોપણ પોતે પાછળ રહી આગેવાન તરીકેનું માન બીજાઓને મેળવવા દેતા. ઑન. મિ. ગોખલેએ પોતાના ભાષણના અંત ભાગમાં દર્શાવેલા વિચારો તેમનાં સાધુવૃત્તિનાં કેટલાંક લક્ષણો ઉપર વિશેષ પ્રકાશ પાડે તેવા છે, તેથી તેમાંથી થોડાંક

અગત્યનો ઉતારો અત્રે આપીશું. તેઓ બોલ્યા હતા કેઃ—"આખા હિંદુસ્થાન દેશમાંના તેમના દેશી બંધુઓના મોટા સમૂહો તરફથી તેમની મહાન્ માનસિક દૈવી બક્ષિસો કરતાં પણ વિશેષ કરીને જે ઉમદા સ્વભાવ—જે એક સાધુના જેવા સ્વભાવ—ને લીધે તેમને પૂજ્યભાવ અને પ્રીતિ પ્રાપ્ત થયાં હતાં તે વિષે એક બે શબ્દ હું ઉમેરીશ. જે યુવાન્ માણસો તેમના અંગત સંબંધમાં આવતા તેમને જાણે કોઇ પવિત્ર પુરૂષની સમક્ષ પોતે હોય એમ લાગતું; જેથી કંઇ પણ હલકું વચન તે મનુષ્યો બોલતા નહિ એટલુંજ નહિ, પણ તેમની સમક્ષ હોઇને અયોગ્ય વિચારને પણ ઉત્પન્ન થવા દેતાં તેમને ભય લાગતો. આમ કહેવામાં કંઇ પણ અતિશયોક્તિ નથી. મારા સઘળા અનુભવમાં, જે બીજા પુરુષે મારા ઉપર આ પ્રકારની અસર ઉત્પન્ન કરી છે, તે ફક્ત મિ. દાદાભાઇ નવરોજજી છે. મિ. રાનડેના મહાન્ ગુણોમાં એક અતિ અગત્યનો ગુણ તેમની સંપૂર્ણ નિઃસ્વાર્થવૃત્તિનો હતો. મેં આગળ કહ્યું છે તેમ, તેઓ જૂદી જૂદી પ્રવૃત્તિઓમાં મચ્યા રહેતા તોપણ પોતાથી થયેલા કાર્યનો જરા પણ સ્વીકાર થયેલો જોવા તેઓ ઇચ્છતા નહિ, અને આ કે તે કામને માટે પોતાને માન મળવા કે ન મળવાનો કદી વિચાર સરખો પણ કરતા નહિ. ખરેખર, એકલું રાજ્યકીય નહિ, પરંતુ દરેક જાતનું કામ કોઈ આગેવાન માણસની પાછળ રહીને કરવા કરતાં બીજા કશાથી તેમને આનંદ થતો નહિ. તેમની મોટી ઇચ્છા તેમને પોતાના કામમાં વધારે માણસો ભળતા અને ભાગ લેતા કરવાની હતી. હું નથી ધારતો કે કોઇ મનુષ્યે કદી પણ મિ. રાનડેને, 'મેં આ કર્યું',

કે 'મેં તે કર્યું' એમ કહેતાં સાંભળ્યા હોય ! જાણે કે તેમના હમેશના વાપરના શબ્દસમૂહમાં પહેલો પુરૂષ એકવચનજ ન હોય એમ હતું. જે નમ્રતાથી તેમણે પોતાના જીવનના છેલ્લા દિવસ પર્યંત વર્તવાનો યત્ન કર્યો હતો, તે નમ્રતા તેમનો બીજો મોટો ગુણ હતો. તેઓ સ્વભાવથીજ તીવ્ર લાગણીવાળા હતા, અને કોઇ પણ રૂપે જણાઈ આવતી તોછડાઇ કે અન્યાયને માટે તેમને તીક્ષ્ણ લાગણી થતી. પરંતુ પોતાની વૃત્તિને યોગ્ય અંકુશમાં રાખવાના તેમના સતત પ્રયત્નને લીધે તેઓ ગમે તેવા સંકટના સમયે પણ પોતાની શાન્ત સાચવી રાખતા. તેમના મનની સ્વાભાવિક સ્થિતિ પોતાનાથી થયેલા શુભ કાર્યના ભાનથી અને જગન્નિયંતાના હેતુ પર નમ્ર શ્રદ્ધાથી ઉદ્‌ભવતા શાન્ત આનંદીપણાની હતી. જ્યારે તેઓ ગંભીર રીતે નારાજ થયા હોય, અથવા કોઇ કામથી નિરાશ થયા હોય, કે બીજાં કોઇ કારણોને લીધે તેમના મનને સંતાપ થયો હોય, ત્યારે પણ તેમની સાથે ગાઢ પરિચય ન ધરાવનાર કોઇ પણ મનુષ્ય તેમની મુખમુદ્રા ઉપર તેવી લાગણીનું ચિહ્ન જોઇ શકતો નહિ. અને કદી પણ કોઇ મનુષ્યે—તેમની પાસે ને પાસે રહેનાર મનુષ્યોએ પણ—પોતાને અંગત નુકસાન કરનારાઓ સામે ફરિયાદનો એક પણ શબ્દ બોલતા તેમને સાંભળ્યા નહિ હોય."

ન્યા. રાનડેનાં આવાં નમ્રતા, નિઃસ્વાર્થતા, નિરભિમાનીતા આદિ સાધુવૃત્તિનાં અનેક લક્ષણોથી વિદેશીય પ્રોફેસર સેલ્વિનનું અંતઃકરણ પણ આકર્ષાયું હતું. તે વિદ્વાન્ ગૃહસ્થ પોતાના ભાષણમાં બોલ્યા હતા કે, "પોતે પાછળ રહીને બીજાઓને માન મેળવવા દેવાની સંભાળ રાખતા તેઓ જણાતા હતા. લૉર્ડ બેકને પોતાને માટે જે કહ્યું હતું તે તેમને લાગુ પાડીને આગ્રહે કહી

શકીએ કે, 'જો દેવળ બંધાતુંજ હોય તો પોતાની પીઠ પર ચૂનો અને ઈંટો ઉંચકી એક મજૂરનું કામ કરવાને તેઓ ખુશી હતા'."
આગળ વાંચ્યું છે તેમ, પૂનામાં અને અન્ય સ્થળોમાં ઉદ્‌ભવેલી કેટલીક હીલચાલોના સંબંધમાં, બહારની દુનિયાને જો કે તેઓ માત્ર એક પ્રેક્ષક જેવા દેખાતા હતા, તોપણ ખરી રીતે તો તેઓજ તેમના ઉત્પાદક અને પ્રેરક હતા એવું તેમની સાથે પસારો પરિચય ધરાવનારા મનુષ્યોજ જાણતા હતા; અને તે ઉપરથી ઉપરના પ્રો. સેલિમ સાહેબના શબ્દો અક્ષરશઃ સત્ય હતા એમ સિદ્ધ થાયછે.

તેમની સાધુવૃત્તિના સંબંધમાં તેમનાં પત્ની તેમને હાઇકોર્ટના જજ્જ તરીકેની નિમણૂકનો હુકમ શોલાપુર મુકામે મળતાં પોતાને થયેલા અનુભવનું નીચે પ્રમાણે રસિક વર્ણન આપે છે. તે પરથી શ્રીમાન્ રાનડેના મનની ખરેખરી સ્થિતિનું યોગ્ય દર્શન થઇ શકે છે, તેથી તેને અત્રે સ્થાન આપવું યોગ્ય છે. તે વિદુષી બાઇ લખે છે કે, "હુકમ જોઇ 'પોતાના' મનને તે વિષે કંઇ ચમત્કાર લાગ્યો ન હોવ એમ દેખાયું. બિલકુલ શાન્ત વૃત્તિથી શિરસ્તેદાર તરફ જોઇ કહ્યું કે, હવે આપણને અહિંયાંનું કામ જલદીથી પુરૂં કરી પૂણે જવું પડશે, એમ લાગે છે. શિરસ્તેદાર ગયા પછી મારી સાથે તે સંબંધે કાંઇ બોલ્યા નહિ, એ જોઇ મને ઘણું આશ્ચર્ય લાગ્યું, અને આગલે દિવસે મને જે બીક* લાગતી હતી તેનું હસવું આવ્યું. હું કેટલી ઘેલી ? કે અહોરાત્ર 'પોતા' ની

* આ હુકમ મળ્યો તે વખતે બે ત્રણ દિવસથી તેઓ બીમાર હતા. આથી આવી બીમારીના વખતે આટલી બધી ખુશાલી ઉપજાવે એવો હુકમ મળવાથી તેઓનો મંદવાડ વધી જશે એવી બાઇને આગલી રાતે બીક લાગી હતી તે વિષે અત્રે સૂચન છે.

પાસે ને પાસે હોવા છતાં મને 'પોતાના' સ્વભાવની અને તેમાં આવી રહેલા સદ્ગુણોની પરીક્ષા થઈ નહિ! અને આવી ક્ષુલ્લક બીક લાગી! જે પુરૂષના ઉપર દુઃખના ડુંગર પડે તો પણ ડરે નહિ કે સુખની રેલ આવે તોપણ આનંદ થાય નહિ. તે સુખ કે દુઃખ વિશેષ બારીકીથી નિરીક્ષણ કરી જોનારાં વહાલાં માણસોનેજ માત્ર સમજ પડે; બીજા કોઈના લક્ષમાં તે આવે નહિ. એ 'પોતાનો સ્વભાવ મને માલૂમ હતો. છતાં ઘેલી બની કેમ બ્હીની? કોણ જાણે."

વળી બીજે એક પ્રસંગે—સ. ૧૮૯૯ માં મહાબળેશ્વર મુકામે વાર્તાપ્રસંગમાં પોતાનાં પત્નીને અતિ ઉત્તમ બોધ આપતાં ન્યા. રાનડે નીચે પ્રમાણે બોલ્યાનું તેઓ જણાવે છેઃ—"જો જીવને આપણા તાબામાં ન રાખીએ તો તે મસ્ત બની જાય છે, અને નબળા દિવસમાં તે આપણું માનતી નથી. માટે હમેશાં ગમે તે સ્થિતિમાં ચાલે એવીજ ટેવ રાખવી. એટલે કોઈ પણ સ્થિતિ ભારે લાગતી નથી. નહિ તો દરેક માણસ જેમ જેમ વૃદ્ધ થતું જાય તથા સમજશક્તિ વધતી જાય તેમ આપણામાંથી પશુવૃત્તિ કમી કરવા તથા દૈવી ગુણ વધારવા તરફ આપણું લક્ષ રાખવું. સારી વાત સાધ્ય કરવા ઘણાં કષ્ટ પડે છે. તેથી તેને મદદ કરવા સારૂ આપણે થોડાઘણા નિયમ રાખવા જોઈએ." આ વખતે, 'જો આપણે નાનો સરખો નિયમ કરવા જઈએ તો આ વાત જગત્ પ્રસિદ્ધ થઇ જાય છે,' એમ તેમનાં પત્નીએ કહેતાં તેઓ પોતે બોલ્યા હતા કે, "તમે સ્ત્રીઓ, લોકોને ખબર પડવા સારૂ ને ભૂષણ સારૂ ચાતુર્માસમાં નિયમ પાળો છો. આ વાતો કરવા સારૂ અમુકજ નિયમ શા સારૂ જોઈએ? મનમાં

આવે ત્યારે કાંઇ ન બોલતાં એ વાતો આપણાથી બની શકે છે કે કેમ તે કરી જોવું. આ વાતો ખરેખર લોકોને ખબર પાડયા વિના છાનામાના બની શકે છે. જો આપણે ખરા દિલથી નિશ્ચય કરીએ કે આ વાત સાધ્ય કરવી છે, તો થોડા ઘણા પ્રમાણમાં થોડા દિવસમાં આપણે સાધ્ય કરી શકીએ. દૈવી ગુણ વધારનારી અને મનને ઉન્નતિ આપનારી વાતો આખરે દરેક જણને કલ્યાણકારકજ થઇ પડશે. જો બીજાની આ પ્રકારની વાતો આપણા જાણવામાં આવે તો આપણે તે વાત જ્યાં ત્યાં કરવી નહિ; જરૂર પડે તો એક બાજુએ લઇ જઇ પુછવું. આવી વાતો બધાના દેખતાં તથા હમેશ બોલવાની હોતી નથી. આખો દિવસ કામ કીધા પછી સુતી વખતે આજે આપણા હાથથી કેટલાં સત્કર્મો થયાં, તેમજ દુષ્કર્મો કેટલાં થયાં, તેનો તાળો મેળવો. સારાં કામો વધારવા તરફ આપણા દિલની પ્રવૃત્તિ રાખવી અને દુષ્કર્મો ન કરવા વિષે મનમાં પક્કો નિશ્ચય કરી ઇશ્વરની સહાય માગવી.* શરૂઆતમાં આ વાતો ઘણી અઘરી લાગે છે, ને કેમે કરી ત્યાં આપણું મન ખુશીથી જતું નથી; પણ દ્રઢતાથી એ ટેવ પાડીએ એટલે આગળ જતાં એ વાત મનને ગમે છે.

આપણે ઈશ્વરના અંશ છીએ, એમ આપણે કહીએ છીએ તો પછી તેના ગુણ દિવસે દિવસે આપણામાં આવવા જોઇએ, એમ તને નથી લાગતું ? જે ભાગ્યવાન પુરૂષો અધિકારી છે, તેઓ સખત નિયમો પાળે છે તથા યોગ સાધન કરે છે; પણ અમે તેટલા ભાગ્યવાન નથી. અમે તો હજારો વ્યવસાયમાં નિમગ્ન થઈ

* આ તથા બીજે સ્થળે બ્લૅક ટાઇપ આ લેખકે પોતે મૂકાવેલા છે.

રહેલા છીએ; તેમાં વળી કાને તથા આંખે નબળાઇ તેથી એમના જેટલું અમને સાધ્ય થશે નહિ, તોપણ આપણા સ્વલ્પ સામર્થ્ય પ્રમાણે થોડું ઘણું જે કાંઈ બને તે કરવું એટલે બસ. એમાં તે શું પુછવાનું ?" વાહ ! આ કેટલો ઉત્તમ બોધ હોઈ તેમાં કેટલું રહસ્ય રહેલું છે તે વાંચકને જરા ઉંડા ઉતરી વિચાર કરતાં જણાઇ આવશે.

આ સઘળી હકીકત ઉપરથી ન્યા. રાનડેની સાધુવૃત્તિની સંપૂર્ણ પ્રતીતિ થાય છે, અને તેથી કહી શકાય કે પ્રખ્યાત સંસ્કૃત કવિ ભવભૂતિનો નીચેનો પ્રસિદ્ધ શ્લોક તેમને સર્વથા લાગુ પડતો હતો:—

प्रिया न्याय्यावृत्तिर्विनयमधुरो वाचि नियमः ।
प्रकृत्या कल्याणी मतिरनवगीतः परिचयः ॥
पुरो वा पश्चाद्वा तदिदमविपर्यासितरसम् ।
रहस्यं साधूनामनुपधि विशुद्धं विजयते ॥

અર્થ:—ન્યાયી વૃત્તિજ જેને પ્રિય છે, જેની વાણીનો નિયમ વિનય વડે મધુર હોય છે, જેની બુદ્ધિ સ્વભાવથીજ કલ્યાણકારી છે, જેનો આગળ પાછળનો સંબંધ લગાર પણ નિંદાને પાત્ર નથી—એવા સાધુઓના વર્તનનું સદા એકસરખું આનંદદાયક અને વિકાર નહિ પામતું રહસ્ય કોઇ પણ જાતના વિઘ્ન વિના વિશુદ્ધપણે વિજયી હોય છે—એટલે ઉપાધિ વિના સદાકાળ એવું ને એવુંજ રહે છે.

### ન્યા. રાનડેના ચરિત્ર ઉપરથી સામાન્ય રીતે મળી આવતો વિશેષ બોધ અને ઉપસંહાર.

અત્યારસુધીમાં વર્ણવેલી હકીકત ઉપરથી સૌકોઇ કહી શ-

કશે કે ન્યા. રાનડે એક ખરેખરા મહાત્મા હતા, અને તેમનું જીવન અનેક બાબતોમાં અનુકરણીય હતું. તેમના સર્વ ગુણો એવા ઉચ્ચ અને અગત્યના છે કે તેમનું આચરણ કરવાથી નાના કે મોટા, શ્રીમંત કે નિર્ધન, વિદ્યાર્થી કે ધંધે લાગેલા, સર્વ પ્રકારના મનુષ્યોને એકસરખી રીતે તેમના કામમાં સફળતા અને યશ પ્રાપ્ત થયા વગર રહે નહિ. આ છેલ્લાં બે પ્રકરણમાં વર્ણવેલા તેમના વિવિધ સદ્ગુણો ઉપરાંત, પાછલાં પ્રકરણોમાં આવેલી હકીકત કંઇક સૂક્ષ્મ દૃષ્ટિથી ધ્યાનમાં લેતાં જણાશે કે બીજા પણ તેમનામાં કેટલાક અનુકરણ કરવા યોગ્ય ઉત્તમ ગુણો હતા. તેમના કેટલાક અગત્યના ગુણોનું અત્રે સંક્ષેપમાં સ્પષ્ટીકરણ કરવું ઉચિત જણાય છે.

શ્રીમાન્ રાનડેની વિદ્યાર્થી અવસ્થાની રહેણી પરથી જણાય છે કે તેઓ વડીલવર્ગની ભારે આમન્યા રાખતા. અભ્યાસમાં સતત ઉદ્યોગથી મંડ્યા રહી પોતાના પિતાએ કેળવણી આપવાને કરેલા દ્રવ્ય અને શ્રમના વ્યયનું તેમણે સર્વોત્તમ રીતે સાર્થક કરી બતાવ્યું હતું. તે સાથે તેમણે વિદ્યાર્થીવર્ગને એક અતિ આજ્ઞાંકિત અને પોતાના શિક્ષકોની કૃપાનું પાત્ર થનાર ઉત્તમ અને નમૂનાદાર વિદ્યાર્થી તરીકેનો દાખલો પોતાના જાતિદૃષ્ટાંતથી આપ્યો છે. સરકારી નોકર તરીકેની તેમની લાગલાગટ કારકીર્દિમાં એક નિષ્ઠા, પ્રમાણિકપણું, અડગ ધૈર્ય, ન્યાયને માટે ઉત્કટ ઇચ્છા, કાર્યદક્ષતા, ગંભીર ન્યાયબુદ્ધિ, સતત ઉદ્યોગ અને પોતાના સંબંધમાં આવનાર મનુષ્યો પ્રતિ યોગ્ય સભ્યતા, એ વગેરે ઉત્તમ ગુણોનું વાંચકને યથાયોગ્ય દર્શન થાય છે. આ સઘળા ગુણો ખરેખર એક લાયક સરકારી નોકરના પરમ ભૂષણ રૂપ હોઇ તેની

કારકીર્દિને વિજયી અને યશસ્વી બનાવે તેવા છે. તેમની પૂના શહેરની સેવા પરથી જણાય છે કે, સરકારી નોકરીમાં હોવા છતાં અને વિવિધ પ્રકારની દેશસેવાના મહત્કાર્યમાં મચ્યા રહેવા છતાં તેમના જેવો પુરૂષ પોતાના નિવાસસ્થાનની સેવા પણ ઉત્તમ રીતે બજાવી શકે છે, અને તેથી અન્ય મહાન્ પુરૂષોએ તેમનું દૃષ્ટાંત લઇ તેમ કરવામાં કોઇ રીતે પાછા હઠવું જોઇએ નહિ. સંસારસુધારાની તેમની હીલચાલ પરથી તેમની હિમ્મત, ગમે તેટલી અડચણો વેઠીને પોતાના નિશ્ચયને વળગી રહેવાની ટેવ, અને પિતૃભક્તિનું સારૂં ભાન થાય છે. હાલના સમયમાં મળતા કેળવણી વગેરેના લાભોથી પોતે વિશેષ વિવેકી, નમ્ર, અને પિતૃભક્તિપરાયણ થઇ શકે તેમ હોવા છતાં, કેટલાક યુવકો પોતાનું તે કર્તવ્ય ભૂલી જઇ ઉલટા માર્ગે ગમન કરે છે, અને ઉચ્છૃંખળ બની પોતાના વડીલો તરફ યોગ્ય આદર તથા પૂજ્યભાવ રાખવાને બદલે તેમની આમન્યા ઓળંગી અવગણના કરતા થાય છે. આવા યુવકોએ, શ્રીમાન્ રાનડેને પોતાના દ્વિતીય લગ્ન વખતે તેમની પોતાની ખુશી હોવા ઉપરાંત આજુબાજુના સંજોગોથી વિધવા સાથે પુનર્લગ્ન કરવાની ફરજ પડયા જેવું બન્યા છતાં પણ, તેમણે પિતૃભક્તિને વધારે મહત્ત્વની ગણી હતી, એ બીના પરથી ઘણો અગત્યનો બોધપાઠ શીખવાનો છે. ધાર્મિક વિચારોના પ્રકરણ પરથી જણાય છે કે તેઓ એક સુધારક અને પ્રાર્થનાસમાજના ચુસ્ત અનુયાયી હોઇ માત્ર તે સમાજના નિયમોજ પાળીને બેસી રહેતા નહિ, પરંતુ ઇશ્વર પ્રતિ પોતાના અનન્ય ભક્તિભાવને લીધે હર વખત તેનું સ્મરણ કરતા અને તે સર્વત્ર હાજરજ છે એ વાત ક્ષણ પણ પોતાના લક્ષ બહાર જવા

દેતા નહિ. તે સાથે અનેક ધર્મોના અને મતોના પુસ્તકો વાંચીને તથા બીજી રીતે પોતાના ધાર્મિક—આધ્યાત્મિક જ્ઞાનમાં તેમણે ઘણોજ વધારો કર્યો હતો, અને અન્ય ભિન્ન ભિન્ન ધર્મવાળા મનુષ્યો તરફ તેઓ એકસરખીજ મમતાની લાગણી રાખતા હતા. તેમની રાજ્યકીય પ્રવૃત્તિના વર્ણન ઉપરથી તેઓ એક મોટા * રાજ્યભક્ત સરકારી નોકર હોઇ, સરકારને વારંવાર અરજ કરીને અને સૂક્ષ્મ તપાસ વડે ઉપયોગી બાતમીઓ આપીને તથા અન્ય કેટલીક રીતે પોતાનો દેશી ભાઇઓનું હિત અને ઉન્નતિ કરવા કેવું મથન કરતા હતા, અને તે સાથે તેઓ કેવા વિવેક અને વિચારવંતપણાથી કામ કરતા હતા તેનું કંઇક દિગ્દર્શન થાય છે. વિદ્યાદેવીની વિવિધ પ્રકારની તેમની ઉપાસનાના વર્ણન પરથી માલૂમ પડે છે કે, તેમના જેવો ભારે જંજાળી પુરૂષ પણ પોતાની અનેક જંજાળોમાંથી અવકાશ મેળવી અથાગ ઉદ્યોગ અને વિશાળ બુદ્ધિબળ વડે વિદ્યાભ્યાસ રાખીને વિવિધ પ્રકારે સાહિત્યની અને એકંદરે વિદ્યાદેવીની મોટી સેવા બજાવી શકે છે. વળી તેમનાં મરાઠી ઇતિહાસ અને અર્થશાસ્ત્રનાં પુસ્તકો અને અન્ય લેખો પરથી દરેક વિષયનું અતિ સૂક્ષ્મ અવલોકન કરી સત્ય શોધી કાઢવાની અને દાખલા દલીલોથી પોતાના સિદ્ધાંતનું સમર્થન કરવાની તેમની શક્તિનું પણ ભાન થાય છે. તેમની ઔદ્યોગિક પ્રવૃત્તિ પરથી * તેમજ તેમની અન્ય પ્રવૃત્તિઓ પરથી તેમના અસાધારણ દેશદાઝનાપણાની, ખંતીલાપણાની અને ઉદ્યોગી જીવનની પૂરતી સાબિતી મળે છે. તેમના ગૃહસંસારના વર્ણન પરથી ઓરમાન માતા, અને ઓરમાન ભાઇઓ વગેરે તરફ તેમના અનન્ય પ્રેમ અને કાળજીનું દર્શન થાય છે. કેટલાંક સગાં—એક માબાપથી ઉત્પન્ન થયેલાં

આઇબહેનો વચ્ચે અતિશય સ્વાર્થીપણાને લીધે એવો કુસંપ જો-
વામાં આવે છે કે, તેઓ એક બીજાનું મુખ જોવા રાજી હોતા
નથી. ખરેખર પોતાના કુટુંબની, જ્ઞાતિની અને છેવટે પોતાના
દેશની ઉન્નતિને આ ઘણુંજ વિઘ્નકર્તા ગણાય. આવાં મનુષ્યોએ
મી. રાનડેના દાખલાનું ખાસ અનુકરણ કરવું જોઇએ છે પોતાના
નોકરવર્ગ તરફ તેમનું ક્ષમાયુક્ત અને દયાળુ વર્તન હરેક પ્રકાર-
ની સત્તા ધરાવનારા મનુષ્યોએ ખાસ કરીને ધ્યાનમાં લેવા જેવું
છે. તેમનાં પત્ની રમાબાઇના સદ્‌ગુણો અને તેમનું પવિત્ર વર્તન
સર્વ સદ્‌ગુણી અને પતિભક્ત સ્ત્રીઓને માટે ઘણુંજ અનુકરણીય
છે. મૃત્યુકાળને લગતા પ્રકરણ પરથી જીવન પર્યંત દેશોન્નતિ માટે
અનેક રીતે કાર્ય કરનાર આ મહાન્ પુરૂષ, 'કામ કરતાં કરતાં
મરવાનું' ઇચ્છીને છેવટ સુધી કામ કરતા રહી કેવા નિશ્ચિંત-
પણે મૃત્યુને શરણ થયા હતા, અને સર્વ તરફથી કેવા અસાધા-
રણ માન અને પૂજ્યભાવને પ્રાપ્ત થયા હતા તે જાણી શકાય
છે. આ છેલ્લાં બે પ્રકરણમાં તેમના મહત્ત્વના સદ્‌ગુણોના આપ-
વામાં આવેલા સવિસ્તર વિવેચન ઉપરથી માલૂમ પડે છે કે તેઓ
અતિ સદ્‌ગુણી અને દૃષ્ટાંતભૂત વર્તનવાળા મહાન્ પુરૂષ હતા.
તેમના લગભગ સઘળા ગુણો અનુકરણ કરવા યોગ્ય છે, પરંતુ
જો કોઈ મનુષ્ય તે સઘળાનું એકસામટું અનુકરણ કરવા ધારે તો
તેમ ભાગ્યેજ બની શકે. આથી સારગ્રાહી જનોએ અને ઉમંગી
વિદ્યાર્થીઓએ પોતાના કાર્યની સિદ્ધિ અર્થે પોતાની સ્થિતિને
અનુકૂળ અને જરૂરના જણાતા ઉત્તમ ગુણોનું, એક સાથે નહિ
તો ક્રમે ક્રમે, બનતે પ્રયત્ને અનુકરણ કરવા ચૂકવું જોઇએ નહિ.
તેમ કરવાથી ખરેખર તેઓ પોતાના યત્નના પ્રમાણમાં દેશના
કલ્યાણના મહત્કાર્યમાં પોતાનો કંઇક પણ હિસ્સો બજાવી શકશે

અને તે સાથે પોતાની વ્યાવહારિક અને આધ્યાત્મિક ઉન્નતિ પણ કેટલેક અંશે સાધી શકશે.

આ સઘળા વિવેચન ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે ન્યા. રાનડે પોતે અનેક સદ્‌ગુણોથી વિભૂષિત અને સંપૂર્ણ સાધુ-વૃત્તિવાળા પુરૂષ હોઇને, તેમણે **परोपकाराय सताम् विभूतयः** એ ઉત્તમ નીતિસૂત્રનું સર્વાંશે પાલન કરી પોતાના જીવન પર્યંત દેશને માટે તેના એક મહાન્ હિતચિંતક અને પુનરુદ્ધારક તરીકે અતિ મહત્ત્વનું કાર્ય કર્યું છે; અને તેમ કરીને 'તેઓ ઘણાજ ઉચ્ચ પ્રકારની બુદ્ધિવાળા પુરૂષ હોઇ આગળ જતાં સ્વાભાવિક રીતે વિચાર અને વર્તનમાં તેમના દેશના નેતા થશે' એવું તેમના પૂજ્ય શિક્ષાગુરૂ અને આપણા ઇલાકાના એક માજી ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન, સર ઍલેકઝાન્ડર ગ્રાન્ટ સાહેબે તેઓની વિદ્યાર્થીઅવસ્થામાં ભાખેલું ભવિષ્ય પૂર્ણ રીતે ખરૂં પાડી બતાવ્યું છે. તેમણે માત્ર પોતાના દેશને માટેજ જીવન ધારણ કર્યું હતું એમ કહીએ તો બિલકુલ ખોટું નથી, કેમકે છેક આરંભથી તેની વિવિધ સેવા બજાવતા રહીને તેમાંજ તેમનું જીવન અવસાન પામ્યું છે. તેમણે આ વિશાળ દેશની પ્રજાને એક સમગ્ર પ્રજા તરીકેનો પોતાનો ધર્મ એટલે પ્રજાત્વ ( Nationality ) સાચવી રાખવાના તેના કર્તવ્ય સંબંધે સારી રીતે જાગૃત કરી છે, અને એજ તેમની સર્વ સેવાઓના સાર રૂપ સર્વોત્તમ સેવા છે. ઑન. મિ. ગોખલેએ જણાવ્યા પ્રમાણે, 'પોતાની માતૃભૂમિ માટે કાર્ય અને આત્મભોગ' એ તેમના જીવનનું લક્ષ્ય સ્થાન હતું, જે હિંદના દરેક પુત્રે દેશની ઉન્નતિ માટે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. તેઓ આપણને સર્વેને, અન્ય સઘળી બાબતો કરતાં, મનુષ્ય માત્ર તરફ સંપૂર્ણ સમાન દૃષ્ટિથી વર્તતા અને

મનુષ્યની 'મનુષ્ય' તરીકે સ્વાભાવિક મહત્તા સમજતા થયેલા જોવાને ઇચ્છતા. તા. ૧ લી જાન્યુઆરી ૧૮૯૭ ને રોજ કલકત્તામાં આપેલા ભાષણમાં આ મુદ્દા ઉપર તેમણે જણાવેલા વિચારો સાર્વજનિક હિતના કાર્યમાં ભાગ લેનાર હિંદુસ્થાનના દરેક વતનીએ પોતાની અને સમગ્ર દેશની ઉન્નતિ માટે ખાસ લક્ષમાં રાખવા જેવા, એટલે શ્રીમાન્ ગોખલેના શબ્દોમાં કહેતાં, 'પોતાના હૃદયપટ્ટ પર કોતરી રાખવા જેવા' છે. તેઓ (ન્યા. રાનડે) આ પ્રમાણે બોલ્યા હતાઃ—"આપણા સઘળા પ્રયત્નોનું મૂળ—પ્રેરક કારણ અને ગુપ્ત હેતુ, જે ઘણે પ્રસંગે આપણે સ્પષ્ટ અનુભવી શકતા નથી તે, મનુષ્યના આત્મગૌરવ અને સ્વાતંત્ર્યની વૃત્તિ છે. આ વૃત્તિ ધીમે ધીમે પ્રજાજનોનાં મન ઉપર સત્તા પ્રાપ્ત કરતી જાય છે. તે જીવનની અમુક ભૂમિકાના સંબંધમાં રોકાઇ રહેલી છે એમ નથી. મનુષ્યના આખા જીવન ઉપર તે સત્તા ધરાવે છે, અને તેને એવું સમજતો કરે છે કે, વ્યક્તિની શુદ્ધતા અને સામાજિક ન્યાયવૃત્તિને આપણા સઘળા ઉપર સર્વોપરિ હક્કો છે (અર્થાત્ આપણા પ્રત્યેક આચરણથી વ્યક્તિઓની આધ્યાત્મિક અથવા નૈતિક પવિત્રતા જળવાવી જોઇએ, અને જનસમાજ પ્રતિના ન્યાયનો ભંગ ન થવો જોઇએ). જો આ બે લક્ષ્ય સ્થાનો પ્રતિ વધારે વખત આંખ આડા કાન કરીએ તો આપણે અધમ પ્રકારના જીવનમાં ઘસડાયા વિના રહીએ નહિ... મનુષ્યને બુદ્ધિનું સ્વાતંત્ર્ય આપીને, તેના કર્તવ્યનું ધોરણ ઉંચા પ્રકારનું કરીને, અને તેની સર્વ શક્તિઓને પરિપૂર્ણપણે ખીલવીને તેના (મનુષ્યના) સર્વાંશને જાગ્રત કરવાનો, વિશુદ્ધ કરવાનો, અને વળી તેને પૂર્ણ કક્ષાએ ચઢાવવાનો મુખ્ય ઉદ્દેશ છે.

આ પ્રમાણે જાગૃતિને પામ્યા વિના, વિશુદ્ધ બન્યા વિના અને પૂર્ણ વિકાસ પામ્યા વિના, આપણે જેવા આપણા પૂર્વજો હતા તેવા—મહાન્ કાર્યો કરવાને સરજાયલા અને મહાન્ કાર્યો જેમનાં હાથે થયાં હતાં એવા—પ્રભુના લાડીલા મનુષ્યોના જેવા બનવાની કદી આશા રાખી શકીશું નહિ. જ્યારે (મનુષ્યજીવનની) આ ઉચ્ચ ભાવનાથી કાર્યકર્તા પુરૂષ પ્રેરાય છે, ત્યારે કઇ દિશામાં તે ભાવનાનો વેગ વહે છે અથવા કઇ રીતે તે ચરિતાર્થ થતા જાય છે એ કંઇ મહત્ત્વનો પ્રશ્ન રહેતો નથી (કેમકે તેવી ભાવનાથી પ્રેરાઇ મનુષ્ય પોતે ગમે તેવી સ્થિતિમાં હોવા છતાં પ્રાપ્ત વ્યવહાર ઉત્તમ રીતે બજાવે છે તો તેના કાર્યમાં અને મોટા રાજાના કાર્યમાં, જીવનના પરિણામી ફળના સંબંધમાં, કંઇ ભેદ રહેતો નથી). સ્વાતંત્ર્ય પામેલા મનુષ્યત્વ વડે, ઉજ્જ્વળ આશા વડે, કર્તવ્યમાંથી ડગાય નહિ એવી શ્રદ્ધા વડે, સર્વની તરફ એકસરખી પદ્ધતિથી વર્તવાને પ્રેરનારી ન્યાયદષ્ટિ વડે, આવરણ વિનાની બુદ્ધિ અને પૂર્ણ રીતે સંસ્કાર પામેલી શક્તિઓ વડે, અને છેવટે, કોઇ રીતે અંકુશમાં નહિ રહેતા પ્રેમ વડે, આમ પુનર્જન્મ પામેલું (ઉપર વર્ણવેલા સર્વાંશી મનુષ્યના સ્વાતંત્ર્યને સમજનારા મનુષ્યોના નીપજવાથી જાગૃતિમાં આવેલું) હિંદુસ્થાન દુનિયાની પ્રજાઓમાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરશે. આ આપણું પ્રાપ્તવ્ય (પ્રયત્ન કરીને મેળવવા જેવું) પદ છે,—આ આપણું નિર્દિષ્ટ સ્થાન છે. જેઓ દૂરની દષ્ટિમર્યાદામાં તેને જુએ છે (આ ભવિષ્યની સ્થિતિ થશેજ એવું જેઓ પોતાની મનોમય દષ્ટિમાં જુએ છે) તેઓ (ભવિષ્યમાં આવનારી તે ઉત્તમ સ્થિતિના જ્ઞાનથી) સુખી છે: જેઓને તે સ્થિતિ સત્વર

પ્રકટ થવા માટે ઉદ્યોગો કરવાની અનુકૂળતા મળી છે તેઓ (તે ઉદ્યોગના રસથી) વધારે સુખનો અનુભવ કરે છે; અને જેઓ તે સ્થિતિ પોતાનાં નેત્ર વડે જોવાને અને એવી પવિત્ર ભૂમિ ઉપર ફરીથી એક વાર ચાલવાને હયાત હશે તેઓ (તે સ્થિતિના પ્રત્યક્ષ અનુભવથી) સૌથી વધારે સુખી છે."

આ ઉદ્દેશ પ્રમાણે ન્યા. રાનડે ખરેખર સંપૂર્ણ રીતે વર્તતા હતા એ નિર્વિવાદ છે. અને આમ વર્તતાં પોતાને ભોગવવાં પડતાં અનેક જાતનાં સંકટોને ભવિષ્યની સારી સ્થિતિને માટે તૈયારી રૂપ માનીને તેઓ સંતોષથી ભોગવી લેતા. તેઓ કહેતા હતા કે, "આપણે આપણાં સંકટો ભોગવવાં જોઇએ, પણ તે એટલા માટે નહિ કે તે શાન્તપણે ભોગવવામાં એક જાતની મધુરતા છે, પરંતુ એટલા માટેજ કે તે ભોગવ્યાથી નીપજતાં પરિણામોની મહત્તા સાથે સરખાવતાં તે દુઃખો અને સંકટો નહિ જેવાં છે."

એક 'મહાન્' પુરૂષ થવાને અને કહેવરાવવાને મનુષ્યમાં કેવાં લક્ષણો જોઇએ, તે સંબંધે ન્યા. રાનડે પ્રસંગોપાત્ત પોતાનાં ભાષણો અને વ્યાખ્યાનોમાં ઉપયોગી સૂચન કરતા રહેતા. આ લક્ષણો દર્શાવનારાં તેમનાં કેટલાંક વચનો અત્રે આપવાની આવશ્યકતા છે, જેથી સુજ્ઞ વાંચકને તેઓ બોધ કરતા હતા તે મુજબ કેટલે અંશે વર્તી શકયા હતા તેનું અનુમાન કરવાનું બની આવે. આ સંબંધમાં તેમનાં મુખ્ય અને ખાસ અગત્યનાં વિચારસૂત્રો નીચે પ્રમાણે હતાઃ—

હેતુની શુદ્ધતા અને પોતે કરેલા નિશ્ચયને આદરપૂર્વક વળગી રહેવાની ટેવ, 'મહાન્' પુરૂષના ચારિત્ર્યનો પાયો રચવામાં ખરેખર ઘણો દરજ્જે ઉપયોગી ગુણો છે.

મૃત્યુ આ દુનિયાની લાલચોમાંથી મનુષ્યને ખેંચી લે ત્યાં સુધી કોઇ મનુષ્યથી પોતાના વિષે કહી શકાય નહિ, તેમ તેના મિત્રોથી પણ તેના વિષે કહી શકાય નહિ, કે તેના જીવનનો હેતુ તેનાથી પૂર્ણ રીતે સાધી શકાયો છે. *

જે મનુષ્ય પોતે પોતાના માર્ગે એકલો વર્ત્યા કરે, અને જેના જાતિદષ્ટાંત અને બોધ અન્ય મનુષ્યોના અંતઃકરણો અને બુદ્ધિઓને તેના પોતાના ભાગ રૂપ બનાવવામાં—અર્થાત્ તન્મયતા પ્રકટ કરવામાં—ફાવી શકે નહિ તેને 'મહાન્' પુરૂષ કહી શકાય નહિ.*

આપણે પ્રસંગોપાત્ત શુદ્ધ અને ઉમંગી અંતઃકરણવાળા થઇએ ખરા; પરંતુ કાયમની—એક ટેવ તરીકે મેળવેલી—હેતુની શુદ્ધતા અને કર્તવ્યમાં તત્પરતા એ એક એવી બક્ષિસ, મિલ્કત, અને ખજાનો છે, કે જે આપણામાંના ઘણાને મળી શકતો નથી. જેને દુનિયા 'મહાન્' ગણે છે તેવા કોઇ પુરૂષનું ચરિત્ર જુઓ, અને તમને માલમ પડશે કે એવા પુરૂષોમાંના ઘણાકમાં આ લક્ષણો છે.

સત્ય નિષ્ઠા, મહાન્ પ્રેરણાઓ, નૈતિક ધારણાઓ, પ્રીતિ અને સંગતિના પાશથી તે ધારણાઓ અમલમાં લાવવાની સાધનસંપન્નતા—સદ્વર્તનનાં આ લક્ષણો મનુષ્યને 'મહાન્' બનાવે છે. અને જેઓનામાં એ લક્ષણો ઉત્તમ રીતે વિકાસ પામેલાં હોય છે તેઓ સૌથી વધારે પવિત્ર મનુષ્યો હોઇ શકે છે...કર્તવ્યમાં

---

* 'ખાસ અપવાદ' રૂપ ખરેખરા મહાપુરૂષોના સંબંધમ આથી કેવળ ઉલટી હકીકત હોઇ શકે, એમ 'વિશુદ્ધત્તમ આંતર સ્વાનુભવ' પૂર્ણ ખાત્રીથી જણાવે છે. આવા પુરૂષો વ્યવહારમાં રહેવા છતાં ગુપ્ત રહેવાનું પસંદ કરતા હોઇ, ખાસ પ્રયોજન જણાય ત્યારેજ પ્રકટ થાય છે.

આદર, હેતુની સિદ્ધિ અર્થે આતુરતા, પ્રતિભા અથવા નૈસર્ગિક બુદ્ધિ, કલ્પનાશક્તિ, અને તે સઘળા ઉપરાંત લોહચુંબક જેવી આકર્ષક શક્તિ જેને આપણે પ્રાણ—કે આત્મ વિનિમય કહી શકીએ—આ ગુણો મનુષ્યને 'મહાન્' બનાવી શકે છે.

પરંતુ આપણે પુષ્કળ દોલત અને માલમિલ્કતવાળા હોઇએ કે નહિ, અને દુનિયાની દૃષ્ટિમાં આપણે 'મહાન્' ગણાતા હોઇએ કે નહિ, તોપણ આપણી પોતાની ખરેખરી વસ્તુ તો આપણને આ જીંદગીમાં જે થોડો અવકાશ મળે છે તેની અંદર આપણી ભવિષ્યની જીંદગી માટે વધારે લાયક બનાવવામાં અમુક અંશે મળતી ફતેહ છે. આપણે દિન પ્રતિ દિન અને વર્ષ પ્રતિ વર્ષ આપણી ઉન્નતિ આ ધોરણે જોઈ શકીએ ત્યારેજ, હું માનું છું કે, આપણને આપણા કાર્યનો ખરેખરો બદલો જણાશે.

'મહાન્પણા' માં જે જવાબદારી સમાયલી છે તે પોતાના જીવનની છેલ્લી ઘડી પર્યંત પણ પોતે અનુભવમાં ઉતારી—અદા કરી છે, એવું જે માણસ પોતાના કાર્ય વડે દર્શાવી શકતો નથી તે માણસ 'મહાન્' કહી શકાય નહિ.

ન્યા. રાનડેના ચરિત્રના દરેક નિષ્પક્ષપાતી વાંચકની ખાતરી થઇ હશે કે તેઓ પોતે સૂચવેલાં 'મહાન્'પણાનાં સર્વ લક્ષણોનું યથાર્થ રીતે અને સંભાળપૂર્વક મનન તથા આચરણ કરી પોતાના જીવનના આરંભથી છેક અંતની ઘડી સુધી વર્તતા રહ્યા હતા. માત્ર તેમની હાઇકોર્ટના જજ્જ તરીકેની અતિ યશસ્વી કારકીર્દિની લીધે, અથવા તો માત્ર તેમના અનેક સદ્ગુણોને લીધે, તેમના શુભ નામનું વારંવાર આદરપૂર્વક સ્મરણ કરવામાં આવે છે એમ નથી. પરંતુ તે સઘળા સાથે, પોતાની દીર્ઘદૃષ્ટિ, કાર્યદક્ષતા, અને

ઉત્તમ પ્રકારની કર્તવ્યબુદ્ધિ વડે માત્ર સ્વદેશભક્તિની ઉંડી લાગણીથી દેશોન્નતિ અર્થે, 'યુનાઇટેડ ઇન્ડિયા' નામના દેશના એક નામીચા વર્તમાનપત્રે તેના એક લેખમાં તેમના સંબંધમાં જણાવ્યું હતું તેમ, તેઓએ દેશના જૂદી જૂદી જાતના લોકોમાં ઐક્ય - ત્પન્ન કરવાને, સાંસારિક, રાજ્યકીય, ધાર્મિક વગેરે બાબતોમાં તેમની એકસામટી ઉન્નતિ કરવાને, અને ભવિષ્ય તેમજ ભૂત સમયની બાબતોમાં માનુષિક બુદ્ધિ જેટલી ઉંડી ઉતરી શકે તેટલા ઉંડા ઉતરીને ભવિષ્યમાં તેમના (લોકોના) ઉપર આવી પડનારાં મહત્ત્વના પ્રશ્નો માટે મનુષ્યોને તૈયાર કરવાને સમાન ભાવ, સહનશીલતા, હેતુની શુદ્ધતા અને ધારણાની ઉચ્ચતા માટે સતત બોધ કરતા રહી ભાગીરથ પ્રયત્ન કરેલો હોવાથીજ તેઓ આટલા બધા પુજનીય અને વંદનીય ગણાયા છે; તથા તેમણે બજાવેલી આવી ઉત્તમ પ્રકારની વિવિધ સેવાની કદર તરીકે તેમના માટે સર્વ દિશામાંથી એક સાથે નીકળેલા ભિન્ન ભિન્ન પ્રશંસાસૂચક ઉદ્ગારોને તેઓ સર્વથા પાત્ર હતા, એમ તેમના આ ચરિત્રવર્ણન ઉપરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. આ તેમની વિવિધ પ્રકારની સેવાઓના સંબંધમાં, મુંબઇના જાણીતા લોકપ્રિય શહેરી અને ૧૭ મી ઇન્ડિયન નેશનલ કૉન્ગ્રેસના પ્રમુખ મિ. દીનશાહ એદલજી વાચ્છાએ, મર્હુમ ન્યા. તેલંગની ૧૦ મી પુણ્યતિથિ (તા. ૧૯ મી સપ્ટેમ્બર સને ૧૯૦૩) ને દિવસે 'હિંદુ યુનિયન ક્લબ' સન્મુખ આપેલા ભાષણમાં, ન્યા. રાનડેના મૃત્યુથી દેશને પડેલી ખોટ વિષે ઘણી અસરકારક અને છટાદાર ભાષામાં સંપૂર્ણ પુજ્યભાવની લાગણી વડે તેમની સર્વ પ્રકારની કારકીર્દિનો અતિ સંક્ષેપમાં ચિતાર દર્શાવનાર જે ઇસારો કર્યો હતો તે

અત્રે—પુસ્તકના આ અંતભાગમાં ખાસ કરીને નોંધવા જેવો છે. તે ગૃહસ્થ બોલ્યા હતા કેઃ—"તે સઘળા કરતાં, નિઃસ્વાર્થી અને નિષ્કલંકી રાનડે, ચુસ્ત સ્વદેશભક્ત અને નિષ્પક્ષપાતી ઇતિહાસકાર રાનડે, અર્થશાસ્ત્રી રાનડે, હેલેનિક-ગ્રીક જુસ્સાથી, અને ગ્રીક વિચારોથી ભરપૂર, ગ્રીક પ્રકૃતિથી ઘડાયલા અને પ્રાચીન સૅાક્રેટીસનું એકી વખતે આપણને સ્મરણ કરાવતા તત્ત્વજ્ઞાની રાનડે, અને આપણા જમાનાના ઋષિ અથવા મહાત્મા રાનડે, જેમની તરફ સઘળો આર્યાવર્ત આપણા ઇતિહાસમાં અપૂર્વ એવા પૂજ્યભાવ અને પ્રશંસાભાવથી જોતો હતો—એવા મિ રાનડેના મૃત્યુથી સામ્રાજ્યને એકંદરે બીજી અને વધારે મોટી—અરે, કદી ન પુરાય એવી—જે ખોટ પડી છે તે કોણ ભૂલી શકે તેમ છે?"

હિંદુસ્થાન બ્રિટિશ સામ્રાજ્યના મુકુટમાં સૌથી વધારે પ્રકાશિત રત્ન કહેવાય છે, અને ન્યાયમૂર્તિ રાનડે હિંદુસ્થાનના મુકુટમાં સૌથી વધારે પ્રકાશિત રત્ન થઈ ગયેલા ગણાય. માનુષિક વિચારની વિવિધ ભૂમિકાઓનો આશ્રય લીધા વગર—તેમાં રમણ કર્યા વગર—શાન્ત ન પામતી મહુંમ માનવંતા મિ. ગ્લૅડસ્ટનના જેવી તેમની અનેક પ્રકારની પ્રવૃત્તિ; રાજ્યકીય, ધાર્મિક, સામાજિક, અને અર્થશાસ્ત્રને લગતા અથવા માનુષિક ઉદ્યોગની બીજી કોઈ પણ શાખાને લગતા દરેક પ્રશ્નને હાલના સમયમાં અનુપમ ગણાય એવી કુશળતા, સૂક્ષ્મતા અને વિશાળ દૃષ્ટિથી પહોંચી વળે એવું તેમનું અમાનુષિક બુદ્ધિબળ; બુદ્ધિમાનના એક લક્ષણ રૂપ ગણાતી અનહદ શ્રમ લેવાની તેમની શક્તિ; ઉપલકીઆ તપાસ અને અપૂર્ણ આંકડાઓ ઉપરથી ઉભી કરેલી ખોટી તકરારો અને ઉતાવળે બાંધેલાં અનુમાનોને, મધમાખી જેમ ફૂલમાંથી તેને ઇજા

કર્યા વગર મધ ચુસી લે છે ( આ ગુણ ઘણાજ થોડા મનુષ્યોમાં માલૂમ પડે છે ) તેની પેઠે, તેમને રજુ કરનારાઓની લાગણીને દુખાવ્યા વિના તોડી પાડે એવી બુદ્ધિની ઝીણવટ અથવા કૌશલ્ય અને તે સઘળા કરતાં તેમનું દયાળુ અંતઃકરણ અને દિલસોજી-ભરેલો સ્વભાવ જે તેમનાં સઘળાં વચનો અને કાર્યોમાં અતીત થતો હતો, અને જેને લીધે તેઓ પોતાના ગરીબમાં ગરીબ સ્થિતિના મિત્રોના કામમાં પણ ઉત્સાહથી ભાગ લેવા પ્રેરાતા અને માંદાને આનંદ આપતા, દુઃખીને દિલાસો આપતા અને ભીડમાં આવી પડેલાને સહાય કરતા,–એ સઘળાનો વિચાર કરીએ છીએ, તથા અનેક મહત્ત્વસૂચક વિશેષણો અને ઉપનામો સાથે તેમને તેમના સમકાલીન મનુષ્યોમાં અતિ ઉચ્ચ પદ અપાવનાર તેમના હૃદયના અન્ય ભિન્ન ભિન્ન ગુણો ધ્યાનમાં લઇએ છીએ, ત્યારે ન્યાયમૂર્તિ રાનડે બ્રિટિશ શહેનશાહતના મુકુટમાં અતિ પ્રકાશિત રત્ન હતા એમ કહેવું એ અતિશયોક્તિ રૂપ નથી એમ સ્પષ્ટ જણાય છે. ખરેખર છેક આરંભથીજ, શ્રીમદ્ ભગવદ્‌ગીતાના આ પુસ્તકના મુખપૃષ્ઠની પાછળ મૂકેલા શ્લોકોમાં વર્ણવેલી સાત્વિક પ્રકૃતિના ગુણોથી પોતે યુક્ત હોઈ, સર ભાલચંદ્રે તેમના સ્મારક માટે મળેલી સભામાં સૂચન કર્યા પ્રમાણે, શ્રીકૃષ્ણ ભગવાને તે પવિત્ર પુસ્તકમાં અર્જુનને ' અનાસક્તપણે–નિષ્કામવૃત્તિથી કાર્ય કરવાના ' આપેલા બોધ અનુસાર દરેક કાર્યમાં વર્તીને નમૂના રૂપ જીવન ગાળવાનો તેમણે નિશ્ચય કર્યો હોય એમ સ્પષ્ટ દેખાતું હતું. આવા ઉચ્ચ અને નમૂના રૂપ વર્તનથી તેઓ બેશક એક પ્રખ્યાત અંગ્રેજ કવિના વચન પ્રમાણે, ' કાળ રૂપી સમુદ્રની રેતી ઉપર પોતાનાં પગલાં મૂકી ગયા છે ' એટલે કે પોતાનું અમર નામ પાછળ મૂકી ગયાછે. અને પોતાના જાતિદૃષ્ટાંતથી પોતાના સમ

યની તેમજ ભવિષ્યની પ્રજો માટે એક વિશુદ્ધ અને મહાન્ દેશહિતૈષી **નરરત્ન** ના ઉદાહરણ રૂપી અતિ ઉત્તમ વારસો મૂકી ગયા છે.

આપણી આર્યભૂમિની ઉન્નતિ માટે આવા અનેક રાનડે જન્મવાની જરૂર છે. પરંતુ આવા પુરૂષો દેશમાં હરવખત જન્મતા નથી. તેઓ તો કોઇ અમુક સમયેજ ઉતરી આવે છે. ન્યા. રાનડેને ઓળખતા એક વિદ્વાન્ અંગ્રેજ ગૃહસ્થે આપણા એક દેશી ગૃહસ્થને યથાર્થજ કહ્યું હતું કે, 'એક રાનડે તો દર સૈકામાં એકજ વખત જન્મે છે.' સર ભાલચંદ્રના ગંભીર શબ્દોમાં કહીએ તો, એમની તો આખા દેશને, આપણા જમાનાને અને આવતા જમાનાને પણ ખોટ પડી છે; અને આવો ઉન્નતિ પામેલા જીવનવાળા પુરૂષો અમુક જમાનામાં ઘણીજ થોડી સંખ્યામાં નીપજે, છે, તથા જ્યારે તેઓ મૃત્યુ પામે છે ત્યારે તેમની ખોટ સહેલાઇથી પૂરી શકાતી નથી. એમ છતાં ન્યાયમૂર્તિ રાનડે પ્રતિ અગાધ પૂજ્યભાવથી વહોરી લીધેલા આ તેમના ચરિત્રના લેખનકાર્યની પૂર્ણાહુતિના સમયે લેખિનીને વિરામ આપતાં આપણે ખરા અંતઃકરણથી પ્રભુ પાસે માત્ર એટલુંજ ઇચ્છીશું અને યાચીશું કે, તેની કૃપાથી દેશમાં સર્વત્ર શાન્તિ અને હરેક પ્રકારની ઉન્નતિને એક સાથે ચહાનાર મરહુમ માનવંતા મહાત્મા રાનડે જેવા બીજા અનેક રાનડે આપણી પવિત્ર આર્યભૂમિમાં જન્મ ધરો, અને નામદાર બ્રિટિશ સરકારના શીતળ છત્ર નીચે રહી તેની તરફથી મળતા કેળવણી આદિના લાભો લઇ તે વડે તેઓ આર્ય પ્રજાનો અનેક પ્રકારે ઉત્કર્ષ કરો, અને તેને તેની પ્રાચીન ઉન્નત સ્થિતિમાં લાવી મૂકવાને તથા અન્ય પ્રજાઓની તુલનામાં તેને અતિ ઉચ્ચ સ્થાન આપવાને શક્તિમાન્ થાઓ ! તથાસ્તુ ! ! !

---

# વર્તમાનપત્રોના ટૂંક અભિપ્રાયો.

અને તેથીજ તે જીવનચરિત્રને આપણે ઘણું કીમતી ગણીએ છીએ. .મુંબઇ સમાચાર.

પ્રત્યેક પ્રકરણ પોતપોતાના વિષયમાં સારી રીતે લખાયલું છે, અને મિ. દેવાશ્રયીએ મિ. રાનાડેના ચરિત્રનો રસાસ્વાદ ગુજરાતી પ્રજાને સારી રીતે કરાવ્યો છે. ગુજરાતી પ્રજાએ મિ. દેવાશ્રયીનો ઉપકાર માનવો જોઇએ. મિ. દેવાશ્રયીની ભાષા ઘણી સરળ છે. લેખનશૈલી પણ સારી છે. ગુજરાતી.

આખા ગ્રંથની ભાષા શુદ્ધ, સરળ, અને સંસ્કારી છે, અને સઘળું કામ ગ્રંથકર્તાએ ઘણી કાળજીથી અને ભક્તિભાવથી કર્યું છે. વસન્ત.

સાક્ષર શ્રી સૂર્યરામે આ સર્વ પ્રસંગોને શુદ્ધ, સંસ્કારી, સરળ, અને રસિક ભાષામાં આલેખવામાં પ્રશસ્ય પરિશ્રમ કર્યો છે. શ્રી મહાકાલ.

કહેવાની જરૂર નથી કે રા. દેવાશ્રયીને તેમના શ્રમને માટે અભિનન્દન આપવું ઘટે છે. સમાલોચક.

મિ. સૂર્યરામ મિ. રાનડે જેવા મહાત્માનું જીવનચરિત્ર પ્રસિદ્ધ કરી સાહિત્યની આ શાખાને પુષ્ટિ આપે છે એટલુંજ નહિ પણ દેશસેવાનું એક કાર્ય કરે છે તેથી તેમને ધન્યવાદ ઘટે છે. મિ. સૂર્યરામનું આ પુસ્તક જનસમાજને ઘણું લાભદાયક છે. પ્રજાબંધુ.

દેશદાઝ જેની રગેરગમાં વ્યાપી રહી હતી એવા મહાન્ પુરૂષનું જીવનચરિત્ર અમે દરેક વિદ્યાર્થીના હાથમાં જોવા ઇચ્છીશું. આર્યધર્મ પ્રકાશ.

તે ખોટ આ ગ્રંથ લખીને મિ. દેવાશ્રયીએ પુરી પાડી છે તથા ગુજરાતી જાણનાર પ્રજા ઉપર એક પ્રકારનો ઉપકાર કર્યો છે. સયાજીવિજય.

---

